

# SHAHANSHAHI DELHI DURBAR.

[ A DETAILED ACCOUNT OF ALL IMPORTANT EVENTS, ADDRESSES, PROCLAMATIONS, SPEECHES &c., ON THE OCCASION OF THE CORONATION DURBAR OF H. M. KING GEORGE V AT DELHI IN 1911. ]

# શાહાનશાહી દિલ્હી દરબાર.

[ ઇ. સ. ૧૯૧૧ માં હિંદુસ્તાનમાં ના. શહેનશાહ જ્યોર્જની રાજ્યાભિષેકની ક્રિયા કરવામાં આવેલી તે સમયના સર્વ બનાવોનો સંપૂર્ણ વૃત્તાંત, ઇતિહાસ, માનપત્રો, ઢંઢેરાઓ, ભાષણો ઇ. ઈ.

---


સંપાદક તથા પ્રકાશક

**જગજીવન શિવશંકર ત્રિવેદી.**

પુસ્તક પ્રચારક ઓફીસ,

૭૪, રીચીરોડ, અમદાવાદ.


---


સંવત ૧૯૭૮. ઈ. સ. ૧૯૨૨.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

---

પ્રજાબંધુ પ્રીંટીંગ વર્ક્સમાં સી. એમ. મોદીએ છાપ્યું.

ઢમાભાઇની પોળ, ખાડીયા,

અમદાવાદ.

તો કૉપીરાઈટ-સંગ્રહ

# વાંચવાલાયક પુસ્તકો.

### ઐતિહાસિક નવલકથાઓ.

નિઝામશાહીનો વફાદાર વઝીર. રૂ. ૧॥
મહારાષ્ટ્રનું નૌકાબળ... ... રૂ. ૧॥
ભાગ્યશાળી અમરસિંહ. ... રૂ. ૧॥
કોન્સ્ટાન્ટીનોપલની કથા. ... રૂ. ૧॥
રત્નમંદિર. ... ... ... ... રૂ. ૧॥
ઉમાજી નાયક. ... ... ... રૂ. ૧॥
ચક્રવર્તી બાપારાવળ. ... ... રૂ. ૦॥।
છત્રપતિ રાજારામ. ... ... રૂ. ૨
ઝાંસીની રાણી... ... ... રૂ. ૩
તારાસુંદરી... ... ... ... રૂ. ૩
પેશાવરની પદ્મિની. ... ... રૂ. ૧॥
બગદાદનો બાદશાહ.... ... રૂ. ૩
અહમદેરાની રાણી. ... ... રૂ. ૧
બેગમ મહાલ. ... ... ... રૂ. ૫
મહારાણા પ્રતાપસિંહ. ... રૂ. ૧॥
મુરાદેવી... ... ... ... ... રૂ. ૬
યૌવનચક્ર ... ... ... ... રૂ. ૩।
રઝીયાબેગમ... ... ... ... રૂ. ૦॥।
રાજા છત્રસાલ. ... ... ... રૂ. ૨॥

### સામાજિક નવલકથાઓ.

ભાગ્યચક્રનો મહામંત્ર... ... રૂ. ૨॥
નોકરીનો ઉમેદવાર. ... ... રૂ. ૧॥
ન્યાયના ખૂનમાં નીતિ! ... રૂ. ૨॥
પિશાચ મંદિર. ૧–૨. ... રૂ. ૭
લતા અને લલિતા–૧ થી ૫.... રૂ. ૮॥
કામરૂ દેશની કુટિલ કામિની. રૂ. ૧॥।
આજકાલનું હિન્દુસ્થાન-૧થી૪. રૂ. ૧૨॥
કમનસીબ લીલા... ... ... રૂ. ૫॥
હરણાકુમારી... ... ... ... રૂ. ૩॥
કાળરાત્રિનું ખૂની ખંજર... રૂ. ૫॥
કિશોરસિંહ–૧થી૩. ... ... રૂ. ૮॥
કુંદન અને કુસુમ–૧થી૮. ... રૂ. ૧૦
કુસુમકાંત. ... ... ... ... રૂ. ૨॥
કંગાલ કેદી. ૧–૨. ... ... રૂ. ૫॥
ગોરા. ૧–૨... ... ... ... રૂ. ૬॥

ચમત્કારિક ગુફા. ૧–૨. ... રૂ. ૫
જુલ્મી જાલીમ. ... ... ... રૂ. ૩
ઝેરી જમાનો. ... ... ... રૂ. ૩
તરૂણ તપસ્વિની. ૧–૨ ... રૂ. ૬॥
દગાબાજ દુનીઆ. ... ... રૂ. ૨।
નૌકા ડૂબી. ... ... ... ... રૂ. ૩॥
પદ્મલતા. ... ... ... ... રૂ. ૨॥
પિશાચિની કે પ્રેમદા... ... રૂ. ૧॥
બહાદૂર બાળા. ... ... ... રૂ. ૩
બંગાલી બાલા ... ... ... રૂ. ૩
ભયંકર ભદ્ર. ૧–૨. ... ... રૂ. ૬
ભાગ્યદેવીની ભયંકરતા. ... રૂ. ૧॥
મહાકાળીનું ખડ્ગ. ... ... રૂ. ૨॥
મણી–મોહન. ... ... ... રૂ. ૨॥
મધુર–મધુરી. ... ... ... રૂ. ૨
મારી ભયંકર સંસારયાત્રા. રૂ. ૨॥
રત્નમંજરી.... ... ... ... રૂ. ૨॥
કૂતરો કે કાળ? ... ... ... રૂ. ૨।
ગેબી ખૂન. ... ... ... ... રૂ. ૨॥
સુવર્ણ–પ્રતિમા. ... ... ... રૂ. ૨॥।
પરાક્રમની પતાકા. ... ... રૂ. ૩
ભેદી ખુનનો... ... ... ... રૂ. ૨॥

### બીજાં પુસ્તકો.

જુવાની જાળવવાના ઉપાયો. રૂ. ૩
સાદા ઓસડના અદ્ભુત
ચમત્કાર... ... ... રૂ. ૪
ખાનપાન. ... ... ... ... રૂ. ૨
જ્વરચિકિત્સા. ... ... ... રૂ. ૨
નવદંપતીને શિખામણ. ... રૂ. ૨
શાક પાક પકવાન શાસ્ત્ર. ... રૂ. ૨॥
અભિનવ વૈદ્યશાસ્ત્ર ... ... રૂ. ૩
ચરિત્ર ચંદ્રિકા. ... ... ... રૂ. ૨॥।
વ્યવહાર નીતિ દર્પણ. ... રૂ. ૨॥
નૂતન હુન્નર સાગર. ... ... રૂ. ૪
કબીર કાવ્ય. ... ... ... રૂ. ૩।
રતિશાસ્ત્ર. ... ... ... ... રૂ. ૩॥

પુસ્તક પ્રચારક ઓફીસ—રીચીરોડ—અમદાવાદ.

# પ્રસ્તાવના.

બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદુસ્તાન અગત્યનું સ્થાન ભોગવે છે. ઇંગ્લાંડમાં વસતા બ્રિટીશ શહેનશાહોની છત્રછાયામાં હિંદુસ્તાન ઘણાં વર્ષોથી રહેલું છે, પરન્તુ પોતાના શહેનશાહની રાજ્યાભિષેકની ક્રિયા કરવાનું મોટું માન હિંદને ૧૯૧૧માં જ પહેલવહેલું મળ્યું. હિંદમાં બ્રિટિશ અમલની કાયદેસર રીતે સ્થાપના થયા પછી જે જે શહેનશાહો બ્રિટિશ સામ્રાજ્યમાં થઇ ગયા છે તેમના રાજ્યાભિષેકની ક્રિયાવેળાએ હિંદમાં તેમના ઢંઢેરાઓ જ માત્ર પ્રસિદ્ધ થતા, પરન્તુ ૧૯૧૧ માં ના. શહેનશાહ જ્યોર્જ પાંચમા હિંદમાં જાતે પધાર્યા અને તેમની રાજ્યાભિષેકની ક્રિયા દિલ્હી ખાતે કરવામાં આવી. હિંદના ઇતિહાસમાં એ એક અપૂર્વ બનાવ હતો અને તે બનાવ વખતે હિંદના ઇતિહાસગ્રંથમાં એક નવું પૃષ્ઠ સોનેરી અક્ષરે લખાઇને ઉમેરાયું હતું. આ બનાવનો સંપૂર્ણ વૃત્તાંત તુરતમાં જ બહાર પડવો જોઇતો હતો અને આ પુસ્તક ઘણું વહેલું તૈયાર કરવા માંડયું હતું, પરન્તુ અનિવાર્ય સંયોગોને લીધે તે વહેલું બહાર પડી શકયું નથી. છેવટે જે વખતે ના. શહેનશાહ જ્યોર્જના વડા પુત્ર ના. પ્રિન્સ ઓફ વેલ્સ હિંદમાં પહેલી વાર પ્રવાસે આવ્યા છે, તે જ મહત્ત્વના પ્રસંગે આ ગ્રંથ પ્રસિદ્ધ કરવાની અમે તક લીધી છે. ઇતિહાસગ્રંથો કદાપિ જૂના થતા નથી એ દષ્ટિથી જોતાં આ ગ્રંથ હિંદના ઇતિહાસના ગ્રંથોમાં હજી પણ મહત્ત્વનું સ્થાન રોકશે અને હિંદમાંના બ્રિટિશ અમલની કીર્તિમાં પ્રકાશનું એક કિરણ પણ ઉમેરશે તો હું મારા પ્રયાસને સફળ થયો માનીશ.

તા. ૧-૧-૧૯૨૨.
અમદાવાદ.

જગજીવન શિવશંકર ત્રિવેદી.



# અનુક્રમણિકા.

# શાહાનશાહી દિલ્હી દરબાર.

## પ્રકરણ ૧ લું.

### મહારાણી વિક્ટોરીઆનું જીવન.

**પહેલાં દશ વર્ષ.**

આપણાં પરમ પૂજ્ય માયાળુ ને પ્રતાપી મહારાણી શ્રી વિક્ટોરીઆનો જન્મ સને ૧૮૧૯ ના મે માસની ૨૪ મી તારીખે પ્રાતઃકાળે બ્રાહ્મમુહુર્તમાં એટલે ચાર વાગે લંડન શહેરમાં કેન્સિંગટનના રાજમહેલમાં થયો હતો. તેમના પિતા એડવર્ડ ડયુક ઓફ કેન્ટ ઇંગ્લાંડના રાજા ત્રીજા જ્યોર્જના ચોથા પુત્ર હતા. તેમની માતાનું નામ વિક્ટોરીઆ મેરી લ્યુસા હતું; તેઓ ડેનમાર્કવાળા સેપ્રીકોબર્ગ સેલફીલ્ડનાં શાહજાદી હતાં. તેમનાં પ્રથમ લગ્ન જર્મનીના એથીલ ચાર્લ્સ નામના એક રાજકુમાર સાથે થયાં હતાં. સને ૧૮૧૮ ના મે માસની તારીખ ૨૯ મીએ વિક્ટોરીઆ મેરી લ્યુસાનાં લગ્ન જર્મની ખાતે ડયુક ઓફ કેન્ટ સાથે થયાં. આ વર્ષ ઇંગ્લાંડને માટે ભાગ્યશાળી ગણાવું જોઇએ, કેમકે હિંદુસ્તાન ખાતે તેજ વર્ષમાં અગ્રેજોએ પુનાવાળા છેલ્લા બાજીરાવ પેશ્વાનો પરાજય કરીને સર્વોપરી સત્તા પ્રાપ્ત કરી હતી. તે વર્ષથી જ બ્રિટિશ સત્તાનું હિંદુસ્તાન ઉપર દઢ મંડાણ થયું હતું.

જ્યારે વિક્ટોરીઆનો જન્મ થયો ત્યારે કોઇના સ્વપ્નમાં પણ એવી આશા નહોતી કે આ બાલીકા ઇંગ્લાંડની રાજરાજેશ્વરી—મહારાણી થઇ શકશે. કેમકે ઇંગ્લાંડના રાજા ત્રીજા જ્યોર્જને ૧૧ કુંવરો અને ૪ કુંવરીઓ હતી. તે ૬૦ વર્ષ રાજ્યપદ ભોગવીને ઇ. સ. ૧૮૨૦ માં મરણને શરણ થયો. તેની પછી તેનો પાટવી કુમાર પ્રિન્સ ઓફ વેલ્સ ગાદી ઉપર આવ્યો. તેણે પોતાનું નામ જ્યોર્જ ચોથો એવું ધારણ કર્યું હતું. પરંતુ તે રાજા દીર્ઘકાળ પર્યંત રાજ્ય ભોગવવાને ભાગ્યશાળી નિવડ્યો નહિ. માત્ર દશ વર્ષજ રાજ્યસુખમાં ગાળીને સને ૧૮૩૦ માં તે પણ પોતાના પિતાનો અનુગામી થયો.

તે પછી તેનો ભાઇ ડયુક ઓફ્ કલેરન્સ વિલીયમ ચોથો એવું નામ ધારણ કરીને ઇંગ્લાંડની ગાદી ઉપર રાજ્યપદારોહિત થયો; જે સમયે આપણાં મહારાણી વિકટોરીઆની ઉમર ૧૧ વર્ષની હતી.

જે રોજ જન્મ થયો તે જ રોજ કુંવરીશ્રી ( વિકટોરીઆ ) ને ખ્રીસ્તી ધર્મમાં દાખલ કરવાની ક્રિયા કરવામાં આવી અને તે વખતે તેમનું નામ અલેકઝાંડ્રીના વિકટોરીઆ રાખવામાં આવ્યું. આ સમયે રશીયાના શહેનશાહ અલેકઝાન્ડરે કુંવરીશ્રીના ધર્મપિતા તરીકેનું પદ સ્વીકાર્યું હતું. કુંવરીશ્રીને ત્રણ માસની વયે ગૌશિતલાની પદ્ધતીએ બળીઆ કઢાવવામાં આવ્યા હતા. ઇંગ્લાંડના રાજકુટુંબમાં આ પ્રયોગ તેમના ઉપર જ પહેલવહેલો અજમાવવામાં આવ્યો હતો. તે પહેલાં રાજકુટુંબમાંના કોઇને પણ બળીઆ કઢાવવામાં આવ્યા નહોતા. જ્યારે કુંવરીશ્રીની સાત માસની ઉમર હતી ત્યારે તે એક ભયકારક ઘાતમાંથી નિર્વિઘ્ને પસાર થવા પામ્યાં હતાં. એક ઉદ્ધત યુવક શિકારીએ છોડેલી ગોળી તેઓને વાગતાં સહેજમાં રહી ગઇ. ઇંગ્લાંડની પ્રજાના કે આપણા હિંદુસ્તાનની પ્રજાના સદ્દભાગ્યે કુંવરીશ્રી આ ઘાતમાંથી બચી જવા પામ્યાં. તે ઉદ્ધત શિકારીને સખ્ત સજા થઇ શકત પરંતુ તેની મૂર્ખતા અને અજ્ઞાનતાને ધ્યાનમાં લઇને તથા કુંવરીશ્રીને ઇજા નહિ થએલી હોવાથી તેમના ક્ષમાવંત પિતાએ માત્ર સ્હેજ ઠપકો આપીને જ તેને છોડી દીધો હતો. તેમની એવા પ્રકારની ક્ષમાની અતિ પ્રશંસા થઈ હતી. તેમનો એ ગુણ કુંવરીશ્રીમાં પણ ઉતર્યો હતો.

ડયુક ઓફ્ કેન્ટ કૃપાળુ, મમતાવાળા અને પ્રજાહિતનાં કાર્યો પ્રત્યે ઉત્સુકતા દર્શાવનારા હોવાથી પ્રજાપ્રિયતા તેમણે અત્યંત પ્રાપ્ત કરી હતી. તેથી જ્યારે સને ૧૮૨૦ ના જાન્યુઆરીની તારીખ ૨૩ મીના રોજ તેમનું મૃત્યુ થયું ત્યારે ઇંગ્લાંડમાં સર્વત્ર ભારે દિલગીરી વ્યાપ્ત થઇ રહી હતી. તેમના મૃત્યુનું કારણ કુંવરીશ્રી તરફનો તેમનો પ્રેમ હતો. વાત્સલ્યભાવનો આ દૃષ્ટાંત યાદ રાખવા લાયક છે. તેઓ એક વખત બરફમાં ફરવા ગયા હતા. ત્યાંથી પાછા આવ્યા બાદ પોતાને લાગેલી શરદી દૂર કરવાને માટે કપડાં બદલવાની તથા શરીરમાં હુંફ આવે એવા પ્રયોગો કરવાની જરૂર હતી. પરંતુ કુંવરીશ્રી પ્રત્યેના પ્રેમે તેમ કરતાં તેમને અટકાવ્યા. તેઓ આવીને તુરત જ એમને એમ કુંવરીશ્રીને રમાડવા લાગ્યા. આથી એ વખતની શરદીએ તેમના શરીર

ઉપર બહુ અસર કરી; અને તે જ રોગને પરિણામે તેમનું મૃત્યુ થયું. અહા! વાત્સલ્યભાવ એ પ્રેમનો સર્વોત્તમ પ્રકાર છે. આજકાલના ઉછાંછળા યુવાનો કે પોતાને અતિ વ્યવસાયી માનનારાઓ પોતાનાં બાળકોની દરકાર નહિ કરતાં તેમને આયાઓ કે નોકરોના તાબામાં સોંપે છે અને આખા દિવસમાં એક ઘડીભર પણ તેમના પ્રત્યે લક્ષ આપવાની તેમને ફુરસદ મળતી નથી કે તેમના હૃદયમાં કુદરતી પ્રેમના ઝરાનું વહન પણ ભાગ્યે જ હોય છે, તેવા મનુષ્યોને માટે આ ધડો લેવા જોગ દૃષ્ટાંત છે.

ઇતિહાસ આપણને જણાવે છે કે રાજા જ્યોર્જ ત્રીજાના એક પુત્ર તે કુંવરીશ્રીના પિતા ડયુક ઓફ કેન્ટ સિવાયનું ઇંગ્લાંડનું સમગ્ર રાજકુટુંબ અનીતિનો ભોગ થઈ પડયું હતું. આ શાહજાદા પૂરતી શારીરિક શક્તિવાળા, તનદુરસ્ત, સાદા, હિમ્મતવાન, સ્વાતંત્ર્યને ચ-હાનારા, નીતિમાન્ અને એવા જ બીજા ઉત્તમ પ્રકારના સદ્‌ગુણોથી યુક્ત હતા. દયાભાવ તેમનામાં વિશેષ હતો. તેમ જ તેમનો સ્વભાવ શાંત અને ભલમનસાઈથી ભરેલો હતો. તેમની આર્થિક સ્થિતિ પણ સારી નહોતી. એક રાજકુટુંબ જન તરીકે તો તે ગરીબાઇવાળી હા-લત ભોગવતા હતા એમ કહીએ તો પણ ચાલે. પોતાના જ્યેષ્ટ બંધુ કરતાં તેમને પોતાની હયાતી દરમ્યાનમાં રૂ. ૧,૪૦,૦૦,૦૦૦ ઓછા મળ્યા હતા. વળી આ ડયુક પ્રત્યે તેમના ભાઇઓની મમતા પણ ન-હોતી. તેમ જ જ્યારથી તેમણે લગ્ન કર્યાં ત્યાર પછીથી તો તે પો-તાના ભાઇઓની ખફગીના ભોગ થઇ પડયા હતા. આ કંતરાજી એટલી હદપર્યંત પહોંચી કે છેવટે તેમને કેટલોક વખત ઇંગ્લાંડ છોડીને જર્મનીમાં જઇને રહેવું પડયું હતું. સને ૧૮૧૯ ના માર્ચ માસમાં તે પોતાની ગર્ભવતી પત્નીને સાથે લઇને લંડનમાં આવ્યા હતા. તેમ કરવાનું તેમને એક અગત્યનું કારણ હતું, જે જાણવાજોગ છે. જો તેઓ તે વખતે ન આવ્યા હોત અને જર્મનીમાં રહ્યા હોત તો મર્હુમ મહારાણીશ્રી ગાદી ઉપર આવી શક્યાં હોત નહિ કેમકે ઇંગ્લાં-ડના રાજકુટુંબમાં એવા પ્રકારનો વહિવટ પ્રચલિત છે કે જો તે રા-જકુટુંબમાંના કોઇનો પણ જન્મ ઇંગ્લાંડમાં નહિ, અર્થાત્ વિદેશ–ભૂ-મીમાં થયો હોય તો તેનો રાજ્ય ઉપર કોઇ જાતનો હક રહેતો નથી. આ વહિવટ પડવાનું કારણ જણાયું નથી. પરંતુ આવા પ્રકારનો વ-હિવટ પસંદ કરવા લાયક ગણી શકાય નહિ કેમકે આવા વહિવટને

લીધે યોગ્યતાને સ્થાન મળતું નથી—તેની મહત્તા રહેતી નથી એ સ્વાભાવિક છે. ઉક્ત કારણને લઈને ડયુક ઓફ કેન્ટ ઇંગ્લાંડ ખાતે આવ્યા હતા, અને ત્યાર પછીથી પોતાના જીવન કાળપર્યંત તેઓ ઇંગ્લાંડમાં જ રહ્યા હતા. કુંવરીશ્રીને પોતાના પિતાના તમામ ઉમદા ગુણો વારસામાં પ્રાપ્ત થયા હતા, જે તેમનું ચરિત્ર વાંચતાં સ્હેલાઇથી સમજી શકાશે.

કુંવરીશ્રીનાં માતા જર્મનીનાં વતની હતાં અને લાંબો કાળ તે પ્રદેશમાં રહેવાથી અંગ્રેજી ભાષાનું તેમને અધિક જ્ઞાન નહોતું. પોતાના પતિના મૃત્યુથી તેમના દુઃખનો પાર રહ્યો નહિ. પરંતુ આ સમયે તેમના જ્યેષ્ઠ રાજા જ્યોર્જ ચોથા તરફની દિલસોજીએ તેમના હૃદયને આશ્વાસિત કર્યું. તેમ જ કુંવરીશ્રીની બાલવયની સરળ અને આનંદી પ્રકૃતિથી તેમને રમાડવામાં તેઓ પોતાના દિવસો વ્યતીત કરવા લાગવાથી આ શોકનો આવેગ કેટલેક અંશે ઓછો થયો. કુંવરીશ્રી સવા વર્ષનાં થયાં ત્યારે હાલતા ચાલતા અને બોલતા પણ શીખી ગયાં હતાં. તેજ સમયથી તેમની પ્રેમાળ અને દિર્ઘ દૃષ્ટિવાળી માતાએ તેમને નાના બાળકને યોગ્ય અનેક પ્રકારની શારીરિક અને માનસિક કેળવણી આપવા માંડી હતી. ડૉ. કેઇન કહે છે કે બાળકને એક વર્ષથી અઢી વર્ષમાં જે પ્રકારના સંસ્કાર પાડવામાં આવે છે અને તેની જેવી ઉત્તમ અસર થાય છે તેવી અસર ત્યારપછી અતિશ્રમે દિર્ઘ કાળપર્યંત કેળવણી આપવાથી પણ થઈ શકતી નથી. લઘુ વયમાં કુંવરીશ્રીને ઉત્તમ સંસ્કારોથી વિભૂષિત કરવાની તેમની માતાની કાળજીને લીધે કુંવરીશ્રી પોતાની પુખ્ત વયે જે લાયકાત પ્રાપ્ત કરી શક્યાં તેનું સઘળું માન તેમની માતાને જ ઘટે છે, કેમકે તે સર્વ તેમની માતાની દેખરેખને આભારી હતું. જ્યારે કુંવરીશ્રી સવા વર્ષનાં હતાં ત્યારે ગાડી ઉંધી વળી જવાથી બીજો અકસ્માત તેમને નડયો હતો. પરંતુ તાત્કાલિક મદદ મળી જવાથી તેઓ બચી જવા પામ્યાં હતાં.

કુંવરીશ્રીને તેમની બાળવયમાં કેવા પ્રકારની કેળવણી આપવામાં આવી હતી, તેનું વિગતવાર વર્ણન આપવામાં આવે તો તે બહુ ઉપયોગી થઇ પડે તેમ છે, પરંતુ આવા ગ્રંથમાં એટલું બધું લંબાણ કરવું અસ્થાને ગણાય, તેથી માત્ર ખાસ ઉપયોગી બાબતો જ અત્રે આપવાનું વાજબી ધાર્યું છે.

તેમને કરકસરનો પાઠ બહુ ઉત્તમ પ્રકારે શિખવવામાં આવતો હતો. એક વખત તેઓ પોતાની આયા સાથે બજારમાં કેટલાંક રમકડાં ખરીદવાને માટે ગયાં હતાં. આ વખતે તેમની માત્ર નવ–દશ વર્ષની ઉમર હતી. તેટલી વયે તેઓ પીયાનો વગાડવાનું શિક્ષણ પ્રાપ્ત કરી શક્યાં હતાં. તે વખતે રમકડાં વગેરે ખરીદવામાં પોતાની પાસેના તમામ પૈસા ખલાસ થઈ ગયા. માત્ર એક સુંદર વાજાની પેટી ખરીદવાની બાકી રહી ગઇ હતી. તે ઉક્ત પેટી ખરીદવા ઉત્સુક હતાં, પરંતુ તેમની રક્ષક સ્ત્રીએ જણાવ્યું કે પૈસા ખલાસ થઇ ગયા છે અને ઉધાર લેવું તે યોગ્ય નથી. બસ તેની આટલી સૂચના ઉપરથી તે તરત જ ઉક્ત નિયમની આવશ્યકતા સ્વીકારીને તેના કથનને તાબે થયાં. નાના બાળકમાં આવા પ્રકારનો મનોનિગ્રહ હોવો એ ઓછો પ્રશંસનીય ગુણ નથી.

કુંવરીશ્રીની માતાની ઇચ્છા મુખ્યત્વે કરીને એવી હતી કે તેમને એવા પ્રકારની કેળવણી મળવી જોઇએ કે સત્યવક્તૃત્વનો સર્વોત્તમ ગુણ તેનામાં સદૈવ ટકી રહે તથા રાજકાર્યના તમામ પ્રકારનાં કામોને પહોંચી વળવાને માટે તેઓ શક્તિ તથા યોગ્યતા પ્રાપ્ત કરી શકે. આજકાલ આપણે જોઇએ છીએ કે કેટલાક મનુષ્યો એક કાર્યનો આરંભ કરીને તે પૂર્ણ થયું ન હોય તે પહેલાં તો બીજાને હાથમાં ધરે છે અને તે પણ અડધું પડધું થયું ન થયું ત્યાં વળી કાંઇક લાલચથી ત્રીજા પ્રતિ આકર્ષાય છે. પરિણામ એ આવે છે કે તેથી એક પણ કાર્ય પૂર્ણ થઇ શકતું નથી. આ એક દુર્ગુણ છે, અને એવી ટેવ પડી જવાનું કારણ ઝાંઝવાના જળ જેવી દેખાવ માત્રની લાલચો છે. તેથી આવી ટેવ કુંવરીશ્રીને પડી ન જાય તે માટે ખાસ કાળજી રાખવામાં આવી હતી અને એવો નિયમ રાખવામાં આવ્યો હતો કે તેમણે આરંભેલ કોઇ પણ કાર્ય સંપૂર્ણ થઇ ન રહે તદ્ પર્યંત અન્ય કાર્ય પ્રતિ તેમને લક્ષ આપવાની રજા મળતી નહિ અને તેની શરૂઆત કરવા દેવામાં આવતી નહોતી. વળી ગર્વ એ એક બુરો ગુણ છે અને એ ગુણ ઘણું કરીને બાળકોના હૃદયમાં નાનપણથી જ સંસ્કાર પામે છે. તે ગર્વ કેટલાક અધિકારી વર્ગના કે શ્રીમંતોનાં નાનાં બાળકોમાં આપણને પ્રત્યક્ષ થાય છે. બાલ્યાવસ્થામાં તેની અસરનું શુભાશુભ પરિણામ નિપજવા ભીતિ ઓછી રહે છે. પરંતુ મોટપણે તેના જડ ઘાલી બેઠેલા સંસ્કારો બહુ માઠાં પરિણામ નીપ-

જાવે છે. આ લક્ષમાં લઇને કુંવારીશ્રી પણ ગર્વિષ્ટ બની ન જાય તે માટે જ્યાં સુધી તે ૧૨ વર્ષની ઉમરનાં થયાં ત્યાં સુધી ભવિષ્યમાં તેઓ ઈંગ્લાંડનાં રાણીપદ ઉપર આવનાર છે એ વાતથી તેમને બિલકુલ અણુવાકેફગાર રાખવામાં આવ્યાં હતાં; અને તેને માટે ખાસ ચોકસી પણ રાખવામાં આવી હતી કે તેમને કોઇના તરફથી તેઓ રાણી થનાર છે એવી ખબર મળવા પામે નહિ. જ્યારે તેઓ પાંચ વર્ષની ઉંમરનાં હતાં, ત્યારે સુપ્રખ્યાત વિદ્વાન સર વોલ્ટર સ્કોટને તેમને આપવામાં આવતા શિક્ષણ વગેરેને લગતી હકીકત જાણવાનો તથા કુંવરીશ્રીને મળવાનો પ્રસંગ મળ્યો હતો. તે ઉપરથી તેણે કહ્યું હતું કે "આ નાની બાલિકાની કેળવણી પાછળ ઘણું લક્ષ આપવામાં આવે છે, અને તેના સંબંધમાં એટલી બધી કાળજી રાખવામાં આવે છે કે કોઇ ઉદ્યોગી કુમારિકાને પણ તેના કાનમાં 'તું ઈંગ્લાંડની રાણી થઇશ' એવું એક વાક્ય ઉચ્ચારવાને પણ સમય નથી."

આ પ્રમાણે બાલ્યાવસ્થાથી જ આપવામાં આવતા શિક્ષણનો લાભ તેમને બહુ સારી રીતે મળી શક્યો હતો. ઈંગ્લાંડની ગાદી ઉપર તેમના જેવા રાજનીતિજ્ઞ, દયાળુ અને દિર્ઘદૃષ્ટીમાન્ કાર્યકુશળ કોઈ પણ રાજા તેમના સમય સુધીમાં આવ્યો નહોતો. તેમની કાર્કીર્દી બહુ સંતોષકારક અને પ્રજાના પ્રેમને પ્રાપ્ત કરાવનારી નિવડી હતી.

**બીજાં આઠ વર્ષ.**

સકલ જનસમાજ કુંવરીશ્રીને ચાહતો હતો, અને તેઓ પણ સર્વને ચાહતાં હતાં. અંગ્રેજીમાં એક સૂત્ર છે કે "If you want to be loved by others, first you love them" અર્થાત્ જે બીજા તરફનો ચાહ તમારે પ્રાપ્ત કરવો હોય તો પ્રથમ તમે તેમને ચાહો. આ સૂત્રનું તે યથાર્થ પાલન કરતાં હતાં. ગરીબો પ્રત્યે તેમની અથાગ મમતા હતી, અને બાલવયમાં રમકડાં વગેરે ખરીદવાને માટે પોતાને જે પૈસા મળતા, તેનો ઉપયોગ રમકડાં ખરીદવાના કરતાં ગરીબોને આપવામાં કરવાથી તેમને વિશેષ આનંદ થતો.

જ્યારે કુંવરીશ્રીનું વય બાર વર્ષનું થયું ત્યારે તેમને તેઓ ભવિષ્યમાં ઈંગ્લાંડના રાણીપદ ઉપર આવનાર છે એ વાતથી જ્ઞાત કરવામાં આવ્યાં. તે સમયે તેમની લાયક અને સુશિલ માતાએ તેમને નીચે મુજબ સદુપદેશ આપ્યો હતો:—"તું તારા મનને યોગ્ય રીતે કેળવવાને તત્પર થા કે જેથી તું આટલી મોટી સત્તાની અધિકારિણી

થવાને-ઇંગ્લાંડના રાણીપદ ઉપર આવવાને-ભાગ્યશાળી થાય ત્યારે તને તે ઉપયોગી થઈ પડે. વળી તારે એ પણ ખાસ સ્મરણમાં રાખવું કે જ્યારે તું રાણી થાય ત્યારે તારે એવું વર્તન રાખવું જોઇએ કે તું દેશને આશીર્વાદરૂપ થઈ પડે તથા રાજ્યને રત્ન માફક દીપીમાન કરે." આ બોધ કુંવરીશ્રીએ તે જ સમયથી પોતાના હૃદયમાં કાતરી રાખ્યો હતો અને રાજગાદી ઉપર આવ્યા પછી પોતાની માતાની સર્વે ઇચ્છાઓ પાર પાડનારૂં પોતાનું વર્તન રાખ્યું હતું. જ્યારે તેઓ પોતાની ભવિષ્યમાં થનાર પરિસ્થિતિથી વાકેફગાર થયાં ત્યારે તેમણે પોતાની સ્ત્રી શિક્ષકા પાસે નીચેના ઉચ્ચારેલા શબ્દો જાણવા યોગ્ય છેઃ-"ઘણાં બાળકો તો આ વાત જાણીને હૃદયમાં ગર્વ ધરશે, પરંતુ તેમાં શી શી વિટંબનાઓ છે તે તેઓ સમજી શકતાં નથી. અલબત તેમાં મોટા મરતબો છે ખરો, પરંતુ તેની સાથે જોખમદારીઓ પણ તેવા જ પ્રકારની સમાયેલી છે."

કુંવરીશ્રીને નાનપણમાં લાડનું નામ 'દ્રીના' આપવામાં આવ્યું હતું. બાલ્યકાળમાં તેમનો રોજનો કાર્યક્રમ નિયમિત હતો. પ્રાતઃકાળે જાગૃત થાય ત્યારથી રાત્રીપર્યંત દરેક કાર્ય નિયમ મુજબ કરવામાં આવતું હતું. તેમાં કોઇ પણ જાતનો ફેરફાર પડવા દેવામાં આવતો નહિ. તે કાર્યક્રમ નીચે પ્રમાણે હતોઃ—

સ્હવારે આઠ વાગે ડચેસ (કુંવરીશ્રીની માતા) સાથે નાસ્તો લેવો. ૯ થી ૧૦ બગિચામાં ખુલ્લી હવામાં ફરવાની કસરત કરવી. ૧૦ થી ૧૨ પોતાની માતા પાસે અભ્યાસ કરવાને બેસવું. ૧૨ થી ૧ નો સમય મહેલની અંદર રમતગમતમાં વિતાડવામાં આવતો. બપોરનું ભોજન તેઓ પોતાની માતા સાથે ૧ થી ૨ વાગ્યા સુધીમાં લઈ લેતાં. ભોજન કર્યા બાદ ૨ થી ૪ વાગ્યા પછી બીજીવાર ડચેસ તેમને શિક્ષણ આપતાં હતાં. ચાર વાગ્યા પશ્ચાત્ તેઓ બાગમાં અથવા બહાર ફરવા જતાં હતાં. કોઇ વખત ખચ્ચર ઉપર સ્વાર થતાં હતાં અને વખતે નાની ગાડીમાં પણ તેમને લઈ જવામાં આવતાં હતાં. આપણા દેશમાં સામાન્ય રીતે દિવસના બપોરના મુખ્ય ભોજન લેવામાં આવે છે, જ્યારે પાશ્ચાત્ય દેશોમાં તેથી ઉલટું છે એટલે મુખ્ય ભોજનનો વખત રાત્રીનો હોય છે. તે પ્રમાણે રાત્રીના ૭ વાગે તેઓ પોતાની માતા સાથે ભોજન લઇને ૯ વાગ્યા પર્યંત પોતાનો સમય રમવામાં અને વિનોદ વાર્તામાં ગાળતાં હતાં. નવ વાગ્યા પછી મા-

તાની સાથે શયન કરી જતાં હતાં. આ પ્રમાણે ડચેસે કુંવરીશ્રીને માટે રોજનાં સર્વ કાર્ય મુકરર કરી રાખ્યાં હતાં.

કુંવરીશ્રીનો ખોરાક જેમ સાદો હતો તેમ પોશાક પણ તે સાદો જ ધારણ કરતાં હતાં. જ્યારે તેમણે કપડાં પહેર્યાં હોય ત્યારે તેમનો બાહ્ય દેખાવ સારી સ્થિતિના ગરીબના બાળક જેવો લાગતો હતો. ડચેસની આર્થિક સ્થિતિ સારી નહોતી. તેમના પતિની આવક થોડી હતી, તે અગાઉ જણાવેલું જ છે. આમ પોતે તંગ સ્થિતિમાં હોવાથી તેમણે એક કાયદો રાખ્યો હતો કે આવક કરતાં વિશેષ ખર્ચ થવું જોઈએ નહિ; અને તેજ નિયમ ભવિષ્યમાં લાભદાયી થઇ પડશે એવા હેતુથી ડચેસે પોતાની પ્રિય પુત્રીને પણ કરકસરના નિયમને અનુસરીને વર્તન રાખવાનું શિક્ષણ આપ્યું હતું.

બાર વર્ષની ઉમરે કુંવરીશ્રીએ લેટિન ભાષામાં પ્રવીણતા પ્રાપ્ત કરી હતી. અંગ્રેજી ઉપરાંત ફ્રેન્ચ, જર્મન, ઇટાલીયન અને ગ્રીક ભાષાનું જ્ઞાન પણ તેમણે મેળવ્યું હતું. ડચેસ પોતાની જાતે કુંવરીશ્રીને અભ્યાસ કરાવતાં હતાં તદુપરાંત તેને વિશેષ કેળવણી આપવા માટે એવા પ્રકારની ગોઠવણ કરી હતી કે એક નામાંકિત ઘોડેસ્વાર તેમને ઘોડા ઉપર સ્વારી કરતાં શિખવતો હતો. એક કુશળ સંગીતશાસ્ત્રી ગાયનકળા શિખવતો, એક પ્રખ્યાત ચિતારો ચિત્ર કળાનું શિક્ષણ આપતો હતો તેમજ એમોસ નામનો એક પ્રખ્યાત રાજકાર્ય કુશળ પુરૂષ તેમને રાજનીતિજ્ઞ બનાવવાનો પ્રયાસ કરતો હતો. આ પ્રમાણે જુદા જુદા પ્રકારનું શિક્ષણ આપવાને માટે પણ યોગ્ય વ્યવસ્થા થએલી હતી.

કુંવરીશ્રીની ૧૪ વર્ષની વયે બનેલ એક બનાવ ઉપરથી તેમની કૃપાવૃત્તિ કેવા પ્રકારની હતી, તે જાણી શકાય તેમ છે. તે અગત્યનો ધારીને અત્ર આપવામાં આવેલ છે. તેમની ૧૪ વર્ષની વયે કુંવરીશ્રી બજારમાં ખરીદીને અર્થે ગયાં હતાં ત્યાં આગળ એક દુકાનેથી તેમણે પોતાને મનપસંદ સુંદર ઢીંગલી ખરીદી અને પોતાની પાસેની છ શીલીંગો તેને આપી. ખરીદી કરીને બહાર નીકળતાં એક ભિક્ષુકને પોતાની પાસે યાચના કરતો જોયો. તેનો દેખાવ ખરેખર દયા ઉત્પન્ન કરે તેવો હતો અને તેથી કુંવરીશ્રીના હૃદયમાં કૃપા સ્ફુરી અને તેને પોતાનાથી બની શકે તેટલી મદદ કરવાનું તેમણે મન કર્યું, પરંતુ તેને આપવાના પૈસા નહોતા. તમામ રકમ ખર્ચાઈ ગઇ હતી તો પણ ભિ-

ખારી પ્રત્યેની દયાની લાગણીએ પેલી ઢીંગલી પ્રત્યેના મોહને હઠાવી દીધો અને દુકાનમાં જઈ ઢીંગલી પાછી આપી પેલી ૭ શીલીંગ લઇને તે પેલા ભીખારીને આપી દીધી. કહેવાની કાંઇ જરૂર નથી કે આ તથા એના જેવા બીજા અનેક ઉમદા ગુણો કુંવરીશ્રીમાં આવ્યા હતા તે તેમનાં માતાની કાળજી અને દેખરેખનું જ પરિણામ હતું.

કુંવરીશ્રીની માતાને પ્રથમ વર્ષાસન તરીકે રૂ. ૬૦૦૦૦ મળતા હતા, તેમાં સને ૧૮૩૦ માં રાજા વિલીયમ ચોથો ગાદીનશિન થયો ત્યારે પાર્લમેન્ટ તરફથી વધારો કરવામાં આવ્યો હતો અને રૂ. ૧ લાખનું વર્ષાસન કરી આપવામાં આવ્યું હતું. તે જ અરસામાં પાર્લામેન્ટમાં વારસને લગતું રીજન્સી બીલ પસાર થયું. તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે જો વિલીયમ ચોથો સંતતી વિના સ્વર્ગવાસ પામે તો ગાદી ઉપર કુંવરીશ્રી વિક્ટોરીઆ આવે અને તેમના રીજન્ટ —રક્ષક તરીકે તેમનાં માતા—ડચેસ નિમાય. તે વખતે ડયુક ઓફ કમ્બરલેન્ડ વિલીયમ ચોથા પછી પોતે ગાદી ઉપર આવવાને સારૂ પ્રયત્ન કર્યા કરતો હતો અને તે માટે લોકોને પણ ઉશ્કેરતો હતો. તેથી કુંવરીશ્રીના વાજબી હકને કોઇ જાતની અલવલ ન પહોંચે એ ઉદ્દેશથી ઉક્ત બીલ પસાર કરવામાં આવ્યું હતું અને તે સાથે કુંવરીશ્રીના કેળવણી ખર્ચમાં પણ વધારો કરી આપવામાં આવ્યો હતો.

કુંવરીશ્રીનાં દુધ બ્હેન ફિયોદોરીનાં લગ્ન લોઇ લેજ્જનબર્ગના રાજકુમાર સાથે થયાં હતાં. આ લગ્ન વિચિત્ર પ્રકારનું જ હતું. લગ્ન સમયે તે કુમારીનું વય જ્યારે ૨૦ વર્ષનું હતું ત્યારે ઉક્ત રાજકુમાર ૯ વર્ષનો જ હતો ! આ વિચિત્ર કજોડાનું કાંઈ કારણ જાણવામાં આવ્યું નથી. પરંતુ પશ્ચિમના દેશોમાં રાજકુટુંબોમાં પણ આવાં અપ્રશંસનિય કજોડાં હતાં એ વાત જાણી આપણને ઓછું આશ્ચર્ય થશે નહિ.

કુંવરીશ્રીને ૧૩ વર્ષની વયે સને ૧૮૩૨ માં વેલ્સ પ્રાંતમાં પહેલ વહેલાં પ્રવાસ કરાવવામાં આવ્યો હતો, જે દરમ્યાન તેમને જુદાં જુદાં શહેરો, ગામો અને જોવા લાયક સ્થળો દેખાડવામાં આવ્યાં હતાં તથા બેલપરમાં રૂની મીલ બતાવવામાં આવી હતી. આખી દુનિયામાં આ મીલની સ્થાપના પહેલ વહેલી થએલી હતી તેથી તે અગત્યની ગણાતી હતી.

તેઓ સને ૧૮૧૩ માં એક વખત જ્યારે હોડીમાં મુસાફરી કરતાં હતાં ત્યારે તેનો ડોલ તૂટી જવાથી મોટો અકસ્માત નડ્યો હતો. પરંતુ નાવિકની સમયસૂચકતાથી તે સમયે પણ કુંવરીશ્રીનો બચાવ થયો હતો. સને ૧૮૩૪ માં તેઓ ભયંકર મંદવાડમાં સપડાયાં હતાં, પરંતુ ઇશ્વરકૃપાએ તેમાંથી પણ બચી જવા પામ્યાં હતાં. આ પ્રમાણે અનેક અકસ્માતો અને બીજી આધિઓમાંથી તે બચી જવા જ પામતાં હતાં. તેથી દરેક તેમના ઉપર મહાન્ પ્રભુની સવિશેષ કૃપા સમજતું. આપણે તો તેને આપણા સદ્ભાગ્ય જ માનવાં જોઇએ. કેમકે હિંદુસ્તાનને બ્રિટિશ રાજ્ય પાસેથી સુખ અને શાંતિનો ખરો લાભ મળ્યો હોય તો તે રાણીશ્રીએ હિંદુસ્તાનની લગામ પોતાના હાથમાં લીધી ત્યારથી જ. કંપની સરકારના સમયમાં એવી વસ્તુસ્થિતિ નહોતી.

સને ૧૮૩૬ ના ઓગસ્ટ માસની ૨૧ મી તારીખે રાજા વિલીયમનો જન્મદિવસ હતો. તેણે પોતાના જન્મમહોત્સવને રોજ ભાષણ આપતાં કુંવરીશ્રીની માતા પ્રત્યે સ્હેજ કટાક્ષ કર્યો હતો. તેમાં તેણે એવું જણાવ્યું હતું કે "હું પ્રાર્થના કરૂં છું કે ઇશ્વિર મને બીજા નવ માસનું અધિક આયુષ્ય બક્ષે, કે જેથી મારા અવસાનકાળ પશ્ચાત્ કુંવરીશ્રીને રાજ્યની સ્વતંત્ર લગામ મળી શકે." તે પ્રાર્થના કરવામાં એવો હેતુ સમાયેલો હતો કે તે વખતે કુંવરીશ્રી સગીર હોવાથી જો ગાદી ઉપર આવે તો તેમના રક્ષક તરીકે ડચેસ નિમાય. પરંતુ કુંવરીશ્રીની યોગ્ય ઉમર થવાને માત્ર ૯ માસ ખૂટતા હતા અને તેથી તે વખત પછી જો રાજાનું મરણ થાય તો કુંવરીશ્રીને માટે રક્ષકની જરૂર રહે નહિ. તેમને રાજની સ્વતંત્ર લગામ સોંપવામાં આવે. આવો કટાક્ષ ડચેસ પ્રત્યે કરવાનું કારણ હતું. કુંવરીશ્રીની માતા પોતે રાજકુટુંબના સહવાસથી તદ્દન અલગ રહેવાનું પસંદ કરતાં, એટલું જ નહિ પરંતુ કુંવરીશ્રીને પણ તેના સહવાસમાં આવવા દેતા નહિ. આથી રાજા વિલીયમ ચોથો ડચેસ પ્રત્યે તિરસ્કાર દૃષ્ટી ધરાવતો હતો, જો કે આમાં કુંવરીશ્રીની માતાનો હેતુ કાંઈ અનિષ્ટ નહોતો. તેમની માનિનતા એવી હતી કે જો હું મારી પુત્રીને રાજકુટુંબી જનો સાથે ભેળાવા દઇશ તો તે રાજમહેલમાંની કેટલીક બદીઓને વશ થઇ જશે. તેથી તેવી બદીઓમાંથી સલામત રાખવાને માટે જ્યારે ને ત્યારે તેઓ કુંવરીશ્રીને અલગનાં અલગ રાખતાં હતાં. અને જ્યારે

વિલીયમ ચોથાને ગાદીનશિન કરવાની ક્રિયા કરવામાં આવી ત્યારે તે દિવસે એ મહોત્સવની ક્રિયા વખતે પણ તેમણે કુંવરીશ્રીને હાજર રહેવા દીધાં નહોતાં; આટલી બધી સાવધાનતા તે રાખતાં હતાં.

રાજા વિલીયમ ચોથાની પ્રાર્થનાનો પરમેશ્વરે સ્વીકાર કર્યો હતો. કેમકે જ્યારે સને ૧૮૩૭ ના મે માસની તા. ૨૪ મીએ કુંવરીશ્રીને ૧૭ વર્ષ પૂર્ણ થઈ ૧૮ મું બેઠું—તેઓ લાયક ઉમરનાં થયાં તે સમયે રાજા હયાત હતો. કુંવરીશ્રીના તે જન્મ દિવસનો મહોત્સવ ઈંગ્લાંડના પાટનગર લંડન શહેરમાં અને અન્ય શહેરો તથા ગામડામાં બહુ ધામધુમ પૂર્વક ઉજવાયો હતો. લંડન શહેરમાં પ્રજા તરફથી રોશની પણ સારી કરવામાં આવી હતી. આ પ્રસંગે કુંવરીશ્રીને મુબારકબાદી આપનારાં સેંકડો માનપત્રો મળ્યાં હતાં. ખુદ રાજાએ તેમના માનમાં સેન્ટ જેમ્સના મહેલમાં મોટી નૃત્યસભા ( બોલનો મેળાવડો ) કરી હતી. આ બોલ ભપકાદાર હતો. પરંતુ રાજાની તબીયત નાદુરસ્ત હોવાથી તે તથા તેમનાં રાણી એડીલેડ તે સભામાં હાજરી આપી શક્યાં નહોતાં. બોલમાં કુંવરીશ્રી સાથે નાચવાનું માન ઓસ્ટ્રીયાના શાહજાદા ઇસ્ટર હેજીને મળ્યું હતું.

મે માસમાં રાજાની માંદગી શરૂ થઇ અને ઉત્તરોત્તર તે વૃદ્ધિને પામતી ગઇ. રાજાનો આ માંદગીમાં જ નજીકના કાળમાં અંત આવી ગયો રાજાની આ દુનિયામાં હસ્તીનો સને ૧૮૩૭ ની ૧૯ મી જુનનો દિવસ છેલ્લો હતો તે દિવસે પતિની આખર સ્થિતિ જોઇ તેમનું અવસાન નજીક આવ્યું સમજી રાણી રોઈ પડી, પ્રેમના ઉભરાથી તેનું ગળું સુકાઈ ગયું, કંઠે કાચકી બાઝી અને વાચા પણ બંધ થઇ ગઇ. તે સમયે રાજાની ઉમર ૭૩ વર્ષની હતી. તેને ફેફસાંનું દરદ હતું. આટલી વૃદ્ધાવસ્થાએ તે દરદથી પિડાતો હોવા છતાં પણ તેણે હિમ્મત અને શાંતિથી પોતાની પત્નીને ધીરજ આપતાં કહ્યું: "ધીરી થા, વ્હાલી ધીરી થા. શોક કરે કાંઇ નિર્માણ થએલ વસ્તુમાં ફેરફાર થઇ શકવાનો નથી." તે દિવસ રાજાએ આખો વખત રાણીને ધૈર્ય આપ્યા કીધું હતું. છેવટે રાત્રીના ૨ ઉપર ૨૦ મીનીટે તેનો આત્મા તેના દેહનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. તે ચોથા જ્યોર્જનો ભત્રીજો થતો હતો. ૧૮૩૦ માં જ્યારે ચોથો જ્યોર્જ મરણ પામ્યો ત્યારે તે ગાદી ઉપર આવ્યો. તે સમયે તેની ઉંમર ૬૫ વર્ષની હતી. પ્રથમ તેની પદવી ડયુક ઓફ ક્લેરન્સની હતી. રાજા વિલીયમ

ચોથો ભલો, માયાળુ, ન્યાયી અને ખુલા અંતઃકરણનો તથા સ્પષ્ટ-વક્તા હતો.

કુંવરીશ્રીએ સને ૧૮૩૨ માં બાથ ખાતે પોતાના મુબારક હસ્તે એક જાહેર બાગ ખૂલ્લો મૂકવાની ક્રિયા કરી હતી. આ તેમણે પહેલ વહેલી જાહેર ક્રિયા કરી હતી. તેમણે નાચની ક્રિયામાં પહેલ વહેલો ભાગ સને ૧૮૩૩ ના અરસામાં સ્ટેમ્ફર્ડ શહેરમાં ડેન્સના મેળાવડામાં લીધો હતો.

## રાજ્યાભિષેક–બીજાં ત્રણ વર્ષ.

સને ૧૮૩૭ ના જૂન માસની તા. ૨૦ મીની પ્રભાતે કેનિંગ્સ્ટનના મહેલમાં કુંવરીશ્રીને રાજા વિલીયમ ચોથાના મૃત્યુના સમાચાર આપવામાં આવ્યા. આજે કુંવરીશ્રી "વિકટોરિયા" નામથી ગાદી ઉપર આવ્યાં. હવે આપણે પણ તેમને ઉક્ત નામાભિધાનથી સંબોધીશું તથા કુંવરીશ્રીને બદલે રાણીશ્રી તરીકે ઓળખીશું. વડા પ્રધાન લોર્ડ મેલબોર્ને તે જ સ્હવારે ૯ વાગે રાણીશ્રીની મુલાકાત લીધી અને રાણીશ્રીએ તેને તેજ દિવસે બપોરના પોતાની પહેલી કાઉન્સીલ બોલાવવા આજ્ઞા આપી.

તે રોજ બપોરના બે વાગતાં તોપોની સલામતી આપવામાં આવી અને સેંટ જેમ્સના રાજમહેલમાં રાણીશ્રી વિકટોરીઆને ગ્રેટ-બ્રિટન, આયર્લાંડ અને દરિયાપારના દેશોનાં 'રાણી' તરીકે જાહેર કરવામાં તથા સ્વીકારવામાં આવ્યાં; અને તેને લગતો ઢંઢેરો વાંચવામાં આવ્યો. આ 'રાણીશ્રી' તે જ છે કે જેને તે જ સમયથી હિંદી પ્રજાજન હૃદયપૂર્વકના પ્રેમથી ચહાય છે અને વિજયા–વિકટોરીયા તરીકે ઓળખે છે.

તા. ૧૩ મી જુલાઇથી રાણીશ્રીએ બકિંગહામના રાજમહેલમાં રહેવાનું રાખ્યું હતું. તા. ૧૭ મી જુલાઇના રોજ પાર્લામેન્ટ વિસર્જન કરતી વખતનું શિરસ્તા મુજબનું ભાષણ આપ્યું હતું. રાજપદ ઉપર આવ્યા પછી રાણીશ્રીએ પ્રથમ એક અગત્યનું અને મહત્વનું કાર્ય કર્યું, તે એ હતું કે પુત્રી તરીકે પિતા પ્રતિની ફરજ તેમણે અદા કરી. તેમના પિતા ઉદાર વૃત્તિના હતા અને વર્ષાસન ખર્ચના પ્રમાણમાં ઓછું મળતું હતું. તેથી તેમને દેવું થઇ ગયું હતું. તે રૂણ ચૂકવવા તરફ તેમણે પ્રથમ લક્ષ આપ્યું.

રાણીશ્રીની દયાર્દ્રતા અને માયાળુપણાના સંબંધમાં નીચેના બે દૃષ્ટાંતો જાણવા જેગ છે. ત્યાંની પાર્લામેન્ટે ફાંસીની સજા ઉપર કમિશન મારફત સહી લેવાનો કાયદો પસાર કર્યો હતો. તે મુજબ એક વખત એક સિપાહીને ફાંસીની સજા કરવાના હુકમ ઉપર રાણીશ્રીની સહી લેવાને સેનાધિપતિ ડયુક ઓફ વેલિંગ્ટન આવ્યા ત્યારે રાણીશ્રીની આંખોમાં તે હુકમ વાંચીને આંસુ આવી ગયાં અને તેમણે તેના ઉપર 'માફી બક્ષી છે' એટલા શબ્દો ઉમેરીને પોતાની સહી કરી.

કેનિંગ્સ્ટનનો એક મૂર્ખ ઉદ્ધત મનુષ્ય રાણીશ્રી સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખતો હતો, એટલું જ નહિ પરંતુ તેણે તત્સંબંધી પત્રો પણ રાણીશ્રી ઉપર લખવાની હિમ્મત ચલાવવાનું ગાંડપણ કર્યું હતું. આટલેથી તેને સંતોષ થયો નહિ. તે એક વેળા લાગ સાધીને રાણીશ્રી પોતાની બગીમાં બેસીને બહાર ફરવા જતાં હતાં તે વખતે તેમની બગીમાં કૂદી પડયો. તેની આ ઉદ્ધતાઇ અસહ્ય હતી અને તેને સખ્ત શિક્ષા થવી જોઇતી હતી, પરંતુ કૃપાળુ રાણીશ્રીએ તેની મૂર્ખતા લક્ષમાં લઇને તેને ફક્ત નામની જ શિક્ષા કરીને જવા દીધો. આવા અનેક પ્રસંગોએ તેમણે પોતાના હૃદયનું માયાળુપણું સ્પષ્ટ કર્યું હતું. જનસમાજના મન ઉપર પણ આની બહુ સારી અસર થવા પામી હતી; એવો જ બીજો અગત્યનો પ્રસંગ જાણવા જેવો છે. જ્યારે રાણીશ્રી ગાદી ઉપર આવ્યાં તે અરસામાં એક નાદાન મનુષ્યે બજારમાં કહ્યું કે 'રાણી તો હજી નાદાન બાળક છે અને તેથી તેને બદલે ડયુક ઓફ કમ્બરલેન્ડને ગાદીનશીન કરવો જોઇએ.' તે વખતે તે સ્થળે ઓકોનલ નામનો પ્રખ્યાત આઇરીશ આગેવાન હાજર હતો. તેણે તુરત જ તેને પ્રત્યુત્તર આપ્યું કે 'જો એવો પ્રત્યન કરવામાં આવશે તો હું ૫૦૦૦૦૦ આઇરીશ લોકોની સાથે રાણીનુ રક્ષણ કરીશ.' તે સમયે આઇરીશ પ્રજા રાજદ્રોહી જેવી ગણાતી હતી; તે જ પ્રજાના આગેવાનના મુખમાંથી આવા રાણી પ્રત્યે પૂર્ણ વફાદારીપૂર્વકના ઉદ્દ્ગારો નીકળે એ જ બતાવી આપે છે કે રાણીશ્રીએ પોતાના સદ્દવર્તનની ઉત્તમ છાપ દરેકના હૃદય ઉપર પાડી હતી. માત્ર ટુંક મુદતમાં આવો પ્રજાપ્રેમ પ્રાપ્ત કરવો એ કાંઇ ઓછું પ્રશંસનીય નથી.

અત્યારસુધીમાં ઇંગ્લાંડના રાજ્યમાં ચાર રાણીઓ રાજપદ ઉપર આવી છે. તેમાં રાણીશ્રી વિકટોરીઆ સહુથી નાનામાં નાની વયે

ગાદી ઉપર આવ્યાં હતાં. તેમની પૂર્વેના રાજાઓ પહેલી કાઉન્સીલમાં એકલા હાજરી આપતાં સંકોચાતા હતા, ત્યારે રાણીશ્રીએ પ્રથમ કાઉન્સીલમાં એકલાંએ જ હાજરી આપી હતી અને પોતાનામાં અન્ય કરતાં અધિક યોગ્યતા છે એમ સિદ્ધ કરી આપ્યું હતું. બીજે દિવસે ધામધુમસાથે રાણીશ્રીએ રાજ્યાધિકાર પોતાના હસ્તમાં લીધો તેનો ઢંઢેરો વાંચવામાં આવ્યો અને રિવાજ મુજબ રાણીશ્રીએ સેંટ જેમ્સના મહેલની બારીએથી પ્રજાવર્ગને દર્શન આપ્યાં. જ્યારથી વિક્ટોરીઆ કુંવરીશ્રી મટીને રાણીશ્રી બન્યાં ત્યારથી જ તેમની માતાએ તેમના ઉપરની પોતાની દેખરેખ ઉઠાવી લઇને તેમને સ્વતંત્રપણે વર્ત્તવાની સગવડ કરી આપી હતી. પ્રથમના રાજાઓએ ગૂમાવેલી પ્રજાપ્રીતિ રાણીશ્રીએ જલ્દીથી સંપાદન કરી લીધી. તે જ સાલના નવેમ્બર માસની તા. ૨૦ મીએ રાણીશ્રીએ પોતાની પહેલવહેલી પાર્લામેન્ટ ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી. આ રાજસભાએ રાણીશ્રીને રૂ. ૩૮,૫૦,૦૦૦ નું વર્ષાસન બાંધી આપ્યું.

રવિવારના દિવસે કાંઇ પણ કામ નહિ કરતાં, તે રોજ આરામમાં ગાળવાનો તેમણે નિયમ રાખ્યો હતો અને તે નિયમને તેઓ દ્રઢપણે અનુસરતા હતા. અગત્યના દસ્તાવેજો કે કાગળપત્રો પૂરેપૂરી રીતે વાંચ્યા કે સમજ્યા સિવાય તેના ઉપર તે કદી પણ પોતાની સહી કરતાં નહિ. તે નિયમ પણ તેઓશ્રી બરોબર પાળતાં. એક વખત એક દસ્તાવેજ કે જે રાજ્યના લાભનો અને અગત્યનો હતો, તેનો ઉતાવળે નીકાલ આણવાની જરૂર હોવાથી વડા પ્રધાન લોર્ડ મેલબોર્ને તેમને તેના ઉપર જલ્દીથી સહી કરવાને અરજ કરી પરંતુ તેમણે તેને જણાવ્યું કે " મારા લોર્ડ ! મને એવું શિક્ષણ આપવામાં આવ્યું છે કે કોઈ પણ કાર્ય કરતાં પહેલાં બે વખત વિચાર કરવો, અને તેથી તેમાં રાજ્ય સંબંધી ગમે તેવી જરૂરીઆત હોય તોપણ તે હું સાંભળવા માંગતી નથી. " આપણા દેશમાં કેટલાક અમલદારો, રાજાઓ, અધિકારીઓ, ગૃહસ્થો આદિ ઘણી વખત વાંચવાની બિલકુલ તસ્દી લીધા સિવાય માત્ર બિલાડા ખેંચવામાં—પોતાની સહીના લીંટા કાઢવામાં બહાદૂર હોય છે! તેનું પરિણામ કેટલીક વાર તેમના લાભને હાનિ પહોંચાડનારૂં પણ આવે છે. તેમણે માનવંત રાણીશ્રીના ઉક્ત દ્રષ્ટાન્તથી ખાસ ધડો લેવો જોઇએ છે.

તા. ૨૨ મી ઑગસ્ટથી રાણીશ્રી વિંડસરના મહેલમાં વસવા

લાગ્યાં. તા. ૯ મી નવેમ્બરે તેમના માનમાં લોર્ડ મેયર તરફથી ગિલ્ડહોલમાં એક ભપકાદાર ખાણાનો મેળાવડો કરવામાં આવ્યો હતો. આ એક ટંકના ભોજનસમારંભના ખર્ચનો આંકડો જોતાં આપણે આશ્ચર્યે જ પામી જઇશું. તેમાં રૂ. ૪૦,૦૦,૦૦૦ નું ખર્ચ કરવામાં આવ્યું હતું. આ સમયે રાણીશ્રીએ લોર્ડ મેયરને બેરોનેટનો અને એક મોઝીસ નામના યાહુદી ગૃહસ્થને 'સર' નો ઇલકાબ આપ્યો હતો. 'સર' નો ઇલાકાબ મેળવનારા આ પહેલા યાહુદી હતા. આ ભોજનસમારંભમાં રાણીશ્રીએ ભપકાદાર કીમતી પોષાક અને હીરા આદિ રત્નજડિત આભુષણો ધારણ કર્યાં હતાં.

સને ૧૮૩૮ ના જુન માસની તા. ૨૮ મીના રોજ રાણીશ્રીને પટ્ટાભિષેક કરવાની જાહેર ક્રિયા કરવામાં આવી હતી. તે ક્રિયા વેસ્ટ મિનિસ્ટર એબી નામના દેવળમાં કરવામાં આવી હતી. રાણીશ્રી બકીંગહામના રાજમહેલમાં રહેતાં હતાં ત્યાંથી મોટી અને દબદબાભરી સ્વારી બપોરના સવા વાગે નીકળી ઉક્ત દેવળ તરફ ગઇ હતી. આખે રસ્તે બન્ને બાજુએ પ્રેક્ષકોની ઠઠ જામી હતી. લશ્કર પણ બન્ને બાજુએ સંપ સમારીને ઊભું હતું. તેમ જ પ્રેક્ષકોમાં શાંતિ રાખવાને માટે પોલીસનાં માણસો પણ પૂરતી સંખ્યામાં હાજર હતાં. તેમને એક ખાસ સૂચના રાણીશ્રી તરફથી કરવામાં આવી હતી કે માર્ગમાં રસ્તો ખુલ્લો કરવાને માટે લોકોને ખસેડવા પડે તો તેમના ઉપર કોઇ પ્રકારનો અત્યાચાર કરવો નહિ કે તેમને મારવા નહિ, પરંતુ શાન્તિથી સમજાવવા.

રાણીશ્રીએ રાજ્યાભિષેકના દિવસે જે મુકુટ ધારણ કર્યો હતો તેનું વજન ૩ શેરનું હતું. તેમાં હીરા, માણેક આદિ નાનાં મોટાં મળી કુલ્લે ૨૧૬૬ રત્નો જડેલાં હતાં. તેની કીમત રૂ. ૧૧,૨૭,૬૦૦ હતી. રાણીશ્રી ૮ ઘોડાની ભપકાદાર ગાડીમાં બિરાજ્યાં હતાં. તેમને ૧૭ ડયુક, ૨૨ માર્ક્વીસ, ૯૪ અર્લ, ૨૦ વાઇકાઉંટ અને ૯૨ બેરનોએ પોત પોતાની પદવી અનુસાર સલામ કીધી હતી. એક ૮૦ વર્ષનો વૃદ્ધ ઉમરાવ તેઓશ્રીને સલામ કરવા ગયો, પરંતુ તે પગથીએ ચઢતાં જ રાણીશ્રી તેની સામે જઇને તેને ભેટયા. પટ્ટાભિષેકના દિવસે અગાઉના વિચિત્ર રવૈયા મુજબ ૬૦૦ અમીર ઉમરાવો રાણીશ્રીના ઓષ્ઠને ચુંબન કરી તેમના પગે પડયા હતા. પહેલા વામ કપોલે ચુંબન લેવાનો રિવાજ હતો તે બદલીને રાણીશ્રીના હાથે ચુંબન કરવાનો ધારો ઠરાવવામાં આવ્યો હતો.

વેસ્ટમિનીસ્ટર એબીને બહુ ઉત્તમ પ્રકારે શણગારવામાં આવ્યું હતું, તેમ જ તેમાં હાજર થએલા અમીર ઉમરાવો આદિના ભપકાદાર પોષાક અને કીમતી આભૂષણોના ચળકાટથી તથા ધર્મગુરૂઓના ગંભિર દમામદાર દેખાવથી દેવળના ગૌરવ અને ગાંભિર્યમાં વૃદ્ધિ થઈ હતી, અને તે વિશેષ સુશોભિત જણાતું હતું. ત્યાં મોટા મેળાવડાની હાજરીમાં પરંપરાથી ચાલતા આવેલા રિવાજ મુજબ કેન્ટરબરીના મુખ્ય ધર્મગુરૂએ રાણીશ્રીને રાજ્યસિંહાસને આરોહિત કરવાની તથા તેમના મસ્તિક ઉપર મુકુટ ધારણ કરાવવાની ધાર્મિક ક્રિયા પૂર ગંભિરાઇથી કરી. સોગન ખાવાની તથા અન્ય તમામ જાતની ક્રિયાઓ પૂર્ણ થતાં રાણીશ્રીએ વડા ધર્મગુરૂના પાદારવિંદમાં પ્રણામ કર્યા, તે વખતે સર્વ ધર્મગુરૂઓએ રાણીશ્રીને શુભાશિર્વાદ આપ્યા, રાણીશ્રીએ તેમને સુવર્ણ મુદ્રાઓ ભેટ આપી અને તમામ ક્રિયા સમાપ્ત થઈ. રાજ્યાભિષેકની આ વિધિ પૂર્ણ કરતાં પાંચ કલાક લાગ્યા હતા.

ક્રિયા પૂર્ણ થતાં સ્વારી જેવા ઠાઠમાઠથી આવી હતી, તેવા જ ઠાઠમાઠથી પાછી રાજમહેલ તરફ સીધાવી. રાજમહેલમાં પહોંચતાં જ સૌથી પહેલાં રાણીશ્રીએ પોતાનો માનીતો અને વિશ્વાસુ " ડાશ " નામનો કૂતરો જે પૂંછડી હલાવતો બારણાની વચમાં ઊભો હતો તેને પંપાળ્યો અને પોતાનો તમામ દમામદાર પોષાક કાઢી નાંખીને પોતે જાતે તે કૂતરાને ચોળીને નહવરાવ્યો ! તેઓશ્રીને કૂતરાનો અતિ શોખ હતો.

તે દિવસે પાયતખ્તમાં બહુ ધામધુમ કરવામાં આવી હતી. રાત્રે આખા શહેરમાં રોશની થઈ હતી તેમ જ આતશબાજી પણ ફોડવામાં આવી હતી. આતશબાજીમાં રાણીશ્રીની છબીનો દેખાવ બતાવવામાં આવ્યો હતો. આ રાજ્યાભિષેકની ક્રિયામાં રાજ્યને કુલ્લ ખર્ચ રૂ. ૬૯૪૨૧૦–૧૪–૪ થયું હતું, જે અગાઉના રાજાઓના સમય કરતાં ઓછું હતું. ચોથા જયોર્જના રાજ્યાભિષેકનું ખર્ચ રૂ. ૨૩॥ લાખનું થયું હતું, જેમાં ત્યાંની પાર્લામેન્ટે રૂ. ૧૦ લાખનો ફાળો આપ્યો હતો.

જે સમયે રાણીશ્રી ગાદિનશીન થયાં તે વખતમાં પ્રધાનપદ ઉપર લિબરલ પક્ષ હતો. આ સમયમાં રાણીશ્રીની સાહેલીઓ તથા દાસીઓ આદિનો મોટો ભાગ પ્રધાનપક્ષમાંના અધિકારીઓની સ્રીઓ, બ્હેનો આદિનો હતો. તે સર્વના પ્રતિ રાણીશ્રી વિશેષ પ્રેમ

દર્શાવતાં, તેમ જ વડા પ્રધાન લૉર્ડ મેલબોર્ન ઉપર વધુ વિશ્વાસ રાખતાં. તેનો વિશેષ સહવાસ રાખતાં, તે કારણથી એક વાર તેમના ઉપર મુસ્કેલી પણ આવી પડી હતી.

સને ૧૮૩૯ માં જ્યારે નવું પ્રધાનમંડળ નિમાયું ત્યારે તે પક્ષનો વડો સર રોબર્ટ **પીલ** રાણીશ્રીને મળવા આવ્યો. સામાન્ય રીતે એવો ધારો છે કે જ્યારે પ્રધાન મંડળમાં ફેરફાર થાય ત્યારે રાજા કે રાણીએ જૂના યા નવા પ્રધાન મંડળના સંબંધમાં તેની તરફેણમાં કે વિરૂદ્ધમાં કોઇ પણ પોતાનો અભિપ્રાય પ્રકટ ન કરતાં તદ્દ વિષયમાં મૌન સેવવું જોઇએ, પરંતુ રાણીશ્રીએ કાંઇક અનુભવની ખામી અને કાંઇક યુવાનીનો તોર એ બેના પરિણામે સર રોબર્ટ **પીલ**ની પાસે જૂના પ્રધાનમંડળની પ્રશંસા કરી, તે બદલાયાથી દિલગીરી દર્શાવી અને તેના તરપ પોતાની માનબુદ્ધિ પ્રકટ કરી. રાણીશ્રીને મુસ્કેલીમાં લાવનાર આ જ ' ભૂલ ' જ હતી. એક નજીવી 'ભૂલ'થી કેટલોક સમય તેમને વિરૂદ્ધ પક્ષના અનુચિત અને અસત્ય આક્ષેપો સહન કરવા પડયા. કેટલાક તેમની વિરૂદ્ધ વિચાર ધરાવનારા હતા તેમણે ખોટા ગુલબાનો પણ ઉડાવવા માંડયા. ટોરી ( કોન્ઝરવેટીવ ) પક્ષમાંના કેટલાકોએ તો શરમ છોડીને જ્યારે રાણીશ્રીની સ્વારી ઘોડદોડની શરત જોવાને શરતના મેદાનમાં જતી હતી ત્યાર અમર્યાદપણે તેમના પ્રતિ ' હિસ હિસ ' ના પોકારો કરી પોતાનું હલકટપણું પ્રકટ કર્યું હતું. આમ થવાથી ' **प्रथम ग्रासेमक्षिका** ' જેવું રાણીશ્રીને થયું. પ્રારંભમાં જ એક સામાન્ય ભુલ માટે પસ્તાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, પરંતુ અન્તે ' **सत्येजयम्** '–વિજય સત્યનો જ થાય છે. રાણીશ્રી કેવળ વિશુદ્ધ, નિર્દોષ અને સત્યની પ્રતિમૂર્તિ હતાં, એટલે અન્તે સત્ય આગળ આવ્યું અને ' શયનગૃહનો સવાલ ' એ નામથી ઉપસ્થિત થએલી ચર્ચા બંધ પડી ગઇ. વળી આથી તેમની પ્રત્યે પ્રજાની પ્રીતિ પણ અધિક વૃદ્ધિને પામી. ખોટાં ગુલબાન ઉડાવનારાના મ્હોં કાળાં થયાં એટલું જ નહિ પરંતુ નવા પ્રધાનમંડળના આવા વર્ત્તનથી તેને પોતાના પદ ઉપરથી ખસવું પડયું અને જૂનું પ્રધાનમંડળ પાછું પોતાની અસલ જગ્યાએ કાયમ થયું. રાણીશ્રીનાં સદ્દવર્ત્તનનો આ જેવો તેવો વિજય ન ગણાય.

રાણીશ્રીના લગ્ન રાજપુત્ર આલબર્ટ સાથે સને ૧૮૪૦ માં થયાં હતાં. આ રાજપુત્રના સંબંધમાં તથા લગ્ન પહેલાં ઉભય વચ્ચે ઉદ્-

બનેલા પ્રેમપ્રસંગને લગતી કેટલીક વિગતો જાણવા જેવી છે; રાજપુત્ર આલબર્ટ બેલજીયમના રાજા લીઓપોલ્ડના ભાઇના પુત્ર થતા. આલબર્ટનો પિતા અને રાણીશ્રીની માતા બન્ને સગાં ભાઇ બ્હેન હતાં. આથી વાચકો એ પણ સમજી શકયા હશે કે લીઓપોલ્ડ રાણીશ્રીનો મામો થાય. રાજપુત્ર આલબર્ટનો જન્મ સને ૧૮૧૯ માં તા. ૨૬ મી ઓગસ્ટે જર્મનીના રોસેન્યુ શહેરમાં થયો હતો. તે રાણીશ્રી કરતાં ૩ માસ અને ૨ દિવસે નાનાં હતાં. તેમના પિતા સેક્ષકોબર્ગ એલફીલ્ડના અમીર થતા. તેમને પોતાની પત્ની સાથે અનુકૂળતા નહોતી, જેના પરિણામમાં છૂટાછેડા કરવાની ફરજ પડી હતી, તેથી રાજપુત્ર આલબર્ટ પોતાના પિતાની સાથે જ રહ્યા અને ઉછર્યા. બાલ્યકાળથી જ તેમની બુદ્ધિની તીવ્રતા અને ચાતુર્ય પ્રત્યક્ષ થાય છે. આપણે જાણીને સાનંદાશ્ચર્ય પામીશું કે તેમનું વય ફક્ત ૬ વર્ષનું હતું ત્યારથી તે નિત્યનોંધપોથી રાખતા અને લખતા હતા. રાણીશ્રી અને આલબર્ટના ઘણાખરા ગુણો અને સ્વભાવમાં મળતાપણું હતું. તે બન્ને સંગીત અને ચિત્રકળાના શોખીન હતાં.

ઇંગ્લાંડમાં પ્રથમ સને ૧૮૩૬ માં આલબર્ટ પોતાના ભાઇ અર્નેસ્ટ સાથે પરોણા તરીકે આવ્યા હતા. તે સમયથી તેમની તથા રાણીશ્રીની વચ્ચે પ્રેમપ્રસંગ ઉદ્‌ભવ્યો—એક બીજાના હૃદયમાં પ્રેમાંકુરો ફૂટયાં અને તે વૃદ્ધિ પામવાં લાગ્યાં. ઉભય બંધુઓના માનમાં નૃત્યસભાઓ (‘બૉલ’ના મેળાવડા) થતી હતી અને તે દરેકમાં નાચવામાં રાણીશ્રી આલબર્ટનો સંગ સ્વીકારતાં હતાં.

તત્કાલ રાણીશ્રી અને આલબર્ટ માનસિક લગ્નથી તો જોડાયાં, અને કેટલોક સમય આનંદમાં વ્યતીત કરી આલબર્ટ વિદાય થયા. તેમના ગમન બાદ રાણીશ્રી સદૈવ તેમની છબી પોતાની પાસે રાખતાં અને તેનાં દર્શન, ચુંબનથી પોતાના મનને પ્રસન્ન કરતાં.

રાજપુત્ર આલબર્ટે સને ૧૮૩૯ ના ઓકટોબર માસમાં રાણીશ્રીની બીજી વાર મુલાકાત લીધી હતી. મુસાફરી દરમીયાન તેમની પહેરવાનાં કપડાંની પેટી ખોવાએલી હોવાથી તેઓ પોતાના "ખાણા સમયના પોષાકની" ગેરહાજરીને લીધે પોતાના માનમાં ખાસ કરવામાં આવેલા ખાણાના મેળાવડામાં ભાગ લઈ શકયા નહોતા. આ પ્રસંગ પછી એટલે તે જ સાલની તા. ૨૩ મી નવેમ્બરના રોજ રા-

ણીશ્રીએ પોતાની કાઉન્સીલમાં રાજપુત્ર આલ્બર્ટ સાથે લગ્ન કરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. બીજે દિવસે પાર્લામેન્ટ ખુલ્લી મૂકવાની ક્રિયા કરતાં, તેમાં પણ તેમણે પોતાની ઉકત ઇચ્છા પ્રકટ કરી; જેનો સર્વ તરફથી આનંદસહ સત્કાર થયો.

આ સંયોગથી આલ્બર્ટને 'હીઝ હાઇનેસ ' નો ઇલકાબ આપવામાં આવ્યો, અને રૂ. ૩૦૦,૦૦૦ નું વર્ષાસન આપવાનો ઠરાવ થયો. શાહજાદી શાર્લોટના પતિને રૂ. ૫ લાખનું વર્ષાસન મળતું હતું, પરંતુ આ સમયે તેટલી રકમ આપવા સામે વિરૂદ્ધ પક્ષે વાંધો લીધાથી રૂ. ૩ લાખની રકમ ઠરાવવામાં આવી હતી. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ રાણીશ્રી કે જેમને આપણે અતિશક્તિમતી માનીએ, તેમના જેવાંનાં લગ્ન પણ વગરવાંધે પસાર થયાં નથી. રાજપુત્ર આલ્બર્ટ–રાજ્ઞીપતિ–ની પદવી માત્ર રાણીશ્રી સિવાય પાર્લામેન્ટમાં સર્વ કરતાં શ્રેષ્ઠ ઠરાવવામાં આવી હતી; અને તદનુસાર તેમની બેઠક રાખવામાં આવી હતી.

લગ્નની તિથિ સને ૧૮૪૦ ના ફેબ્રુઆરી માસની તા. ૧૦ મી મુકરર કરવામાં આવી હતી. તેની પહેલાંથી જ પાટનગરમાં તેને લગતી ગોઠવણો અને ધામધુમો થઇ રહી હતી. રાણીશ્રીનાં લગ્ન 'રાણી' તરીકે થવાનાં છે એવા પ્રકારની વાતો લોકોમાં છૂટથી ચર્ચાતી હતી. હકીકત એમ છે કે જો 'રાણી' તરીકે લગ્ન થાય તો લગ્નના કોલકરારમાં કેટલોક ફેરફાર કરવો પડે અને તેમ થતાં આલ્બર્ટ પતિ તરીકે નામની જ સત્તા ભોગવી શકે, પરંતુ ઉક્ત ચર્ચા વજુદ વગરની હતી. કાન્ટરબરીના વડા ધર્માધ્યક્ષે તત્સંબંધ રાણીશ્રીને પ્રશ્ન કરતાં તેમણે તેને ઉત્તર આપ્યું હતું કે " જે પ્રમાણે અન્ય સ્રીના લગ્ન થાય છે, તે જ રીતિએ હું લગ્ન કરવાને તૈયાર છું અને એ નિયમાનુસાર દરેક પ્રકારનો કોલ આપવા પણ ખુશ છું."

અદ્યાપિપર્યંત સામાન્ય રીતે સ્હવારે કે સ્હાંજે લગ્નવિધિ થતો હતો, પરંતુ રાણીશ્રીએ તેમાં ફેરફાર કરીને મધ્યાન્હ કાળનો સમય મુકરર કર્યો હતો. તે પ્રસંગે કાઢવામાં આવેલી સ્વારી પણ પૂર્ણ ભપકાદાર હતી અને રાણીશ્રીએ પોતાના અંગ ઉપર કીમતી રત્નજડિત આભૂષણો અને મૂલ્યવાન વસ્રો પરિધાન કર્યાં હતાં. તેઓશ્રીએ તે પ્રસંગે પહેરેલા એક ઘાઘરાનું મૂલ્ય જ માત્ર રૂ. ૧૦૦૦૦ થવા પામતું હતું. આ પોષાક તૈયાર કરવામાં ૨૦૦ કારીગરોને ૮

માસ પર્યંત કામે લગાડવામાં આવ્યા હતા. આ ઉપરથી એ પોષાક કેટલો ભવ્ય અને કીમતી હશે તે સહજે સમજી શકાશે. લગ્નવિધિ 'રોયલ ચેપલ' નામક દેવળમાં થયો હતો કે જે દેવળમાં રાણીશ્રી પોતાની ૧૨ સાહેલીઓ સાથે પૂર ભપકાથી દાખલ થયાં હતાં. તે સર્વ સાહેલીઓ અમીર કુટુંબની હોવા સાથે સ્વરૂપસૌંદર્ય, ઉમર અને કદમાં પણ સમાન હતી.

લગ્નક્રિયા ધામધૂમ સાથે નિર્વિઘ્ને પૂર્ણ થયા પછી સ્વારી આનંદસહ સેંટ જેમ્સના રાજમહેલમાં આવી. ત્યાં દંપતીએ લગ્નખત ઉપર મુખ્ય ધર્માધ્યક્ષની સન્મુખ પોતાના આખા નામની સહી કરી તથા તેના ઉપર ૩૦ ગૃહસ્થોએ સાક્ષી કરી. રાણીશ્રીનું પૂર્ણ નામ "એલેકઝાંડ્રીના વિકટોરીઆ ગલ્ફી" હતું અને તેમનાં પતિનું પૂર્ણ નામ "ફ્રાન્સીસ આલબર્ટ ઓગસ્ટસ ચાર્લ્સ એમેન્યુઅલ બીસીસી" હતું.

આ પ્રસંગે જેમ રાજ્ય તરફથી ધામધુમમાં સારૂં ખર્ચ કરવામાં આવ્યું હતું તેમ નાગરિકોએ પણ ઉત્સાહ અતિ ધામધૂમથી ઉજવ્યો હતો અને રોશની આદિથી મકાનોને પ્રકાશિત કર્યાં હતાં તે રાત્રે રાણીશ્રીએ ભોજનનો જંગી મેળાવડો કર્યો હતો અને આખા શહેરની તમામ નાટકશાળાઓ પ્રજાજન માટે મફત ખુલ્લી મૂકાવી હતી. પાર્લામેન્ટ આદિ તરફથી રાણીશ્રીને સેંકડોની સંખ્યામાં માનપત્રો પ્રાપ્ત થયાં હતાં. એક દિવસ તો રાજપુત્ર આલબર્ટે ૨૭ ડેપ્યુટેશનોની મુલાકાત લઇને તેમને સંતોષકારક જવાબ આપ્યો હતો.

રાણીશ્રી પોતાના પતિને સંપૂર્ણ ભાવપૂર્વક ચાહતા હતા. એમ કહીએ તો ચાલે કે તેમનો ચાહ અવર્ણનીય હતો, અને તેમનો તે ચાહ તેમણે પોતાના અનેક સ્નેહીઓને લખેલા પત્રોમાં પોતાના પતિના સંબંધમાં દર્શાવેલા ઉદ્દગારોથી પ્રત્યક્ષ થાય છે. તેઓશ્રી તેમાં લખે છે કે "આખા જગતમાં મારા પતિ કરતાં વધારે પવિત્ર, વધારે પ્રિય અને વિશેષ ગુણવાન્ અન્ય કોઈ પણ મનુષ્ય મારા મનમાં વસતો નથી."

આ લગ્ન પછી રાજપુત્ર આલબર્ટે પોતાનું લક્ષ 'ગૃહવ્યવસ્થા' ને ઉત્તમ પ્રકારની બનાવવા તરફ દોર્યું હતું. તે સમયે ગૃહવ્યવસ્થાની રીતિ તદ્દન અસ્તવ્યસ્ત હતી. દાસદાસ્યાદિ ભૃત્યગણ ઉપર કોઇનો દાબ નહોતો અને પૂરતી દેખરેખના અભાવે સર્વ પોત

પોતાની મરજી માફક વર્ત્તતાં હતાં. શેઠ અને નોકર જેવો ભેદભાવ રહ્યો નહોતો. અર્થાત્ 'ધણી વગરનાં ઢોર સૂતાં' જેવી સ્થિતિ થઇ પડી હતી. આ અસ્તવ્યસ્તતા એટલે બધે અંશે પ્રસરી ગઇ હતી કે જો રાણીશ્રીના મહેલની એકાદી બારીનો કાચ ભાંગી ગયો હોય તો તેમાં નવો કાચ નંખાવવા પૂર્વે એટલા બધા અધિકારીઓની મંજૂરી મેળવવી પડતી કે તેમાં મહિનાના મહિના વીતી જતા! રાજપુત્ર આલબર્ટે દરેક પ્રકારની અવ્યવસ્થાનું બારીકાઇથી અવલોકન કર્યું અને બનતા પ્રયત્ને દરેક અગવડ ધીમે ધીમે દૂર કરી, ગૃહવ્યવસ્થા ઉત્તમ પ્રકારની બનાવી પોતાની કાર્યદક્ષતા દર્શાવી આપી હતી.

**આનંદના દિવસો.**

પતિ પત્ની બન્નેનો સ્વભાવ રમુજી હતો, અને આ આનંદી જોડું પોતાના દિવસો આનંદમાં નિર્ગમન કરતું હતું. આલબર્ટ સંગીતવિદ્યામાં પ્રવીણતા ધરાવતા હતા. તેઓ ઉંચા પ્રકારની ભાવપૂર્ણ સંગીતમય કવિતાઓ બનાવતા અને રાણીશ્રી વાજીંત્રની સાથે પોતાના સુમધુર સ્વે ગાઇને પોતાના પતિને આનંદ ઉપજાવતાં હતાં. આ દંપતી નાટકનાં બહુ જ શોખીન હતાં. જ્યારે તેઓ પાયતખ્ત-લંડનમાં હોય ત્યારે તો ભાગ્યે જ નાટક જોવા ગયા સિવાય રહેતાં. રાજપુત્ર આલબર્ટ હોશિયાર અને સંગ્રાહી શક્તિવાળા હોવાથી અલ્પ સમયમાં તેમણે અંગ્રેજી ભાષા ઉપર સંપૂર્ણ કાબુ મેળવી લીધો; અને સને ૧૮૪૧ ની તા. ૧ લી જુનના રોજ 'ગુલામી વ્યાપાર વિરૂદ્ધ મત દર્શાવવા' મળેલી સભાના પ્રમુખપદનો સ્વીકાર કરી તેમણે અંગ્રેજીમાં પહેલવહેલું ભાષણ આપ્યું હતું.

તેજ માસની તા. ૧૦ મીના રોજ એક મોટો અકસ્માત રાણીશ્રીને નડયો હતો, પરંતુ ઇશ્વરકૃપાથી તેઓ તેમાંથી નિર્વિઘ્નપણે બચી જવા પામ્યાં હતાં. તે દિવસે પતિપત્ની બન્ને ફરવાને માટે જતાં હતાં, તેવામાં એક ૧૭ વર્ષના ઉદ્ધત યુવાને રાણીશ્રી ઉપર બે ગોળીઓ છોડીને નીચ હુમલો કર્યો, પણ સદ્‌ભાગ્યે ખૂની પોતાની નેમ ચૂક્યો અને ગોળીઓ ચાલી ગઇ. રાણીશ્રીને બિલકૂલ ઇજા થઇ નહિ. ખૂનીને તુરત જ પકડવામાં આવ્યો. આ ભયંકર આપત્તિમાંથી રાણીશ્રીનો બચાવ થવાથી પ્રજાજનોએ અતિ હર્ષ પ્રકટ કર્યો હતો, અને મુબારકબાદીના અનેક માનપત્રો તેઓશ્રીને આપવામાં આવ્યાં હતાં. પાર્લામેન્ટ તરફથી રાણીશ્રીને અભિનંદનપત્ર આપવાને દિવાને ખાસ

અને દિવાને આમ ( હાઉસ ઑફ લૉર્ડઝ અને હાઉસ ઑફ કૉમન્સ ) ના સભાસદો ૧૯૦ ગાડીઓમાં બેસીને આવ્યા હતા. ઉપર પ્રમાણે હરામખોર ઍનાર્કીસ્ટો તરફથી રાણીશ્રી ઉપર અનેક નીચ ખૂની હૂમલાઓ થયા હતા, પરંતુ જેનો રામ રક્ષક છે તેનો વાળ પણ વાંકો કરવાની કોની દેન છે ?

પાટનગરની ધાંધલખોર ધામધૂમ કરતાં ગામડાની શાન્ત જીંદગી રાણીપતિને વિશેષ પ્રિય હોવાથી તેમની સલાહથી રાણીશ્રીએ આઇલ ઑફ વ્હાઇટમાં તથા સ્કૉટલાન્ડમાં બે જાગીરો પોતાની ખાનગી મીલ્કત તરીકે ખરીદી ને તે સ્થળોએ અનુક્રમે ' ઓસબર્ન ' અને 'બાલમોરલ ' નામના મહેલો બંધાવ્યા હતા. રાણીપતિ જાતે બાગાયતમાં અને શિલ્પશાસ્ત્રમાં પણ કુશળ હતા.

લગનના જ વર્ષમાં રાજરાજેશ્વરી વિકટોરીઆ ગર્ભવતી થયાં હતાં. ગર્ભાસ્થાનના સર્વ દિવસો દંપતીએ આનંદમાં અને હરવા ફરવા તથા શેત્રંજ રમવામાં ગાળ્યા હતા. તા. ૨૬ મી ઑગસ્ટે રાણી એડિલેડે રાણીશ્રીના સીમંતનો ઉત્સવ ઉજવ્યો હતો. તા. ૨૧ મી સપ્ટેમ્બરના રોજ રાણીશ્રીએ પુત્રીને જન્મ આપ્યો. આ આનંદપ્રદ વર્ત્તમાન તોપોના અવાજથી આખા શહેરમાં જાહેર કરવામાં આવ્યા. પુત્રીનો જન્મ થવાથી રાજપુત્ર આલબર્ટને સહેજ દિલગીરી ઉત્પન્ન થઈ હતી, પરંતુ તેમના હૃદયનું રાણીશ્રીએ નીચેના શબ્દોથી સાંત્વન કર્યું કે "ગભરાઓ નહિ. હવે પછી પુત્ર જન્મ થશે. મારા હૃદયમાં વિશ્વાસ છે કે હું એક જ પુત્રીની નહિ પરંતુ અનેક સંતાનોની માતા થઇશ."

લગ્નના પહેલા વાર્ષિક દિવસે એટલે તા. ૧૦ મી ફેબ્રુઆરી સને ૧૮૪૧ ના રોજ કુંવરીશ્રીના નામાભિધાનની ક્રિયા કેન્ટરબરીના મુખ્ય ધર્માચાર્યની સન્મુખ કરવામાં આવી હતી અને મર્હુમ રાજાની વિધવા રાણી એડિલેડે તેનું નામ ' વિકટોરીઆ એડિલેડ મેરી લ્યુસા ' રાખ્યું.

સને ૧૮૪૧ ના નવેમ્બર માસની તા. ૯ મીના માંગલિક દિવસે સ્હવારના ૧૧ વાગે રાજરાજેશ્વરી શ્રીમતી વિકટોરીઆએ રાજકુમારને જન્મ આપ્યો. ગગનભેદી તોપોની ગર્જનાએ પ્રજાજનોને તેમના ભવિષ્યના રાજાના આગમનના હર્ષદાયક સમાચાર જણાવ્યા. સર્વત્ર આનંદ આનંદ પ્રસરી રહ્યો. સૂર્યનારાયણ પણ આ આનંદપ્રદ વર્તમાન જાણી પૂર્ણ કળાએ પ્રકાશવા લાગ્યા. તે દિવસ

સર્વેએ જાહેર ઉત્સવ તરીકે પાળ્યો. આ રાજકુમાર–યુવરાજ–'પ્રિન્સ ઓફ વેલ્સ'–તે જ આપણા મહુંમ માનવંત શાંતિદાતા (Peacemaker) શાહાનશાહ સપ્તમ્ એડવર્ડ.

આ રાજકુમારના નામકરણના સંસ્કારની ક્રિયા તા. ૨૫ મી જાન્યુઆરી સને ૧૮૪૨ ના દિને કરવામાં આવી હતી. તેઓશ્રીનું નામ 'આલબર્ટ એડવર્ડ' રાખવામાં આવ્યું. આ પ્રસંગે બહુ સારી ધામધુમ કરવામાં આવી હતી અને તેમાં કુલ્લે રૂ. ૨૦,૦૦,૦૦૦ નું ગંજાવર ખર્ચ કરવામાં આવ્યું હતું. કુમારશ્રી ૧ મહિનાના થયા ત્યારે રાણીશ્રીએ તેઓશ્રીને અર્લ ઓફ ચેસ્ટરની પદવી આપી હતી. રાજકુમારીનું લાડનું નામ "વીકી" હતું અને રાજકુમારનું લાડનું નામ "બર્ટી" રાખવામાં આવ્યું હતું. રાજકુમારી બુદ્ધિમતી હોવા સાથે તેમનામાં ચાંચલ્ય વિશેષ હતું. માત્ર ૩ વર્ષની ઉમરે જ તેઓ ફ્રેંચ ભાષામાં વાતચીત કરી શકતાં હતાં!

૧૮૪૨ માં હિંદી સરકારે કાબુલમાં જીત મેળવી તે જ વર્ષમાં ઇંગ્લાંડ અને સ્કોટલાંડમાં ભૂખમરાના સંકટને લીધે ખાણોવાળા વિભાગોમાં બંડો થયાં હતાં. એ રીતે અસ્તવ્યસ્ત થઇ પડેલી લોકસ્થિતિને સુધારવાને તથા કારીગરોને રોજી મળે એ હેતુથી રાણીશ્રીએ પ્લેન્ટેજનેટ નૃત્ય (રાજા ત્રીજા એડવર્ડના સમયના–પ્રાચીન કાળના દેખાવો) નો મહાન્ સમારંભ કર્યો. આ મેળાવડો તા. ૩ જી મેના રોજ કરવામાં આવ્યો હતો. તેમાં સ્ત્રી–પુરૂષો મળી લગભગ ૧૮,૦૦૦ મનુષ્યોએ ભાગ લીધો હતો. નાચમાં હાજરી આપનાર દરેકે રૂ. ૨૦૦૦ થી વધુ કીમતના પોષાકો પહેર્યા હતા. તેમાં અર્લ ઓફ પેમબ્રુકનો પોષાક તો અતિ કીમતી હતો. ફકત તેની એક ટોપી જ રૂ. ૮૦૦,૦૦૦ ની થઇ હતી. આથી આ નૃત્યલીલા માટે પોષાક તૈયાર કરવાને લાખો મનુષ્યોને રોજી મળી હતી.

તે જ સાલમાં એટલે સને ૧૮૪૨ માં રાજરાજેશ્વરીએ આખી દુનિયામાં પહેલ વહેલી બંધાએલ વિંડસરથી લંડન વચ્ચેની રેલ્વેમાં પહેલી જ વખત મુસાફરી કરી. આ સાલમાં ૩૪ દિવસોના સમયમાં રાણીશ્રી ઉપર એનાર્કીસ્ટોએ ત્રણ વાર ખૂની હુમલા કર્યા હતા, પરંતુ પ્રભુકૃપાથી ત્રણે વખત તે નીચ મનુષ્યો પોતાના પાપી વિચારોમાં નિષ્ફળ થયા અને રાણીશ્રી સુરક્ષિત રહ્યાં. આવા ઉપરાછાપરી બનેલા બનાવોથી રાણીશ્રી ગભરાઇ ગયાં હતાં. તે અતિ ધૈર્યવાન્ હતાં

છતાં તેમના નેત્રોમાં અશ્રુ આવી ગયાં હતાં, પરંતુ ગુલ થવાની અણી ઉપર આવલો દીપક જેમ બે ત્રણ વાર વિશેષ પ્રકાશ આપી તે પછી એકદમ ઓલવાઇ જાય છે, તે રીતે આટલી ટુંક મુદતમાં આ પ્રમાણે ઉપરાછાપરી નીચ હુમલા થયા પછી તે સમયથી હમેશને માટે તેમના ઉપરના ખૂની હુમલા બંધ થઈ ગયા !

આ અરસામાં મેંડલસ્તેન નામે સુપ્રસિદ્ધ ગાયનકારને રાણીશ્રીની મુલાકાતનું માન પ્રાપ્ત થયું હતું. પતિપત્નીનું ઉંચા પ્રકારનું સંગીત જ્ઞાન જોઇને તે છક થઇ ગયો તે માટે તેણે પોતાનો સંતોષાનંદ જાહેર કર્યો હતો.

રાજરાજેશ્વરીએ કુલ્લે નવ બાળકોને જન્મ આપ્યો હતો. તેમાં ૪ કુમારો અને ૫ કુમારીઓ હતા. એક કુમારી અને એક કુમાર સંબંધી આપણે ઉપર જાણી ગયા. બીજા સાત બાળકોનાં નામાભિધાન તથા જન્મતિથિ નીચે અનુક્રમમાં આપવામાં આવે છે.

૩ કુમારી **એલિસ મહમેરીનો** જન્મ સને ૧૮૪૩ના એપ્રિલની તા. ૨૫ મીએ થયો હતો.

૪ કુમાર **આલ્ફ્રેડ** ડયુક ઓફ એડિન્બરોનો જન્મ સને ૧૮૪૪ ના ઓગસ્ટની ૬ ઠ્ઠીએ થયો હતો. તેમનું પૂર્ણ નામ ' **આલ્ફ્રેડ** અર્નેસ્ટ આલબર્ટ ' રાખવામાં આવ્યું હતું. લાડનું નામ ' એફી ' હતું.

૫ કુમારી **હેલીના આગસ્ટા વિકટોરીઆનો** જન્મ સને ૧૮૪૬ ના મેની ૨૫ મીએ થયો હતો.

૬ કુમારી **લુઇસ કેરોલાઇન આલબર્ટાનો** જન્મ સને ૧૮૪૮ ના માર્ચની તા. ૨૧ મીએ થયો હતો.

૭ કુમાર **આર્થર વિલિયમ પેટ્રિક** ડયુક ઓફ કોનાટનો જન્મ સને ૧૮૫૦ ના મેની ૧ લી તારીખે થયો હતો.

૮ કુમાર **લિયોપોલ્ડ જ્યાર્જ** ડંકન **આલબર્ટનો** જન્મ સને ૧૮૫૩ ના એપ્રિલની તા. ૭ મીએ થયો હતો. આ કુમારને પાછળથી આયર્લાંડના માનમાં ડયુક ઓફ આલ્બનની પદવી આપવામાં આવી હતી.

૯ કુમારી **મેરી વિકટોરીઆ ફીયાદોરી બિયાટ્રીસનો** જન્મ સને ૧૮૫૭ ના એપ્રિલની તા. ૧૪ મીએ થયો હતો.

મધ કે સાકરના ગાંગડાં જેવા મિષ્ટ પદાર્થની આસપાસ જેમ કીડીઓ તથા માખીઓ વિશેષ પ્રમાણમાં એકઠી થાય છે, તે જ પ્રમાણે રાજપુત્રો કિંવા ગર્ભશ્રીમંત યુવાનોની આસપાસ અન્ય મનુષ્યો

ભમતા ફરે છે. તેઓ પોતાના ખુશામદખોર સ્વભાવથી મીઠું મીઠું બોલી ઉંદરની માફક ફુંકી ફુંકીને કોતરી ખાય છે. પોતાનો સ્વાર્થ સાધવાને તેઓ રાજકુમારોને મોટા ભા બનાવે છે અથવા તેમનામાં ન હોય તેવી યોગ્યતાવાળા તે છે એમ તેમના મનમાં ઠસાવે છે. આથી પરિણામ એ આવે છે કે તેઓ ગર્વિષ્ઠ, આળસુ, સ્વચ્છંદી અને ઉદ્ધત બની જાય છે. આપણા દેશી રજવાડામાં આવા ઘણા બનાવો બનતા આપણી નજરે પડે છે. આપણા રાણીશ્રી તથા તેમના પતિ બન્ને ચતુર હતાં, અને મોટામાં સંતાનોનાં માર્ગમાં આવતી લાલચોથી વાકેફ હતાં, તેથી પોતાનાં બાળકો એવા કોઈ પણ પ્રકારના દુર્ગુણમાં ફસાવા ન પામે તે માટે જાતી દેખરેખપૂર્વક ખાસ કાળજી રાખતાં હતાં. તેમણે પોતાનાં બાળકોની સંભાળને માટે સારાં માણસોને ગોઠવ્યાં હતાં, અને તેમના શિક્ષણને અર્થે ઉંચી કેળવણી પામેલા સદ્‌ગુણી શિક્ષકો ગોઠવ્યા હતા. વળી દરેક શિક્ષક ઉપર રાજપુત્ર આલબર્ટ સીધી દેખરેખ રાખતા હતા. કોઇ પણ પુસ્તક પોતાનાં બાળકોને વાંચવા આપતાં પહેલાં તેમણે પ્રથમ તે પુસ્તક પોતે સાદ્યાન્ત વાંચી જઇ, તે આપવાનું યોગ્ય લાગે તો જ આપવું, એવો નિયમ રાખ્યો હતો. બાળકને અસભ્ય ભાષા વાપરતાં તથા એક બીજાની મશ્કરી કરતાં ખાસ અટકાવવામાં આવતાં અને તેઓ ફરીફરીને ભૂલ ન કરે તે માટે તેમને તાદ્દશ્ય દ્રષ્ટાન્તો આપવામાં આવતાં. એક વખત બે બાળકોએ રાણીશ્રીની એક દાસીનાં કપડાં તથા મ્હોં કાળુ કર્યું. આથી રાણીશ્રીએ તે બાળકોને ઉક્ત દાસીની માફી માગવાની ફરજ પાડી અને તે બાળકોનાં ખાનગી ખર્ચમાંથી તેને નવાં કપડાં અપાવ્યાં કે જેથી ફરી એવો દોષ તેઓ કરે નહિ. શિક્ષકોને ખાસ હુકમ કરવામાં આવ્યો હતો કે તેમણે બાળકોને માતાપિતા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવાનું શિક્ષણ આપવું. માતાપિતાની આજ્ઞાને અધીન વર્ત્તવાનું તથા સર્વની સાથે સભ્ય વર્ત્તન રાખવાનું શિક્ષણ આપવામાં આવતું હતું. ટૂંકામાં શાળાના શિક્ષણ સાથે ગૃહશિક્ષણ પણ ઉત્તમ પ્રકારનું મળતું હતું.

કુમાર–કુમારીઓને સંગીન શિક્ષણ આપવાને અર્થે ઓસબોર્નના મહેલની નજીકમાં એક ખાસ બગીચો, ખેતીવાડીને લગતું કારખાનું, રસોઇશાળા તથા દરેક બાળક માટે જુદાં જુદાં નાનાં નાનાં મકાનો બનાવરાવવામાં આવ્યાં હતાં. ત્યાં તેમને સંગીન પ્રકારની

કેળવણી મળતી હતી. તેઓ હમેશાં ૨-૩-કલાક બગીચામાં કામ કરતા અને તે બદલ તેના મુખ્ય માળીનું પ્રમાણપત્ર મેળવી પોતાના પિતાશ્રીને બતાવતા તેમને ઉત્તેજન મળે તેને ખાતર તે પ્રમાણપત્ર જોઇને તેમના પિતા તેમને મહેનતના બદલામાં અમુક મજુરી પણ આપતા. આલબર્ટ પોતે પણ સુતારનું, લુહારનું, છબી પાડવાનું અને છાપવાનું એ સર્વ કામનું સારૂં જ્ઞાન ધરાવતા હતા.

રાણીશ્રી જ્યારે બાલ્મોરલના મહેલમાં વસતાં હતાં ત્યારે અવારનવાર આસપાસનાં ગરીબ જનોની મુલાકાત લેતાં હતાં તથા તેમને ઔષધિ અને કપડાં આદિની મદદ કરતાં હતાં. રાણીશ્રી ધાર્મિક વિષયમાં ચુસ્ત અને આસ્થાવાન્ હતાં. તેઓ દર રવિવારે નિયમિત રીતે સહકુટુંબ દેવળમાં પ્રાર્થના અર્થે જતાં. તેઓશ્રી દરેક અઠવાડીયામાં એક આખો દિવસ પત્ર લખવામાં ગાળતાં અને એમ કરી પત્રદ્વારા પોતાનાં સગાં સંબંધીઓ તથા સ્નેહીઓની સાથેના સંબંધને તાજો રાખતાં. તેઓ દરેક કાર્ય નિયમિત રીતે કરતાં અને એ સર્વ કામોને માટે વખત મુકરર કરી રાખ્યો હતો. પોતાના ખાનગી ખાતામાં તેમણે લાયક નોકરો રાખેલા હોવાથી સર્વ વહીવટ સરલતાથી ચાલ્યાં કરતો હતો.

## પ્રવાસ અને પદવી.

યુરોપખંડમાં સ્કોટલાંડ અને સ્વીટ્ઝર્લાંડ એ બે જ એવા દેશો છે કે જ્યાં કુદરતની અદ્‌ભૂત દિવ્ય લીલાનાં દર્શન થઇ શકે છે અને તેનાથી ઉપજતા દિવ્ય આનંદનો તથા એ લીલાઓને પ્રેરનાર પરમ સત્તાવાન્ પરમાત્માની મહત્તાનો અનુભવ પ્રાપ્ત થાય છે. રાણીશ્રીને કુદરતની લીલાઓનું નિરીક્ષણ કરવાનો શોખ હતો. તેમાંથી પ્રાપ્ત થતો નિર્દોષ આનંદ તેમને પ્રિય હતો, તેથી સને ૧૮૪૨ માં તેમણે સ્કોટલાંડને પોતાની મુલાકાતનું માન આપ્યું. ઇંગ્લાંડના રાજાઓમાં જેમ્સે આ દેશની મુલાકાત લીધી હતી. તત્પશ્રાત્ જયોર્જ ૧ લાએ માત્ર ઉપરચોટીઆ મુલાકાત લીધી હતી. બાદ ઘણા દીર્ઘ કાળે રાણીશ્રીએ સ્કોટલાંડને પોતાના પાદારવિંદથી વિભૂષિત કર્યો.

આ પ્રવાસ દરમીયાન રાણીશ્રીએ સ્કોટલાંડની રાજધાની એડિનબરો, પર્થ આદિ અનેક શહેરોની મુલાકાત લીધી. દરેક સ્થળે તેમનો પ્રજાવર્ગ તરફથી અતિ હર્ષભર્યો સત્કાર કરવામાં આવતો. તેમ જ એડિનબરો આદિની યુનિવર્સીટીઓ વગેરે સંસ્થાઓ તરફથી

માનપત્રો પણ આપવામાં આવ્યાં હતાં. પર્થ શહેરમાં વનવાસીઓની નૃત્યલીલા નિહાળી દંપતી ઘણાં ખુશ થયાં હતાં. ડેમાઉથ ગઢમાં રાણીશ્રીએ સ્વહસ્તે એક અને દેર જાતના વૃક્ષોની રોપણી કરી હતી. (ખ્રીસ્તી પ્રજા આ વૃક્ષોને કલ્યાણસૂચક ગણે છે.) રોસલીન પાસે એક કવિવિશ્રામ નામક સ્થળની દંપતીએ મુલાકાત લઈ તેના પ્રત્યે માનબુદ્ધિ દર્શાવી હતી. આ પ્રવાસની પૂર્ણાહુતિ તા. ૧૭ મી સપ્ટેમ્બરના રોજ થઈ હતી.

પ્રવાસ દરમ્યાન રાણીશ્રી પ્રત્યે ત્યાંની પ્રજાનો કેવો ભાવ હતો તે જાણવાને માટે નીચે આપેલી થોડીક હકીકત ઉપયોગી થઈ પડયા સિવાય રહેશે નહિ. સને ૧૮૪૩ માં ઇંગ્લાંડના દક્ષિણ કિનારે પ્રવાસ કરતાં રાણીશ્રી સાઉધામ્પટનના કિનારે ઉતર્યાં. આ વખતે વર્ષાદ વર્ષતો હતો અને જમીન ભીની થઇ ગઇ હતી, તેથી રાણીશ્રીના પગ ચાલતાં ન ભીંજાય એ હેતુથી ત્યાંની મ્યુનિસિપાલીટીના સભાસદોએ પોતાના કીમતી ઝભા કાઢીને રાણીશ્રીના ચાલવાના માર્ગ ઉપર પાથરી દીધા હતા.

હિંદી સરકારે સન ૧૮૪૬ માં પંજાબ પ્રાંત જીતી લીધો અને ત્યાંથી આર્યાવર્ત્તનો સુપ્રસિદ્ધ પ્રાચીન હીરો જે કોહીનૂર નામે જાણીતો છે તે અંગ્રેજોના સ્વાધીનમાં ગયો. આ હીરો અમૂલ્ય છે અને તે સમગે તેનાથી અધિક મૂલ્યવાળો બીજો એક પણ હીરો દુનિયામાં હસ્તીમાં આવ્યો નહોતો. તેની કીમતનો ખ્યાલ આપવાને માત્ર એટલું જ કહેવું બસ થઇ પડશે કે તે હીરાને રાણીશ્રીના મુકુટમાં બેસારવાનો હતો, તેથી તેને પહેલ પાડી સુધારવાને માટે મજુરીનું ખર્ચ જ રૂ. ૧,૨૦,૦૦૦ નું થયું હતું. આ પ્રમાણે શીખ સરદારોના અરસપરસના કુસંપથી પંજાબ પ્રાંત સરલતાથી હિંદી સરકારના અધિકાર તળે આવ્યો અને પાંડવોના સમયનું પ્રાચીન રત્ન રાણીશ્રીના મુકુટમાં સ્થિર થઈ વિશ્રાન્તિ લેવા લાગ્યું.

સને ૧૮૪૩ ના ઓગસ્ટ માસમાં રાણીશ્રી પોતાના પતિની સાથે ફ્રાન્સ દેશના પ્રવાસે ગયાં હતાં. તે પ્રવાસ એક માસમાં ખતમ થયો હતો. ત્યાં તેઓ ફ્રાન્સના નૃપતિ લુઇ ફીલીપ અને તેની રાજ્ઞીનાં પરોણા દાખલ રહ્યાં હતાં. ત્યાંથી પાછા ફર્યા બાદ થોડાક માસ વિશ્રાન્તિમાં ગાળીને દંપતીએ બેલજીયમના પ્રવાસે પ્રયાણ કર્યું, અને ત્યાંના રાજારાણીની મુલાકાત લીધી. સને ૧૩૪૩ પછી બેલજીયમની મુલા-

કાત લેવામાં રાણી તરીકે રાજરાજેશ્વરી પહેલાં જ હતાં. એ દેશમાં કેટલાક દિવસો આનંદમાં વ્યતીત કરીને તેઓ ઇંગ્લાંડ પધાર્યાં.

ઓકટોબર માસમાં તેમણે કેમ્બ્રિજની યુનિવર્સીટીની મુલાકાત લીધી હતી, જ્યાં તે યુનિવર્સીટીના નેતાઓ તરફથી રાજપુત્ર આલબર્ટને 'એલ. એલ. ડી.' ની પદવી અર્પણ કરવામાં આવી હતી.

ડિસેમ્બરમાં રાણીશ્રીએ પોતાના અમીર ઉમરાવોને તેમની જાગીરોમાં પોતાની મુલાકાતનું માન આપ્યું હતું; જે વખતે તેઓશ્રી એંટવર્થમાં વણવાના સાંચા-શાળ (વીવીંગ મીલ)ની શોધ કરનાર આર્કરાઇટની સ્ત્રીને પણ પોતાની મુલાકાતનું માન આપવાને ચૂક્યાં નહોતાં.

## રાજદ્વારી પરોણા.

સને ૧૮૪૪ માં રાણીશ્રીની મુલાકાતે રૂશિયાના શાહનશાહ-ઝાર નિકોલસ તથા ફ્રાન્સના નૃપતિ લુઇ ફીલિપ તેમની રાણી એમીલિ સાથે અને સેક્ષનીના રાજા પણ આવ્યા હતા. સર્વને ઇંગ્લાંડમાં સારૂં માન આપવામાં આવ્યું હતું અને તેમનો રૂડી રીતે સત્કાર કરવામાં આવ્યો હતો. ફ્રાન્સનો આ રાજા શરૂઆતમાં એક શાળામાં શિક્ષક તરીકે કામ કરી તેમાંથી મળતા નજીવા પગાર ઉપર પોતાનું ગુજરાન ચલાવતો હતો, પરંતુ ભાગ્યદેવી તેના ઉપર ત્રુઠયાં અને તે વધીને ફ્રાન્સ દેશનો રાજા થવા પામ્યો હતો. નસિબની એ પણ બલીહારી !

હવેથી રાણીશ્રીએ વિંડસરના મહેલના ભોજનગૃહમાં અવ્યવસ્થા હોવાથી તેના ઉપર સીધી દેખરેખ રાખવા માંડી, જેના પરિણામે રોટલી આદિ ભોજનના પદાર્થોના નકામા ફેંકી દેવામાં આવતા ટૂકડા સંગ્રહી લેવામાં આવતા. આ સંઘરાથી એક વર્ષમાં ૧,૧૩,૦૦૦ ગરીબોને એક વર્ષમાં એક વખતનું ભોજન મળતું. નકામી ગણાતી વસ્તુઓનો પણ જો વિવેકબુદ્ધિનો વ્યય કરવામાં આવે તો કેવો સદુપયોગ થઈ શકે છે તે આ દ્રષ્ટાન્તથી પ્રત્યક્ષ થાય છે.

૧૮૪૪ ના સપ્ટેમ્બર માસમાં રાણીશ્રીએ સ્કોટલાંડની બીજી વાર મુલાકાત લીધી તે વખતે પણ તેમના પતિ તેમની સાથે જ હતા. આ પ્રવાસ ખાનગી રાખવામાં આવ્યો હતો તે પ્રવાસ દરમ્યાન તેમણે અનેક રમ્ય પ્રદેશોના નિરીક્ષણનો આનંદ મેળવ્યો. સ્કોટલાંડના રમણીય પ્રદેશે રાણીશ્રીના મનનું એટલું બધું આકર્ષણ

કર્યું હતું કે થોડાંક વર્ષો પછી તે દેશના પ્રવાસે તેઓ ત્રીજી વખત પણ પધાર્યાં હતાં, જે વખતે બે સુંદર સ્થળોની તેમણે મુલાકાત લીધી. ત્યાં ઈનિવેરીરી નામક એક વિશાળ સરોવર છે કે જેમાંનું પાણી રાતા, કાળા તથા ભૂરા રંગનું દેખાય છે. આ સ્થળ જોઇને તે અતિ પ્રસન્ન થયાં હતાં. વળી ત્યાં ફીનાન નજીક દરિયાઈ ગુફાઓ છે. તેને ફિંગલની ગુફાઓ એવા નામથી ઓળખવામાં આવે છે. તે ૨૨૭ ફીટ લાંબી અને ૪૦ ફીટ પહોળી છે તેમ જ તેમાં હિંદુસ્તાનના જેવું ઉત્તમ પ્રકારનું કોતરકામ છે. બ્રિટિશ રાજ્યકર્ત્તાઓમાં આ ગુફાના દર્શને આવનાર તરીકે રાણીશ્રી પહેલાં જ હતાં.

તા. ૨૮ મી ઓક્ટોબરે રાણીશ્રીએ 'રોયલ એક્સચેંજ' ના મકાનને ખુલ્લું મેલવાની ક્રિયા કરી હતી. આ ભવ્ય મકાન રૂ. ૨૫,૦૦૦,૦૦૦ ના ખર્ચે બાંધવામાં આવ્યું હતું.

સને ૧૮૪૭ માં રાજપુત્ર આલબર્ટને કેંબ્રિજની યુનિવર્સીટીના ચેન્સેલરની પદવીનું દાન કરવામાં આવ્યું, અને તે જ સાલમાં યુનિવર્સીટીના કોન્વોકેશનના મેળાવડામાં તેમણે ચેન્સેલર તરીકે પોતાના પત્ની–રાણીશ્રી વિક્ટોરીઆને માનપત્ર આપ્યું હતું. કેંબ્રિજમાં એક વખત દંપતી એકલાં કુંજમાં ફરવા ગયાં હતાં, જ્યાં તેઓ થોડાક કલાક ભૂલાં પડયાં હતાં!

**રાજકીય ઉથલપાથલ.**

સને ૧૮૪૮ માં યુરોપ દેશમાં ઉથલપાથલ શરૂ થઈ. આ ઉત્પાતનો પ્રારંભ ફ્રાન્સના પાયતખ્ત પારિસમાં થયો અને ફ્રાન્સનો રાજા ફીલિપ દેશપાર થયો. તે ઉથલપાથલનો વંટોળીઓ ફ્રાન્સ, જર્મની, ડેન્માર્ક, બેલ્જીયમ વગેરે દેશોમાં ફેલાયો હતો. બેલ્જીયમના રાજા લીયોપોલ્ડ જે રાણીશ્રીના મામા થાય, તેમને પદભ્રષ્ટ કરવાની હીલચાલ થઇ હતી, પરંતુ નસિબનો દેવતા તેમની તરફેણમાં હતો અને તે રાજકાર્યકુશળ હોવાથી પોતાનું રાજપદ તથા રાજ્યવ્યવસ્થા સહિસલામતપણે ટકાવી શક્યા. ઇંગ્લાંડમાં પણ આ સમયે સહેજ ખળભળાટ શરૂ થઇ ગયો હતો, પરંતુ રાણીશ્રી તરફ પ્રજાનો અતિ પ્રેમ હતો અને ફ્રાન્સના નવા રાજા લુઇ નેપોલીયનને મમતા દર્શાવવાથી તેમ જ સેનામાં ૨૦૦,૦૦૦ સૈનિકોની વૃદ્ધિ કરવાથી ઇંગ્લાંડ એ ઉપદ્રવથી સહિસલામત બચી જવા પામ્યું; તોપણ આયર્લાંડમાં એક નાનો બળવો થયો હતો, જે તાબડતોબ સમાવી દે-

વામાં આવ્યો. આ વખતે રાણીશ્રી ઓસબોર્નના મહેલમાં જઈને રહ્યાં હતાં અને ઉક્ત ખળભળાટને લીધે સ્હેજ ચિંતાતુર પણ હતાં. તેઓશ્રીના જણાવવા મુજબ આ એક વર્ષમાં તેઓશ્રીએ "આખી જીંદગીનો અનુભવ પ્રાપ્ત કર્યો હતો." આ વર્ષમાં રાણીશ્રી અને તેમના પતિ ઉપર કામનો ઘણો જ સખ્ત બોજો આવી પડયો હતો. પરદેશ ખાતે રવાના કરવાના ૨૮,૦૦૦ પત્રો તેઓશ્રીને નજર તળે કાઢવા પડયા હતા. લંડનમાં પણ ૧૫૦,૦૦૦ આર્ટીસ્ટ પક્ષના મનુષ્યોનો સમુહ એકઠો થવાથી ધાંધલ થવાનો સંભવ ઊભો થયો હતો, પરંતુ શહેરના ૧,૭૦,૦૦૦ ગૃહસ્થોએ સ્વેચ્છાપૂર્વક સૈનિક તરીકેની ફરજ બજાવવાની તૈયારી કરવાથી તે ધાંધલનું સ્વતઃ શમન થઇ ગયું. ફક્ત ઉક્ત પક્ષના લોકો લાખો સહીઓ સાથેની એક લાંબી અરજીના કાગળો ત્રણ ગાડાંમાં ભરીને પાર્લામેન્ટમાં મૂકી ગયા. આ વખતથી વોલંટીયર—સ્વૈચ્છિક સૈનિકોનું સૈન્ય ઉભું થયું.

અગાઉ જણાવી ગયા તે મુજબ સ્કોટલાંડ દેશ તેની નૈસર્ગિક રમ્યતાને લીધે રાણીશ્રીને અત્યંત પ્રિય થઈ પડયો હતો, તેથી તેમણે તે દેશમાં બેલ્મોરલની જાગીર ખરીદી અને સને ૧૮૪૮ ના સપ્ટેમ્બર માસમાં તેઓ પોતાના પતિની સાથે સહકુટુંબ તે દેશમાં રહેવાને અર્થે ગયાં. અહીં રાણીશ્રી બાળકો સાથે નિત્ય જંગલમાં ફરવા જતાં હતાં; જેમ કરતાં એક દિવસ પોતે બાળકો સાથે જંગલમાં ભૂલાં પડી ગયાં હતાં!

તે સાલના નવેમ્બર માસમાં વડો પ્રધાન લૉર્ડ મેલબોર્ન મકાન ઉપરથી પડી જવાથી મૃત્યુ પામ્યો. તેના મરણથી ફક્ત રાણીશ્રી જ નહિ પરંતુ આખો દેશ શોકાન્વિત થયો હતો. તે રાજ્યકર્માચારી તરીકે ઉત્તમ પ્રકારની કુશળતા ધરાવતો હતો.

સને ૧૮૪૯ ના મેની તારીખ ૧૯ મીએ રાણીશ્રી ફરવા જતાં હતાં તત્સમયે વિલીયમ હેમિલ્ટન નામક એક દુષ્ટ કડીયાએ તેઓશ્રી ઉપર બંદુક સાથે હુમલો કર્યો હતો, પરંતુ પ્રભુની કૃપા રાણીશ્રીના પક્ષમાં હતી અને તેથી તેમને કાંઈ પણ ઇજા થવા પામી નહોતી. આ હુમલો કરનાર સખ્સને ૭ વર્ષ પર્યંતના દેશનિકાલની સજા કરવામાં આવી હતી.

આ જ સાલમાં ઈંગ્લાંડની પાર્લામેન્ટે પસાર કરેલા એક કાયદાથી હિંદુસ્તાનમાં પહેલવહેલી રેલ્વે બંધાઇ. આ લાભ પ્રાપ્ત કર-

વામાં હિંદુસ્તાન રાણીશ્રીના નેક રાજ્યઅમલને જ આભારી લેખાવું જોઇએ.

સને ૧૮૪૯ ના ઓગસ્ટ માસમાં રાણીશ્રી પોતાના પતિ અને ૪ કુમાર તથા કુમારીઓ સહિત આયર્લાંડની મુસાફરીએ ગયાં હતાં, જે વખતે તેમને ત્યાંની પ્રજા તરફથી અનહદ માન આપવામાં આવ્યું હતું. એટલું જ નહિ પણ રાણીશ્રીએ એ દેશમાં પ્રથન કોવ નામક બંદરે પગ મૂક્યો, તેથી તેને રાણીશ્રીના માનમાં કવીન્સટાઉન (રાણીપૂર)–એવું નામ આપવામાં આવ્યું. તેના મુખ્ય શહેર ડબ્લીનમાં મોટો ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો તથા તા. ૮ મીએ ભરાયેલા દરબારમાં તેમને અનેક માનપત્રો આપવામાં આવ્યાં હતાં.

આયર્લાંડની મુસાફરી પૂર્ણ કર્યા બાદ તે સ્કોટલાંડ પધાર્યા અને ત્યાં થોડોક વખત પ્રવાસ કર્યા પછી બેલ્મોરલના મહેલમાં કેટલાંક અઠવાડીઆં શાંતિમાં પસાર કરી વિશ્રાંતિ મેળવી. અહીંઆ દંપતી રોજ એકલાં ફરવા જતાં અને આનંદ મેળવતાં હતાં. અત્રે તેઓશ્રીએ ફક્ત એક સિપાઇ અને થોડાં માણસો જ પોતાની સાથે રાખ્યાં હતાં. ત્યાંથી ૨૭ મી સપ્ટેમ્બરે નીકળીને તેઓશ્રી ઓસ્બોર્નના મહેલમાં આવીને રહ્યાં.

૧૮૪૯ ના અરસામાં આયર્લાંડમાં ભયંકર દુષ્કાળ પડયો હતો, તેથી ત્યાંના દુષ્કાળપીડિત લોકોને બચાવવાને અર્થે મોટું ફંડ એકઠું કરવામાં આવ્યું હતું, જેમાં રાણીશ્રીએ પોતાની ખાનગી મૂડીમાંથી લાખો રૂપીઆની રકમ આપી હતી.

**રાજવંશી મરણો.**

મર્હુમ રાજા વિલીયમનાં પત્ની રાણી એડિલેડ સને ૧૮૪૯ ની ૨ જી ડિસેમ્બરના રોજ મરણ પામ્યાં. સને ૧૮૫૦ માં રાણીશ્રીના નાના કાકા ડયુક ઓફ કેમ્બ્રિજ તથા ફ્રાન્સના પદભ્રષ્ટ રાજા ફીલિપ મરણને શરણ થયા. આ રાજવંશી મરણોથી ઉત્પન્ન થએલી દિલગીરીમાં મનને વિશ્રાંતિ આપવાને તેઓશ્રી સ્કોટલાંડ પધાર્યા હતાં, જ્યાં એડિનબરોમાં નેશનલ ગેલેરીના મકાનનો પાયો નાંખવાની ક્રિયા કરતાં રાણીશ્રીએ સ્કોટીશ પ્રજા સન્મુખ પહેલવહેલું ભાષણ આપ્યું હતું.

સ્કોટલાંડથી પાછા ફરતાં રાણીશ્રીને વિદાયગીરીનું માન આપવાને તથા તેમનું આરોગ્ય ઇચ્છવાને હજારો હાઇલેંડરો (સ્કોટલાંડ-

વાસીઓ ) એકઠા થયા હતા. આ પ્રસંગે સર્વે પ્રજાએ રાણીશ્રીનું દીર્ધાયુષ્ય ઇચ્છયું. આવા પ્રસંગે અરસપરસના માનમાં મદ્યપાન કરવામાં આવે છે, પરંતુ તેને માટે પ્યાલીઓ નહિ હોવાથી સરદારો અને અન્ય લોકોએ પોતપોતાના જોડામાં દારૂ રેડીને પીધો હતો. આ બનાવથી રાણીશ્રી પ્રત્યે તેઓનો કેવો સદ્ભાવ છે તે સ્હેલાઇથી જણાઇ આવ્યું.

સ્કોટલાંડનો પ્રવાસ ખતમ થયો. તેને થોડોક સમય પ્રસાર થયા બાદ રાણીશ્રીનાં વિધવા મામી તે બેલજીયમના મર્હુમ રાજા લીઓપોલ્ડનાં પત્ની મરણ પામ્યાં. આથી રાણીશ્રી શોકાન્વિત થયાં હતાં.

## સૌથી પહેલું મહાન્ પ્રદર્શન.

ના. પ્રિન્સ આલબર્ટે એક મોટું પ્રદર્શન ભરવાનો પોતાનો વિચાર દર્શાવ્યો; રાણીશ્રીએ તેની તરફેણમાં પોતાની ઇચ્છા પ્રકટ કરી અને પાર્લામેન્ટે પણ તેમાં સંમતિ જાહેર કરી તેથી સને ૧૮૫૧ માં લંડનમાં હાઇડપાર્કમાં એક મહાન્ અને અદ્વિતીય પ્રદર્શન ભરવામાં આવ્યું. જગતમાં ભરાયેલાં પ્રદર્શનોમાં આ સર્વેથી પહેલું હતું. તેની વ્યવસ્થાને માટેનાં સઘળાં કામકાજની શરૂઆત સને ૧૮૪૯ થી રાજપુત્ર આલબર્ટની દેખરેખ નીચે થઇ હતી. રાણીપતિના ઉત્સાહ અને પૂરતી કાળજીથી તૈયાર થએલું આ મહાન્ પ્રદર્શન સને ૧૮૫૧ ના મે માસની ૧ લી તારીખે રાજકુમાર આર્થરના જન્મદિવસના ઉત્સવ પ્રસંગે રાણીશ્રી વિકટોરીઆએ ઘણા ઉમંગ સાથે અને લાખો મનુષ્યોના સમૂહની મધ્યમાં ધામધુમપૂર્વક ખુલ્લું મૂકવાની ક્રિયા કરી હતી. તે વખતે ૨૦૦ વાજાંમાંથી ૬૦૦ જાતના સુંદિર રાગો સામટા નીકળતા હતા. પ્રદર્શનને માટે રૂ. ૫૦૦૦૦૦૦ ના ખર્ચે બીલોરી કાચનો વિશાળ મહેલ બાંધવામાં આવ્યો હતો. પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા કરવામાં આવી તત્સમયે તે મહેલમાં ૨૫,૦૦૦ અને તેની આસપાસ ૭,૦૦,૦૦૦ માણસો એકઠાં થયાં હતાં. આ પ્રદર્શન ૬ માસ પર્યંત ખુલ્લું રાખીને ઓક્ટોબર માસમાં બંધ કરવામાં આવ્યું હતું. તે પ્રદર્શન નિહાળવાને ૬૨,૦૦,૦૦૦ મનુષ્યોએ હોંશ દર્શાવી હતી અને તેમાં રૂ. ૫૦,૦૦,૦૦૦ ની આવક થઈ હતી. પ્રદર્શન બંધ થતાં ૩૧૯૭ કારીગરોને ચાંદો તથા ઇનામો વહેંચવામાં આવ્યાં હતાં.

આવી રીતે આખા જગતમાં રાણીપતિએ પ્રદર્શન ભરવાની પહેલ કરી તેથી તેમનું નામ આખી દુનિયામાં ચિરસ્મરણીય થઇ પડયું છે અને અક્ષય કીર્તિને પ્રાપ્ત થયાં છે.

પ્રદર્શનની ભવ્યતા અને તેના મહોત્સવના મહત્ત્વની ખાત્રીને માટે રાણીશ્રીએ સ્વમુખે ઉચ્ચારેલા શબ્દો જ આપણને સાબીતી આપે છે. તેઓ શ્રી કહે છે કે "હજારો ચીજો જોઇને મારાં નેત્રો તો કહ્યું જ કરતાં નથી, અને તે બધી વસ્તુઓના નિરીક્ષણથી મારૂં મગજ તો વિચારવમળમાં અટવાઇ ગયું છે. આજનો મહોત્સવ મને એક જ દિવસની યાદ આપે છે, અને તે દિવસ મારા રાજ્યાભિષેકનો છે, પરંતુ આજની ધામધૂમ તેના કરતાં પણ અતીવ છે એમ મારે કહેવું જોઇએ."

આ મહોત્સવના આનંદમાં રાણીશ્રીએ પોતાના મહેલમાં નાચનો એક મોટો મેલાવડો કર્યો હતો, જે સમયે તેમણે ધારણ કરેલા ઝબાની કીંમત ૩૬,૦૦,૦૦૦ ની અંકાઇ હતી. આ નૃત્યમાં સહસ્ત્રો અમીર ઉમરાવોએ ભાગ લીધો હતો.

પ્રદર્શન જાહેર પ્રજા માટે ખૂલ્લું મૂકીને રાણીશ્રી જુદા જુદા પ્રાંતોની મુલાકાતને અર્થે પધાર્યાં હતાં. તે પ્રવાસ દરમ્યાન કાપડીઆ નગર-મેન્ચેસ્ટરના **પીલપાર્કના** વિશાળ મેદાનમાં ૮૨,૦૦૦ બાળકોએ એકઠાં મળી રાજગીત ગાઇને રાણીશ્રીને આવકાર આપ્યો હતો.

**મોટાંનાં નસીબ પણ મોટાં !**

એ જ અરસામાં રાણીશ્રીને, **લીંકન** ઇનિનો એક બારિસ્ટર જોનીલ્ડ મરણ પામતાં તેની તરફથી તેના વસીયતનામાની રૂઇએ રૂ. ૨૫,૦૦,૦૦૦ નો વારસો મળ્યો હતો. ભાગ્યશાળીને ત્યાં ભૂત રળે તે આનું નામ ! અને મોટાંનાં નસીબ પણ મોટાં તે આનું નામ ! !

**અપશુકન અને ફળ.**

સને ૧૮૫૨ માં રાણીશ્રી પોતાના પતિસહ વિશ્રાંતિને અર્થે સ્કોટલાંડના બેલ્મોરલના મહેલમાં રહેવાને કાજે ગયાં. તે અરસામાં તેમને એકવાર અપશુકન થયાં હતાં અને થોડા જ વખતમાં તે અપશુકનના ફળ તરીકે એક મહાપુરૂષના મરણ સમાચારે તેમને અત્યંત શોકાન્વિત કર્યાં. આ મહાપુરૂષ તે બીજો કોઇ નહિ પરંતુ ડયુક ઓફ વેલિંગ્ટન હતા, કે જેમણે સને ૧૮૧૫ માં વોટર્લુની લડાઇમાં જગદ્વિખ્યાત, આખા યુરોપને ધ્રુજાવનાર નેપોલીયન બોનાપાર્ટનો પરાજય કરી, તેને કેદ

પકડી ઈંગ્લાંડની કીર્તિને વધારી મેલી હતી. તે સેનાધિપતિની પદવી ઉપર હતા. તેમના સ્વર્ગવાસથી રાણીશ્રીની આંખોમાંથી પણ આંસુ નીકળી પડયાં હતાં, અને ઘણાં જ દિલગીર થયાં હતાં. તેમ જ એ મહાપુરૂષના મરણને લીધે ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડ તમામ સ્થળે ભારે શોક પ્રસર્યો હતો. તેમના શબદર્શનાર્થે રાણીશ્રી સહકુટુંબ ગયાં હતાં. તા. ૧૮ મી નવેમ્બરના રોજ શબસંસ્કારસ્વારી ( શબને અવલ મંજલ પહોંચાડવાની ક્રિયાને માટે કાઢવામાં આવતું સરઘસ ) મોટી ધામધૂમપૂર્વક કાઢવામાં આવી હતી. એમ કહેવામાં આવે છે કે ઇંગ્લાંડમાં અગાઉ કોઇ રાજારાણીના શબના માનમાં પણ આટલી ધામધૂમ કરવામાં આવી નહોતી. મહુંમના શબને દરેક તરફથી ટોપી ઉતારીને માન આપવામાં આવતું, તેમ જ મીનીટે મીનીટે તોપો ફોડવામાં આવતી હતી. શબને સેંટ પોલના દેવળમાં ૨૦,૦૦૦ ગૃહસ્થોની હાજરીની વચ્ચે ભૂમિદાહ દેવામાં આવ્યો હતો.

આજ સાલમાં રાણીજી એક ટ્રેનમાં બેસીને જતાં હતાં તે ટ્રેનને સહેજ અકસ્માત નડચો હતો. ઓગસ્ટ માસની આખરે આયર્લાંડના પાટનગર ડબ્લીન ખાતે ભરવામાં આવેલ હુન્નરઉદ્યોગનું પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા કરવાને અર્થે રાણીશ્રી પોતાના પતિની સાથે ગયાં હતાં. આ પ્રદર્શનમાં ઉદાર મદદ આપનાર એક ધનવાન્ ગૃહસ્થ ડારગને બેરોનેટની પદવી આપવામાં આવી, પરંતુ નિસ્પૃહતાપૂર્વક તે પદવીનો સ્વીકાર કરવાની તેણે રાણીશ્રીને નમ્રતાપૂર્વક ના પાડી હતી. ધન્ય છે તેની નિરપેક્ષા વૃત્તિને !

૧૮૫૩ ના માર્ચ માસમાં રાણીજીના વિંડસરના રાજમહાલયમાં આગે દેખાવ દીધો હતો, જે બુઝાવવામાં અને મહેલમાંનો સામાન ખસેડવામાં દંપતીએ જાતે પણ ભાગ લીધો હતો. તે જ સાલના જુન માસમાં આખા રાજમહેલમાં ગોવરૂ ( શિતળાનો રોગ ) ફેલાણું હતું, પરંતુ પ્રભુકૃપાથી આ રોગમાં આખું રાજકુટુંબ નિર્વિઘ્ને આરોગ્યને પ્રાપ્ત થયું હતું.

આ અરસામાં તુર્કી અને રશિયા વચ્ચે લડાઇ સળગવાનો સંભવ ઊભો થયો હતો. ઇંગ્લાંડે તુર્કીનો પક્ષ ગ્રહણ કર્યો અને લડાઇની તૈયારીઓ ચાલી રહી. રાણીશ્રીના પતિ પ્રિન્સ આલબર્ટ સંપ અને શાંતિના ચાહક હતા, અને યુદ્ધમાં નિરર્થક સૈનિકોનો ઘાત થાય તે પ્રતિ તેમનો તિરસ્કાર હતો, તેથી તેમણે આ લડાઇથી ઇંગ્લાંડને અ-

લગ રાખવા માટે તનતોડ મહેનત લીધી, પરંતુ પ્રજા યુદ્ધને પસંદ કરતી હોવાથી તેમની કીમતી સલાહ તરફ કોઇએ લક્ષ આપ્યું નહિ, એટલું જ નહિ પરંતુ વડા પ્રધાન લૉર્ડ પામર્સ્ટન અને તેના પક્ષ તરફથી એટલી બધી હોહા થઇ રહી કે જેને પરિણામે પ્રિન્સ આલ્બર્ટને નિરપરાધે કેદ કરવાની અફવાઓ પણ ઊડી રહી; તોપણ રાણીશ્રીના પતિ ઉપરનું આ વાદળું નિર્વિઘ્ને પસાર થઇ ગયું. સને ૧૮૫૪ માં ક્રિમીયાની મોટી અને ખૂનખાર લડાઈ શરૂ થઈ. આ લડાઇમાં તુર્કીના પક્ષમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ હતાં; અને ઈંગ્લાંડની કીમતી મદદથી તુર્કસ્તાનનો વિજય થયો, અને રશિયાની હાર થઇ. કાળા સમુદ્રમાં સેબાસ્ટપોલનો કિલ્લો હતો તે રશિયાએ પોતાના કબજામાંથી ગૂમાવ્યો. આ લડાઇમાં ઈંગ્લાંડને મોટું ખર્ચ થયું અને તેને પરિણામે ઘણું દેવું કરવું પડયું હતું. આ લડાઇમાં માર્યા ગએલાનાં કુટુંબોને મદદ કરવાને ઇંગ્લાંડમાં કરોડો રૂપીઆનું ફંડ એકઠું થયું હતું, જેમાં રાણીશ્રીએ પણ મોટી રકમ ભરી હતી.

૧૮૫૫ ના એપ્રિલ માસમાં ફ્રાન્સના રાજા લુઇ નેપોલિયન પોતાની રાણી યુજીની સાથે ઈંગ્લાંડની મુલાકાતે આવ્યા હતા. તેમના માનમાં રાણીશ્રીએ વોટર્લુના મહેલમાં નૃત્યનો મોટો સમારંભ કર્યો હતો. તે વિષયમાં રાણીશ્રી પોતાની નિત્યનોંધપોથીમાં લખે છે કે "આ પણ જમાનાનું કેવું ચક્ર! ઈંગ્લાંડના મોટામાં મોટા શત્રુ નેપોલીયન ૧ લાના ભત્રિજા સાથે ઇંગ્લાંડના જ્યોર્જ ૩ જાની પૌત્રી ( રાણીશ્રી વિકટોરીઆ ) એ પોતાના જોડીયા તરીકે 'વોટર્લુ' રૂમમાં જ નૃત્ય કર્યું! વળી તે જ જોડીઓ આજથી સોળ વર્ષ પહેલાં તો આ જ શહેરમાં ગરીબ હાલતમાં રખડતો હતો!"

રાણીશ્રીએ પણ ફ્રાન્સના રાજાની પોતાના પતિસહ વળતી મુલાકાત લીધી હતી. તે વખતે તેઓશ્રી પારિસ પધાર્યાં હતાં. સન ૧૪૨૨ પછી આ શહેરની મુલાકાત ઈંગ્લાંડના રાજકર્તા તરીકે રાણીશ્રીએ જ પહેલવહેલી લીધી હતી; જે સમયે તેમને ત્યાં ભારે માન આપવામાં આવ્યું હતું.

**વડી કુમારીનાં લગ્ન.**

સને ૧૮૫૫ માં વડી કુમારીની સગાઇ જર્મનીના યુવરાજ ફ્રેડ્રિક વિલીયમ સાથે કરવામાં આવી હતી. તે જ સાલના નવેમ્બર માસમાં રાણીશ્રીના સાવકા ભાઇ લીનીનજનનું મૃત્યું થયું. આ બનાવે રાણીશ્રીને ભારે ખેદ ઉપજાવ્યો હતો.

સને ૧૮૫૮ માં તા. ૨૫ મી જાન્યુઆરીના રોજ વડી રાજકુમારીનાં લગ્ન કરવામાં આવ્યાં. આખા લંડન શહેરમાં તે લગ્નોત્સવ ધામધૂમપૂર્વક ઉજવવામાં આવ્યો હતો. પાયતખ્તમાં તેમ જ ઈંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડના યુનાઈટેડ કિંગડમમાં પણ આ મહોત્સવ ઠાઠપૂર્વક ઉજવવામાં આવ્યો હતો. રાત્રે રોશની પણ દેદીપ્યમાન કરવામાં આવી હતી. તે પ્રસંગે લંડન ખાતે યુરોપના ૩૦ રાજાઓ રાણીશ્રીના મહેમાન થયા હતા. તા. ૨ જી ફેબ્રુઆરીના રોજ વડી રાજકુમારીને તેમના સાસરે વોળાવવામાં આવ્યાં હતાં.

આ જ સાલમાં હિંદુસ્તાનમાં યુનિવર્સીટીની સ્થાપના થઇ અને મેટ્રિક્યુલેશનની પરીક્ષા પ્રથમ વખત લેવામાં આવી હતી.

સને ૧૮૫૭ માં પ્રિન્સ આલબર્ટે મેન્ચેસ્ટરમાં કળાકૌશલ્યનું જાહેર પ્રદર્શન ખુલ્લું મેલ્યું હતું. તે અરસામાં રાણીશ્રીએ તેમને " પ્રિન્સ કોન્સર્ટ " ની પદવી આપી હતી.

## હિંદુસ્તાનમાં બળવો અને પરિણામ.

સને ૧૮૫૭ માં આપણા ભારતવર્ષને લગતો અગત્યનો બનાવ બનવા પામ્યો હતો. ઇતિહાસના અભ્યાસી વાચકો તેનાથી વાકેફ હશે જ, તેથી અત્ર તેનું ટૂંકમાં જ વર્ણન કરવાનું યોગ્ય ધાર્યું છે. આ સાલમાં હિંદુસ્તાનમાં દેશી લશ્કરમાં મોટો બળવો જાગ્યો હતો અને તેથી બ્રિટિશ રાજ્ય ભયભરી સ્થિતિમાં આવી પડ્યું હતું પરંતુ તે સમયના દિલસોજ ગવર્નર જનરલ લોર્ડ કેનિંગની યુક્તિ તથા દીર્ઘદ્રષ્ટિ, નામદાર મહારાણીશ્રીની ભલી લાગણી તથા પ્રિન્સ કોન્સર્ટની બુદ્ધિના પરિણામે તે બળવો એકદમ શમી ગયો. આ બળવામાં ૨૦૦,૦૦૦ મનુષ્યો સામેલ થયાં હતાં. કેટલાંક મનુષ્યોની અજ્ઞાનતાનો લાભ લઇ તેમાં જોડાવાને અન્ના સ્વાર્થી જનોએ તેમને ઉશ્કેર્યા હતા, પરંતુ હિંદી પ્રજા બળવાખોરો તરફ તિરસ્કાર દ્રષ્ટિથી જોતી હતી. બળવાને બેસારી દેવામાં હિંદી સરકારને પુષ્કળ શ્રમ લેવો પડયો હતો અને તેની કુમકે ઈંગ્લાંડથી પણ લશ્કરને બોલાવવું પડયું હતું.

બળવો શાંત થયા પછી હિંદુસ્તાનના રાજકારોબારમાં મોટો ફેરફાર થવા પામ્યો. અત્યારસુધી સર્વ રાજવહીવટ ઇસ્ટ ઇન્ડીયા કંપની ચલાવતી હતી, તે હવે તેના હસ્તક રાખવાનું સુરક્ષિત ન લાગવાથી, હિંદુસ્તાનનો રાજકારોબાર રાણીશ્રીની સીધી દેખરેખ નીચે મૂકવામાં આવ્યો. તેને લગતો ઠરાવ સને ૧૮૫૮ ની ૨ જી ઓગ-

સ્ટના રોજ પાર્લામેન્ટમાં પસાર થયો; અને તા. ૧ લી નવેમ્બરથી હિંદુસ્તાન રાણીશ્રીના તાબા નીચે આવ્યું. તે પ્રસંગે તે જ તારીખે આપણા દેશમાં અલ્હાબાદ (પ્રયાગ) ખાતે એક મોટા મેળાવડા સન્મુખ તેને લગતો ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો. અત્યારસુધી કલકત્તા ખાતેના પ્રતિનિધિ જે ગવર્નર જનરલના નામથી ઓળખાતા તેમને વાઇસરૉય નામ આપવામાં આવ્યું અને રાણીશ્રીએ લોર્ડ કેનિંગને જ વાઇસરૉય તરીકે નિમ્યા.

તા. ૧ નવેમ્બર સને ૧૮૫૮ ના રોજ અલ્હાબાદ મુકામે વાઇસરૉય લોર્ડ કેનિંગે રાણીશ્રીનો ઢંઢેરો–મેગ્નાચાર્ટા વાંચ્યો હતો, જે નીચે મુજબ હતોઃ—

" વિકટોરીઆ–ઇશ્વર કૃપાથી ગ્રેટબ્રિટન તથા આયર્લાંડના સંયુક્ત રાજ્ય ( યુનાઇટેડ કિંગડમ )ની તથા એ રાજ્યના તાબામાં યુરોપ, એશીઆ, આફ્રિકા, અમેરિકા અને આસ્ટ્રેલેશીઆના ખંડોમાં જે વસાહતી તથા ઉપરાજ્યો છે, તે સર્વની મલીકા માઆઝમા તથા ધર્મસંરક્ષક છે.

આજ પર્યંત હિંદુસ્તાનની અંદરના પ્રદેશનો રાજ્યકાર્યભાર અમારા તરફથી ઈસ્ટ ઈન્ડીયા કંપની ચલાવતી હતી તે અમોએ પોતે જ ચલાવવો એવું કેટલાક મહત્ત્વના કારણોથી પાર્લામેન્ટની સભામાં એકઠા થએલા સ્પિરીચ્યુઅલ તથા ટેમ્પરલ લોર્ડસ અને કોમન્સ એ સર્વની સલાહ અને સંમતિથી અમોએ ઠરાવ્યું છે.

તે માટે હવે અમો આ પ્રસિદ્ધિપત્રથી જાહેર કરીએ છીએ કે ઉપર દર્શાવ્યા મુજબ સલાહ અને સંમતિ લઇને ઉપર્યુક્ત રાજ્યકાર્યભાર અમોએ અમારા હસ્તક લીધો છે; અને ઉક્ત મુલક માંહેની અમારી સર્વ પ્રજાને ફરમાવીએ છીએ કે અમારી સાથે તથા અમારા વારસોની સાથે અને અમારા જામનશિનો સાથે તમારે ઇમાનદારી તથા સત્ય પ્રજાધર્મ પ્રમાણેનું વર્તન રાખવું. આજ પછીથી સદહું મુલકનો રાજ્યકાર્યભાર અમારા નામે તથા અમારી તરફથી ચલાવવા સારૂ જે જે વખતે જેની જેની અમો નિમણુક કરીએ, તે તે અધિકારીનો હુકમ તેઓએ માનવો.

અમો અમારા ઘણા પ્યારા અને અને વિશ્વાસુ મંત્રી નવાબ ચાર્લ્સ જોન વાઇકાઉન્ટ કેનિંગ સાહેબના ઇમાન, યોગ્યતા તથા શાણપણુ ઉપર પૂર્ણ વિશ્વાસ અને ભરોંસો રાખીને, તેઓને સદહું મુલ-

કમાં અમારા પહેલા વાઇસરૉય તથા ગવર્નર જનરલ ઠરાવીએ છીએ તથા નિમીએ છીએ; અને અમારે નામે સદહું મુલકનો રાજ્યકારોબાર ચલાવવાને તેમ જ એક મુખ્ય સ્ટેટસેક્રેટરીની મારફતે જે જે હુકમ તથા કાયદા તેઓને વખતો વખત અમારા તરફથી પહોંચે, તે તે પ્રમાણે દરેક બાબતમાં અમારે નામે તથા અમારા તરફથી વહીવટ કરવાનો તેઓને અધિકાર આપીએ છીએ.

ઑનરેબલ ઇસ્ટ ઇંડીયા કમ્પનીએ હાલમાં જે જે મુલકી તથા લશ્કરી કામ ઉપર જે જે આસામીઓને નિમેલા છે તે સર્વેને તે તે કામ ઉપર અમે કાયમ કરીએ છીએ. આગળ જેવી અમારી મરજી થશે અને જે કાયદા અને કાનુન ઠરાવીશું તે પ્રમાણે ફેરફાર થશે.

અમો હિંદુસ્તાન માંહેના રાજા રજવાડાઓને જાહેર કરીએ છીએ કે તેઓની સાથે ઑનરેબલ ઇસ્ટ ઇંડીઆ કંપનીએ જે તહનામાં તથા કરારનામાં કર્યાં હશે અથવા જે સદહું કમ્પનીના હુકમથી થયાં હશે તે સર્વે અમારે કબુલ મંજુર છે; અને તે અમો બરોબર રીતે પાળીશું. તે જ પ્રમાણે રાજારજવાડાએ પણ પોતાની તરફથી તે તહનામાં તથા કરારનામાં પાળવાં જોઇએ.

અમારૂં જે હાલનું રાજ્ય છે તે વધારવાની અમોને મુદ્દલ ઇચ્છા નથી. અમારા રાજ્યને તથા રાજ્યાધિકારને ધોકો પહોંચાડવાને કોઇ યત્ન કરશે તો, અમો તેને સજા કર્યા વગર રહીશું નહિ અને તે જ પ્રમાણે બીજાના મુલકને કે હકને ધકકો પહોંચે એવી વાત અમો કદી મંજુર કરીશું નહિ. જે પ્રમાણે અમે અમારો અધિકાર, અમારો દરજ્જો અને અમારો મરતબો સંભાળી રાખીએ છીએ, તે જ પ્રમાણે હિંદુસ્તાન માંહેના રાજા રજવાડાઓનો અધિકાર, દરજ્જો અને મરતબો અમો સંભાળી રાખીશું. રાજા રજવાડાઓની, તેમ જ અમારી રૈયતની આબાદાની તથા બઢતી થાય એવું અમે ઇચ્છીએ છીએ; પણ એ વાત દેશમાં સ્વસ્થતા તથા ઉત્તમ પ્રકારની રાજ્યવ્યવસ્થા રહેશે તો જ બનશે.

અમારી બીજી સર્વ પ્રજાના સંબંધમાં જે રાજ્યધર્મ અમો અવશ્ય માનીએ છીએ, તે જ રાજ્યધર્મનું હિંદુસ્તાન માંહેના અમારા મુલકની રૈયતના સંબંધમાં અમારે પાલન કરવું જોઇએ એવું અમો સમજીએ છીએ અને ઇશ્વરકૃપાથી તે સર્વેનું અમો વાસ્તવિક રીતે તથા અંતઃકરણથી પાલન કરીશું.

ખ્રિસ્તી ધર્મના સત્યમાં અમને પૂર્ણ વિશ્વાસ છે, અને ધર્મના યોગે કરીને જે સમાધાન થાય છે તેનું સ્મરણ કરીને અમે ઇશ્વરનો આભાર માનીએ છીએ. એમ છે તદપિ ધર્મવિષયક અમારા જે વિચારો છે તેનો અમારી પ્રજા પાસે સ્વીકાર કરાવવાને કોઇ પણ પ્રકારની સખ્તાઇ કરવાનો અધિકાર અમને નથી; તેમ જ એવી કાંઇ ઇચ્છા પણ નથી. ધર્મ સંબંધી વિચાર અને આચરણના સબબે કોઇની તરફદારી થાય નહીં, કોઇને ઇજા થાય નહીં અને કોઇને દુ:ખ થાય નહિ; તે જ પ્રમાણે કાયદાનો આશ્રય પણ સર્વને એક સરખી રીતે નિષ્પક્ષપાતપણે મળે એવી અમારી આજ્ઞા છે. અમારા સર્વ અધિકારીઓને અમારી સખ્ત તાકીદ છે કે અમારી રૈયતની ધર્મ સંબંધી સમજણ અને ભક્તિની વચ્ચે તેમણે કોઇ પ્રકારે હાથ ઘાલવો નહિ; અને જો તેમ કરશે તો તેમના ઉપર અમારી ભારે કપામરજી થશે.

વળી એવી પણ અમારી આજ્ઞા છે કે અમારી પ્રજામાં જે કોઇ વિદ્યાએ કરીને તથા હુશિયારીએ કરીને પ્રમાણિકતાથી જે જે સરકારી કામો બરોબર ચલાવવાને લાયક હશે, તે તે કામો અનુકૂળતા મુજબ બેદિકક્ત અને વગર તરફદારીએ તે લોકોને નાત કે ધર્મપ્રતિ દ્રષ્ટિ કર્યા સિવાય સોંપવા.

બાપદાદાથી ચાલતી આવેલી જમીન ઉપર હિંદુસ્તાનના લોકોનો પ્યાર છે તે અમોને માલુમ છે, અને અમારા ધ્યાનમાં છે. સરકારનું વાજબી લેણું હશે તે લઇને લોકોના જમીન બાબત જે જે હક હશે તે તે તેઓની પાસે સુરક્ષિત રાખવા અને હરેક બાબતમાં કાયદા ઠરાવતી વખતે તથા તે અમલમાં લાવતી વખતે હિંસ્તાનમાં જે પ્રાચીન હકો, વહીવટ તથા રીવાજ ચાલતા આવ્યા હોય તે ઉપર યોગ્ય રીતે નજર રાખવી એવી અમારી આજ્ઞા છે.

રાજના લોભી માણસોએ પોતાના દેશના લોકોને ખોટું ખોટું સમજાવીને ફસાવ્યા, અને દંગો કરવાને પ્રવૃત્ત કર્યા એવા તેઓના દુષ્કૃત્યથી હિંદુસ્તાનના લોકોને ઇજા તથા દુ:ખની પ્રાપ્તિ થઇ તેથી અમે અતિ દુ:ખિત થયાં છીએ. દંગો કરનારાઓને હરાવીને તેને બેસારી દેવામાં આવ્યો, તે ઉપરથી અમારૂં સામર્થ્ય સૌને જાહેર થયું છે; પરંતુ ઉપર મુજબ ફસેલા લોકોમાંથી જેઓ પાછા યોગ્ય રીતે ચાલવાની ઇચ્છાવાળા હશે, તેમના ઉપર દયા કરીને તેમના અપરાધને માટે ક્ષમા બક્ષવી એવી અમારી ઇચ્છા છે.

વધુ ખૂનામરકી થવા ન પામે અને હિંદુસ્તાન મધ્યેના અમારા મુલકમાં જલ્દીથી સ્વસ્થતા પ્રસરે એવા ઇરાદાથી એક પ્રાંતમાં તો અમારા વાઇસરૉય તથા ગવર્નર જનરલે આગળ જે દુઃખકારક દંગા થયા તેમાં જે લોકોએ સરકારની વિરૂદ્ધ ગુન્હા કીધા તેમાંના ઘણા ખરા લોકોને કેટલીક શરતથી ગુન્હાની માફી થશે એવી આશા દર્શાવી છે; અને જેમના ગુન્હા માફ કરવા લાયક નહિ હોય તેમને શી સજા થશે, તે પણ તેઓએ ઠરાવ્યું છે. સદરહુ તજવીજ અમારા વાઇસરૉય અને ગવર્નર જનરલે કરી તે અમારે કબુલ મંજુર છે; અને તે સિવાય અમો નીચે પ્રમાણે જાહેર કરીએ છીએ કે:—

ઇંગ્રેજ સરકારની રૈયતનાં ખૂન કરવામાં પ્રત્યક્ષ સંબંધ રાખવાની જેના ઉપર સાબિતી થઇ હોય અથવા થાય તે ગુન્હેગારો ઉપર દયા કરવી, એ ન્યાય વિરૂદ્ધ છે; પણ તે સિવાય બાકીના સઘળા ગુન્હેગારો ઉપર દયા કરવામાં આવશે.

ખૂની ગુન્હેગારોને જે લોકોએ જાણી જોઇને આશ્રય આપ્યો હશે અથવા જેઓ દંગો કરવાને આગેવાન્ અથવા પ્રવર્તક થયા હશે તેઓને, જીવતદાન સિવાય બીજો કાંઇ દિલાસો દેવાનો નથી; પણ એવા મનુષ્યો સરકારની સાથે બેઇમાન થવાને શા કારણથી પ્રવૃત્ત થયા, તેનો ગુપ્તપણે વિચાર, તેઓને સજા ફરમાવતી વખત કરવામાં આવશે; અને મતલબી માણસે ખોટી વાત ઉડાવી હોય તો છેક જ અવિચારથી ખરી માનીને જે લોકોએ ગુન્હા કીધા એવું માલુમ પડશે, તે લોકોના સંબંધમાં ઘણી જ રહેમદીલી રાખવામાં આવશે.

સદરહુ મનુષ્યો સિવાય જે લોકો દંગામાં હોય અને લડાઇ કરતા હોય તેઓ જો પોત પોતાને ઘેર પાછા ફરીને સ્વસ્થપણે પોતાનો કામ ધંધો કરવા માંડશે, તો તેઓએ અમારી વિરૂદ્ધ અમારા રાજ્યવિરૂદ્ધ અને અમારા દરજ્જા વિરૂદ્ધ કરેલા સઘળા ગુન્હા વિસરી જઇને કંઈ પણ શરત કર્યા વગર તેમને માફી બક્ષવામાં આવશે, એવો અમે આ જાહેરનામાથી તેમને દિલાસો દઇએ છીએ. ગુન્હાની માફી તથા મહેરબાની કરવાના સંબંધમાં જે નિયમો ઉપર દર્શાવ્યા છે તે પ્રમાણે આવતા જાન્યુઆરી માસની તા. ૧ લી પહેલાં જેઓ ચાલશે તે તમામને માફી અને મહેરબાનીના સર્વ સદરહુ ઠરાવ લાગુ કરવાની અમારી આજ્ઞા છે.

ઇશ્વરની કૃપાથી જ્યારે હિંદુસ્તાનમાં સ્વસ્થતા થશે, ત્યારે તે દેશના વેપાર ધંધાને ઉત્તેજન આપવું, લોકોપયોગી અને લોકોનાં કલ્યાણનાં કાર્યોની વૃદ્ધિ કરવી અને તે દેશમાં રહેનારી અમારી સર્વે પ્રજાનું સારૂં થાય એવી રીતે રાજ્યકારોબાર ચલાવવાની અમારી અંતઃકરણ પૂર્વકની ઇચ્છા છે. અમારી રૈયતની આબાદીની એ જ અમારૂં સામર્થ્ય, તેઓનો સંતોષ એ જ અમારા રાજ્યની દ્રઢતા, અને તેઓની કૃતજ્ઞતા એ જ અમને ઉત્તમ ફળ છે એવું અમે માનીએ છીએ. રૈયતના કલ્યાણના સંબંધમાં અમારી જે આ ઇચ્છા છે, તે પાર પાડવાને સર્વ શક્તિમાન્ પરમાત્મા અમને તથા અમારા સર્વ અધિકારીવર્ગને સામર્થ્ય આપે એવી અમારી પ્રાર્થના છે."

આ ઢંઢેરાને સર્વ તરફથી વધાવી લેવામાં આવ્યો અને સર્વેએ તે માટે પોતાનો પૂર્ણ સંતોષ જાહેર કર્યો હતો.

સને ૧૮૫૮ માં રાણીશ્રીએ ફ્રાન્સ અને જર્મનીની મુલાકાત લીધી હતી, તેમ જ તેઓ બેલજીયમના પ્રવાસે પણ ગયાં હતાં. તે જ સાલમાં તેઓએ સ્કોટલાંડના ગ્લાસગો શહેરમાં રૂ. ૧,૫૦,૦૦,૦૦૦ ના ખર્ચે બંધાએલા પાણીના બાંધકામને ખુલ્લું મૂકવાની ક્રિયા કરી હતી. તા. ૩ જી જુને તેઓશ્રીએ નવી સ્થપાએલી વોલંટીયર સેના ( સ્વૈચ્છિક સૈન્ય ) ની કવાયત જોઈ. તેમાં તે વખતે ૨૦,૦૦૦ વોલંટીયરો હતા. આ અરસામાં રાણીશ્રી બેલ્મોરલના મહેલમાં વસતાં હતાં. એક રોજ તેઓશ્રી વગેરે ઘણે દૂર ફરવા ગયાં હતાં. જ્યાં મોડું થઇ જવાથી એકરાત્રી તેમને ધર્મશાળામાં ગુજારવી પડી હતી.

તે જ સાલમાં રાણીશ્રીના નવી સાસુ ગુજરી ગયાં. પ્રિન્સ આલબર્ટની બગી રેલ્વેના એક ડબા સાથે અથડી પડવાનો અકસ્માત નડ્યો હતો, પરંતુ તેમાંથી તેમનો બચાવ થયો અને તેથી તેમણે સારૂં ધર્મદાન કરાવ્યું હતું.

સને ૧૮૬૦ ના અરસામાં રાણીશ્રીનાં માતુશ્રી ડચેસ ઓફ કેન્ટ ૭૫ વર્ષની વયે મૃત્યુ પામ્યાં. આ બનાવથી આખા દેશમાં શોક ફેલાણો હતો. રાણીશ્રીની આંખોમાંથી પુષ્કળ આંસુ સરી પડયાં. પોતાના જીવનમાં આવા પ્રકારનું દુઃખ જોવાનો રાણીશ્રીને આ પહેલો જ પ્રસંગ હતો.

સને ૧૮૬૦–૬૧ ની સાલમાં હિંદુસ્તાનમાં દુષ્કાળ પડયો હતો. વાયવ્ય પ્રાંતમાં તેનું જોર અધિક હતું. અનાજના ભાવ આઠગણા

વધી ગયા હતા અને કેટલાંક ગરીબ માબાપોએ તો દારિદ્રયને લીધે તથા ભૂખમરાના સંકટને લીધે ક્ષુધાતૃપ્તિ અર્થે પોતાનો જીવ બચાવવા પોતાના બાળકોને મારી ખાધાં હતાં. આ દુર્દમનીય સંકટમાંથી લોકોને ઉગારવાને અર્થે રાણીશ્રીએ પોતે વિલાયતમાં મોટું ફંડ ખોલ્યું હતું, જેમાં પોતે પણ સારી રકમ ભરી હતી. તા. ૨૩ મી ફેબ્રુઆરીએ ભલા વાઇસરૉય લૉર્ડ કેનિંગની માંગણી અને રાજ્ઞીપતિની સૂચનાથી ઇંગ્લાંડની પાર્લામેન્ટે હિંદના લાયક નરોને ' સી. આઇ. ઇ. ' નો ખીતાબ આપવાનો ઠરાવ કર્યો હતો. તે પછીથી હિંદુસ્તાનના યોગ્ય નરોને ઉક્ત ચાંદ આપવાનો રીવાજ શરૂ થયો છે.

**વૈધવ્યપ્રાપ્તિ.**

સને ૧૮૬૧ ના ઓગષ્ટ માસમાં રાણીશ્રી પોતાના પતિ પ્રિન્સ કોન્સર્ટ સાથે આયર્લાંડના પ્રવાસે ગયાં હતાં. આ પ્રેમાળ દંપતીનો સજોડે આ પ્રવાસ છેલ્લો જ હતો. તે જ અરસામાં રાણીપતિની બુદ્ધિ અને કાળજીના પરિણામે ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચે લડાઈ થતાં અટકી હતી; અને શાંતિ જળવાઇ રહી. પ્રિન્સ આલબર્ટ રાજ્યકાર્યભારનાં અને બીજાં લોકોપયોગી કામોમાં પોતાની શારીરિક અને માનસિક શક્તિ ઉપરાંત શ્રમ લેતા હોવાથી, તેની અસર તેમની તન્દુરસ્તી ઉપર થઇ અને અવસાનકાળ નજીક આવી પહોંચ્યો. સને ૧૮૬૧ ના નવેમ્બરની ૨૨ મી તારીખે તેઓશ્રીની તબીયત લથડી અને નાદુરસ્તી દિનપ્રતિદિન વધતી જ ગઈ. આ અરસામાં ઝેરી તાવને લીધે પોર્ટુગાલના રાજકુટુંબનાં સઘળાં માણસો મૃત્યુના ભોગ થવાથી ઇંગ્લાંડમાં પણ તેને લીધે રાજકુટુંબ માટે મોટી ચિંતા અને ભીતિ ઉત્પન્ન થયાં. તા. ૭ મી ડિસેમ્બરે રાણીશ્રીને ભયંકર અને અશુભસૂચક સ્વપ્નાં આવ્યાં હતાં, તેથી પણ તેઓશ્રીની ચિંતામાં વધારો થયો હતો. પ્રિન્સ કોન્સર્ટના મંદવાડના સમયમાં રાજકુમારી એલિસ પોતાના પિતાની ઉત્તમ પ્રકારે સેવા સુશ્રૂષા કરતાં અને તેમને પ્રસન્ન રાખવાને અર્થે પ્રભુનાં કીર્તન ગાતાં. આલબર્ટ પોતે પણ વારંવાર પ્રભુનું સ્મરણ કરતા અને પોતાના મનને આનંદમાં રાખવાનો પ્રયત્ન કરતા. તબીબોએ પણ સારવાર કરવામાં બાકી રાખી નહોતી, પરંતુ તેની કાંઇ અસર થઈ નહિ. મુંઝારાનાં ચિન્હો જણાવા લાગ્યાં. ખરતા તારાના તેજસ્વી તગતગાટની માફક આલબર્ટે પોતાની હોશિયારી બતાવી અને પોતાનાં પ્રિય પત્ની રાણીશ્રી પાસે પુસ્તક વંચાવ્યું. છેવટે

રાણીશ્રીને 'પ્રિય પ્રાણ પત્ની!' શબ્દથી સંબોધી, ચુંબન કરી, નિશ્વાસ મૂકી, ડચકું ખાધું! રાણીશ્રીએ 'વ્હાલા પતિ! હું તમારી વ્હાલી પત્ની' એ પ્રમાણે કહી પોતાના પ્રિય પતિના મસ્તકે હાથ ફેરવી ચુંબન કર્યું. પરંતુ પ્રાણ પતિ તરફથી તેનો કાંઇ જવાબ મળ્યો નહિ! તે જોઇને રાણીશ્રી ધ્રુસકે ધ્રુસકે હૃદય ભેદી નાંખે તેવી રીતે રૂદન કરવા લાગ્યાં. ભલા આલબર્ટનો પવિત્રાત્મા તેના દેહનો સને ૧૮૬૧ ના ડિસેમ્બર માસની તા. ૧૪ મીને શનિવારની રાત્રીના ક. ૧૦-૪૫ મીનીટે ત્યાગ કરી પોતાનાં સત્કર્મોના ફળની પ્રાપ્તિને અર્થે પરમ સત્તાધીશ પરમાત્માના દરબારમાં પ્રયાણ કરી ગયો. ભલા પ્રિન્સ લીઓપોલ્ડ સિવાય સર્વ રાજકુટુંબ તેમની પથારી પાસે હાજર હતું. મહાત્મા આલબર્ટ કે જે સર્વને સુખદાતા હતો, જેણે પોતાનું જીવન પરદુઃખભંજક તરીકે જ ગાળ્યું હતું અને જેણે સ્વમાન કે સ્વાર્થની દરકાર નહિ કરતાં પરહિતનાં કારણોએ પ્રસંગોપાત કોઇ કોઇ કાર્યમાં સ્વાર્થપરાયણ ક્ષુદ્રબુદ્ધિના મનુષ્યોની ખફગી પણ વહોરી લીધી હતી, તે આ સંસારનો ત્યાગ કરીને, રાણીશ્રીને વૈધવ્યદશામાં રૂદન કરતાં મૂકી-દુઃખી બનાવીને ચાલ્યા ગયા. તેના સ્વર્ગવાસથી આખા દેશમાં હાહાકાર વર્તાઈ ગયો. રાજરાજેશ્વરી શ્રીમતી વિક્ટોરીઆ માત્ર ૪૨ વર્ષની વયે વિધવા થયાં! રાણીશ્રી તથા બાળકોએ ત્રણ દિવસ પર્યંત તો પૂરૂં અન્ન પણ લીધું નહોતું અને કેવળ રડયાં જ કીધું હતું.

અતિ શોકથી રાણીશ્રી અને કુમારી એલિસ ઝાંખાં પડી ગયાં અને બાળકોને તાવ લાગુ પડયો, તેથી નિરૂપાયે રાણીશ્રી પ્રિય પતિના શબના ત્રણ વાર દર્શન કરીને વિંડસર મહેલનો ત્યાગ કરી, ઓસબોર્નના મહાલયમાં રહેવાને અર્થે ગયાં.

રાણીપતિને સેંટ જયોર્જ ચેપલમાં ભૂમિદાહ દેવા માટે તા. ૨૩ મી ડિસેમ્બરે પાયદસ્તસરઘસ કાઢવામાં આવ્યું હતું. આ શોકસ્વારીમાં જુદા જુદા દેશોના પ્રતિનિધિઓ, પ્રધાનો, મહારાજા ધુલીપસિંહ, હજારો ઉમરાવો તથા પ્રજાજનોએ ભાગ લીધો હતો. રાણીપતિના માનમાં દર મીનીટે તોપોના અવાજ કરવામાં આવ્યા હતા. તેમના શબને છ ઘોડાની ગાડીમાં રાખવામાં આવ્યું હતું.

રાણીશ્રીનો શોક અત્યંત હતો. હોય તેમાં નવાઈ પણ શી? એક વિસ્તીર્ણ મહારાજ્યની મહારાણી, કે જેનું પદ સર્વ સત્તાધીશ

પરમાત્માથી દ્વિતીય નંબરે જ હતું, એવી સામર્થ્યવતી દેવી સનાથા મટીને અનાથા બની. ગૃહવ્યવસ્થાને ઉત્તમ પ્રકારે નિયમિત રાખવામાં તથા મહત્ત્વનાં રાજ્યકાર્યોમાં તેમને પોતાના પતિની અતિ સહાય હતી, તે બંધ થઈ. પોતાનું છત્ર ગયું. તેથી દુઃખ થાય તેમાં શું આશ્ચર્ય ? મનોવેદના એટલી બધી વધી પડી કે તેથી અવસાનવખત આવવાનો સંભવ જણાવા લાગ્યો. આ સમયે રાણીશ્રીને ધૈર્ય આપવામાં કુમારી એલિસ મુખ્ય હતાં. કુમારી બિયેટ્રીસ આજ કારણને લઈને ૨૮ વર્ષ પર્યંત લગ્ન નહિ કરતાં કુંવારાં રહ્યાં હતાં.

આ શોકના સમયમાં હાર્ટલે કોલ્યારીની ખાણમાં એક ભયંકર અકસ્માત થયો અને ખાણમાં કામ કરનારામાંના ૨૦૪ મનુષ્યો માર્યા ગયાં. પોતાની પ્રજામાંનાં મનુષ્યો ઉપર આવી ભયંકર આફત પડવાથી પોતાના શોકને એક બાજુએ મૂકી રાણીશ્રીએ ઉક્ત બનાવ માટે ખેદ દર્શાવનારો તથા માર્યા ગએલાઓના કુટુંબ પ્રત્યે દિલસોજી દર્શાવનારો તારનો સંદેશો મોકલ્યો હતો. આ બનાવથી રાણીશ્રીનું ધૈર્ય તથા પોતાની પ્રજા પ્રત્યેનો વાત્સલ્યભાવ પ્રત્યક્ષ થાય છે.

બીજાં રાજકુમારી એલિસનાં લગ્ન હેસી ડાર્મેસ્ટેડના રાજકુમાર લુઈસ સાથે સને ૧૮૬૨ ના જુલાઈની તા. ૧ લીએ કરવામાં આવ્યાં હતા. રાણીપતિના મરણના શોકને લીધે આ લગ્ન વગરધામધુમે થયાં હતાં અને રાણીશ્રીએ તે સમયે શોકનાં વસ્ત્રો પરિધાન કર્યા હતાં. આ વખતે રાજકુમારીને રૂ. ૬૦,૦૦૦ નું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું અને રાજ્ય તરફથી રૂ. ૩,૦૦,૦૦૦ ની પહેરામણી કરવામાં આવી હતી.

આ લગ્ન બાદ રાણીશ્રી સહકુટુંબ બેલ્મોલરલના મહેલમાં રહેવાને ગયાં. ત્યાં પોતાના પ્રિય પતિના જન્મદિવસને રોજ તેમની યાદગીરી રાખવાને માટે એક સ્મરણસ્થંભનો પાયો નાંખવાની ક્રિયા કરી હતી. આ પાયામાં દરેક રાજકુમાર અને રાજકુમારીએ અકેકો પથ્થર મ્લાન મુખમુદ્રાએ ગોઠવ્યો હતો. આ સ્મરણસ્થંભ રાણીશ્રીએ પોતાના ખાનગી ખર્ચમાંથી બંધાવ્યો છે. તેની ઉંચાઈ ૩૦ ફીટની છે. તે સ્થંભ ખુલ્લો મેલવાની ક્રિયા તેમણે આજ સાલની તા. ૨૧ મી ઓગસ્ટના રોજ કરી હતી. પ્રિય પતિના મરણથી ઉદ્ભવેલા શોકની વિસ્મૃતિને અર્થે સપ્ટેમ્બર માસના અરસામાં રાણીશ્રી જર્મની અને બેલજીયમના પ્રવાસે ગયાં હતાં. માર્ગમાં તેમણે લેકન આગળ પોતાના મામા લીઓપોલ્ડની મુલાકાત લીધી હતી.

સ્વર્ગવાસી ભલા આલબર્ટનું સમાધીસ્થાન ફ્રોગમોરના મેદાનમાં બાંધવામાં આવ્યું છે, જે લાખો રૂપીઆનું ખર્ચ કરીને અતિ સુશોભિત કરવામાં આવ્યું છે. સમાધી જમીનની અંદર રાખવામાં આવી છે, અને તેના ઉપર પ્રિન્સ આલબર્ટની સુંદિર પ્રતિમા ગોઠવવામાં આવી છે. તેના ઉપર સંગેમરમરનો ઘણો ઉપયોગ કરીને સુંદર મકાન બાંધવામાં આવ્યું છે. પ્રથમ પ્રિન્સ આલબર્ટનાં અસ્થી સેંટ જ્યોર્જના દેવળમાં રાખવામાં આવેલાં તે ત્યાંથી લાવીને હવે આ નવા બંધાયેલા સમાધીસ્થાનમાં રાખવામાં આવ્યાં છે. આ સ્થાન રાણીશ્રીએ પોતાના પદરના રૂ. ૨૦ લાખ ખર્ચીને બંધાવ્યું છે. ત્યાં આગળ પોતાના પતિની સંવત્સરીના દિને પ્રભુ પ્રાર્થના કરવાનો રીવાજ રાખવામાં આવ્યો હતો.

સને ૧૮૬૨ ના માર્ચ માસની તા. ૧૦ મીએ યુવરાજકુમાર પ્રિન્સ ઓફ વેલ્સ–મર્હુમ શાહનશાહ એડવર્ડ સપ્તમનાં લગ્ન ડેન્માર્કની રાજકુમારી ઍલેકઝાંડ્રા સાથે ધામધુમથી કરવામાં આવ્યાં હતાં.

કેટલાક સમયપર્યંત રાણીશ્રીએ જાહેર કામકાજમાં ભાગ લેવાનું બંધ કર્યું હતું, એ પ્રમાણે અમુક કાળ એકાંતવાસનું સેવન કર્યા પછી તેમણે પોતાના સ્વર્ગસ્થ પતિની મૂર્તિ ( બાવલું ) ખુલ્લી મેલવાની ક્રિયા આબર્ડિનમાં કરી હતી. ત્યારપછી તેઓશ્રી ધીમે ધીમે જાહેર પ્રવૃત્તિમાં સામેલ થયાં હતાં.

સને ૧૮૬૪ ના જાન્યુઆરી માસની તા. ૮ મીના શુભ દિને યુવરાજ્ઞી શ્રી અલેકઝાન્ડ્રાએ એક કુમારને જન્મ આપ્યો. આ સમાચાર સાંભળીને રાણીશ્રી અત્યંત આનંદિત થયાં. આ કુમાર તે આપણા સાંપ્રત સમ્રાટ્ જ્યોર્જ પંચમના મોટા ભાઇ જ્યોર્જનો જન્મ સને ૧૮૬૫ ના જુનની ૩ જી તારીખે થયો હતો. આ જ સાલમાં રાણીશ્રીએ પર્થ નગરમાં પોતાના પતિનું બાવલું ખુલ્લું મેલ્યું હતું. ઓગસ્ટ માસની તા. ૮ મીના રોજ રાણીશ્રી પોતાના પતિના જન્મસ્થળ રોસેન્યુ ગામની યાત્રાને અર્થે જર્મનીના પ્રવાસે ગયાં. ત્યાં તેમણે પોતાના પતિનું કાંસાનું બનાવેલું બાવલું ખુલ્લું મેલ્યું. તે પ્રવાસ પૂર્ણ કરીને તેઓશ્રી સ્કોટલાંડમાં પધાર્યાં. આ સમયે કુમારી હેલિનાની સગાઇ સ્લેઝ્વીગ સોન્ડરબર્ગના રાજકુમાર ક્રિશ્વન સાથે કરવામાં આવી. તે જ અરસામાં રાણીશ્રીની નોંધપોથીનું પ્રથમ પુસ્તક પ્રકટ થયું હતું. તે જ સાલની તા. ૯ ડીસેમ્બરના રોજ રાણીશ્રીના પ્રિય મામા

લિઓપોલ્ડ સ્વર્ગવાસી થયા. આ બનાવે રાણીશ્રીના મનને શોકથી આંદોલિત કરી દીધું હતું.

સને ૧૮૬૫ માં હિંદમાં ઓરિસા પ્રાંતમાં ભયંકર દુષ્કાળે પોતાનું પ્રાબલ્ય દર્શાવ્યું હતું. આ દુષ્કાળના પરિણામે ૮૦,૦૦,૦૦ મનુષ્યો મરણને શરણ થયાં હતાં. આ પ્રમાણે દુષ્કાળો પડતા હોવાથી તેનાં કારણો શોધી કાઢવાને માટે રાણીશ્રીએ એક કમિશન નીમ્યું હતું.

સન ૧૮૬૬ ની તા. ૧૬ મી ફેબ્રુઆરીના દિને રાણીશ્રીએ પોતાનો શોક મૂકયો અને તે જ દિવસે પાર્લામેન્ટ ખુલ્લી મૂકવાની ક્રિયા કરી. આ સાલમાં રાણીશ્રીએ પોતાના પતિની યાદગીરીમાં 'આલબર્ટ મેડલ' ( એ નામના ચાંદ) કાઢયા હતા. તે જ સાલમાં અમેરિકાના દાનવીર જયોર્જ પીબડીએ ઇંગ્લાંડના ગરીબ વર્ગના રક્ષણાર્થે રૂ. ૫૦,૦૦,૦૦૦ આપ્યા હતા. આ દાનેશ્વરી નરને 'બેરોનેટ' નું પદ આપવાની રાણીશ્રીએ ઇચ્છા દર્શાવી હતી, પરંતુ તે નિસ્પૃહી નરે નમ્રતાપૂર્વક તેનો સ્વીકાર કરવા પોતાની અનિચ્છા પ્રકટ કરી હતી. ઓકટોબર માસમાં રાણીશ્રીએ આબર્ડીન શહેરમાં પાણીનું બાંધકામ ખુલ્લું મેલવાની ક્રિયા કરી. તે વખતે પોતાના પ્રિય પતિના સ્વર્ગવાસ પછી પહેલું જાહેરમાં ભાષણ આપ્યું હતું. આ બાંધકામ ડી નદીને કીનારે બાંધવામાં આવ્યું છે અને તેના દ્વારા હમેશાં આબર્ડીન શહેરને ૧૫,૦૦,૦૦૦ મણ પાણી પૂરૂં પાડવામાં આવે છે.

સને ૧૮૬૭ માં લે. જનરલ સી. ગ્રેને રાણીશ્રીની સહાયતાથી પ્રિન્સ આલબર્ટના બાલજીવન ચરિત્રને લગતું પુસ્તક પ્રકટ કર્યું હતું. તે સાલના મે માસમાં રાણીશ્રીએ 'રોયલ આલબર્ટ હૉલ,' નામના એક અગત્યના મકાનનો પાયો નાંખવાની ક્રિયા કરી હતી. આ જ સાલમાં રાણીશ્રીની મુલાકાતે રૂશિયાની ઝારિના–મહારાણી, તુર્કસ્તાનના સુલતાન અને ફ્રાન્સના રાજ્યકર્તા આવ્યા હતા. ઓકટોબર માસની તા. ૧૫ મી ના રોજ મહારાણીશ્રીએ ભલા આલબર્ટનું બાવલું બેલ્મોરલ ખાતે ખુલ્લું મેલ્યું હતું.

સને ૧૮૬૮ માં રાણીશ્રીને આયર્લાંડના વતનીઓ તરફથી ૨૨,૬૦૨ સહીઓ સાથેનું એક માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. ઓગસ્ટ માસમાં રાણીશ્રીએ 'કૌન્ટેસ ઓફ કેન્ટ' ના નામે સ્વીટ્ઝર્લાંડમાં મુસાફરી કરી હતી. યુરોપમાં આ દેશ અતિ રળિયામણો છે અને ઘડિયાળની બનાવટને માટે સુપ્રસિદ્ધ છે. તે સા-

લના અંતમાં રાણીશ્રીએ પોતે સ્વહસ્તે લખેલી નિત્યનોંધનું પુસ્તક પ્રકટ કર્યું હતું.

સન ૧૮૭૦ ના મે માસમાં રાણીશ્રીએ લંડન ખાતે સર્વ વિદ્યોત્તેજકાલયનું મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા કરી હતી. તે વખતે કરવામાં આવેલા મેળાવડામાં આપણા આર્યાવર્તના પ્રખ્યાત મહાન્ નર બાબુ કેશવચંદ્ર સેને હાજરી આપી હતી અને તેમના માનમાં લોકોએ હર્ષગર્જના કરી તેમને વધાવી લીધા હતા.

સન ૧૮૭૧ ના માર્ચ માસની તા. ૨૧ મીના રોજ કુમારી લ્યુસીના લગ્ન માર્કિવસ ઓફ્ લોર્ન સાથે ધામધુમથી કરવામાં આવ્યાં. હતાં. તે જ માસની તા. ૨૯ મીએ તેમણે લંડન શહેરમાં રૂ. ૨૦,૦૦,૦૦૦ ના ખર્ચે બંધાયેલા 'રોયલ આલબર્ટ હૉલ' ખુલ્લો મૂકવાની ક્રિયા કરી હતી.

સન ૧૮૭૨ ના જુન માસમાં રાણીશ્રીના સ્નેહી અને સલાહકાર ડૉ. મેકલીયોડ મરણ પામ્યા. સપ્ટેમ્બર માસમાં રાણીશ્રીના સાવકા બ્હેન મૃત્યુ પામ્યાં. આ પ્રમાણે ઉપરાછાપરી સગાં અને સ્નેહીઓના મરણે રાણીશ્રીના મન ઉપર ભારે અસર નિપજાવી હતી, તોપણ તેઓ સર્વ દુઃખ અતિધૈર્યપૂર્વક સહન કરતાં હતાં.

સન ૧૮૭૩ માં બંગાલ પ્રાંતમાં ફરીને ભયંકર દુષ્કાળ પડયો. આ પ્રસંગે હિંદી સરકારે સંકટનિવારણાર્થે બાંધકામો ખોલીને લોકોનું સારી રીતે રક્ષણ કર્યું હતું.

સન ૧૮૭૪ ના જાન્યુઆરી માસની તા. ૨૩ મીના રોજ ડયુક ઓફ્ એડિન્બરોનાં લગ્ન રશિયાના ઝારની પુત્રી સાથે રશિયાના પાટનગર સેંટપિટર્સબર્ગમાં થયાં હતાં. નવેમ્બર માસમાં રાણીશ્રીએ આનંદને ખાતર એક વિચિત્ર પ્રકારની સ્વારી કઢાવી હતી. તે સ્વારીમાં સર્વે મનુષ્યોએ પોતપોતાના હાથમાં બળતી મશાલો ઝાલી હતી, અને તેની સાથે રાણીશ્રી બેલ્મોરલના મહેલની આસપાસ ફર્યાં હતાં. ડિસેમ્બરની તા. ૩ જીના રોજ ફ્રાન્સની પ્રજા તરફથી રાણીશ્રીને સુંદર માનપત્ર આપવામાં આવ્યું હતું. આ માનપત્રનો સમાવેશ અતિ ઉત્તમ પ્રકારની કારીગરીવાળાં ચાર પુસ્તકોમાં કરવામાં આવ્યો હતો. આ સાલમાં રાણીશ્રીની સંમતિથી સર થિયોડોર માર્ટિને 'ભલા આલબર્ટનું સંપૂર્ણ જીવનચરિત્ર' પ્રકટ કર્યું હતું.

સન ૧૮૭૫ માં રાણીશ્રી પોતાના એક હજુરી બ્રૅન બ્રાઉનનો પિતા મરણ પામવાથી તેની પાયદસ્તમાં સ્મશાનસુધી પગે ચાલતાં ગયાં હતાં. દેવીશ્રીનો પોતાના નોકરો પ્રત્યે પણ કેટલો સદ્ભાવ હતો તે આ દ્રષ્ટાંતથી સિદ્ધ થાય છે.

સન ૧૮૭૬ ની તા. ૧૭ મી ઓગસ્ટે એડિનબરોમાં 'ભલા આલ્બર્ટનું બાવલું ખુલ્લું મેલવાની ક્રિયા કરી હતી. આ પ્રતિમા આબેહુબ હોવાથી રાણીશ્રી ઘણાં ખુશ થયાં હતાં, અને તે બાવલાના કારીગરને 'નાઇટ' નો ઇલિકાબ બક્ષ્યો હતો. આ સાલમાં રાણીશ્રીએ પોતાના જમાઇ માર્કિવસ ઓફ લોર્નને કેનેડાના ગવર્નર જનરલની પદવી આપી હતી.

**કૈસર-એ-હિંદ.**

સને ૧૮૭૭ માં રાણીશ્રીએ 'કૈસર-એ-હિંદ' પદ ધારણ કર્યું હતું. આ પ્રસંગને લગતો મહોત્સવ ઉજવવાને તા. ૧ લી જાન્યુઆરીએ હિંદુસ્તાનના વાઇસરૉય લૉર્ડ લીટને દિલ્હી ખાતે ભવ્ય દરબાર ભર્યો હતો. હવેથી આપણે રાણીશ્રીને 'રાણીશ્રી' થી નહિ પરંતુ 'મહારાણીશ્રી' ના અભિધાનથી સંબોધીશું. આ સાલમાં ગુજરાત અને દક્ષિણ હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં દુષ્કાળ પડયો હતો; જેને આપણે ૩૪-૩૫ ના કાળને નામે ઓળખીએ છીએ. આ વખતે રેલ્વેનું સાધન હોવાને લીધે લોકોનો સારો બચાવ થયો હતો.

**રાજકુમારીનું મરણ.**

સને ૧૮૭૮ માં 'ભલા આલબર્ટ' ની સંવત્સરીના દિને મહારાણીશ્રીનાં સૌથી વધુ લાડકી પ્રિય પુત્રી એલિસ મરણ પામ્યાં. આથી મહારાણીશ્રીના હૃદય ઉપર શોકનો ભારે આઘાત થયો હતો. આ સાલના અરસામાં ટેલીફોનની શોધ થઈ હતી. તેનો પ્રથમ પ્રયોગ ઓસબોર્નના મહેલમાં મહારાણીશ્રી સમક્ષ પ્રો. બેલે કરી બતાવ્યો હતો. માર્ચ માસમાં ડયુક ઓફ્ કોનોટ પૃશિયાની રાજકન્યા લ્યુસિ સાથે પરણ્યા હતા. આ જ માસમાં મહારાણીશ્રીએ ઇટાલીની મુલાકાત લીધી હતી.

સને ૧૮૮૧ માં અર્લ બેકન્સફીલ્ડ મરણ પામ્યા. આ ગૃહસ્થ મહારાણીશ્રીના સ્નેહી હતા અને તેમને તેઓશ્રી ચાહતાં હતાં. તેમની યાદગીરીમાં મહારાણીશ્રીએ સ્મરણસ્થંભ બંધાવ્યો છે. આ જ સાલના માર્ચ માસમાં મહારાણીશ્રી પારિસ શહેરની મુલાકાતે પધાર્યાં હતાં.

**હિંદને સ્થાનિક સ્વરાજ્યનો હક્ક.**

સને ૧૮૮૨ માં હિંદના ભલા, લોકપ્રિય, અને માયાળુ વાઇસરૉય લૉર્ડ રિપને હિંદની પ્રજાને સ્થાનિક સ્વરાજ્યનો હક્ક બક્ષ્યો હતો. રાણીશ્રીના રાજ્યકાળમાં આ અગત્યનો લાભ હિંદી પ્રજાને પ્રાપ્ત થયો હતો, તે તેમના માયાળુપણા અને ભલા લોર્ડ રિપનની હિંદ પ્રત્યેની ઉત્તમ લાગણીને જ આભારી છે. આ હક્કપ્રદાન સામે ઘણા એંગ્લો-ઇન્ડીઅનો તથા અન્ય સંકુચિત વિચાર ધરાવનારા ઇંગ્રેજોએ વિરૂદ્ધતા દર્શાવી હતી, પરંતુ તેમાં તેઓ નિષ્ફળ થયા. ત્યારપછી ઉત્તરોત્તર આ હક્કમાં વધારો થતો ગયો છે, જે આગળ જણાવવામાં આવશે.

સને ૧૮૮૩ માં મહારાણીશ્રીને મહેલમાં ફરતાં ફરતાં પગે વાગવાથી ઇજા થઇ હતી, જેની પીડાની અસર તેઓશ્રીને એક વર્ષ પર્યંત ભોગવવી પડી હતી.

વળી તેની બીજી સાલમાં એટલે સને ૧૮૮૪ માં ' દાઝયા ઉપર ડામ ' અને દુઃખ પાછળ દુઃખના આગમન જેવો પ્રસંગ બન્યો. તેઓશ્રીના સૌથી નાના પ્રિય કુમાર ડયુક ઑફ આલબનીકેન્સ શહેરમાં હવાફેરને અર્થે ગયા હતા, જ્યાં પડી જવાનો અકસ્માત થવાથી તેમના શરીરે સખ્ત ઇજા થઇ અને તેને પરિણામે તેઓ માર્ચની તા. ૨૮ મીએ સ્વર્ગવાસી થયા. તે સદ્‌ગુણી અને વિદ્યાવિલાસી હતા અને ભવિષ્યમાં પોતાના ભલા પિતા આલબર્ટનું નામ રાખશે એમ તેમને માટે કહેવાતું હતું. તેઓના આ અકાળ મૃત્યુએ મહારાણીશ્રીને અતિ શોકકારક અવસ્થામાં લાવી મૂક્યાં હતાં. આ સમયે મહારાણીશ્રી તથા તેઓશ્રીનાં પુત્રવધૂ ઉપર પાર્લામેન્ટ તરફથી દિલાસાપત્રો મોકલવામાં આવ્યાં હતાં.

સને ૧૮૮૫ ની ૨૩ મી જુલાઇના દિને કુંવરીશ્રી બિયેટ્રીસનાં લગ્ન બાર્ટનબર્ગના કુમાર હેન્રી સાથે અત્યુત્સવપૂર્વક કરવામાં આવ્યાં હતાં. આ જ વર્ષમાં હિંદી સરકારે બ્રહ્મદેશના રાજા થીબો ઉપર વિજય પ્રાપ્ત કરી બ્રહ્મદેશનો ઉત્તર વિભાગ સર કરી લીધો. આ સાલમાં રાણીશ્રીએ બે પ્રદર્શનો ખુલ્લાં મૂકવાની ક્રિયા કરી હતી. સાઉથ કેનિંગ્સ્ટન ખાતે પ્રદર્શન ખુલ્લું મેલતી વખતે સંસ્કૃત અને અંગ્રેજીમાં પ્રજાકિય ગીતો ગાવામાં આવ્યાં હતાં. બીજું નૌકા, વ્યાપાર અને ઉદ્યોગહુનરને લગતું પ્રદર્શન લીવર્પુલ ખાતે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું.

**સુવર્ણમહોત્સવ.**

સને ૧૮૮૭ ની સાલમાં મહારાણીશ્રીને ગાદીનશીન થયાને ૫૦ વર્ષ પૂર્ણ થયાં તેના આનંદમાં બ્રિટિશ સત્તા નીચેના તમામ દેશોમાં સુવર્ણમહોત્સવ ( ગોલ્ડન જ્યુબિલી ) અતિ ધામધુમ અને ભારે ઠાઠથી ઉજવવામાં આવ્યો હતો. તા. ૧૬ મી ફેબ્રુઆરીના રોજ આખા ભારતવર્ષમાં આ મહોત્સવ આનંદઉત્સાહ સાથે ઉજવાયો હતો. તમામ શહેરોમાં રોશની કરવામાં આવી હતી અને ઘણાં શહેરોમાં આતશબાજી ફોડવામાં આવી હતી. આપણા દેશના જુદાં જુદાં શહેરોમાં મહારાણીશ્રીના નામના બગીચા આદિ ૨૨૧ સ્થળોએ તેઓશ્રીનું સ્મરણ કાયમ કરવામાં આવ્યું હતું. તા. ૨૩ મી માર્ચે મહારાણીશ્રીએ બકિંગહામના રાજમહેલનું ખાત મુહુર્ત કર્યું હતું. આ માસની આખરે તેઓશ્રી ફ્રાન્સના પ્રવાસે ગયાં હતાં. લંડન શહેરમાં સુવર્ણમહોત્સવ તા. ૨૧ મી જુનના રોજ ઘણી જ ધામધુમથી પાળવામાં આવ્યો હતો. આ પ્રસંગે ગ્રેટબ્રિટન અને આયર્લૅંડની સ્ત્રીઓએ પૈસાફંડ ઊભું કર્યું હતું અને તેદ્વારા રૂ. ૧૦,૫૦,૦૦૦ એકઠા કરીને તે મહારાણીશ્રીને ભેટ કર્યા હતા. મહોત્સવનો આનંદ ઇંગ્લાંડમાં લગભગ એક માસ પર્યંત અને હિંદુસ્તાનમાં પાંચ દિવસ સુધી ચાલુ રહ્યો હતો.

સને ૧૮૮૮ ના માર્ચ માસમાં મહારાણીશ્રીના વહેવાઇ જર્મનીના કૈસર વિલીયમ ૧ લા મરણ પામ્યા. આ પ્રસંગે પોતાના જમાઈ ફ્રેડ્રીકના સાંત્વાનાર્થે મહારાણીશ્રી જર્મની પધાર્યાં હતાં. ફ્રેડ્રીક ગાદીનશીન થયા ત્યારથી જ તેમની તબીયત નાદુરસ્ત થએલી હતી. તે અલ્પકાળમાં વધુ બગડતી ગઇ અને નાસુરનું દરદ તેમને લાગુ પડયું. આથી તેમનું શરીર લેવાઇ ગયું અને તેમના જીવનની આશા છોડવામાં આવી. તેમને આરોગ્ય પ્રાપ્ત કરાવવાને અર્થે મોટા મોટા તબીબોએ અનેક પ્રકારના ઇલાજો લીધા, પરંતુ 'તુટી તેની બુટી નહિ' એ ઇશ્વરી નિયમ છે, તેથી કોઇની કારી ફાવી નહિ; અને તા. ૧૫ જુને તેઓનો આત્મા ઇશ્વરના દરબારમાં ચાલ્યો ગયો. તેઓશ્રી ૫૭ વર્ષની વયે માત્ર ૯૯ દિવસ રાજ્ય ભોગવીને સ્વર્ગવાસ પામ્યા. યુવરાજ કુમારી વિધવા થયાં. મહારાણીશ્રીને ઉત્તરાવસ્થામાં ઘણાં દુઃખો જોવાં પડયાં, અને તેથી તેમના મન ઉપર અસર થાય એ પણ સ્વાભાવિક છે. આ બનાવે પણ મહારાણીશ્રીના મન ઉ-

પર ભારે અસર ઉપજાવી હતી, પરંતુ 'જેની ઉત્પત્તિ તેનો નાશ અવશ્ય છે' એ નિયમ સ્મરણમાં રાખીને તેઓશ્રીએ થોડો વખત વીત્યા બાદ શોક છોડયો હતો. ફ્રેડ્રીકના પાછળ મહારાણીશ્રીના ભાણેજ વિલીયમ બીજા જર્મનીના કૈસર થયા.

સને ૧૮૯૦ માં મહારાણીશ્રી યુરોપના ઘણા ખરા ભાગોમાં પ્રવાસે પધાર્યાં હતાં.

સને ૧૮૯૨ માં મહારાણીશ્રીના પૌત્ર અને બ્રિટિશ મહારાજ્યના ભવિષ્યના વારસ (કુમારશ્રી) ડયુક ઓફ કલેરન્સ મરણ પામ્યા. આ બનાવથી તો મહારાણીશ્રીના શિરે જાણે દુઃખનું વાદળ તુટી પડયું. આખા યુરોપ અને હિંદુસ્તાન તેમ જ બ્રિટિશ મહારાજ્યના અન્ય સર્વ વિભાગોમાં હાહાકાર વર્તી રહ્યો હતો.

સને ૧૮૯૬ ના જાન્યુઆરી માસમાં મહારાણીશ્રીના સર્વથી નાનાં અને સૌથી પ્યારાં પુત્રી બિયેટ્રીસ વિધવા થયાં. આ વર્ષના સપ્ટેમ્બર માસમાં રશિયાના ઝાર અને ઝારીના મહારાણીશ્રીની મુલાકાતે ઇંગ્લાંડ પધાર્યાં હતાં. આ સાલથી જ આફ્રિકામાં અંગ્રેજો અને વલંદાઓ વચ્ચે ચકમક ઝરવાની શરૂઆત થઇ હતી. ટ્રાન્સવાલના સ્વતંત્ર રાજ્યમાંની હીરાની ખાણોમાં કેટલાક ઇંગ્રેજો લલચાયાથી તેને હસ્તગત કરવા તત્પર થયા હતા, પરંતુ તેમાં પછાત પડયા. તે અરસામાં અશાંતિમાં બળવો ઉઠયો. તેને સમાવવા ઇંગ્લાંડથી મોકલવામાં આવતા લશ્કરની સાથે મહારાણીશ્રીનાં પ્રિય પુત્રી બિયેટ્રીસના પતિ પ્રિન્સ હેન્રીએ જવાની હઠ લીધી. અનિચ્છાપૂર્વક મહારાણીશ્રીએ આજ્ઞા આપી. બળવો તો શમ્યો, પરંતુ આ કુમાર આફ્રિકાના ઝેરી તાવનો ભોગ થઇ પડયો અને બિયેટ્રીસને વિધવા બનાવીને ચાલતો થયો.

**હીરક મહોત્સવ–સને ૧૮૯૭.**

મહારાણીશ્રીના જેટલા દીર્ઘકાળ સુધી ઇંગ્લાંડની ગાદી ઉપર અદ્યાપિપર્યંત કોઇએ રાજ્ય ભોગવ્યું નથી એમ કહીએ તો ચાલે. સને ૧૮૯૭ માં તેમને રાજ્યપદારોહિત થયાને ૬૦ વર્ષ થયાં હતાં, જે કારણથી ઇંગ્લાંડના રાજ્યકર્ત્તાઓના ઇતિહાસમાં આ વર્ષ સર્વ કરતાં અધિકતર પ્રબળ અને પ્રતાપી ગણાવા યોગ્ય તથા સુવર્ણાક્ષરે કોતરી રાખવા યોગ્ય હતું. આપણા દેશનાં દુર્ભાગ્યે આ વર્ષમાં મરકી (પ્લેગ) અને દુષ્કાળ (સખ્ત મોંઘવારી) ની પ્રબળતા પ્રસરી

રહી હતી; હિંદી પ્રજા ત્રાસ અને સંકટમાં ગીરફતાર બની રહી તેનો કુચ્ચરઘાણુ વળી ગયો હતો; અને અધુરામાં પૂરૂં વળી રાજભક્ત હિંદી પ્રજાના ઉપર રાજદ્રોહનો આરોપ મેલવાને માટે કેટલાક અધિકારીઓ આકર્ષાયા હતા. આમ છતાં તે સર્વે આળો પોતાના પરંપરાથી પ્રાપ્ત થએલા નૈર્ગિક ગુણોએ કરીને શાંતિથી સહન કરીને આ હીરક મહોત્સવ હિંદી પ્રજાએ પૂર્ણ ઉત્સાહ, આનંદ અને વફાદારીપૂર્વક ઉજવ્યો હતો, જે મહારાણીશ્રી તરફની તેની અગાધ પ્રીતિ જ દર્શાવી આપે છે. આ ઉત્સવ ઇંગ્લાંડ ખાતે તા. ૨૧ મી જુનના રોજ ઉજવવામાં આવ્યો હતો. દશ વર્ષ પૂર્વેના સુવર્ણમહોત્સવ કરતાં પણ આ પ્રસંગે પ્રજા તરફથી અધિકતર ધામધુમ કરવામાં આવી હતી. લંડનમાં આ અલૌકિક દેખાવ નિરખવાને લગભગ ૬૦,૦૦,૦૦૦ માણસોએ હાજરી આપી હતી. ૭ માઇલ પર્યંત મનુષ્યની હારે સરઘસના રસ્તાને રોકી લીધો હતો. સર્વ તરફથી મહારાણીશ્રીને અભિનંદન આપવામાં આવ્યું હતું. જે રસ્તેથી સરઘસ પસાર થનાર હતું ત્યાં બેઠકને માટે એકેકની ફી રૂ. ૭૫૦ થી ઓછામાં ઓછી ફી રૂ. ૧૫૦ અને ૭૫ સુધી હતી. પ્રજાની અતુલ ભક્તિના બદલામાં મહારાણીશ્રીએ જણાવ્યું હતું કે "હું મારી વ્હાલી પ્રજાનો મારા ખરા હૃદયપૂર્વક આભાર માનું છું. ઇશ્વર તેને નિર્વિઘ્નમય રાખે એ જ મારી ઇચ્છા !"

હિંદુસ્તાનમાં મુંબઇ, મદ્રાસ, કલકત્તા આદિ મુખ્ય મુખ્ય શહેરોમાં મહારાણીશ્રી તરફના અભિનંદનસૂચક શબ્દો સંભળાવવામાં આવ્યા હતા, જેને પ્રજાવર્ગે "મહારાણીશ્રી વિક્ટોરીઆ દિર્ઘાયુષી થાઓ" એવા શબ્દોચ્ચારપૂર્વક સાદર વધાવી લીધા હતા. આ આનંદજનક ઉત્સવના રંગથી રંગાએલી હિંદી પ્રજા ગાંડીઘેલી બની ગઈ હતી. આ સમયે બ્રિટિશ સામ્રાજ્યનું ઐક્ય ઉત્તમ પ્રકારનું દ્રષ્ટિગોચર થતું હતું.

**ઉત્તર કાળ.**

જેની ઉત્પત્તિ તેનો નાશ, એ ઇશ્વરીય નિયમ છે. મહારાણીશ્રીના ઉત્તરકાળના દિવસો અતિ દુઃખ અને શોકસંતાપમાં જ ગયા છે. હીરક મહોત્સવની પૂર્ણાહુતિના સમએ જ ડચેસ ઓફ ટેકનું મૃત્યુ થયું હતું.

સને ૧૮૯૮ માં જાન્યુઆરીની તા. ૧૧ મીએ મહારાણીશ્રીએ નેટલ હોસ્પિટલની મુલાકાત લીધી હતી. કુમારી એલીસે પોતાના

પ્રિય પિતા-મહારાણીશ્રીના પતિના સ્મરણાર્થે કેમ્બ્સમાં બંધાવેલા મંદિરને ખુલ્લું મૂકવાની ક્રિયા મહારાણીશ્રીએ એપ્રિલ માસમાં કરી. આ સાલમાં બ્રિટિશ સામ્રાજ્યનો ખરેખરો કલ્યાણ ઇચ્છનારો, પ્રબળ પ્રતાપી પ્રધાન મહાન્ રાજનીતિજ્ઞ મી. ગ્લાડસ્ટન માંદગીને વશ થયો. આ મહાપુરૂષના જીવનચરિત્રમાં લોર્ડ મોર્લી એક સ્થળે જણાવે છે કે 'મહાત્મા ગ્લાડસ્ટન તરફ મહારાણીશ્રીનો એટલો બધો દૃઢ વિશ્વાસ હતો કે એવો બીજા થોડા જ અમાત્યોમાં હશે'. આ મહાપુરૂષ ૧૯ મી મેના રોજ આ ફાની દુનિયાનો ત્યાગ કરીને કીરતારના દરબારનું પ્રધાનવટું ભોગવવા પધારી ગયો. તા. ૨૮ મી મેના રોજ જે સ્થળે મહાત્માઓના શબને જ ભૂમિદાહ દેવામાં આવે છે તે વેસ્ટ મિનિસ્ટર એબીમાં તેના શબને ભૂમિદાહ દેવામાં આવ્યો. તે રોજ મહારાણીશ્રીએ ઉક્ત મહાત્માની વિધવા ઉપર અતિ દીલસોજી અને લાગણીભરેલો સંદેશો પત્રદ્વારા પાઠવ્યો હતો. આ મહાત્મા એક અદ્‌ભૂત સમર્થ પુરૂષ થઈ ગયો છે. એક સ્થળે જણાવવામાં આવ્યું છે કેઃ—

"नरपतिहितकर्त्ता द्वेष्यतां याति लोके,
जनपदहितकर्त्ता त्यज्यते पार्थिवेन;
इति महति विरोधे विद्यमाने समाने,
नृपतिजनपदानां दुर्लभः कार्यकर्त्ता।"

અર્થાત્—રાજાનું જ હિત કરનારનો પ્રજાજનો દ્વેષ કરે છે અને પ્રજાના જ હિત તરફ લક્ષ આપનારને રાજા ત્યજી દે છે. આવા મહાન્ વિરોધના પ્રસંગે રાજા અને પ્રજા ઉભયના હિત તરફ સમાન રહી કાર્ય કરનારા પુરૂષો દુર્લભ છે.

મી. ગ્લાડસ્ટનની આવા જ રાજપ્રજાના હિતમાં નિષ્પક્ષપાત રહેનાર મહાપુરૂષોમાં ગણના થઈ છે.

આ જ વર્ષના જુન માસમાં મહારાણીશ્રીને બાલ્મોરલના મહેલથી પાછા ફરતાં રેલ્વેનો અકસ્માત નડયો હતો. તેમાં ડ્રાઇવર "રાણી અને મારી ફરજ" એવા શબ્દો ઉચ્ચારતો મરણ પામ્યો હતો. તેની યાદગીરીને માટે મહારાણીશ્રીએ સ્મરણસ્થંભ ઉભો કરાવ્યો હતો.

સને ૧૮૯૯ ના માર્ચ માસમાં મહારાણીશ્રી રીવીએરા ખાતે હવાફેરને માટે ગયાં હતાં. અત્યારસુધી મહારાણીશ્રી આરોગ્ય હતાં, પરંતુ આ સમયથી તેમની આંખો નબળી પડવા લાગી. જર્મનીના

તબીબ પ્રો. પેજનસ્ટેચરે આંખમાં આવતો મોતીઓ કઢાવવા આપેલી સલાહનો મહારાણીશ્રીએ સ્વીકાર કર્યો નહિ. તા. ૧૭ મી મેના રોજ સાઉથ કેનિંગ્સ્ટન મ્યુઝીયમનો પાયો નાંખવાની ક્રિયા કરી હતી. પોતાની ૮૦ મી વર્ષગાંઠ મહારાણીશ્રીએ વિંડસરના મહેલમાં આનંદમાં વ્યતીત કરી હતી.

**આફ્રિકાનું યુદ્ધ.**

આ જ સાલના ઓકટોબર માસમાં આફ્રિકામાં વલંદાઓ સાથેના યુદ્ધની શરૂઆત થઇ. મહારાણીશ્રી આ યુદ્ધની તરફેણમાં નહોતાં. તા. ૨૦ મી નવેમ્બરે જર્મનીના શાહનશાહ અને શાહનશાહબાનુ સહકુટુંબ દાદીમાને ભેટવાને પધાર્યાં હતાં.

સને ૧૯૦૦ ના બેસતા વર્ષે જ મહારાણીશ્રીએ, જે વીરપુરૂષો આફ્રિકાના રણસંગ્રામમાં રાજ્યરક્ષણાર્થે પ્રાણાર્પણ કરવા ગએલા તેમને એક લાખ ચોકોલેટની પેટીઓ ભેટ મોકલાવી હતી. ફેબ્રુઆરી માસમાં પાર્લામેન્ટ ખુલ્લી મૂકતાં તેઓશ્રીએ એવી આશા દર્શાવી હતી કે આ વિગ્રહનો અંત જલ્દીથી આવે તો સારૂં. તેમની એ આશા ફળીભૂત થઇ. વલંદાનો સેનાનાયક જનરલ ક્રોંજી માર્ચ માસમાં ઈંગ્રેજી લશ્કરને શરણ થયો. એપ્રિલમાં મહારાણીશ્રીએ આયર્લાંડની છેલ્લી વારની મુલાકાત લીધી હતી. આયરીશ સેનાએ દક્ષિણ આફ્રિકામાં દર્શાવેલા વીરત્વથી તેની પ્રશંસા કરી 'સેંટ પેટ્રીક' ના દિવસે 'શામરાકનું પુષ્પ' જેને આયરીશો જાતીય ચિન્હ માને છે, અને જે ધારણ કરવાની બંધી હતી, તે પુષ્પ ધારણ કરવાનો હક મહારાણીશ્રીએ પુનઃ પ્રદાન કર્યો. સન ૧૯૦૦ ની આખેરીએ પ્રિન્સ વિકટર દક્ષિણ આફ્રિકામાં મરણશરણ થયો. ક્રિસ્ટમસમાં પોતાની સહચરી વિધવા લેડી ચર્ચીલ મરણ પામી. આથી મહારાણીશ્રીને અત્યંત શોક થયો હતો.

**અવસાન.**

જાણે પોતાની સહચરી પાછળ જવાનો ઇરાદો ન કર્યો હોય તેમ મહારાણીશ્રી દિન પ્રતિદિન ઘસાવા લાગ્યાં. સન ૧૯૦૧ ના જાન્યુઆરીની તા. ૧૨ મીથી તેઓશ્રી માંદાં થયાં; તા. ૧૬ મીએ પથારીવશ થયાં અને તા. ૧૮ મીએ તેમની માંદગીની ખબર પ્રથમ વખત પ્રસિદ્ધ થઈ. ઉપાયો અને ઉપચારો અનેક કરવામાં આવ્યા હતા. તા. ૧૯ મીને શનિવારે પ્રજા જોગો દીલસોજીભર્યો સંદેશો પ્રકટ કરવામાં

આવ્યો કે હજી આશા નષ્ટ થઇ નથી, પરંતુ મધ્યરાત્રે પ્રસિદ્ધ થએલા બુલેટીનમાં જાહેર કરવામાં આવ્યું હતું કે 'સ્હાંજથી મહારાણીશ્રીનું આરોગ્ય વિશેષ બગડયું છે, નબળાઈ વધી છે. ખોરાક બરોબર લેઈ શકાતો નથી.' જર્મન શાહનશાહ અને ડયુક ઓફ કોનોટ એકદમ બર્લીનથી નીકળીને ઇંગ્લાંડ આવ્યા હતા. તા. ૧૯ મીની સ્હવારે ઓસબોર્નના મહેલમાં કુટુંબપરિવારનો મેળો થયો. સર્વે તેમની આસપાસ વિંટળાઇ વળ્યાં, પરંતુ તેમનામાં ઓળખવાની શક્તિ કમી થઇ ગઈ હતી. તા. ૨૧ મીએ સહેજ ખોરાક લેવામાં આવ્યો. તે રોજ મધ્યરાત્રે પ્રજાના જાણવામાં આવ્યું કે મહારાણીશ્રીની તબીયત જેવીને તેવી જ છે, પરંતુ તેઓશ્રી તો અંતકાળની સમાધિમાં પડયાં હતાં. તા. ૨૨ મી જાન્યુઆરીને મંગળવારનો દિવસ આ દુનિયામાં રહેવા માટે મહારાણીશ્રી માટે છેલ્લો જ હતો. 'મંગળ' નામ હોવા છતાં મહારાણીશ્રીનાં કુટુંબીઓ, અધિકારીઓ, પ્રજાજન, અરે આખી દુનિયાનાં તમામ મનુષ્યો જેઓ મહારાણીશ્રીના નામને, કાર્યનેઅંગે તેમને પોતાને પૂજનીયા—વંદનીયા માનતાં હતાં, તેમને અમંગળસૂચક જ હતો. પરોઢમાં શુક્રનો તારો અસ્તકાળની નજીક પહોંચતાં વધુ પકાશે છે તેમ મહારાણીશ્રીના જીવનમાં તે રોજ સહેજ વિશેષ ચૈતન્ય આવ્યું. તેઓશ્રી કૌટુંબિક જનોને પિછાની શકયાં. તબીબોએ તો તેમના જીવનની આશા છોડી દીધી હતી, પરંતુ બીજાના હૃદયમાં આશાનો સંચાર થયો. વિંચેસ્ટરનો ધર્માધ્યક્ષ આખો સમય મહારાણીશ્રીની પાસે રહી પ્રભુપ્રાર્થનાનું મંગળમય સૂત્રામૃત તેમના કર્ણમાં રેડતો હતો. તેનું શ્રવણ કરતાં, શાંત અને ગાઢ નિદ્રાને અનુભવતાં મહારાણીશ્રી તે રોજ સ્હાંજના સ્હાડા ૭ વાગે સર્વાધીશને ભેટવાને આ લોકમાંથી પરલોકપ્રતિ પ્રયાણ કરી ગયાં. તેઓશ્રી સ્વકર્તવ્યને યથોચિત રીતે પૂર્ણ કરે ગયાં હતાં, અને તેથી નિશ્ચિંત હોવાને લીધે અવસાનકાળે તેમનો આત્મા, મન આદિ સર્વ પૂર્ણ શાંતિમાં હતાં. આવી શાંતિપૂર્વકનું અવસાન પ્રાપ્ત થવું એ પણ મહત્ પુણ્યની જ વાર્તા છે.

પોણાસાત વાગ્યે આ સમાચાર વિજળીની માફક લંડન શહેરમાં ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડમાં, યુરોપના તમામ દેશોમાં તથા આખી દુનિયામાં ફરી વળ્યા. સર્વત્ર શોક પ્રસરી રહ્યો. ભગવાન્ સૂર્યનારાયણ પણ અત્યંત શોકાન્વિત થઇ, નિસ્તેજ બની અસ્તાચળમાં

છુપાઇ ગયા. પ્રિન્સ ઓફ વેલ્સ, મહારાણીશ્રીની ઇચ્છાનુસાર તેમના આસને એડવર્ડ સપ્તમ નામ ધારણ કરી રાજસિંહાસનારૂઢ થયા. તેમના પ્રતિ બ્રિટિશ સામ્રાજ્યના દેશો અને અન્ય દેશોમાંથી અગણ્ય સંખ્યામાં શોક અને દીલસોજીના સંદેશા આવવા લાગ્યા.

ઇંગ્લાંડમાં સામાન્ય રીતે રાજકુટુંબના શબને વેસ્ટ મીનીસ્ટર એબીના દેવાલયમાં ભૂમિદાહ દેવામાં આવે છે, પરંતુ મહારાણીશ્રીની ખાસ ઇચ્છાથી તેમના શબને તેમના પતિ આલબર્ટના સમાધિગૃહમાં ફ્રોગમોર ખાતે સમાધિસ્થ કરવામાં આવ્યું. તેમણે પોતાના પતિના સમાધિદ્વાર ઉપર એક લેખ કોતરાવ્યો છે. તેમાં લખ્યું છે કે "સ્વામિન્! પ્રણામ છે! મારૂં અન્તિમસ્થાન પણ અહીં જ છે! અને ક્રાઇસ્ટ આજ્ઞા કરશે ત્યારે આપની સંગે જ હું જાગૃત થઇશ!

**રાજ્યકાળ.**

મહારાણીશ્રીના રાજ્યકાળમાં વિદ્યા, કળા, હુન્નર આદિનો સારો ઉત્કર્ષ થયો હતો. યુરોપનાં અન્ય રાજ્યોમાં અનેક ફેરફારો થયા હતા, પરંતુ ભાગ્યદેવીની પ્રસન્નતાથી ઇંગ્લાંડમાં શાંતિ જળવાઈ રહી હતી. મહારાણીશ્રી એક ગૃહિણી, રાણી, માતા અને સન્નારી તરીકે વર્ણન ન થઇ શકે એવા પ્રકારની કીર્તિ સંપાદન કરી પોતાના નામ અને કામને અમર કરી ગયાં છે. આ જગત્માં એવું કોઇ ભાગ્યે જ હશે કે જેને મહારાણીશ્રી પ્રત્યે તિરસ્કાર હોય. તેઓશ્રી સર્વ પ્રતિ સમાન દ્રષ્ટિ રાખતાં તેનું જ એ ફળ હતું. ધન્ય છે એ મહાદેવીને! તેમનું ચરિત્ર સમાપ્ત થાય છે. તેમનું આખું જીવન અનુકરણીય અને અન્યને સન્માર્ગદર્શક છે.

## પ્રકરણ ૨ જું.

## એડવર્ડ સપ્તમનું ચરિત્ર.

मनसि वचसि काये पुण्यपियूषपूर्णा,
त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः;
परगुणपरमाणून्पर्वतीकृत्यनित्यम्,
निज हृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः

**અર્થ**—મન, વચન અને કાયામાં પુણ્યરૂપ અમૃત પૂર્ણપણે ભરેલું છે, ત્રણે ભુવનોને ઉપકારશ્રેણીથી રાજી કરે છે, અન્યના અણુ જેટલા ગુણોને પણ હમેશાં મોટા પર્વત જેવા માની પોતાનું હૃદય વિકસિત રાખે છે. આવી ક્રિયાઓવાળા સત્પુરૂષો જગત્માં વિચરે છે.

**ભર્તૃહરિ.**

**જન્મ.**

મહુમ મહારાણીશ્રી વિકટોરીઆની પછી તેમના પાટવી કુમાર એડવર્ડ સપ્તમ રાજ્યાસનારોહિત થયા. આ શાહનશાહે માત્ર દશ વર્ષ પર્યંત રાજ્ય ભોગવ્યું છે, પરંતુ તેમની એ ટૂંકી કારકીર્દીમાં પણ તેમણે એક શાહનશાહ તરીકેની પોતાની યોગ્યતા અત્યુત્તમ પ્રકારે સાબિત કરી આપી છે. સલાહ અને શાંતિ તેમને અતિ પ્રિય હતાં અને તેના પ્રસાર માટે તેમનો પ્રયત્ન અથાગ હતો, તેથી તેમને શાન્તિકર (Peace-maker) કહેવામાં આવતા હતા. તેમનું જીવન દરેકને માટે આદર્શરૂપ છે.

તેમનો જન્મ સને ૧૮૪૧ ના નવેમ્બરની નવમી તારીખે સ્હવારે ક. ૧૦-૪૮ મીનીટે બકિંગહામના રાજમંદિરમાં થયો હતો. આ વર્તમાનની પ્રજાવર્ગમાં જાણ થતાં અતિ ઉત્સાહ અને આનંદ પ્રકટી નીકળ્યો હતો. પ્રકટે તેમાં નવાઈ પણ નહોતી, કેમકે તેઓ ભવિષ્યના રાજા હતા. જન્મતાંની સાથે જ ડયુક ઓફ કોર્નવાલનો હોદ્દો તેમને મળ્યો. એક માસ પછી 'પ્રિન્સ ઓફ વેલ્સ' પદવી પ્રાપ્ત થઈ. તદુપરાંત ડયુક ઓર રોથસે, ડયુક ઓફ સેક્સની, અર્લ ઓફ કેરીક, બેરન રેનફ્રયુ, ગ્રાન્ડ સ્ટુઅર્ટ ઓફ સ્કોટલાન્ડ, લોર્ડ ઓફ ધી આઇલ્સ તથા અર્લ ઓફ ડબ્લિન આદિ માનવંત ઇલકાબોની તેમને પ્રાપ્તિ થઇ હતી. તેમને ત્રીજે માસે બાપ્ટીઝમની* ક્રિયા વિંડસરના સેંટ જ્યોર્જ દેવળમાં કરવામાં આવી હતી. તે ક્રિયામાં રૂ. ૩૦ લાખનું ખર્ચ થયું હતું. તેમનાં આલબર્ટ અને એડવર્ડ એમ બે નામ રાખવામાં આવ્યાં હતાં.

**બાલ્યકાળ.**

તેઓ દોઢ વર્ષના થયા ત્યારે દાંત ફુટવા માંડવાથી એકાદ વર્ષ નબળા પડી ગયા હતા; પરંતુ પછી બાલ્યકાળના નૈસર્ગિક આનંદનો અનુભવ મેળવવાને યોગ્ય તંદુરસ્તી તેમને પ્રાપ્ત થઇ હતી.

* ખ્રીસ્તિ ધર્મમાં દાખલ કરવાની ક્રિયા.

તેઓ ત્રણ વર્ષના થયા ત્યારથી જ તેમને લેડી લીટલ્ટનના હાથમાં સોંપવામાં આવ્યા હતા. આ બાઈ તેમને કિન્ડર ગાર્ડનની પદ્ધતિથી રમત ગમતની સાથે સામાન્ય શિક્ષણ આપતી હતી. પિતાની આજ્ઞાનું તે યથાર્થ પાલન કરતા. એક રોજ યુવરાજ માતાપિતા સાથે દરિયાકીનારે ફરવા ગએલા, ત્યાં એક માછીમારના છોકરાના માથાપરથી તેમણે ટોપલી ઉથલાવી નાંખી. આ કાર્યથી તેમના પિતાએ ગુસ્સે થઇ તે ટોપલી પાછી પેલા છોકરાના માથે મૂકવા કહ્યું અને યુવરાજે તરત જ આજ્ઞાનું પાલન કર્યું.

**કેળવણી.**

સને ૧૮૪૭ માં ઇટનના શિક્ષક હેન્રી બર્ચને રાજકુમારને કેળવણી આપવાને રોકવામાં આવ્યો. તેણે તેમને નૈતિક કેળવણી આપવાની શરૂઆત કરી હતી. સન ૧૮૪૯ માં યુવરાજ પોતાના શિક્ષકની સાથે આયર્લાંડના પ્રવાસે ગયા હતા. ત્યાં તેમને ભારે માન આપવામાં આવ્યું હતું. તેઓ પણ નિડરતાથી દરેકની સાથે વર્ત્તતા. આ શિક્ષકના શિક્ષણના પ્રભાવે તેમના હૃદયમાં પ્રદીપ્ત થએલો દયાનો ગુણ હમેશ સુધી ટકી રહ્યો હતો.

સન ૧૮૫૧ માં પોતાના પિતાએ ખોલેલા પ્રદર્શનનું આ બાળ યુવરાજે અતિ બારીકાઇથી નિરીક્ષણ કર્યું હતું. પોતાને તે પ્રદર્શન બતાવનાર ઓબ્રાયન નામક ગૃહસ્થને, ઉપકારનો બદલો વાળવાને યુવરાજે એક સોનાનું ઘડિયાળ ભેટ આપ્યું હતું.

મી. બર્ચે રાજીનામું આપ્યા બાદ મી. ફ્રેડ્રિક ગીબ્સને યુવરાજના મુસાહિબ તરીકે નિમવામાં આવ્યા હતા. તેમને સ્હાંજ સવાર કવાયત કરવાની ફરજ પાડવામાં આવી હતી. મી. બર્ચે યુવરાજને ચિત્રકળાનું પણ સારૂં શિક્ષણ આપ્યું હતું. તેઓ સારાં ચિત્રો કાઢી શકતા. સને ૧૮૫૫ માં ક્રિમીયાના યુદ્ધના ફંડમાં નાણાં ભરવાના સંબંધમાં યુવરાજે કેટલાંક ચિત્રો દોરી બજારમાં વેચવા મોકલ્યાં, જેની ઘણી સારી કીમત ઉપજી હતી.

તેમના મનોબળની દ્રઢતાનું એક દૃષ્ટાન્ત જાણવા જોગ છે. તેઓ એડિનબરોના વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતા હતા, તે વખતે એક રોજ પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી પ્રો. પ્લેફેરે જણાવ્યું હતું કે ઉકળતા સીસાની તવીમાં હાથ બોળી તુરત કાઢી લેવામાં આવે તોપણ હાથને કાંઈ ઇજા પહોંચે નહિ. મજબુત મનોબળવાળા યુવરાજે તે પ્રત્યક્ષ

કરવા એક તવીમાં સીસું ઉકળાવ્યું અને સર્વ સમક્ષ તેમાં કોણી સુધી હાથ બોળીને તુરત જ કાઢી લીધો, છતાં તેમને જરી પણ ઇજા થઈ નહિ ! આ એક આશ્ચર્યકારક ઘટના નહિ તો બીજું શું ?

તેઓ અઢાર વર્ષની ઉમરના થયા અને સગીર મટી સ્વતંત્રપણે રાજ્ય ચલાવવાને યોગ્ય થયા ત્યારે મહારાણીશ્રીએ તેમના ઉપર લખેલો પત્ર જાણવા જેવો છે. તે પત્રમાં તેમણે લખ્યું હતું કે "તમારા ઉપર હવે મોટી જવાબદારી આવી છે. સ્વકર્ત્તવ્ય યથેષ્ટ બજાવવાનો અનુભવ તમને હવે થવા માંડશે. તે લેશ પણ ગભરાટ વગર અંતઃકરણપૂર્વક તમે કરશો તો તમે પોતાને કૃતાર્થ કર્યા એમ દુનિયામાં મનાશે." યુવરાજે આ આજ્ઞાનું પાલન પોતાને સન્માર્ગ દર્શાવનાર માતાના પગલે ચાલીને પોતાના જીવનપર્યંત યથાર્થપણે કર્યું હતું.

યુવરાજને દિવસે સૂઇ રહેવા તરફ ભારે કંટાળો હતો જે ટેવ પ્રશંસનીય હતી અને તેથી જ્યારે તેમનો કાંઇ ગુન્હો આવતો ત્યારે તેમનાં માતાપિતા તેમને દિવસે ઉંઘી જવાની આજ્ઞા કરતાં ! યુવરાજ પોતાનાં ભાંડુ અને કુટુંબીઓ પ્રત્યે અતિમમતા રાખતા હતા. તેમને દરેક પ્રકારની ઉત્તમ કેળવણીથી વિભૂષિત જોઇ રોબર્ટ બ્રાઉનિંગે તેમને 'પેલો નમ્ર સુશિલ બાળક' એવું નામ આપ્યું હતું.

એડિનબરો પછીથી તેઓ ઓક્સફર્ડના વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરવાને ગયા હતા. ત્યાં તેઓ સાદી રીતે રહેતા અને દરેકની સાથે છૂટથી ભેળાતા. રેલ્વેમાં પણ વચલા વર્ગમાં જ મુસાફરી કરતા.

**દેશાટન.**

ક્રિમીયાના યુદ્ધમાં કેનેડાના સંસ્થાનિકોએ લશ્કર વગેરેની કરેલી મદદના બદલામાં મહારાણીશ્રીને પોતાના દેશની મુલાકાતે પધારવા માગણી કરેલી, પરંતુ તેઓશ્રી જઇ શકે તેમ ન હોવાથી યુવરાજને મોકલવાનું નક્કી કરવામાં આવ્યું. ઇંગ્લાંડમાંથી પ્રયાણ કરીને સને ૧૮૬૦ ના જુલાઈની તા. ૨૪ મીના રોજ તેઓ ન્યુ ફાઉન્ડલૅન્ડના સેંટ જોન શહેરના કીનારે ઉતર્યા, જ્યાં તેમના માનમાં સરકારી મહેલમાં દરબાર ભરવામાં આવ્યો અને તેમને માનપત્ર આપમાં આવ્યું. ન્યુ ફાઉન્ડલૅન્ડના લોકો તરફથી મળેલી ભેટોમાં ત્યાંના એક કુતરાની ભેટને તે સર્વથી વિશેષ કિમતી માનતા. કેનેડાની રાજધાની ઓટાવામાં તેમણે પાર્લમેન્ટ માટેનું હાલનું મકાન

ખુલ્લુ મૂકવાની ક્રિયા સ્વહસ્તે કરી હતી. મોન્ટ્રીલ થઇને નાયગરાનો પ્રખ્યાત ધોધ જોવા પણ તેઓશ્રી પધાર્યા હતા. કેનેડાના પ્રવાસથી તે ઘણા શ્રમિત થઇ ગયા હતા અને જ્યારે તે પૂર્ણ થયો ત્યારે બોલ્યા કે " હાશ, હવે પાર આવ્યો." આ પ્રવાસમાં તેમને ઘણું જોવાનું, જાણવાનું તથા શીખવાનું મળ્યું હતું.

કેનેડાથી યુવરાજ અમેરિકાના પ્રેસીડન્ટ બુકેનનની ઇચ્છાને માન આપીને મહારાણીશ્રીની આજ્ઞાથી અમેરિકાના ડેટ્રોઇટ નગરમાં પધાર્યા. તેમનો સત્કાર કરવા તે શહેરમાં મોટા ઉત્સવ જેવી ધામધુમ કરવામાં આવી હતી અને રોશની કરી હતી. તે સમયની શોભા અને પ્રજાના ઉત્સાહના સંબંધમાં એક અમેરિકને પોતાના મિત્રને જણાવ્યું હતું કે અમેરિકાને સ્વતંત્ર બનાવનાર જયોર્જ વોશિંગ્ટનના કરતાં પણ આ બાળ યુવરાજના દર્શનની વિશેષ આતુરતા લોકોના હૃદયમાં પ્રકટી રહી હતી. ત્યાંથી તેઓ ચિકાગો, વોશિંગ્ટન, ફીલાડેલ્ફીયા તથા ન્યુયોર્કમાં પધાર્યા હતા. ન્યુયોર્કમાં અમેરિકાવાસીઓ તરફથી તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું. તે સમયે એટલી બધી ગીરદી હતી કે પાટીઆની બેઠકો પણ તૂટી પડી હતી, પરંતુ કોઇને ઇજા થઈ નહોતી. ત્યાંથી બોસ્ટનમાં આવી કવિ લોંગફેલો, તત્ત્વવેત્તા ઇમર્સન અને ન્યાયશાસ્ત્રી ઓલીવર વેન્ડલ હોમ્સની મુલાકાત લીધી. ત્યાંથી પોર્ટલેન્ડ થઇ તેઓ સ્વદેશમાં પાછા પધાર્યા.

પ્રવાસ સંપૂર્ણ થયા પછી તેઓ કેમ્બ્રિજની પાઠશાળામાં દાખલ થયા. ત્યાં શાળામાં મળતા શિક્ષણ ઉપરાંત દશ-અગીયાર અન્ય શિક્ષકો ખાનગી શિક્ષણ પણ આપતા હતા. ત્યાં અભ્યાસ પૂરો થયા પછી તેમને કયુરાગની લશ્કરી શાળામાં તાલીમને માટે મોકલવામાં આવ્યા.

**લગ્ન.**

વ્યહનન કરવાની રીતિ નિહાળવાને તેમણે જર્મન લશ્કરની તાલીમ નિહાળવા જર્મનીની મુલાકાત લીધી હતી. ત્યાં વર્મ્સના દેવળમાં ડેનમાર્કની રાજકુમારી એલેકઝાન્ડ્રા સાથે તેમની મુલાકાત થઇ હતી. આ રાજકુમારી સાથેની બીજી વખતની મુલાકાતે યુવરાજ અને રાજકુમારી બન્નેનાં હૃદયમાં એક બીજા સાથે લગ્નગ્રંથીથી જોડાવવાની ઇચ્છા ઉત્પન્ન કરી. માતાપિતા તરફથી તેમાં સંમતિ મળી; અને લગ્ન થયાં.

લગ્ન થયા પહેલાં વેસ્ટ મીનીસ્ટરના ડીન પાદરી ડે. સ્ટેનલી સાથે પેલેસ્ટાઇનના ધર્મસ્થાનની મુલાકાત તેમણે લીધી હતી. માર્ગમાં આફ્રિકાના ઇજીપ્ત દેશમાં પણ પ્રવાસ કર્યો હતો. બારમા સૈકામાં ઇંગ્લાંડના રાજા પહેલા એડવર્ડ તથા તેમની રાણી, યુવરાજ અને યુવરાજ્ઞી તરીકે આ ધર્મક્ષેત્રની યાત્રાએ ગયાં હતાં. ત્યારપછી યુવરાજ તરીકે તેની યાત્રા કરનાર મર્હુમ શાહનશાહ એડવર્ડ પ્રથમ પહેલા જ હતા. પાછા ફરતાં માર્ગમાં દમાસ્કસ, સ્મીર્ના, માલ્ટા, એથેન્સ આદિ સ્થળોની મુલાકાત પણ લીધી હતી.

સને ૧૮૬૩ માં તેઓશ્રી હાઉસ ઓફ લૉર્ડઝમાં સભાસદ તરીકે દાખલ થયા. આ જ સાલમાં શાહજાદી ઍલેકઝાન્ડ્રા સાથે તેમનાં લગ્ન થયાં હતાં. પાર્લામેન્ટે યુવરાજ તથા યુવરાજ્ઞીને રૂ. ૧૫,૦૦,૦૦૦ જેટલું વર્ષાસન બાંધી આપ્યું. આ લગ્નપ્રસંગથી યુવરાજને સર્વ વાતે આનંદ થયો હતો; માત્ર પોતાના પિતાનું થોડા સમય પહેલાં જ થએલું મૃત્યુ અને તેથી વૈધવ્યદશાને પ્રાપ્ત થએલાં માતુશ્રીથી પોતાના લગ્નોત્સવમાં ભાગ લેઈ ન શકાયો એ જ તેમના હૃદયમાં દુઃખ ઉત્પન્ન કરનારાં કારણો હતાં.

રૉયલ ઍકેડેમીના સમારંભ વખતે તેમણે એક ઉત્તમ ભાષણ આપ્યું હતું. અગાઉ તેમણે ભાષણો તો આપેલાં, પરંતુ તેમનું જાહેર ભાષણ આ પહેલવહેલું હતું એમ કહીએ તો તે ચાલી શકશે.

સને ૧૮૬૪ માં યુવરાજ્ઞીએ રાજકુમારને જન્મ આપ્યો. ૧૮૬૫ માં બીજા કુમાર અને આપણા હાલના શાહનશાહ જ્યોર્જ જન્મ પામ્યા.

સને ૧૮૬૬ માં તેઓ હાલનાં રૂશીયાનાં રાજમાતાનાં લગ્નપ્રસંગે તે દેશમાં ગયા હતા. ત્યાં સેંટપિટર્સબર્ગ, મોસ્કો આદિ ઐતિહાસિક સ્થળોની પણ તેમણે મુલાકાત લીધી હતી.

સને ૧૮૬૭ માં યુવરાજ્ઞી સંધીવાના દરદથી પટકાઇ પડયાં હતાં. તેમાંથી આરામ થયા બાદ યુવરાજ અને યુવરાજ્ઞીએ આયર્લૅાડની ત્રીજી વારની મુસાફરી કરી હતી. કિંગ્સ્ટાઉનમાં તે નામદારને ત્યાંની ગરીબ પ્રજાએ એક સુંદર શ્વેત બતક ભેટ આપી પોતાની વફાદારી પ્રદર્શિત કરી હતી. ના. યુવરાજશ્રીનો પણ આઇરીશ પ્રજા ઉપર અત્યંત પ્રેમભાવ હતો.

કેટલોક સમય શાન્તિમાં વ્યતીત કર્યા બાદ તેઓશ્રી યુરોપના પ્રવાસે નીકળ્યા હતા. તે સાથે તેમણે બીજીવાર પણ ઇજીપ્તની મુલા-

કાત લીધી હતી. તે સમયે સુએઝની સંયોગીભૂમિને સામુદ્રધુનીના સ્વરૂપમાં બદલવામાં આવતી હતી, તે નિરખવાનું પણ તેઓશ્રી ચૂક્યા નહોતા. ત્યાંથી તુર્કસ્તાનના પાટનગર કૉન્સ્ટાન્ટીનોપલમાં તેઓશ્રી પધાર્યા હતા, જ્યાં સુલતાન અને પ્રજા બન્ને તરફથી તેઓશ્રીને સારો આવકાર મળ્યો હતો. ત્યાંથી ક્રિમીયા થઇને ૧૮૬૯ ની તા. ૧ લી મેએ તેઓશ્રી સ્વદેશમાં પધાર્યા.

આ મુસાફરી પછી ફ્રાન્સ અને પ્રશીયા વચ્ચે વિગ્રહ શરૂ થયો. સુલેહને ચાહનાર યુવરાજનું હૃદય મનુષ્યહનનના કારણરૂપ આ પ્રકારના સમાચાર જાણી અતિ ખિન્ન અને વ્યાકુળ થયું. એવામાં તેઓ ટાઇફોઇડ નામક ઝેરી તાવની અસરથી પટકાઇ પડ્યા. આથી સર્વત્ર ભારે ગમગીની અને ચિંતા પ્રસરી રહ્યાં. તેમનાં બહેન અને ધર્મપત્ની હમેશાં તેમના બીછાના પાસે બેસી રહેતાં. આ પ્રસંગે પ્રસિદ્ધ કરવામાં આવેલા એક સમાચારમાં લખવામાં આવ્યું હતું કે " યુવરાજ્ઞી આ કસોટીમાંથી બરોબર પસાર થાય છે. તેઓએ પોતાના પતિની ગંભીર સ્થિતિ છે એમ શમજી શકેલાં હોવા છતાં પણ અત્યંત શાંતિ ધારણ કરી છે. " માંદગી લંબાઈ અને એક વાર તો તબીબોએ તેમના જીવનની આશા પણ ત્યજી દીધી હતી. એક ડાક્ટરને તો શરીરમાં આત્મા છે કે નહિ તેની પણ સમજ પડી નહિ, પરંતુ બીજાએ દવા આપી અને ત્યારથી જ યુવરાજની તબીયત સુધારા ઉપર આવવાનાં ચિન્હ જણાવા લાગ્યાં. થોડા વખતમાં પુરતા તન્દુરસ્ત બની ગયા.

## હિંદુસ્તાનનો પ્રવાસ.

જે દેશના પોતે ભવિષ્યના શાહનશાહ થવાના હતા તે દેશની મુલાકાત લઇ, ત્યાંના લોકોના રીતરીવાજથી વાકેફ થવાની અને તે દેશની સ્થિતિની માહિતી મેળવવાની યુવરાજશ્રીને ઇચ્છા થઈ આવી. હિંદુસ્તાનની મુસાફરીથી તેમને સંતોષાનંદ ઉપજ્યો હતો એમ તેમણે મુસાફરી પૂર્ણ કર્યા પછી સ્વદેશ સીધાવતા પહેલાં " હિંદુસ્તાનમાં ફરવાથી જે જ્ઞાન મને પ્રાપ્ત થયું છે તેને હું અતિકીમતી અને અગત્યનું માનું છું તથા ભવિષ્યમાં જે મારે પ્રાપ્ત કરવાનું છે તેના આધારભૂત સમજુ છું " એવા હિંદના વાઇસરૉય ઉપર લખેલા પત્રથી જણાઇ આવે છે.

આ મુસાફરીને માટે ઇંગ્લાંડની પાર્લામેન્ટે રૂ. ૧૫,૦૦,૦૦૦ ની મંજુરી આપી હતી, જેમાંથી રૂ. ૬,૦૦,૦૦૦ તો ઇનામ માટે જુદા મૂકવામાં આવ્યા હતા. હિંદના રાજા રજવાડાઓ તરફથી પણ સત્કારને માટે ભારે તૈયારીઓ કરવામાં આવી હતી અને એકલા ઇંગ્લાંડમાંથી તેને માટે જોઇતી ચીજોની ખરીદીમાં રૂ. ૩૭,૫૦,૦૦૦ ખર્ચાયા હતા. આ વખતે હિંદમાં લોર્ડ નોર્થબ્રુક વાઇસરૉય તરીકે હતા. સન ૧૮૭૫ ના ઓકટોબર માસની તા. ૧૧ મીએ તેઓએ હિંદુસ્તાન પ્રતિ પ્રયાણને માટે ડોવર બંદરેથી ઇંગ્લાંડનો કીનારો છોડયો. રસ્તામાં જુદા જુદા દેશોની પરોણાગત સ્વીકારતાં નવેમ્બરની તા. ૮ મીએ મુંબઇના બારામાં પગ મૂકયો.* આ વખતે મુંબઇમાં ભારે ધામધુમ થઇ રહી હતી અને તે એક અલબેલી નગરીના સ્વરૂપમાં આવી ગયું હતું. તે સમયે મુંબઇના ગવર્નર સર ફીલીપ વૂડહાઉસ હતા. ના. વાઇસરૉય પણ યુવરાજશ્રીને લેવાને ત્યાં પધાર્યા હતા. પ્રથમ યુવરાજશ્રીને મુંબઇના આરોગ્યરક્ષણખાતા ( મ્યુનિસિપાલીટી ) તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું. ત્યાર પછી ગવર્નરે ખાણું આપ્યું હતું. બીજા દિવસથી ત્યાં આવેલા દેશી રાજાઓની મુલાકાતનું કાર્ય આરંભાયું. સર્વ સાથે તેઓશ્રી સાદાઇથી વર્તતા. કોલ્હાપુરના ૧૨ વર્ષના નાનકડા પરંતુ કદાવર રાજા સાહેબને જોઇને તેઓશ્રી ઘણા જ ખુશ થયા હતા. તે પછી તેમણે શહેરના જુદાં જુદાં સ્થાનોની મુલાકાત લીધી હતી. તેમ જ ત્યાં સર મંગળદાસ નથુભાઇનાં ત્યાં લગ્ન હતાં, તેમાં હિંદુઓની લગ્નક્રિયા જોવાના ઇરાદાથી ભાગ લીધો હતો.

મુંબઇથી તેઓશ્રી પેશ્વાની અસલી રાજધાની પૂના શહેરમાં પધાર્યા. ત્યાં લશ્કરી કવાયત નિહાળી વડોદરા તરફ પ્રયાણ કર્યું. વડોદરાના ના. ગાયકવાડ તરફથી તેમને પુષ્કળ માન આપવામાં

---

* જ્યારે યુવરાજ મુંબઇમાં પધાર્યાં ત્યારે સ્વ. કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ નીચેની કવિતા બનાવી હતીઃ—

કોહીનૂર ચળકે ઘણો, દિવસ આજનો એમ:
સને અઢાર પંચોતરે, વિમળ નવેમ્બર માસ,
અષ્ટમ દિન ઓપાવશે, અત્રેનો ઇતિહાસ.
પ્રિન્સ વેલ્સ પગલું ભર્યું, મુંબઇ પુર મોઝાર,
અતિ ઉત્સવ એથી થયો, હરખ્યા સહુ નરનાર.

આવ્યું હતું અને શહેરમાં ભપકો પણ બહુ સારો કરવામાં આવ્યો હતો.

ત્યાંથી મુંબઇ થઇ દરિયાકીનારે થઇને પોર્ટુગીઝ સંસ્થાન ગોવામાં પધાર્યા. ત્યાંથી કોલંબો પધાર્યા, જ્યાં હાથીના શીકારની સહેલગાહનો અનુભવ લીધો હતો. ત્યાંથી મદ્રાસ પધારી ત્યાંની પ્રજા તરફનો સત્કાર અને માનપત્રો સ્વીકારી થોડો સમય આશાએશમાં ગાળવાને ત્યાં ખાતે રોકાયા. મદ્રાસથી સીધા ' મહેલોના શહેર ' ની ઉપમાને પામેલા તે સમયના હિંદુસ્તાનના* પાટનગર કલકત્તા ખાતે પધાર્યા. ત્યાં સીંધીયા, હોલ્કર અને જેપુર, પત્યાલા, કપુરથલા આદિના રાજાઓ તેમને આવકાર આપવાને હાજર થયા હતા. ભોપાળની બેગમે બુરખો નાંખી યુવરાજની મુલાકાત લીધી હતી. ત્યાંથી તેઓ ફ્રાન્સના સંસ્થાન ચંદ્રનગર પધાર્યા હતા.

ત્યાંથી પાછા કલકત્તે પધારી મહારાણીશ્રીની આજ્ઞા મુજબ સન ૧૮૭૬ ના જાન્યુઆરીની તા. ૧ લીએ નવા વર્ષના પ્રથમ દિને ત્યાં ખાતે મોટો દરબાર ભર્યો હતો અને જોધપુર વગેરેના મહારાજાઓને ઇલકાબો આપ્યા હતા. તે જ વખતે જે ગવર્નર જનરલ લૉર્ડ મેયોનું આંદામાનના બેટમાં ખૂન થયું હતું, તેનું બાવલું ખુલ્લુ મૂકવાની ક્રિયા કરી હતી. કલકત્તાની યુનિવર્સીટીએ તેમને ' કૉન્વોકેશન ' ભરીને ' એલ. એલ. ડી. ' ની પદવી આપી હતી. તા. ૨૬ મી ડિસેમ્બરને રોજ પોતાને થએલા ખાસ આમંત્રણથી તેઓશ્રી દ્વારિકાનાથ ટાગોરને ત્યાં પધાર્યા હતા.

કલકત્તાથી બનારસ, રામનગર અને ફૈઝાબાદ થઇને લખનૌમાં આવ્યા, જ્યાં બળવાને લગતાં સ્થાનો નિહાળી કાનપુર પધાર્યા. ત્યાંથી દિલ્હી થઈ લાહોર પધાર્યા, જ્યાં કેટલાક દેશી રાજાઓ અને શીખ સરદારોને પોતાની મુલાકાતનું માન આપીને શીઆળકોટ, જામુ તરફ પધાર્યા. ત્યાંથી લાહોર પાછા ફરી અમૃતસર પધાર્યા, જ્યાં શીખોનું સુવર્ણમંદિર જોયુ. ત્યાંથી આગ્રામાં આવ્યા. ત્યાં આગળ બંદી [illegible]કાનેર વગેરના રજપૂત રાજાઓની મુલાકાત લઇ ભવ્ય તાજમહેલની રચના નિહાળી. ત્યાંથી ગ્વાલીઅર અને જેપુર થઇને ફરી

* વાચકને સુવિદિત જ હશે કે સાંપ્રત સમ્રાટ્ જ્યોર્જ ૫ માએ અત્રે તેમના થયેલા રાજ્યારોહણ સમયે હિંદના પાટનગર તરીકે તેની મૂળ રાજ્યધાની દિલ્હીને જાહેર કર્યુ છે. ત્યાંસુધી કલકત્તા પાટનગર ગણાતું હતું.

આગ્રા પધારી નેપાલની મુલાકાતે ગયા, જ્યાં જંગબહાદૂર તરફથી તેઓશ્રીનો ઉત્તમ રીતે સત્કાર કરવામાં આવ્યો હતો. તે સ્થળે શિકારનો આનંદ મેળવી અલ્હાબાદ, જબલપોર, ઇંદોર થઇને મુંબઇ પધાર્યા, અને તા. ૧૩ મી માર્ચે સ્ટીમર 'સીરાપીસ' માં બેસીને સ્વદેશ પ્રતિ પ્રયાણ કર્યું. આ દેશમાં તેમણે જળમાર્ગે ૨૩૦૦ અને સ્થળમાર્ગે ૭૬૦૦ માઇલિની મુસાફરી કરી હતી.

મુંબઇથી સ્વદેશ તરફ જતાં પણ કેરો, માલ્ટા, જીબ્રાલ્ટર આદિ સ્થળોએ તેમનો સત્કાર કરવામાં આવ્યો હતો. તા. ૨૦ મી એપ્રિલે કેડિઝ બંદરે સ્પેન અને પોર્ટુગાલની મુલાકાત લીધી હતી. ત્યાંથી સીધા ઇંગ્લાંડ આવી પહોંચ્યા.

હિંદુસ્તાનના પ્રવાસથી તેમને ઘણો આનંદ, અતિ અનુભવ અને પુષ્કળ લાભ થયો હતો, એમ તેઓશ્રી માનતા; અને તે હિંદવાસીઓને ઓછું મગરૂર થવા જેવું નથી.

**યુવરાજ તરીકે છેવટનાં ૨૫ વર્ષ.**

હિંદુસ્તાનથી સ્વદેશમાં પધાર્યા તે પછી અને તેઓ ગાદિનશીન થયા તેની વચ્ચે પા સદી વહી ગઈ હતી. તે દરમ્યાન પણ તેઓશ્રીએ ઘણાં લોકોપયોગી કાર્યોમાં ભાગ લીધો હતો.

સને ૧૮૭૬ માં નોરફોકના દવાખાનાના લાભ માટે ભરાએલી સભામાં તેઓશ્રીએ આપેલા જુસ્સાદાર ભાષણના પ્રભાવે થોડા જ સમયમાં રૂ. ૫૨૫૦૦૦ ની મોટી રકમ ભરાઇ ગઇ હતી. દવાશાળાઓ ખોલવા, તેને નિભાવવા તથા તેનો લાભ લેતા લોકોને કરવા તરફ તેમનો વિશેષ ચાહ હતો, અને તેથી આપણા દેશમાં પણ તેમના સ્મરણાર્થે દવાખાનાંઓ ખોલવાનો વિચાર ચલાવવામાં આવતો. કેટલીક દવાશાળાઓ ખુલ્લી ગણ છે.

સને ૧૮૭૮ માં તેમણે પારિસમાં ભરાએલા પ્રદર્શનમાં આંગ્લ-વિભાગનું મુરબ્બીપણું સ્વીકારી સારી સેવા બજાવી હતી.

વૈદકવિષયક કાર્યોમાં તેઓશ્રી વિશેષ લક્ષ આપતા. સને ૧૮૮૧ માં યુરોપના સઘળા તબીબોની મળેલી પરિષદ્‌માં તેઓશ્રીએ પ્રમુખસ્થાન લઇ નાણાંની સારી મદદ કરી હતી. તેમાં ભાષણ આપતાં જણાવ્યું હતું કે "વૈદક શાસ્ત્રના જ્ઞાનમાં કાંઇ પણ વધારો થાય એ મનુષ્ય માત્રના સુખને માટે છે એમ જ ગણવું જોઇએ. આ જ વર્ષમાં ગુલામગીરીનો અમાનુષ ઘાતકી વ્યાપાર બંધ થયાને ૫૦ વર્ષ થયાં

હોવાથી તેનો સુવર્ણમહોત્સવ ઉજવવાને લંડન શહેરના મેનશન હાઉસમાં એક ભવ્ય સભા મળી હતી, જેમાં તેમણે હાજરી આપી છટાદાર ભાષણથી ગુલામગીરીના વ્યાપાર પ્રત્યે તિરસ્કાર દર્શાવી પોતાની સ્વાતંત્ર્યપ્રિયતા શ્રોતાઓને જણાવી હતી.

યુરોપમાં માછીઓનો ધંધો પુષ્કળ ચાલે છે. તેને ખીલવવાને માટે ઘણી સંસ્થાઓ છે. આવી એક સંસ્થા તરફથી સને ૧૮૮૩ માં ભરવામાં આવેલા પ્રદર્શનમાં યુવરાજશ્રીને ખાસ આમંત્રણ થયું હતું. તે પ્રદર્શનમાં રૂ. ૨૨૫૦૦૦ જેટલો ફાયદો થયો હતો, જેનો ઉપયોગ યુવરાજશ્રીની ઇચ્છાનુસાર માછીઓનાં નિરાધાર થઇ પડેલાં કુટુંબોના ઉદ્ધાર માટે કરવામાં આવ્યો હતો.

સને ૧૮૮૪ માં લંડન શહેરમાં ગરીબોને રહેવાને માટે સારી અને સસ્તી જગ્યાઓની ગોઠવણ કરવાના સંબંધમાં તપાસ ચલાવવાને નિમાયેલા કમિશનનું પ્રમુખસ્થાન યુવરાજશ્રીને આપવામાં આવ્યું હતું. ગરીબો તરફ તેમની અનુકંપા હતી, તેથી આ બાબતમાં બહુ બારીક લક્ષ આપતાં કેટલાંક રાજકીય કારણોથી તેમણે પ્રમુખપદ છોડી દીધું હતું, પરંતુ ખાનગી મદદ આપ્યા કરતા હતા.

સને ૧૮૮૬ માં ભરાયેલા સંસ્થાનિક અને હિંદી પ્રદર્શનમાં તેમણે મુખ્ય ભાગ લીધો હતો અને તેના પ્રારંભથી અન્ત પર્યંતની સર્વ જુમ્મેદારી પોતાના શિરે ઉઠાવી તે પ્રદર્શનને સંપૂર્ણ રીતે ફતેહમંદ બનાવ્યું હતું.

મહારાણીશ્રી હવે વૃદ્ધ થયાં હતાં અને તેથી તેમને કરવાનાં કેટલાંક જાહેર કામો યુવરાજશ્રીને કરવાં પડતાં. તેમને બિલકુલ ફુરસદ કે વિશ્રાંતિ મળતી નહોતી, તોપણ બિલકુલ કંટાળ્યા સીવાય તેઓ પોતાને માથે આવેલી ફરજ સંતોષકારક રીતે અને ઉત્સાહપૂર્વક બજાવતા.

સને ૧૮૮૭ માં મહારાણીશ્રીને ગાદીનશીન થયાને ૫૦ વર્ષ થયા હોવાથી ઉજવાયલા સુવર્ણમહોત્સવને લગતા કામકાજની દરેક પ્રકારની જોખમદારી યુવરાજશ્રીને માથે હતી. તે કાર્ય તેમણે સારી કુનેહથી બજાવ્યું હતું અને ઉત્સવને ફતેહમંદ બનાવ્યો હતો. એ જ સાલમાં યુવરાજશ્રીનાં લગ્નને ૨૫ વર્ષ પૂર્ણ થવાથી રૌપ્ય મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. તેમાં પ્રજાજનો તરફથી પુષ્કળ અભિનંદન પત્રો મળ્યાં હતાં. યુવરાજશ્રી ફ્રીમેશન મંડળના મુખ્ય અધ્યાપક હતા,

તેથી આ મંડળ તરફથી યુવરાજ્ઞીને રૂ. ૩૦૦૦૦ નું હીરાનું ઉમદા અને કીમતી પતંગીઉં ભેટ મળ્યું હતું. આ વિચિત્ર ભેટ તે નામદાર હજી પણ સંભાળપૂર્વક સાચવી રાખે છે.

આ મહોત્સવ પછી તેમની પ્રિય પુત્રી લુઈસનાં લગ્ન ડયુક ઓફ્ ફાઇફ્ સાથે કરવામાં આવ્યાં હતાં.

ઇ. સ. ૧૮૮૯ માં ફ્રોર્થ નદી ઉપરનો પૂલ ખુલ્લો મૂકવાની ક્રિયા તેઓશ્રીએ કરી હતી. આ જ સાલમાં તેઓ આપણા સાંપ્રત શાહનશાહ જ્યોર્જ પંચમને સાથે લઇને જર્મનીની મુલાકાતે પધાર્યા હતા, જ્યાં તે નામદારને જર્મન શાહનશાહ તરફથી બર્લીન શહેરમાં "બ્લેક ઑર્ડર ઓફ ઇગલ" નો ઇલકાબ બક્ષવામાં આવ્યો હતો.

ઈ. સ. ૧૮૯૧ માં એક દુઃખદ પ્રસંગ આવી પડયો હતો. યુવરાજશ્રીના જ્યેષ્ઠ પુત્ર અને સાંપ્રત શાહનશાહના વડીલ બંધુ પ્રિન્સ આલબર્ટ વિકટરને ટાઇફોઇડ નામનો ઝેરી તાવ લાગુ પડયો. તે પહેલાં રાજકુમાર જ્યોર્જ પણ પટકાઇ પડયા હતા, પરંતુ તેઓશ્રીને આરામ થઇ ગયો હતો જ્યારે પ્રિન્સ વિકટર ઉક્ત ઝેરી તાવના ભોગ થઇ પડયા અને માતા, પિતા, પિતામહી તથા ભાઇભાંડું અને કુટુંબી જનોને ઉંડા શોકસાગરમાં ડૂબતા મૂકી અઠ્ઠાવીશ વર્ષની ભરયુવાન વયે આ લોકમાંથી પ્રયાણ કરી ગયા.

સને ૧૮૯૬ માં તેઓશ્રીને વેલ્સમાં આવેલા કારનારવનના વિશ્વ-વિદ્યાલય ( યુનિવરસીટી ) ના ચાન્સેલર તરીકે નિમવામાં આવ્યા હતા.

જેવી રીતે સને ૧૮૮૭ માં તેઓશ્રીએ શ્રીમતી મહારાણીશ્રીની રાજ્યકારકીર્દીનો સુવર્ણમહોત્સવ ઉજવવાને તમામ પ્રકારની વ્યવસ્થા કરવાની જોખમદારી ઉઠાવી હતી, તેવી જ રીતે સને ૧૮૯૭ માં હીરક મહોત્સવના પ્રસંગે પણ દરેક પ્રકારના કાર્યમાં યુવરાજશ્રીની જ સંમતિ લેવામાં આવી હતી. આ ઉત્સવના સ્મરણમાં તેઓશ્રીએ પોતાને પ્રિય એવી ઘણી દવાશાળાઓ ખોલાવી હતી. યુવરાજશ્રીએ આ સમયે ઉઠાવેલી ભારે જહેમતને લીધે તેઓશ્રીને સૌથી મોટો 'ઓર્ડર ઓફ ધી બાથ' નો મુખ્યાધ્યક્ષનો ખીતાબ અર્પવામાં આવ્યો હતો. યુવરાજ્ઞીશ્રી ઍલેકઝાન્ડ્રાએ પણ આ પ્રસંગે દીન જનોને સારો અને સસ્તો ખોરાક પૂરો પાડવાને માટે એક સંસ્થા ઉભી કરવાની હીલચાલ કરી. તેમાં ચાના પ્રખ્યાત વ્યાપારી સર ટોમસ લિપ્ટને રૂ. ૩૭૫૦૦૦ ની ગંજાવર રકમ સહાય અર્થે આપી હતી.

આ સંસ્થા અદ્યાપપર્યંત સારી રીતે ચાલે છે. યુવરાજ્ઞીશ્રી (હાલ રાજમાતા) હજી પણ ઘણીવાર તેની મુલાકાત લે છે. આ મુલાકાતના સંબંધમાં એક રમુજી દ્રષ્ટાન્ત જાણવા જેવો હોવાથી નીચે આપ્યો છે:—યુવરાજ્ઞીશ્રી એક વખત પોતાની પુત્રી સાથે ઘણા સાદા વેશે આ સંસ્થાની મુલાકાતે ગયાં હતાં. ત્યાં તેમણે નોકર પાસે પોતાને માટે અમુક કીમતનું ભાણું લાવવાની માગણી કરી. તુરત જ સાદા પણ સ્વચ્છ ખોરાકનું ભાણું લાવવામાં આવ્યું, જેને તેઓશ્રીએ આનંદથી ઈન્સાફ આપ્યા બાદ પોતાની ઓળખાણ સર્વને આપી. બધા અજાયબીમાં ગરકાવ થઇ ગયા, પરંતુ વખતે નોકરો પોતાને અધિક માન આપવાની ખટપટમાં પડશે એમ ધારી એક સારી રકમ ધર્માદામાં મૂકી તરત જ ત્યાંથી ચાલતાં થયાં.

સને ૧૮૯૮ માં યુવરાજશ્રી પોતાના એક મિત્ર બેરન રોથ્સ ચાઇલ્ડને મળવા ગયા, ત્યાં દાદર ઉપરથી લપસી પડવાથી પગના ઘુંટણે સખ્ત ઇજા થઈ હતી, પરંતુ સારા તબીબોની સારવારથી કેટલેક સમયે આરામ થયો. આવા સમયમાં પણ તેમની દ્રઢતા ટકી રહી હતી અને ધર્માસ્થા અડગ હતી. તે એટલે સુધી કે પોતાનાથી ચલાતું નહિ હોવાથી સેંટ માઇકલના દેવળ અને પોતાના ખંડને વિજળીના તારથી સાંધી તે તારદ્વારા દર રવિવારની પ્રાર્થનામાં ભાગ લેતા હતા.

સને ૧૮૯૯ માં આફ્રિકામાં શરૂ થએલ બોઅર વિગ્રહમાં પણ યુવરાજશ્રી પૂરતું ધ્યાન આપતા હતા.

સને ૧૯૦૦ માં મહારાણીશ્રી આયર્લાંડની મુસાફરીએ ગયાં હતાં. ત્યાં ડબ્લીન શહેર ખાતે તેઓશ્રી હતાં તે વખતે તેમને એવા ખબર મળ્યા કે યુવરાજશ્રી બેલજીયમના બ્રસેલ્સ નગરમાં હતા ત્યાં સ્ટેશનથી આગગાડી ઉપડતાં સીપીડો નામક એક ઉદ્ધત છોકરાએ બંધુક ફોડી તે નામદારનું ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હતો. આ ખબરથી મહારાણીશ્રીને ઘણી હેબત લાગી; જો કે યુવરાજશ્રીને તેથી કાંઇ ઇજા થઈ નહોતી કે તેમણે તેની દરકાર પણ કરી નહોતી. તેમણે પોતાનાં માતાને તારદ્વારા શાન્તિ પ્રકટે તેવા સમચાર તુરત જ મોકલાવ્યા હતા.

સન ૧૯૦૧ ના જાન્યુઆરીની તા. ૩૧ મીએ જ્યારે મહારાણીશ્રી દેવલોક પામ્યાં તે વખતે પણ યુવરાજશ્રી તેમની પાસેના પાસે જ હતા. હવે યુવરાજશ્રી યુવરાજ મટીને 'એડવર્ડ સપ્તમ'

થયા. ૧૯૦૧ ના અગસ્ટની પાંચમી તારીખે તેઓશ્રીનાં જ્યેષ્ઠ ભગિની અને જર્મનીનાં રાજમાતા લાંબી બીમારી ભોગવી સ્વર્ગવાસી થવાથી માતાના સ્વર્ગવાસને લીધે યુવરાજશ્રીને ઉપજેલા શોકમાં અધિકતા થઇ હતી.

યુવરાજશ્રીને ઇંગ્લાંડ ખાતે રાજ્યપદારોહિત કરવાને માટે ૧૯૦૨ ના જુન માસની તા. ૨૬ મીનો દિવસ મુકરર કરવામાં આવ્યો હતો, જ્યારે હિંદુસ્તાનને માટે એક ખાસ જુદો દિવસ જોઇએ એવી સર્વની ઇચ્છા હોવાથી ૧૯૦૩ ના જાન્યુઆરીની તા. ૧ લી ઠરાવવામાં આવી હતી. હિંદુસ્તાન ખાતે તેઓશ્રી જાતે પધારે એવી હિંદવાસીઓની ઇચ્છા હતી, પરંતુ તેમ બનવું મુસ્કેલ હોવાથી પોતાના નાના ભાઇ ડયુક ઓફ કૅનોટ જે મુંબઇમાં સેનાધિપતિ તરીકેની કામગીરીથી પ્રિય થઇ પડયા હતા તેમને પોતાના તરફના પ્રતિનિધિ તરીકે મોકલવાનો ઇરાદો ના. એડવર્ડ સપ્તમે જાહેર કર્યો હતો.

રાજ્યારોહણ પૂર્વે તેમણે " મારી પ્રજા " " મારી દરિયાપારની પ્રજા " અને " હિંદના દેશી રાજ્યકર્ત્તા તથા પ્રજાજનો " તરફ ત્રણ જુદા જુદા સંદેશા મોકલ્યા હતા, જે અત્રે આપવામાં આવ્યા છે.

**" મારી પ્રજા " તરફનો સંદેશો.**

" હવે મારાં પ્રિય માતાના પ્રભાવશાળી અને ઉચ્ચ જીવનનો છેવટનો પડદો પડી ચૂક્યો છે. તેમના સ્મરણને અંતઃકરણપૂર્વકની પ્રેમાંજલીઓ સમગ્ર સામ્રાજ્યવાસીઓ તરફથી આપવામાં આવી છે; જે માટે હું સર્વનો આભાર માનું છું. મારા અને રાજકુટુંબના ઉપર ગુજરેલા આ દુઃખદાયક પ્રસંગમાં પ્રજા તરફથી દર્શાવવામાં આવેલી વફાદારીની લાગણીની પણ હું નોંધ લઉં છું. મર્હુમ મહારાણીશ્રીને સર્વ લોક અત્યન્ત પ્રેમપૂર્વક અને ભક્તિભાવથી ચાહતા હતા; તેથી તેઓશ્રીનામાં પણ પ્રજાજનો પ્રત્યે પ્રેમ અને વિશ્વાસ હતો. આથી ઉત્તેજીત થઇને હું પણ મારા માજીના પગ- [illegible] અંતઃકરણપૂર્વક હમેશાં કરતો રહીશ. વળી તદુપરાંત મારા ઉપર જે મોટી જવાબદારી અને જાખમદારી આવી પડી છે તેને સંપૂર્ણપણે બજાવવા ઇશ્વરેચ્છાથી મારાથી બની શકશે તેટલો પ્રયાસ કરીશ. "

**" દરિયાપારની પ્રજા " તરફનો સંદેશો.**

"દરિયાપારના મારાં રાજ્યોના દરેક ભાગમાંથી મને પ્રાપ્ત થએલા

વફાદારી અને દિલગીરીને લગતા સંદેશાથી મારાં પ્રિય માજીના મરણને લીધે મારૂં રાજ્ય કેટલી દિલગીરીમાં છે તે હું સમજી શકું છું. મર્હુમ મહારાણીશ્રીને ખરો આનંદ લોકોના અભ્યુદયમાં જ લાગતો હતો. તેમની કારકીર્દીમાં સ્વરાજ્યના વિષયમાં સંસ્થાનોએ કરેલા સુધારા વધારાને લીધે તેમને ઘણો ઉત્સાહ થયો હતો. તેમના તરફથી દર્શાવવામાં આવતી અડગ રાજભક્તિને તેઓશ્રી પસંદ કરતાં હતાં. દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં સંસ્થાનોએ આપેલી ઉમદા મદદને માટે મહારાણીશ્રી ઘણાં મગરૂર હતાં. હું અનેક વાર જણાવી ચૂકયો છું કે મને તેઓશ્રીના જે ગુણો વારસામાં પ્રાપ્ત થએલા છે તદનુસાર મારૂં વર્તન રહેશે. તેમાં મને મારા સંસ્થાનની પ્રજા અને તેમના પ્રતિનિધિઓ ઉપર પૂર્ણ વિશ્વાસ છે. મને ઇશ્વિરે સામ્રાજ્ય ઉપર રાજ્ય કરવાનું ફરમાવ્યું છે, તેથી આશા છે કે તેમના આશીર્વાદથી પ્રજાજનોનું હિત સાધવામાં તથા તેમનામાં શાન્તિ પ્રસારવામાં હું મારાથી બનતું કર્યા સિવાય રહીશ નહિ."

## "હિંદના દેશી રાજ્યકર્તા અને પ્રજાજનો" પ્રતિ.

"હું હિંદના દેશી રાજ્યકર્તા અને પ્રજાજનો પ્રતિ આશીર્વાદ મોકલવા સાથે તેમને જણાવું છું કે તેઓ પ્રત્યે મારો અંતઃકરણપૂર્વકનો પ્રેમભાવ છે; તેમ જ સદૈવ તેમના કલ્યાણની જ ભાવના રાખું છું. મર્હુમે જ પહેલવહેલાં હિંદનો રાજ્યકાર્યભાર સ્વહસ્તમાં લીધો હતો અને એ મહાન્ દેશનાં દેશી રાજ્યો સાથે તેઓશ્રીને સંબંધ બંધાવાથી તેઓશ્રીએ કૈસરનું પદ ધારણ કર્યું હતું. તેઓશ્રીના તરફ તથા તેમના રાજ્યપદ તરફ અપૂર્વ રાજભક્તિ અને ખરે પ્રેમ કરોડો હિંદવાસીઓ તરફથી દર્શાવવામાં આવતો તે મને કાંઇ વિસ્મૃત થયો નથી. દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં દેશી રાજાએ અને પ્રજાજને જે આર્થિક અને લશ્કરની સહાય આપી હતી, તે ઉપરથી ઉક્ત લાગણી સ્પષ્ટ થતી હતી. મેં મર્હુમ મહારાણીશ્રીની ઇચ્છાથી જ હિંદની મુલાકાત લીધી હતી; જે સમયે હું ત્યાંના દેશી રાજ્યકર્તાઓ, પ્રજાજન અને નગરોથી આવી રીતે [illegible] હતો તે પ્રસંગે પ્રાપ્ત થયેલ અનુભવનું મારા હૃદયમાંથી કદી પણ વિસ્મરણ થશે નહિ. મારી હિંદી પ્રજાના કલ્યાણ અને લાભને અર્થે હું કોઇ પણ સંયોગોમાં મારાથી બનતો પ્રયત્ન કર્યા વગર રહીશ નહિ. તદુપરાંત મર્હુમની માફક પ્રજાજનની રાજભક્તિ અને પ્રેમની કદર કરવાનું હું આવશ્યક વિચારીશ."

આ સમયે આસ્ટ્રેલીઆનાં જુદાં જુદાં સંસ્થાનોએ પોતાની એકત્ર પાર્લામેન્ટ કરવાનો ઠરાવ કરેલો, તે પ્રથમ ખુલ્લી મૂકવાને તેઓશ્રીએ જાતે હાજરી આપવી એવી સર્વની અરજી હતી, પરંતુ આવા પ્રસંગે તેઓશ્રીથી જાતે તો જવાનું બની શકે તેમ નહોતું, તેથી તેમણે પોતાના પાટવી કુમાર જ્યોર્જને મોકલ્યા. જ્યોર્જને પણ યુવરાજ તરીકે આ પહેલું જ જાહેર કાર્ય કરવાનું હતું.

**રાજ્યારોહણ.**

અગાઉ જણાવી ગયા તે મુજબ રાજ્યારોહણ માટે સને ૧૯૦૨ ની તા. ૨૬ મી જુનનો દિવસ નક્કી કરવામાં આવ્યો હતો. તેને માટે ઘણા દિવસથી તૈયારીઓ ચાલતી હતી. દેશપરદેશથી જુદા જુદા રાજ્યના પ્રતિનિધિઓ, અને અન્ય જનો લાખોની સંખ્યામાં આવી લંડન શહેરમાં ઊભરાવા લાગ્યા હતા. આ સર્વ બરોબર થાય છે કે નહિ તે જોવાને માટે એડવર્ડ સપ્તમે તા. ૯ મી જુનના રોજ જાતે જ તસ્દી લીધી હતી. આમ સઘળી ગોઠવણ થઇ હતી અને જેમ જેમ સમય નજીક આવતો ગયો, તેમ તેમ સર્વના હૃદયમાં અધિકાધિક ઉલ્હાસ પ્રકટતો હતો પરંતુ "न जाने जानकीनाथः प्रातःकाले किं भविष्यति" અર્થાત્ મનુષ્યનું ધાર્યું કાંઇ થતું નથી. કાલે તો શું પરંતુ એક ઘડી પછી શું થનાર છે, તેની કોઇને ખબર પડતી નથી. તદનુસાર તા. ૨૪ મી જુનના રોજ લોકોએ એકાએક મોટો ધડાકો સાંભળ્યો હોય, તેવા ગભરાટ સાથે સમાચાર સાંભળ્યા કે રાજ્યાભિષેક મુલતવી રાખવાની ફરજ પડી છે કેમકે તે નામદારશ્રી અચાનક આજારી થઇ પડ્યા છે. આ ખબરે અતિશય ખભળાટ મચાવી મૂક્યો. શુભ કાર્યમાં વિઘ્ન આવી પડે એ કોને ગમે વારૂ ? તોપણ મનુષ્યહૃદયમાં એક પ્રકારની આશા રહેલી છે; અને તેથી રાજ્યાભિષેકની ક્રિયા ક્યાં સુધીને માટે મુલતવી રાખવામાં આવશે એવી તપાસના પરિણામે 'તે કાંઇ નક્કીપણે કહી શકાય નહિ' એવા સમાચાર મળ્યા; ત્યારે તો લોકોના શોકસંતાપનો પાર જ ન રહ્યો. તે નામદારશ્રીને એવા પ્રકારનું દરદ થયું હતું કે જેના ઉપર શસ્ત્રક્રિયા કર્યા વગર છૂટકો જ નહોતો. પ્રખ્યાત તબીબ સર ફ્રેડ્રીક ટ્રીવ્સે તબીબો લોર્ડ લીસ્ટર અને સર ટોમસ લેકીંગને સાથે રાખીને અતિ ઉત્તમ રીતે સાવધાની તથા હોશિયારીપૂર્વક શસ્ત્રક્રિયા કરી. આ પ્રસંગે પણ ના. શાહનશાહનું ધૈર્ય અપૂર્વ હતું. તેઓશ્રી પૂછતા કે "રાજ્યાભિ-

વેક બંધ રહ્યો તે માટે પ્રજાજન મને ક્ષમા આપશે ?" આવા હિમ્મતપૂર્વકના શબ્દોચ્ચારથી તેઓશ્રીના પ્રત્યે અપૂર્વ લોકલાગણી ઉપજ થઇ હતી ના. શાહનશાહને આરોગ્ય બક્ષવાને માટે આખા બ્રિટિશ સામ્રાજ્યમાં તેમ જ બીજા દેશોમાં પણ દરેક સ્થળે દરેક ધર્મ અને જાતિના લોકો તરફથી પોતપોતાનાં ધર્મસ્થાનોમાં પરમાત્માની પ્રાર્થના કરવામાં આવી હતી. દરેકના મુખમાંથી 'પ્રભો ! તું એડવર્ડને જલ્દી સાજા કરી દે' એવા જ ઉદ્દગાર નીકળતા. પ્રાર્થના ફળી, શસ્ત્રક્રિયા ફતેહમંદ નીવડી અને ના. શાહેનશાહ રોગમુક્ત થયા.

લગભગ દોઢ માસ પછી એટલે તા. ૯ મી ઓગસ્ટના દિને ઇંગ્લાંડ ખાતે રાજ્યાભિષેકની ક્રિયા કરવાનું ઠર્યું. ધીમે ધીમે તે દિવસ સમીપમાં આવતો ગયો. દોઢ માસ પૂર્વેનો પ્રસંગ ભૂલી જવામાં આવ્યો અને હવે લોકો આ આનંદપ્રવૃત્તિમાં પડયા. લંડન શહેરમાં ઘણા લોકો આવેલા, તેમાંના કેટલાક રાજ્યાભિષેક મુલતવી રહેવાથી પાછા ગયા હતા, પરંતુ તેથી કાંઈ તેની ભવ્યતામાં વાંધો આવ્યો નહોતો. દેશ વિદેશના અનેકરંગી પોષાકોવાળા મનુષ્યોથી લંડન શહેર ઉભરાઇ ચાલ્યું હતું. જ્યાં જૂઓ ત્યાં રાજ્યાભિષેકને લગતી જ વાતો થયાં કરતી હતી. એક તો ના. શાહનશાહ આરોગ્યને પ્રાપ્ત થયા અને તેમાં આ ઉત્સવ; તેથી લોકો દ્વિગુણિત ઉત્સાહમાં આવી ગયા હતા. ૬૪ વર્ષે આવો શુભ પ્રસંગ પ્રાપ્ત થએલો હતો, તેથી જનસમાજના આનંદનો પાર નહોતો. જે માર્ગપર થઇને સ્વારી જનાર હતી, તેના આખા રસ્તા ઉપર બન્ને બાજુએ લશ્કરની હાર ગોઠવાઇ હતી. સરઘસ દબદબાભરેલું હતું. શહેરને પણ ઉત્તમ રીતે શણગારવામાં આવ્યું હતું. જ્યારે સરઘસ નીકળ્યું ત્યારે કાન ફાડી નાંખે તેવા અવાજે લોકો ના. શાહનશાહ અને શાહનશાહ બાનુને વધાવી લેતા હતા. આ પ્રમાણે પોતાને અપૂર્વ માન પ્રાપ્ત થતું હતું તોપણ દંપતીના મનમાં સ્હેજ પણ અભિમાનનો અંકૂર જણાતો નહોતો. સરઘસ બંકિંગહામના મહેલમાંથી નીકળ્યું હતું. પ્રેક્ષકવર્ગની સંખ્યા એટલી બધી મોટી હતી કે તેમનામાં શાંતિ રાખવાને લશ્કરને ભારે જહેમત ઉઠાવવી પડી હતી. લશ્કરની વ્યવસ્થા ડયુક ઓફ કોનોટે સારી રીતે રાખી હતી.

સરઘસમાં સહુથી પહેલાં શાહનશાહના કુટુમ્બીઓ અને પરદેશી શાહજાદા હતા. ત્યારપછી શાહજાદા પ્રિન્સ ઓફ્વેલ્સ (સાંપ્રત સમ્રાટ્ જ્યોર્જ

પંચમ ) પોતાનાં પત્નીસહ ગાડીમાં વિરાજમાન થયા હતા. તે પછી ના. શાહનશાહની સ્વારી નીકળી હતી. પ્રિન્સ ઓફ વેલ્સના એડિકેમ્પ તરીકે મેજર કુમારશ્રી દોલતસિંહજી ઈડરવાળા અને બિકાનેરના મહારાજા ગંગાસિંહ બહાદૂર હતા. ના. શાહનશાહના એડિકેમ્પો તરીકે કુચબિહાર, ગ્વાલીયર અને ઈડરના મહારાજા હતા. તે પછી ડેન્માર્કના શાહજાદા અને હિંદી તથા સંસ્થાનિક ઘોડેસ્વારોની ટુકડીઓ હતી. આ પ્રમાણે આખું સરઘસ વેસ્ટ મિનીસ્ટર એબીમાં પહોંચ્યું. તેમની પહેલાં થઈ ગએલા ૪૦ રાજાઓને આ જ દેવળમાં રાજ્યપદારોહિત કરવાની ક્રિયા કરવામાં આવી હતી. આ દેવળને પણ બહુ સારી રીતે શણગારવામાં આવ્યું હતું. સ્હવારે દશ વાગ્યે સર્વ રાજચિન્હોને પવિત્ર કરવાની ક્રિયાની શરૂઆત થઈ. સવા અગીઆર વાગ્યે ના. શાહનશાહ અને શાહનશાહબાનુ પધાર્યાં. કાન્ટરબરીના ધર્માધ્યક્ષે રાજ્યાભિષેકની ક્રિયા કરી હતી. તે સમયે કેટલાક પ્રશ્નોત્તરો તે ક્રિયાને અંગે થયા હતા, જે જાણવાજોગ હોવાથી અત્રે આપવામાં આવ્યા છે:–

**ધર્માધ્યક્ષ**—આપ નામદાર પ્રતિજ્ઞા લેવાને ખુશ છો ?

**શાહનશાહ**—હા, હું તૈયાર છું.

**ધર્માધ્યક્ષ**—આપ આપણા દેશના રીવાજો તથા પાર્લામેન્ટ તરફથી રચવામાં આવેલા કાનુનોને અનુસરીને રાજ્ય ચલાવવાની કબૂલાત આપો છો ?

**શાહનશાહ**—હા, હું એવી કબૂલાત મારા અંતઃકરણપૂર્વક આપું છું.

**ધર્માધ્યક્ષ**—આપશ્રી આપની શક્તિ અનુસાર સર્વને અનુકંપાપૂર્વક યોગ્ય અને નિષ્પક્ષપાતીય ન્યાય આપશો કે ?

**શાહનશાહ**—હા, હું આપ કહો છો તેમ જ કરીશ.

આ પ્રમાણે પ્રશ્નોત્તરો થયા પછી ના. શાહનશાહે ઉઘાડે મસ્તકે ઘુંટણભર પડીને દેવળની અંદરના પવિત્ર બાઇબલ-ગ્રંથ ઉપર પોતાના હાથ રાખીને જણાવ્યું કે " મેં જે સર્વ કરવાની કબૂલાત આપી છે તેનું હું યથાર્થ પાલન કરીશ. હું પ્રાર્થું છું કે સર્વ શક્તિમાન્ પરમાત્મા મારી પ્રતિજ્ઞાનું પાલન કરાવવામાં મને સહાય થાઓ. તે પછી તેમના મસ્તક ઉપર પવિત્ર તેલ ચોળવાની ક્રિયા કરવામાં આવી. ત્યાર પછી ઘોડેસ્વારીના કાંટા અને તલવાર આપવાની ક્રિયા

થઇ. છેવટે રાજદંડ, સુવર્ણનો ગોળો અને એક જૂની વીંટી ધારણ કરાવી મસ્તક ઉપર મુકુટ મૂકવાની ક્રિયા કરવામાં આવી. બાદ ના. શાહનશાહબાનુને મુકુટ ધારણ કરાવવાની ક્રિયા થઇ હતી. તે પછી પ્રભુભોજન લેવાની ક્રિયા શરૂ થઇ. છેવટે દંપતી તખ્ત ઉપર વિરાજ્યાં અને રાજ્યાભિષેકની ધાર્મિક ક્રિયા ખલાસ થઇ.

ત્યાર બાદ સ્વારી ત્યાંથી પાછી ફરી બકિંગહામના રાજમહાલયમાં પધારી. વળતાં પણ દંપતીને પ્રથમ કરતાં અધિક માન લોકો તરફથી મળ્યું હતું અને પ્રેક્ષક વર્ગ ખુશાલીના પોકારોથી તેમને વધાવી લેતો હતો. રાત્રે આખા શહેરમાં ભપકાદાર વિજળીક રોશની કરવામાં આવી હતી અને આતશબાજી ફોડવામાં આવી હતી.

આ પ્રસંગના આનંદમાં ના. શાહનશાહે ઓસબોર્નના રાજમહેલના અમુક ખંડો સિવાય બાકીનો ભાગ જાહેર પ્રજાને વાપરવા માટે બક્ષિસ આપ્યો હતો. તા. ૧૧ મી ઓગસ્ટને સોમવારે લૉર્ડ મેયર તથા બીજા બે ઉમરાવોએ આવી ના. શાહનશાહને રૂ. ૧૭,૨૫,૦૦૦ ભેટ કર્યા હતા, જેનો યોગ્ય પ્રત્યુત્તર સાથે સ્વીકાર કરી તે નામદારે ઔદાર્યપૂર્વક તે રકમ 'કિંગ એડવર્ડ હોસ્પીટલ'ના ફંડમાં આપી દીધી હતી. આ ક્રિયામાં ના. શાહનશાહબાનુએ જે ઝભ્ભો પહેર્યો હતો, તે આપણા દેશની ભરત કારીગીરીનો હતો. તેનું ભરતકામ બહુ સારૂં હતું અને તેથી ત્યાંનાં લોકોનું લક્ષ સારી રીતે આકર્ષાયું હતું.

આ રાજ્યાભિષેકને દિવસે હિંદુસ્તાનમાં પણ તહેવાર પાળવામાં આવ્યો હતો અને જુદાં જુદાં સ્થળોએ ખુશાલી પ્રકટ કરવાને મેળાવડા કરવામાં આવ્યા હતા, પરંતુ આ ક્રિયા ઇંગ્લાંડમાં થયેલી હોવાથી, કાંઇ વિશેષ ધામધુમ કરવામાં આવી નહોતી; કેમકે થોડા વખત પછી દિલ્હી ખાતે રાજ્યાભિષેકની ક્રિયા થનાર હતી.*

**રાજ્યાભિષેક ગીત.**

રાગ માઢ. તાલ દાદરો.

રે રાજન્! એડવર્ડ! ધન્ય! ધન્ય! માન્યમતિ! ચક્રવર્તી ભૂપતિ!
મોહન મૂરતિ, નિપુણમતિ, ધરજો સદા જગતની ગતિ— રે રાજન્૦

---

* આ રાજ્યાભિષેક પ્રસંગે મહુંમ નાટચકાર ડાહ્યાભાઈ ધોળશાજીએ રાજ્યાભિષેક ગીત બનાવ્યું હતું, જે અત્રેના લોકોને બહુ પસંદ પડયું હતું. તે અત્રે સાંગોપાંગ આપવામાં આવ્યું છે:—

જગતપતિ ! અમરરતિ ! ભૂરનભારથી—   મોહન૦
અચલ રહો શાંતકાંત લક્ષ્મીપતિ.
રાજતંત્ર છે પવિત્ર, મંત્રીયંત્ર સહુ સ્વતંત્ર;
દિવ્ય કીરતી,* દેવ દીપતી—   મોહન૦
બુદ્ધિ ઋદ્ધિ સિદ્ધિ નાથ, હાથ જોડી સાથ છે ખડી—સદા સા[illegible] છે ખડી.
ધર્મમૂર્તિ સૌમ્ય સુરતિ ધવલકીર્તિ છે પ્રકાશતી;
રે'જો શાશ્વતી—   મોહન૦
ખંડખંડ ભૂપતિ ! અખંડ રાજ્ય ભોગવો,
પુત્ર પૌત્ર મિત્ર ઝેરવેરને ત્યજો,
પ્રભુપ્રસાદ પુષ્પવૃષ્ટિ નિત્ય વરસજો—   મોહન૦
નવીન નાથ, અરસપરસ પ્રેમ સરસ,
સહસ્ત્ર વરસ અમર રાખે શ્રીપતિ—   રે રાજન્૦

દિલ્હી ખાતે ૧૯૦૩ ના જાન્યુઆરીની તા. ૧ લી ગુરૂવારના રોજ ભવ્ય દરબાર ભરવામાં આવ્યો હતો. આ દરબારનું વિગતવાર વર્ણન હવે પછીના પ્રકરણમાં અન્યત્ર કરવામાં આવનાર છે, તેથી તે સંબંધી અત્ર ઉલ્લેખ કરવાનું આવશ્યક ધાર્યું નથી. માત્ર એટલું જ કહેવું બસ થશે કે આ ક્રિયા પછી થોડા સમયે તેના આનંદમાં આપણા દેશમાં ના. સરકાર તરફથી મીઠા ઉપર જે કર લેવામાં આવે છે તેમાં કેટલોક ઘટાડો કરવામાં આવ્યો હતો અને તે પછી કેટલેક વખતે આવક ઉપરનો કર જે અગાઉ વાર્ષિક રૂ. ૫૦૦ ની આવક ઉપર લેવામાં આવતો હતો તેને બદલે વાર્ષિક રૂ. ૧૦૦૦ ની આવક ઉપર લેવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો, જેથી પ્રજાના સાધારણ સ્થિતિના વર્ગને ઘણો લાભ થયો છે.

## રાજકારકીર્દીનો દશકો.

ના. શાહનશાહ ૧૯૦૨ ના જુન માસમાં ગાદીનશીન થયા અને ૧૯૧૦ ના મે માસમાં સ્વર્ગવાસ પામ્યા. અર્થાત્ તેમણે આઠ વર્ષ પર્યંત રાજ્ય ભોગવ્યું. તે દરમ્યાન બનેલા અગત્યના બનાવોની નોંધ અત્રે કરવામાં આવી છે.

મર્હુમ શાહનશાહ એડવર્ડે પોતાની રાજકારકીર્દીમાં મુસાફરીદ્વારા જ પોતાના સઘળા અનુભવનો લાભ જગતને આપ્યો છે. તેઓશ્રીએ ટુંક અરસામાં જેટલું કાર્ય બજાવ્યું છે, તેટલું એટલા સમયમાં બીજા કોઇ નૃપતિએ ભાગ્યે જ બજાવ્યું હશે.

૧૯૦૨ ના નવેમ્બરની આઠમી તારીખે તેઓશ્રી જર્મનીના પ્રવાસે પધાર્યા હતા. તે પ્રવાસથી રાજનીતિજ્ઞોમાં જે સહેજ પણ ગેરસમજુત રહેલી તે તેઓશ્રી દૂર કરવા પામ્યા હતા. તે જ સાલમાં તેઓશ્રીએ પોર્ટુગાલની બે વાર મુલાકાત લીધી હતી. આફ્રિકામાં ઇંગ્લાંડની માફક પોર્ટુગીઝ સંસ્થાનો પણ છે અને તેથી એ બે દેશો વચ્ચે સંપ અને શાંતિ જળવાય એ તેમના પ્રવાસનો ઉદ્દેશ હતો અને કહેવાની જરૂર નથી કે ત્યાં તેઓશ્રીને જે અપૂર્વ આદરસત્કાર મળ્યો હતો, તે ઉપરથી ઉક્ત હેતુ પરિપૂર્ણ રીતે બર આવ્યો હતો. આથી સંતોષ પામીને નામદારશ્રીએ એક ખાણા વખતે પોર્ટુગાલના રાજાને જણાવ્યું કે "આપણા બન્ને દેશો અભ્યુદય અને સુધારાની સરણીમાં સાથે સાથે ચાલે તથા વિચારોમાં ઐક્ય સાચવી આપણે આપણા દેશો અને સંસ્થાનોમાં વેપાર માટે સંપસંપીને કાર્ય બજાવીએ એવી મારી દીર્ઘકાળની ઇચ્છા છે. મારી અને આપના દેશની એક જ ઇચ્છા છે અને તે એ કે આપણા વાવટાનો વિજય ચાલુ રાખવો તથા એક બીજાએ કોઇને હરકત કર્યા સિવાય પોતપોતાનાં સંસ્થાનો સંભાળવાં."

સને ૧૯૦૩ માં તે નામદારશ્રીએ જીબ્રાલ્ટરના કિલ્લાની રાજા તરીકે પહેલી જ વાર મુલાકાત લીધી હતી. ત્યાંથી ઇટાલીની મુલાકાત લઈ આલ્ટા થઇ સીસીલી પધારી એટનાના જવાળામુખી પર્વતને અવલોકયો. ઈટાલીના શહેરો નેપલ્સ અને રોમની મુલાકાત લીધી હતી. રોમમાં રોમન કેથોલિક ધર્મના અધ્યક્ષ પોપની મુલાકાત લેઈ તેમનો આશીર્વાદ મેળવવાનું પણ ચૂક્યા નહોતા. વળતાં તેઓશ્રીએ ફ્રાન્સ દેશની મુલાકાત પણ લીધી હતી. યુરોપમાં ઈંગ્લાંડની સૌથી નજીકમાં ફ્રાન્સ દેશ છે, પરંતુ આ બન્ને દેશો વચ્ચે ઘણા લાંબા સમયથી ખટરાગ ચાલ્યાં જ કરતો હતો. જો કોઇએ તે દૂર કર્યો હોય તો તે ના. એડવર્ડ જ. ફ્રાન્સથી સ્કોટલાંડ પધારી તરત જ તે નામદાર ઈંગ્લાંડમાં આવ્યા.

આ સમયે ઇજીપ્તના ખેદીવ ૧૯૦૩ ના જુન માસમાં ઈંગ્લાંડની મુલાકાતે આવ્યા હતા, જ્યાં ના. શાહનશાહે તેમની ઉત્તમ પ્રકારે પરોણાગત કરી હતી. ત્યાર પછી ફ્રાન્સના પ્રેસીડેન્ટ લુબેએ તે નામદારશ્રીને વળતી મુલાકાત આપી હતી. તેમને ઇંગ્લાંડની પ્રજાએ અપૂર્વ માન આપ્યું હતું, જેથી પ્રેસીડન્ટ સાહેબે પોતાનો સંપૂર્ણ

સંતોષ જાહેર કર્યો હતો. તે પછી ના. શાહનશાહ આયર્લાન્ડની મુલાકાતે જઇ આવ્યા હતા.

સને ૧૯૦૪ માં પહેલા ત્રણેક માસ તો શાહનશાહે લંડનમાં જ વિશ્રાન્તિમાં ગાળ્યા હતા. તે વખતે ઘણીવાર તેઓ છૂપા વેશે ફરવા નીકળતા. રીવાજ મુજબ બાદશાહી મોટર ઉપર નંબર પાડવામાં આવતો નહિ પરંતુ તાજનો નાનો સરખો આકાર પાડવામાં આવતો હતો. લંડનમાં તો તે આકારથી બાદશાહી ગાડી તરત ઓળખાઇ આવતી પરંતુ ગામડાના પોલીસના જોવામાં તાજનો નાનો આકાર નહિ આવવાથી કેટલીક વાર રમુજી બનાવ બનવા પામતો. એક વાર તે નામદારશ્રી સાદા વેશે પોતાની મોટારમાં બેસીને ફરવા ગયા હતા, ત્યારે એક પોલીસ અમલદારે તે નામદારશ્રીની ગાડીને અટકાવી નંબર સિવાયની ગાડી રાખવાનું કારણ માગ્યું; તથા તેમના નામની માંગણી કરી. તે નામદારે તુરત જ પોતાનું નામ 'આલબર્ટ એડવર્ડ' જણાવ્યું તથા પોતે તે વખતે જે મહેલમાં રહેતા હતા તેનું ચોક્કસ ઠેકાણું પણ આપ્યું. એટલામાં થાણાનો અમલદાર ત્યાં આવી પહોંચ્યો. તેણે તે નામદારશ્રીને ઓળખીને નમન કર્યું તથા પોલીસ અમલદારની ગેરસમજુત માટે માફી માગી, પરંતુ તે નામદારશ્રીએ જણાવ્યું કે "તમારા પોલીસના માણસની ફરજ બજાવવાની કુનેહથી હું ઘણો આનંદિત થયો છું." જો કે પેલા સીપાઇને તો હજી પણ કાંઇ ખબર પડી નહિ, તેથી તેણે પોતાના ઉપરી પાસે તે નામદારશ્રી ઉપર નંબર વગર ગાડી હાંકવાનો આરોપ મૂકી સઘળી હકીકત નિવેદન કરી. શાહનશાહ પ્રત્યેના સીપાઇના મુખમાંથી નીકળતા અપમાનસૂચક વચનોથી પેલો ઉપરી અમલદાર તેને ધમકાવવા જતો હતો, પરંતુ તેને અટકાવીને તે નામદારશ્રીએ જણાવ્યું કે "તમો તેને નિરર્થક હેરાન ન કરશો. પોતાના રાજાને ગેરકાયદેસર કામ કરનાર જાણીને તેને પણ કાયદાને અનુસરીને વર્તવાની આ મનુષ્યે ફરજ પાડી છે. માટે લ્યો તેને ઇનામ આપો."

બીજી એક વાર તે નામદાર પોતાની મોટારમાં ફરવા ગયા હતા. રસ્તામાં સાંચાકામ બગડવાથી ગાડી અટકી પડી. નજીકમાં એક ઝુંપડું હતું ત્યાં એક વૃદ્ધા તે વખતે ચહા બનાવતી હતી અને તેની પુત્રી પાસે બેઠી હતી. તે નામદાર ત્યાં ગયા અને ડોસીએ તેમનો ચહાથી સત્કાર કર્યો. તે વખતે તો તે નામદાર કાંઈ બોલ્યા નહિ પરંતુ મહેલમાં આવીને "ચહાના એક આવકારદાયક પ્યાલા બદલ" એ-

ટલા શબ્દો લખીને પેલી ડોસીને ભેટ મોકલાવી. આ ભેટ મળી ત્યારે જ ડોસી ખરી બીનાથી વાકેફ થઇ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ.

તે સાલના મે માસમાં ઇંગ્લાંડ તરફથી લૉર્ડ લેન્સડાઉન અને ફ્રાન્સ તરફથી મોં. કેમ્બો નામક પ્રધાને બન્ને દેશ વચ્ચેના કોલકરારો ઉપર સહીઓ કરી અને ઇંગ્લાંડ તથા ફ્રાન્સ વચ્ચેની તકરારનો અંત આવ્યો.

આ વખતમાં વળી જર્મની અને ઇંગ્લાંડ વચ્ચે ખળભળાટ પેદા થયો. તેથી તેને મૂળમાંથી કાઢી નાખવા તે નામદારશ્રીએ જર્મનીમાં પ્રવાસ કરવાનો ઇરાદો કર્યો. તેઓશ્રી જર્મનીમાં ગયા અને પોતાના ભાણેજ જે ત્યાંના શાહનશાહ હતા, તેમની મુલાકાત લીધી. આ મુલાકાતથી ખળભળાટ બંધ પડી ગયો અને બન્ને દેશો વચ્ચે સલાહના કોલકરારો થયા.

આ જ સાલમાં જાપાન અને રૂશીયા વચ્ચે મોટો વિગ્રહ ઉત્પન્ન થયો હતો. અંગત બાબત સિવાય આ વિગ્રહમાં વચ્ચે નહિ પડવાનો તેઓશ્રીનો ઇરાદો હતો. આ વિગ્રહથી તેઓશ્રીને ઘણી નારાજી ઉપજી હતી અને જ્યારે અમેરિકાના પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટના પ્રયાસથી વિગ્રહ બંધ પડયો ત્યારે જ તેમના મનમાં શાન્તિ અને સંતોષ થયાં.

ત્યારપછી પોર્ટુગાલના રાજ્ય સાથે પણ સંધી કરી અને સલાહના કોલકરારો કર્યા હતા. એ રીતે યુરોપનાં ત્રણ મોટાં રાજ્યો સાથે મૈત્રીસંબંધથી જોડાયા પછી તેઓશ્રીનું ધ્યાન આટલાંટીક મહાસાગરની પેલે પાર આવેલા અમેરિકા દેશ તરફ ખેંચાયું. અમેરિકાની સાથે તેમને સારો સંબંધ હતો. તેમણે એક સમયે જણાવ્યું હતું કે "મારી એવી ઇચ્છા છે કે ઇંગ્લાંડ તથા અમેરિકાએ સલાહ શાન્તિ જાળવી રાખવાને તથા પોતાનો અભ્યુદય કરવાને મિત્રતાની લાગણીપૂર્વક વર્ત્તવું જોઇએ. તેમની આ દીર્ઘકાળની ઇચ્છા ૧૯૦૪ ના ડિસેમ્બર માસમાં આ બે મહાન્ દેશો વચ્ચે થયેલા કોલકરારોથી પૂર્ણ થઇ.

સને ૧૯૦૫ ના એપ્રિલ માસમાં તે નામદારશ્રી ફ્રાન્સની મુલાકાતે પધાર્યા હતા. તે જ સાલના જુન માસમાં સ્પેનના રાજાએ ઇંગ્લાંડની મુલાકાત લીધી. ત્યારથી જ તે જ માસમાં જાપાનના રાજકુમારે સ્વપત્ની સહ ઇંગ્લાંડના પ્રવાસે આવી ના. શાહનશાહની મુલાકાતનો લાભ

લીધો હતો. જાપાન સાથે ઇંગ્લાંડનો વ્યાપાર વધતો જતો હતો અને તેથી તેની સાથેની મૈત્રી હંમેશને માટે જળવાઈ રહે એવા ઇરાદાથી ઓગસ્ટ માસમાં તેની સાથે સુલેહના કરારો કરવામાં આવ્યા હતા. આજ સાલમાં પ્રિન્સ ઓફ વેલ્સ અર્થાત્ હાલના ના. શાહનશાહ જ્યોર્જ પાંચમા આપણા દેશની મુલાકાતે પધાર્યા હતા. તેમની આ મુલાકાતને લગતું વર્ણન તેમના ચરિત્રમાં આપવામાં આવ્યું છે. જે સમય શાહજાદા આપણા દેશના પ્રવાસનો આનંદાનુભવ મેળવતા હતા, તત્સમયે નવેમ્બર માસમાં ગ્રીસ દેશના રાજા જ્યોર્જ ઇંગ્લાંડની મુલાકાતે પધાર્યા હતા. આ પ્રમાણે એક પછી એક પરદેશના રાજાઓને પોતાના દેશને મુલાકાતનો લાભ આપતા જોઇને ઇંગ્લાંડવાસીઓના હૃદયમાં સ્વાભિમાનની લાગણી ઉત્પન્ન થાય એ સ્વાભાવિક જ હતું. પરંતુ તેમની એ મગરૂરી મર્હુમ શાહનશાહના ભલા ખવાસ અને સર્વની સાથે સ્નેહ સાંધવાના સર્વોત્તમ સ્વભાવને જ આભારી હતી.

૧૯૦૬ ની સાલમાં જાન્યુઆરી માસમાં રાજમાતા ઍલેકઝાન્ડ્રાના પિતા ડેનમાર્કના રાજા વૃદ્ધ વયે મરણ પામ્યા. આ શોકપ્રદ પ્રસંગે શાહનશાહ ડેનમાર્ક પધાર્યા હતા. વળતાં કેટલાક રાજદ્વારી અગત્યના કારણો સબબ જર્મનીના ક્રાનબર્ગ શહેરની મુલાકાતે પણ થતા આવ્યા હતા. આ સમયની મુલાકાતને જર્મન વર્તમાનપત્રકારોએ પણ અગત્યની લેખી નામદારશ્રીને સન્માનસૂચક શબ્દોથી આવકાર આપ્યો હતો. હવે જ તેઓને નામદારશ્રીના ખરા સ્વભાવની પિછાન થઇ હતી. ત્યાંથી તેઓશ્રી ફ્રાન્સ દેશમાં પધાર્યા. આ વખતે પ્રેસીડેન્ટ તરીકે ફેલીઅર્સ અધિકાર ચલાવતા હતા. આ વખતે પ્રેસીડેન્ટ, અધિકારીઓ તથા પ્રજાવર્ગ તરફથી નામદારશ્રીને અધિકતમ માન આપવામાં આવ્યું હતું, તેથી જ્યારે તેઓશ્રી ગ્રીસના રાજાને વળતી મુલાકાત આપવા ગયા હતા, ત્યારે પણ ત્યાંથી પાછા ફરતાં પારિસ શહેરમાં પધાર્યા હતા. મેં માસમાં જર્મનીની મ્યુનિસિપાલીટીના કેટલાક પ્રતિનિધિઓ નામદારશ્રીની મુલાકાતે ઇંગ્લાંડ ખાતે પધાર્યા હતા. તેમની એવી સારી રીતે પરોણાગત કરવામાં આવી હતી કે તેથી ટીકાખોર જર્મન વર્તમાનપત્રો પણ નામદારશ્રીની ભારોભાર શબ્દોમાં પ્રશંસા કર્યા સિવાય રહી શક્યા નહિ.

નામદારશ્રીનો જૂનો અને પ્રિય સિદ્ધાન્ત ગમે તેમ કરીને સર્વત્ર

શાન્તિ જાળવવાનો હતો; અને તે પાર પાડવામાં તેઓશ્રીની પ્રામાણિકતા, સરળતા તથા નિષ્પક્ષપાતીય વૃત્તિ બહુ ઉપયોગી થઈ પડતી હતી. આથીજ તેમને "શાંતિ પ્રદાતા" નું ઉપનામાભિધાન અર્પવામાં આવ્યું હતું. આ વખતે સ્વીડન અને નોર્વે દેશો જે એકબીજાની પાસે પાસે આવ્યા છે અને બન્નેનું એકત્ર નામ "સ્કાંડીનેવીઆ" કહેવામાં આવે છે, તેમની વચ્ચે કાંઇક ખટપટ જાગી હતી. આ ખટપટને બેસારી દેવા અને શાન્તિ પ્રસારવા નામદારશ્રીએ પ્રયત્ન કર્યાથી તેનું ઇષ્ટ પરિણામ આવ્યું અને બન્ને દેશોએ તકરારનો અંત આણી પોતપોતાનું જુદું રાજ્ય સ્થાપન કર્યું. તે નામદારનાં જમાઇ અને કુમારી નોર્વેનાં રાજા રાણી થયાં. નવેંબર માસમાં નોર્વેના રાજા ઈગ્લાંડની મુલાકાતે પધાર્યા હતા.

૧૯૦૭ માં નામદારશ્રીએ પ્રથમ પારિસની મુલાકાત લઇને પાછા પધારી પાર્લામેન્ટ ખુલ્લી મૂકી; તે વેળાએ તેમણે કરેલા ભાષણને ઐતિહાસિક અગત્ય ધરાવનારૂં લેખવામાં આવે છે, કેમકે તે ભાષણપરથી તે નામદારશ્રીનો આખી દુનિયામાં સંપની વૃદ્ધિ થાય અને શાન્તિ પથરાઈ રહે એવો ઇરાદો હતો એમ દરેક સ્પષ્ટપણે સમજી શકયું હતું. આજ સાલમાં તેઓશ્રીએ પાલર્મો શહેરમાં ઇટાલીના નૃપતિને બીજી વારની મુલાકાત આપી હતી. ત્યાંથી માલ્ટાનું નૌકાસૈન્ય તપાસી મે માસમાં ફ્રાન્સના પાટનગર પારિસમાં પધાર્યા, જ્યાં પ્રેસીડેન્ટને મળી સ્હેજ સ્હાજ અંદેશો રહ્યો હતો તે પણ દૂર કરી દીધો. ત્યારપછી પોતાના સંસ્થાનોમાં પ્રધાનોને મુલાકાતનો લાભ આપ્યો હતો અને તેમને જણાવ્યું હતું કે ઇંગ્લાડ તથા સંસ્થાનો વચ્ચે ગાઢ સંબંધ જળવાઇ રહે તેમાં જ બન્ને પક્ષનો લાભ સમાયેલો છે. માટે તેની વચ્ચે વ્યાપાર ઉદ્યોગની વૃદ્ધિ અર્થે પ્રયત્નો થવાની જરૂર છે. આ મુલાકાત પછી ડેનમાર્કના રાજા—રાણી અને શિયામના રાજા ઈંગ્લાંડની મુલાકાતે પધાર્યા હતા. તે પછી તેઓશ્રી પાછા જર્મનીની મુલાકાતે ગયા. નામદારશ્રીએ યુરોપના બીજા બધા દેશો કરતાં જર્મની અને ફ્રાન્સની મુલાકાત વધારે વખત લીધી હતી. જર્મનીમાં આ વખતના આગમન સમયે બર્લિનના શહેરીઓએ તેઓશ્રીને પોતાના નગરમાં પધારી પોતાનો હૃદયપૂર્વકનો સત્કાર સ્વીકારવા અરજ કરી હતી, પરંતુ તે નામદાર બર્લિન જઇ શક્યા નહોતા. તે પછી થોડા જ સમયે જર્મન શાહનશાહ ઈંગ્લાંડ પધાર્યા

હતા, જે વખતે ત્યાની પ્રજા વિષે તેમના હૃદયમાં થોડો ઘણો પણ વસવસો હતો તે સદંતર નષ્ટપ્રાય થયો.

૧૯૦૮ માં વડા પ્રધાન સર હેન્રિ કેમ્પબેલ બેનરમેને રાજીનામું આપવાથી મી. એસ્કવીથને તેમની જગ્યાએ નિમવામાં આવ્યા. આ સાલમાં ફ્રાન્સ અને ઇંગ્લાંડના હુનર ઉદ્યોગોનું પ્રદર્શન ફ્રાન્સમાં ભરવામાં આવ્યું હતું. તેની મુલાકાત લેવાનું પણ તેઓશ્રી ચૂકયા નહોતા. નામદારશ્રીએ યુરોપના લગભગ તમામ દેશોની મુલાકાત લીધી હતી. માત્ર આસ્ટ્રીઆ, રૂશીયા, તુર્કસ્તાન અને સ્વીટ્ઝરલાંડ—એટલા દેશો જ બાકી રહી ગયા. તેમાં તુર્કસ્તાન સાથે તો ઘણા લાબાં વખતથી સારો મૈત્રીસંબંધ હતો, તેથી તેને માટે તે દેશમાં જવાની તેઓશ્રીએ ખાસ આવશ્યકતા જોઇ નહોતી. તેમ સ્વીટ્ઝરલાંડ મૂળથી જ માત્ર પોતાનું સંભાળીને શાન્ત રહેનારો દેશ હોવાથી તેના તરફથી પણ કોઇ પ્રકારના ઉપદ્રવની ભીતિ નહોતી, તેથી તેઓશ્રીએ રૂશીયા અને આસ્ટ્રીઆને પોતાની મુલાકાતનો લાભ આપ્યો.

તે નામદારશ્રીની રાજ્યકારકીર્દીના પાછલા ભાગમાં હિન્દમાં ભારે અશાન્તિ પ્રસરી રહી હતી કે જે અદ્યાપિપર્યંત ચાલુ જ છે; જો કે હવે તે અશાન્તિ બહુ ઉગ્ર સ્વરૂપમાં નથી. કેમકે અશાન્તિને ઉત્તેજન મળે એવા પ્રકારની સખ્તાઇ ચલાવનાર અધિકારીઓ આપણા ઉપર હાલમાં નથી. ૧૯૦૮ માં મર્હુમ મહારાણીશ્રીના ૧૮૫૮ ના ઢંઢેરાને ૫૦ વર્ષ પૂર્ણ થતા હોવાથી તેનો સુવર્ણમહોત્સવ ઉજવાયો હતો. આ શુભ પ્રસંગે નામદારશ્રીયે હિંદ દેશ તરફ મોકલેલો પેગામ જાણવા જેવો હોવાથી તેનું સાંગોપાંગ ભાષાન્તર અત્ર આપવામાં આવ્યું છેઃ—

૧. અમારા પ્રિય માતુશ્રી તથા આ રાજ્યના સિંહાસન ઉપર અમારી પૂર્વે વિરાજમાન થએલા પરમપૂજ્ય મહારાણીશ્રી વિકટોરીઆએ જે મુલક ( હિંદુસ્તાન ) ઉપર ' ઇસ્ટ ઇંડીઆ કંપની રાજ્ય ચલાવતી હતી, તેનો કાર્યભાર કેટલાંક અગત્યનાં સંગીન કારણોને લીધે પ્રધાનો તથા પાર્લામેન્ટની સલાહથી સ્વહસ્તમાં લીધો તેને ૫૦ વર્ષ થયાં છે. તત્સમયે ખરી નિષ્ઠાપૂર્વક માથે લેવામાં આવેલા કાર્યના સ્મરણ અર્થે હિંદુસ્તાનના દેશી રાજાઓ અને લોકોને મુબારકબાદી આપવાને આ પાટોત્સવ ઉજવવાનું અમો વાજબી ધારીએ છીએ. તમારા લાંબા ઇતિહાસમાં ૫૦ વર્ષ માત્ર થોડાં જ ગણાય પરંતુ

આ અર્ધી સદી પૂર્ણ થતાં તે તમારા ઇતિહાસમાં હમેશને માટે કોતરાઈ રહેશે. ઉક્ત ઢંઢેરાથી એક નવીન જ ઐતિહાસિક જમાનાનો પ્રારંભ થયો છે. આ રાજ્યકારભાર ચલાવવાનું કાર્ય અતિ વિકટ હતું; અને કોઇ પ્રસંગે તે ધીમી ગતિવાળું જણાયું હશે, પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે એક બીજાથી વિરૂદ્ધ વિચારો ધરાવનારી ઘણી કોમોને તેમ જ લગભગ ત્રીસ કરોડ મનુષ્યોને બ્રિટિશ દેખરેખ નીચે રાખવાનું કાર્ય તો મક્રમપણે પ્રગતિમાન થયું છે.

૨. રાજ્યકારોબારમાં દરેક જમાનામાં અને દરેક સ્થળે જે મુશ્કેલીઓ ઉભી થાય છે, તેવી અડચણો હિંદુસ્તાનમાં પણ ઉત્તરોત્તર ઉદ્ભવતી ગઈ છે, પરંતુ તેની સામે બ્રિટિશ રાજ્યના અધિકારીઓ પૂરતા શ્રમ, ઉત્સાહ તથા ધૈર્યપૂર્વક નિશ્ચળ અને અડગ નિશ્ચય તથા દીર્ઘ વિચારવાળા થયા છે. જો ભૂલો થવા પામી હોય તો અમારા પ્રતિનિધિઓ તરફથી તેને સુધારવાનો શ્રમ લેવામાં અને આત્મભોગ આપવામાં બાકી રાખવામાં આવ્યું નથી. અધિકારનો દુરૂપયોગ થવાનું પૂરવાર કરવામાં આવતાં તત્કાળ જ યોગ્ય ઉપાય કરવાને મજબુત પ્રયત્ન કરવામાં આવ્યો છે.

૩. દુષ્કાળ અને મરકી આદિ દૈવી કોપને સદંતર દૂર કરવાની દૈવી શક્તિ કોઇના પણ હસ્તમાં ભાગ્યે જ હોઇ શકે. તોપણ આ ભયંકર આફતોના સંકટને ઘટાડવાને અનુભવી અધિકારીઓ પોતાની એક નિષ્ઠાપૂર્વકનું કૌશલ્ય ખર્ચવામાં પછાત પડયા નથી. તમારા દેશમાં આગળ કદી પણ નહિ જણાવેલી તેવી લાંબી મુદત સુધી તમે તમારી સરહદની લડાઇઓની ભયંકર આફતોમાંથી બચી જવા પામ્યા છો. તમારા દેશમાં પૂર્ણ પણે શાન્તિ જળવાઇ રહી છે.

૪ સને ૧૮૫૮ ના મહાન્ ઢંઢેરામાં મર્હુમ મહારાણીશ્રીએ હિંદુસ્તાનના સુલેહ ભરેલા ઉદ્યોગને ઉત્તેજન આપવાની, સાર્વજનિક ઉપયોગી તથા સુધારણાના કાર્યોને પ્રગતિમાન્ કરવાની અને તમામ લોકોના કલ્યાણને અર્થે રાજ્યકારોબાર ચલાવવાની પોતાની ઉત્કંઠા સંબંધી ઔદાર્યપૂર્ણ અભયવચન આપ્યું છે. તમારી ઐહિક સુખશાન્તિ અને વૃદ્ધિને અર્થે જે યોજનાઓ ખંતપૂર્વક તૈયાર કરીને અમલમાં મૂકવામાં આવી છે અને જે યોજનાઓ મહત્ત્વની તથા અપૂર્વ છે તે યોજનાઓ ઉક્ત અભયવચનનું પાલન કેટલા ઉત્સાહપૂર્વક કરવામાં આવ્યું છે તેની પૂરતી સાબીતી આપે છે.

૫. ખંડીઆ અને બીજા રાજાઓના હક્ક તથા માન મરતબાનું આદરપૂર્વક રક્ષણ કરવામાં આવ્યું છે; તથા તે જાળવી રાખ્યા છે. તેમની રાજનિષ્ઠા અને વફાદારી અચળપણે ટકી રહી છે. ધાર્મિક મતપંથના સબબથી અમારી પ્રજામાંના અમુક ઉપર બીજા કરતાં વિશેષ મહેરબાની દર્શાવવામાં આવી નથી કે તેને દુઃખી અથવા હેરાન થાય એવું પણ કાંઇ કારણ આપવામાં આવ્યું નથી. અમારી સમગ્ર પ્રજાને કાયદાનું સંરક્ષણ આપવામાં આવ્યું છે, તેમ જ કાયદાનો અમલ પણ નાતજાતને તેમ જ તમારા સમાજના પરંપરાના દઢ થએલા રીવાજ અને વિચારોને અપમાન ન પહોંચે તેવી રીતે કરવામાં આવ્યો છે તે સાથે તેનું સ્વરૂપ સરલ બનાવવામાં આવ્યું છે.

૬. અમારી સરકારને સોંપવામાં આવેલા કાર્યને હાલના તથા હવે પછીના ઘણા જમાનાના અસંખ્ય લોકોના પ્રારબ્ધની સાથે સંબંધ છે, તેથી જે કેટલાંક ગુન્હાભર્યાં કાવતરાં કાંઇ પણ કારણ વગર ઊભાં થવા પામ્યાં છે, તથા જે કાંઈ પણ ગંભીર હેતુ સિવાયનાં છે તેને સખ્ત રીતે દાબી દેવાં તે અમારી પ્રથમ અને મુખ્ય ફરજ છે. અમે જાણીએ છીએ કે અમારી હિંદી પ્રજાનો મોટો વર્ગ એવા કાવતરાંઓ તથા તેના ઉત્પાદકો તરફ તિરસ્કારની દૃષ્ટિથી જૂએ છે. આ કાવતરાંઓને લીધે અમારી યોજનામાં કોઈ પણ જાતનો પ્રતિબંધ થશે નહિ.

૭. આ ઐતિહાસિક ઉત્સવને બાદશાહી રહેમીયત અને મહેરબાનીની કાંઇ પણ નિશાની વગર એમનો એમ પસાર થવા દેવાનું અમને ન રૂચવાથી ૧૯૦૩ ના વર્ષમાં રાજ્યાભિષેકના સંબંધમાં ભરવામાં આવેલા દરબારના યાદગાર પ્રસંગને અનુસરીને, કાયદા વિરૂદ્ધ કરેલા ગુન્હાઓ માટે જે જે સખસોને અમારી કોર્ટોએ સજા કરી છે, તેમને માફી બક્ષવી અથવા તેમાં ઓછો વત્તો ઘટાડો કરવો.

૮. સરકારી અધિકારની તથા સત્તાની જગ્યાઓ પૂરવા સંબંધી યોગ્યતા નક્કી કરતી વેળાએ નાતજાતના અને રંગભેદના તફાવતને કોરાણે મૂકવા હમેશાં તજવીજ કરવામાં આવે છે. જેમ જેમ કેળવણીનો પ્રસાર થતો જાય, અનુભવમાં પરિપકવતા થાય, અને હિંદુસ્તાનના કુશાગ્ર બુદ્ધિવાળા તથા યોગ્યતા ધરાવનારા લોકો પોતાના ઉપરની જોખમદારીની કીમત યથાર્થપણે સમજતા જાય તેમ

તેમ ઉક્ત બાબતમાં હિંદુસ્તાનની મક્રમપણે અને નિસંશય પ્રગતિ થશે એવો અમને સંપૂર્ણ વિશ્વાસ છે અને અમારો ઉદ્દેશ પણ તે જ છે.

૯. પ્રથમથી જ ધીમે ધીમે પ્રજાકીય બંધારણનું ધોરણ દાખલ કરવામાં આવ્યું છે, અને હવે એવો સમય આવી લાગ્યો છે કે અમારા વાઈસરૉય તથા ગવર્નર જનરલ અને બીજા સલાહકારોના મત મુજબ તેમાં વધારો કરવો. તમારામાંના પ્રતિષ્ઠિત ગૃહસ્થો બ્રિટિશ અમલને લીધે ઉત્તેજન થએલા વિચારો ધરાવે છે, તેથી તેઓ શહેરીઓ તરીકે સરખા હકકોની અને કાયદા રચવા તથા રાજ્યકારોબાર ચલાવવામાં વધારે હીસ્સો મેળવવાની માગણી કરે છે. જો યોગ્ય તજવીજ કરીને એવા પ્રકારની માગણી કબુલ કરવામાં આવે તો હાલની સરકારના અધિકાર અને અમલને હાનિ થવાને બદલે ઉલટો લાભ થવાનો જ સંભવ છે. રાજ્યકારોબાર ચલાવનાર અમલદારોને જે લોકો તે રાજ્યકાર્યભારના સંબંધમાં પ્રજામતને એકદમ વલણ આપે છે અને તે પ્રસિદ્ધ કરે છે, તેમની સાથે જો નિયમિત રીતે પરિચયમાં આવવાની તક વિશેષ મળે તો તેથી દેશનો રાજ્યકારોબાર સારી રીતે ચાલવાની વકકી છે. આ હેતુ પાર પાડવાને અર્થે સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવતી યોજનાના સંબંધમાં હાલમાં અમે કાંઇ પણ કહેવા માગતા નથી, કેમકે તે તમોને થોડા વખતમાં જ જણાશે. અમને ખાત્રી છે કે તે તમારા રાજ્યકાર્યભારની હિતકારક વૃદ્ધિમાં નોંધી લેવા યોગ્યજ લેખાશે.

૧૦ અમે અમારા હિંદી લશ્કરની બહાદૂરી તથા વફાદારીની કદર પિછાનીએ છીએ, અને અમે હુકમ કર્યો છે કે તેની લડાયક વૃત્તિ તથા પ્રશંસવા યોગ્ય કવાયત તથા નિમકહલાલીપૂર્વક સેવા બજાવવાની તેમની આતુરના માટે અમારા તરફથી કરવામાં આવતી ભારે કદરને આવતા નવીન વર્ષમાં કાંઇક સંગીન રૂપ આપવું.

૧૧. મર્હુમ મહારાણીના હૃદયનો પ્રિયતમ ઉદ્દેશ હિંદુસ્તાનનું કલ્યાણ કરવાનો હતો. સને ૧૮૭૫ માં અમે હિંદુસ્તાનની મુલાકાત પ્રેમપૂર્વક લીધી ત્યારથી જ અમે તે દેશના રાજાઓ તથા લોકોના લાભ એટલા પ્રેમપૂર્વક અને કાળજીથી તપાસતા આવ્યા છીએ કે તેમાં કાળે કરીને કાંઈ પણ ઘટાડો થયો નથી. અમારા પ્રિય કુમાર પ્રિન્સ ઑફ વેલ્સ અને તેમનાં પત્ની તમારા મુલકમાં મુસાફરી કરીને પાછાં ફર્યાં ત્યારથી જ તમારી ભૂમિ તરફ તેમને પ્રેમની

લાગણી ઉત્પન્ન થઇ છે; તમારા હિતને અર્થે તો ખરેખરી તથા હૃદય-પૂર્વકની કાળજી ધરાવે છે. અમારા બાદશાહી કુટુંબ તથા વંશ તરફથી હિંદુસ્તાનને માટે એ રીતે ખંતભરેલી દિલસોજીની જે સત્ય લાગણીઓ દર્શાવવામાં આવે છે તે જ અહીંના રાજ્યના લોકોની ઉંડી તથા એકત્ર થએલી ઇચ્છા તથા નેમ નક્કીપણે અને વાસ્તવિક રીતે દર્શાવે છે.

૧૨. જગતના લિખિત ઇતિહાસમાં કોઇ પણ રાજ્ય અથવા શાહનશાહતના રાજ્યકર્ત્તા તેમ જ પ્રજાને આજસુધી કદી પણ નહિ સોંપવામાં આવ્યું હોય એવું મહાભારત અને કીર્તિવાળું કામ પાર પાડવા માટે જે ડહાપણ તથા પરસ્પરની શુભ લાગણીની જરૂર છે તે પ્રભુકૃપા તથા સહાયથી મજબૂત થાય એવી અમારી પ્રાર્થના છે.

નામદારશ્રીનાં આ વચનોનું અતિશુભ પરિણામ આવ્યું છે. આપણા ભલા વાઇસરૉય મર્હુમ લૉર્ડ રિપનના સમયમાં સ્થાનિક સ્વરાજ્યનો હક હિંદુસ્તાનની બ્રિટીશ પ્રજાને પ્રાપ્ત થયો હતો. આ નામદારશ્રીના રાજ્યઅમલ દરમીયાન આપણી ધારાસભાઓને વધારે મોટી કરવામાં આવી તથા તેમાં પ્રજા તરફના વધારે સભાસદો નિમવાની યોજના કરવામાં આવી છે. વળી સ્થાનિક અને પ્રાંતિક કારોબારી મંડળીઓમાં દેશી સભાસદો નિમાયાનાં દ્રષ્ટાન્તો પણ આ રાજર્ષિના સમયમાં જ આપણા જોવામાં આવ્યા છે. નામદારશ્રીના આ ઔદાર્યનો લાભ તેમની હિંદી પ્રજા યથાર્થ લઈ શકે તે માટે ધારાસભાઓમાં જે પ્રતિનિધિઓ નિમાય તે સ્વાત્માભિમાનની લાગણીવાળા તથા પોતે જેમના તરફથી ચુંટી કઢાએલા હોય તેમનું હિત હૈયે ધરનારા હોવા જોઇએ તેમ જ પ્રતિનિધિ નિમનારાઓએ પણ યોગ્યતા ધરાવનારને જ પોતાના પ્રતિનિધિ તરીકે ચુંટી કાઢવો જોઇએ. બાકી લાગવગની લગવાડ રાખવામાં આવે અને પ્રતિનિધિઓ પણ માનચાંદની અભિલાષાને ખાતર સ્વકર્ત્તવ્યને વિસરી જઇ સરકારી અધિકારીઓથી અયોગ્ય રીતે દબાયેલા રહે તો પછી તેનું પરિણામ જેવું જોઇએ તેવું સારૂં ન જ આવે; અને તેથી તેને માટે પાછળથી બળાપો કરવો તે પણ શા કામનો? આપણે આશા રાખીશું કે ધારાસભાઓને મોટી બનાવવામાં મર્હુમ શાહનશાહનો આંતરિક ઉદ્દેશ જે હિંદની પ્રજાને અધિક લાભ આપવાનો તથા તેને સ્વરાજ્ય ભોગવવાને લાયક બનાવવાનો છે તે પરિપૂર્ણપણે બર આવે અને ભ-

વિષ્યમાં આથી પણ અધિક લાભ આપણા હાલના શાહનશાહ તરફથી પ્રાપ્ત કરવાની યોગ્યતાવાળા આપણે થઇએ.

૧૯૦૯ માં નામદારશ્રીએ એક વધુ વખત જર્મનીની મુલાકાત લીધી હતી. આ વખતે જર્મનીના શાહનશાહે તે નામદારને આપેલા ખાણામાં મોટા મોટા રાજનીતિજ્ઞો અને અન્ય પ્રતિષ્ઠિત ગૃહસ્થોને આમંત્રણ કર્યું હતું. આ સમયે ના. શાહનશાહે પોતાની તન્દુરસ્તીની સલામતીના પ્રત્યુતરમાં જણાવ્યું હતું કે " મારી મુલાકાતનો ઉદ્દેશ આપણા વચ્ચે મૈત્રીને વૃદ્ધિંગત કરવા અને તેદ્વારા સુલેહ જાળવવાનો જ છે. " માર્ચ માસમાં તેઓશ્રી પારિસ ખાતે પધાર્યા હતા; અને ના. શાહનશાહબાનુ સાથે ભૂમધ્ય સમુદ્રની સહેલગાહ પણ કરી હતી. જુલાઇ માસમાં રૂશીયાના ઝારે ઇંગ્લાંડ પધારી ના. શાહનશાહને મુલાકાત આપી અને આ મુલાકાતથી લોકો નક્કીપણે સમજી શકયા કે રૂશીયા તથા ઇંગ્લાંડ વચ્ચે હંમેશને માટે મૈત્રી સંબંધ સંધાયો છે.

આટલાંટીક સમુદ્રને પેલેપાર મોન્ટ્રીલ નગરમાં ક્ષયથી પીડિત દરદીઓને માટે એક સંસ્થા બાંધવામાં આવી હતી. તે ખુલ્લી મૂકવાની ક્રિયા ના. શાહનશાહના હસ્તે થાય એવી તેના ઉત્પાદકોની ઇચ્છા હતી, પરંતુ તે નામદાર ત્યાં હાજરી આપી શકે તેમ નહિ હોવાથી વિજળીક તારોની સાથે એક બટનની ગોઠવણ કરવામાં આવી હતી અને ઇગ્લાંડના ચીચેસ્ટર ગામમાં રહી નામદારશ્રીએ પેલું બટન દાબીને ઉક્ત સંસ્થા ખુલ્લી મૂકવાની અદ્દભુત ક્રિયા કરી હતી.

**છેવટ.**

સન ૧૯૧૦ ના જાન્યુઆરી માસમાં તેઓશ્રીએ પાર્લામેન્ટ ખુલ્લી મૂકવાની ક્રિયા કરી. તેમની રાજ્યકારકીર્દીનું આ છેલ્લું જ વર્ષ હતું અને તેમાં ઉકત જાહેર ક્રિયા પણ છેલ્લી જ હતી. ત્યાર પછી તેઓશ્રી અતિશય કામના દબાણથી કંટાળેલા મગજને વિશ્રાન્તિ આપવાને બિયારિટ્ઝ ખાતે હવા ખાવાને માટે પધાર્યા હતા. એપ્રિલ માસની આખરે ત્યાંથી નામદારશ્રી તન્દુરસ્ત હાલતમાં ઇંગ્લાંડ ખાતે પધાર્યા અને રાજ્યકારભારમાં રોકાયા પરંતુ તે સમયથી શરદીના પરિણામે ખાંસીનો ઉપદ્રવ થયો. શરૂઆતમાં તો પોતાનો બાંધો મજબુત હોવાને લીધે તેની તેઓશ્રીએ દરકાર કરી નહિ, પરંતુ મે માસની તા. ૫ મીને ગુરૂવારના સંધ્યા સમયે એક બુલેટીન પ્રસિદ્ધ કરવામાં

આવ્યું. તેમાં જણાવવામાં આવ્યું હતું કે " નામદારશ્રી જૂની ખાં-સીના દરદથી પીડાય છે અને બે રોજ થયાં પોતાના ઓરડામાંથી બહાર નીકળી શક્યા નથી." આ સમાચારથી પ્રથમ તો પ્રજાને બહુ આશ્ચર્ય ઉત્પન્ન થયું. કેટલાક તો આ વાત ખરી માનવાને પણ ના પાડવા લાગ્યા અને વર્તમાનપત્રકારો પણ તેને વજુદ વગરની સમજવા લાગ્યા. પરંતુ તા. ૬ ઠીને શુક્રવારને રોજ સ્હવારે સમાચાર પ્રસિદ્ધ થયા કે " રાત્રી તો નામદારશ્રીએ ઠીક પસાર કરી છે, પરંતુ ખરાબ ચિન્હોમાં કાંઇ સુધારો થયો નથી, અને નામદારશ્રીની તબીયત પુષ્કળ ઇન્તેજારી રખાવે તેવી છે." તેની નીચે પ્રખ્યાત તબીબોની સહીઓ પણ હતી તેથી લોકોની ખાત્રી થઇ અને આથી દરેક સ્થળે તે નામદારને આરોગ્ય બક્ષવાને પ્રાર્થનાઓ થવા લાગી. તે નામદારનાં સગાં, કુટુમ્બીઓને એકદમ બોલાવવામાં આવ્યાં. લંડન શહેરમાં તો લોકો ચોવીસે કલાક બકિંગહામ મહેલ કે જ્યાં આગળ તે સમયે નામદારશ્રી હતા તેની આસપાસ ફરી તેમના આરોગ્યને લગતી ખબર જાણવાને માટે અત્યંત ઇન્તેજારી ધરાવતા હતા. તે સ્હાંજે છ વાગ્યે જાહેર કરવામાં આવ્યું કે " દિવસ દરમીયાન નામદારશ્રીનાં દુશ્ચિન્હોએ ગંભીર રૂપ લીધું છે અને હવે તો અંતઃકાળની જ સ્થિતિ છે." તબીબોએ ઓકસીજન ( પ્રાણવાયુ ) લાવીને તે શરીરમાં દાખલ કરીને આયુષ્ય વધારવાનો પ્રયોગ કર્યો. પરંતુ "તુટીની બુટી નથી" એ કહેવત અનુસાર તે પ્રયોગ પણ ફળપ્રદ થઇ શક્યો નહિ. મધ્યરાત્રીને વિલંબ માત્ર પા કલાકનો જ હતો. સર્વ શાંત હતું. નામદારશ્રીનાં સગાંવહાલાંઓ પથારીની આસપાસ વીંટળાઇ વળ્યાં હતાં. નામદારશ્રીનો આત્મદીપક ઓલાવાની તૈયારી કરતો હતો. ધીમે ધીમે તે નામદારની શારીરિક ક્રિયાઓ શિથિલતાને પામતી ગઇ અને તેઓશ્રીનો અમર આત્મા નશ્વર દેહનો ત્યાગ કરી અખંડ શાન્તિનો અનુભવ કરવાને ચાલ્યો ગયો. આ બનાવ બનતાં દરેકની દિલગીરીનો પાર નહોતો. આ શોકપ્રદ સમાચાર તારદ્વારા આખી દુનિયામાં ત્વરાથી ફરી વળ્યા. દુનિયાનાં જુદાં જુદાં સ્થાનોએથી સાંપ્રત સમ્રાટ્ જ્યોર્જ પાંચમા અને વૈધવ્યના મહાન્ દુઃખથી શોકસાગરમાં ડૂબી ગએલાં ના. એલેકઝાન્ડ્રા ઉપર સાંત્વનાસૂચક અસંખ્ય તાર અને સંદેશાઓ આવ્યા. આપણા ભારતવર્ષમાં પણ તત્સમયે અતીવ વિષાદ ફેલાઇ રહ્યો હતો. જેટલો ખેદ મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆના મરણ સમયે લોકોને થયો હતો, તેટલો

જ બલ્કે તેથી પણ અધિક ખેદ મર્હુમ શાહનશાહના મૃત્યુસમાચાર વિદિત થતાં થયો. તે નામદાર ૬૯ વર્ષની ઉમરે સ્વર્ગવાસ પામ્યા હતા. ભારતવર્ષ તરફથી મોકલવામાં આવેલા તારના સંદેશાના પ્રત્યુત્તરમાં રાજમાતા ઍલેકઝાન્ડ્રાએ જણાવ્યું હતું કે—

" તમો ઇશ્વરોપાસના સમયે અમારૂં સ્મરણ કરજો; એથી અમને શાન્તિ પ્રાપ્ત થશે. હું મારા પુત્રને તમારા હસ્તમાં સોંપું છું. મારી ખાત્રી છે કે તે સર્વદા પોતાના મર્હુમ પિતાના પગલે જ ચાલશે. તમારી પાસે છેવટ માગણી એટલી જ છે કે તમે જેવો ભાવ કુમારના પિતા ઉપર રાખતા હતા, તેવો જ ભાવ કુમાર કે જે તમારા શાહનશાહ થયા છે તેમના પ્રતિ પણ રાખજો. હું આશા રાખું છું કે મારો પુત્ર અને તેની પત્ની તમારા પ્રેમને પાત્ર નિવડશે અને હમેશને માટે નિભાવી રાખવા બનશે તેટલો પ્રયત્ન કરશે. "

**અવસાનક્રિયા.**

ના. શાહનશાહના શબને તા. ૧૪ મી મે સુધી બકિંગહામના રાજમહેલમાં જ રાખવામાં આવ્યું હતું. ત્યારબાદ ત્યાંથી ખસેડી તા. ૧૪ મીની સ્હાંજથી તા. ૨૦ મી મે સુધી વેસ્ટમીનીસ્ટરના દેવળમાં જાહેર પ્રજાને માટે દર્શનને સારૂ રાખવામાં આવ્યું હતું. તા. ૧૪ મીને દિવસે તો છેવટના દીદાર માટે લોકોની એટલી બધી ગીરદી થઇ હતી કે ઘણાને તો નિરાશ થઇને પાછા ફરવું પડ્યું હતું. તા. ૧૫ મીથી ૧૯ મી સુધી પ્રાતઃકાળથી સાયંકાળ પર્યંત ખુલ્લું રાખવામાં આવતું હતું. તા. ૧૮ મીના રોજ જર્મન શાહનશાહે પોતાના મામાશ્રીના શબને પુષ્પહાર ચઢાવીને માન આપ્યું હતું. તે વખતે તેમની આંખોમાંથી ચોધારાં અશ્રુ વહ્યાં જતાં હતાં.

તા. ૨૦ મીની પ્રાતઃકાળે અવસાનક્રિયા કરવાની હતી. તે નામદારના શબને સેંટ જ્યોર્જના દેવળમાં દફનાવવામાં આવનાર હતું. તે જ દેવળમાં તેમના બાપ્ટીઝમની ક્રિયા થઇ હતી અને તેમનાં લગ્ન પણ તે જ દેવળમાં થયાં હતાં. તે ક્રિયા કરવાને માર્લબરોના મહેલથી મોટું સરઘસ કાઢવામાં આવ્યું હતું. આ ગમગીનીમાં ભાગ લેવા તથા છેવટનું માન આપવા લાખોની સંખ્યામાં લોકો જે માર્ગે થઇને સરઘસ પસાર થનાર હતું તેની બન્ને બાજુએ ગોઠવાઇ ગયા હતા. પ્રજાવર્ગના મુખ ઉપર કેવળ શોકની છાયા પ્રસરી રહી હતી. આથી ના. શાહનશાહ જ્યોર્જ ૫ માના મન ઉપર ભારે અસર થઇ હતી. દેવળના

બારણા પાસે કેન્ટરબરી અને યોર્કના ધર્માધ્યક્ષ સામા લેવાને માટે ઊભા હતા. તેમની સાથે બધા અંદર ગયા. પ્રાર્થનાઓ થતી વેળાએ રાજમાતા એલેકઝાન્ડ્રા પોતાના પ્રિય પતિના શબ આગળ ઘુંટણભેર ડીએ પડયાં હતાં. ધાર્મિક ક્રિયા શરૂ થઈ. એક અમલદારે કફન ઉપરનું તાજ તથા રાજદંડ લઇ લીધા. શબને દફનાવીને બીજા અમલદારે તેના ઉપર માટી પાથરી. કેન્ટરબરીના ધર્માધ્યક્ષે પ્રાર્થના વાંચી અને નવા રાજાને આશીર્વાદ આપ્યા. પાછી છેવટ પ્રાર્થના વાંચવામાં આવી અને દફનક્રિયા ખલાસ થએલી જાહેર થઇ.

મર્હુમ* શાહનશાહનો પવિત્ર, પરોપકારી અને સદા સર્વદા સર્વેનું શુભ ઇચ્છનાર તથા તેને માટે ભગિરથ પ્રયત્ન કરનાર મહાન્ આત્મા આ જગત્માંથી ચાલ્યો ગયો છે ખરો, પરંતુ પોતાની પાછળ અમર કીર્તિ મૂકતો ગયો છે. આ ટૂંક ચરિત્રમાં તેમણે પોતાના જીવન દરમ્યાન બજાવેલાં ઉત્તમ કાર્યોની ખુબી યથાસ્થિત રીતે બતાવી શકાઇ નથી. માત્ર તેની રૂપરેષા દોરવામાં આવી છે. જો વિગતવાર વર્ણન કરવું હોય તો આ પુસ્તક જેવા અનેક ગ્રંથો થતાં પણ ભાગ્યે જ પાર આવે. છેવટે માત્ર એટલું જ કહેવું બસ થશે કે મર્હુમ શાહનશાહે કેવળ પરોપકાર અને શાન્તિપ્રચારને અર્થે જ જન્મ ધારણ કર્યો હતો. તેઓશ્રીને કોઇ પણ સાથે શત્રુતા જેવું કદી પણ નહોતું. સર્વે તેમના મનથી સમાન હતા. પોતે મહાન્ શાહનશાહતના પદ ઉપર હતા, તોપણ લેશ પણ આડંબર ધરાવતા નહોતા. સાદાઇ અને સરલતા તેઓશ્રીને અતિ પ્રિય હતાં. આપણા દેશના ઇતિહાસમાં તો તેઓશ્રીનું નામ સુવર્ણાક્ષરે કોતરાઇ રહેશે. જે લાભો મર્હુમ મહારાણીશ્રીના રાજ્યઅમલમાં હિંદને પ્રાપ્ત થયા હતા તેના કરતાં પણ અધિકતર લાભ આ શાહનશાહના રાજ્યકાલ દરમીયાન પ્રાપ્ત કરવાને આપણે ભાગ્યશાળી થયા છીએ.

છેવટે તે નામદારના અમર આત્માને પ્રભુ અખંડ શાન્તિ બક્ષો એવી પ્રાર્થના કરવાની સાથે આપણે ઇચ્છીશું કે સાંપ્રત સમ્રાટ્ જ્યોર્જ ૫ મા તરફથી પણ પોતાના પિતાના જ શુભ વર્ત્તનનું અનુકરણ થાય અને તેનો લાભ પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય આપણા પ્રારબ્ધમાં માંડેલું હોય. અસ્તુ !

---

* ના શાહનશાહને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ એમ છ સંતાનની પ્રાપ્તિ થઈ હતી, જેમાંથી સૌથી વડા કુમાર પ્રિન્સ આલ્બર્ટ વિક્ટર તો તેઓશ્રીની હયાતીમાં જ સ્વર્ગવાસ પામ્યા હતા.

## અગત્યના બનાવોની વર્ષાનુક્રમ નોંધ.

મર્હુમ શાહનશાહ એડવર્ડ સાતમના જીવનમાં બનેલા કેટલાક અગત્યના બનાવો તથા તેઓશ્રીએ બજાવેલાં કાર્યો આદિની ટૂંકી નોંધ અત્રે શરૂઆતથી છેવટ સુધી વર્ષના અનુક્રમ પ્રમાણે આપવામાં આવી છે, જેનું અવલોકન વાચકોને વિશેષ ઉપયોગી થઈ પડયા સિવાય રહેશે નહિ.

૧૮૪૧—તા. ૯ મી નવેમ્બર. મર્હુમ શાહનશાહનો જન્મ બકિંગહામ મહેલમાં.

તા. ૪ થી ડિસેમ્બર. 'પ્રિન્સ ઓફ વેલ્સ' ના ઇલકાબની પ્રાપ્તિ.

૧૮૪૨—તા. ૨૫ મી જાન્યુઆરી. સેંટ જ્યોર્જના દેવળમાં બાપ્ટીઝમની ક્રિયા.

૧૮૪૪—તા. ૧ લી ડિસેમ્બર. રાણી ઍલેકઝાન્ડ્રાનો ડેનમાર્ક ખાતે જન્મ.

૧૮૪૭—તા. શાહનશાહને લેડી લીટલટનના હાથ નીચે મૂકવામાં આવ્યા.

૧૮૪૯—આયર્લાંડનો પ્રવાસ.

૧૮૫૦—મી. બર્ચ પાસે શિક્ષણનો પ્રારંભ.

૧૮૫૧—હાઇડપાર્ક ખાતેના જગત્પ્રસિદ્ધ મહાન્ પ્રદર્શન ( Great Exhibition ) માં લીધેલો ભાગ. મી. બર્ચે પોતાની નોકરીનું આપેલું રાજીનામું. મી. ગીબ્સની તે જગ્યાએ નિમણુક.

૧૮૫૪—ઉમરાવોની સભા ( House of Lords ) માં પ્રથમ વાર હાજરી આપી હતી.

૧૮૫૫—પારિસની મુલાકાત.

૧૮૫૮—એપ્રિલમાં ખ્રિસ્તી ધર્મમાં કાયમ કરવાની Confirmation ) ક્રિયા. અઢાર વર્ષ પૂરાં થયાંનો આનંદ. રીચમંડ શહેરના વ્હાઇટ લૉજમાં વસવાટ.

૧૮૫૯—યુરોપનો લાંબો પ્રવાસ. રોમ, જીબ્રાલ્ટર તથા લીસ્બોનની મુલાકાત. એડિનબરો અને પછીથી ઓકસફર્ડમાં કેળવણી લેવાનો પ્રારંભ.

૧૮૬૦—કેનેડા અને અમેરિકા ( United States ) માં પ્રવાસ. ઓટાવાની પાર્લામેન્ટ ખુલ્લી મૂકી. અમેરિકાના પ્રેસીડેન્ટ બુકેનન સાથે પિછાન. ન્યુયોર્કમાં અપૂર્વ સન્માન. તા. ૨૦ મી અકટોબરે સ્વદેશ ખાતે આગમન.

૧૮૬૧—કેમ્બ્રિજના વિશ્વવિદ્યાલયમાં કેળવણી લેવાનો પ્રારંભ. કરુરાગમાં લશ્કરી તાલીમ. શાહજાદી એલેકઝાન્ડ્રા સાથે વર્મ્સના દેવળમાં પ્રથમ વારની મુલાકાત. નામદારશ્રીના પિતાનું મૃત્યુ.

૧૮૬૨—ડૉ. સ્ટેનલી સાથે ધર્મક્ષેત્રની મુલાકાત. શાહજાદી એલેકઝાન્ડ્રા સાથે બીજી વારનો મેળાપ.

૧૮૬૩—તા. ૫ મી ફેબ્રુઆરી. ઉમરાવ તરીકે પાર્લામેન્ટમાં બેઠક. તા. ૧૦ મી માર્ચ. રાજકુમારી એલેકઝાન્ડ્રા સાથે સેંટ જ્યોર્જના દેવળમાં થએલાં લગ્ન.

૧૮૬૪—તા. ૮ મી જાન્યુઆરી. પ્રિન્સ આલબર્ટ વિક્ટરનો જન્મ.

૧૮૬૫—ડબ્લીન ખાતે પ્રદર્શન ખુલ્લું મૂકવાની કરેલી ક્રિયા. તા. ૩ જી જુનના રોજ રાજકુમાર જ્યોર્જનો જન્મ. માર્લબરોના મહેલમાં લાગેલી મોટી આગ, અને તેને બુઝાવતાં મર્હુમ શાહનશાહનો બચાવ.

૧૮૬૬ રૂશીયામાં મુસાફરી. મોસ્કો શહેરની મુલાકાત અને ત્યાંના મુખ્ય ધર્માધ્યક્ષ સાથે થએલો પ્રસિદ્ધ સંવાદ.

૧૮૬૭—તા. ૨૦ મી ફેબ્રુઆરી. શાહજાદી લુઇસ ઓફ વેલ્સનો જન્મ.

૧૮૬૮—તા. ૬ ઠી જુલાઇ. શાહજાદી વિક્ટોરીઆનો જન્મ. આયર્લાંડની મુસાફરી. ફરી યુરોપના પ્રવાસે. કોપનહેગન, બર્લિન, વિએના, ટ્રીએસ્ટ, કેરો, કોન્સ્ટાન્ટિનોપલ, ક્રીમીઆ, એથેન્સ આદિ શહેરોની મુલાકાત. સ્વીડનના ફ્રીમેશન મંડળમાં પ્રવેશ.

૧૮૬૯— ઇજીપ્ત તથા પેલેસ્ટાઇનમાં સહકુટુંબ મુસાફરી. ઇંગ્લાંડના ફ્રીમેશન મંડળના પાસ્ટ ગ્રાન્ડ માસ્તરની પ્રાપ્ત થએલી પદવી. તા. ૨૬ મી નવેમ્બરે શાહજાદી મોડનો જન્મ.

૧૮૭૦—આયર્લાંડનો પ્રવાસ.

૧૮૭૧—ટાઇફોઇડ જ્વરની ભયંકર માંદગી.

૧૮૭૨—તા. ૨૭ મી ફેબ્રુઆરી. નામદારશ્રી ભયંકર માંદગીમાંથી આરોગ્યને પ્રાપ્ત થયા, તે માટે સેંટ પોલના દેવળમાં ઇશ્વરપ્રાર્થના (Thanksgiving day).

૧૮૭૫—ફ્રીમેશન મંડળના ગ્રાન્ડ માસ્તર. પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે હિંદુસ્તાનની સ્મરણીય મુલાકાત.

૧૮૭૬—હિંદુસ્તાનની મુસાફરી ખતમ કરી સ્વદેશમાં આગમન. ત્યાં પોતાની સાથે આણેલા ૫૦૦ પ્રાણીઓ પ્રદર્શિત કરવા બદલ પ્રજા તરફથી અપૂર્વ માન.

૧૮૭૮—પારિસ ખાતેના પ્રદર્શનની કમિટીમાં ઈંગ્લાંડની શાખાના પ્રેસીડેન્ટ તરીકે નિમણુક.

૧૮૮૧—બર્લિન અને વિએનાની મુલાકાત. નામદારશ્રીના મિત્ર ડો. સ્ટેનલીનો સ્વર્ગવાસ.

૧૮૮૩—જર્મનીમાં પ્રવાસ.

૧૮૮૪—ગરીબો માટે સસ્તા ભાડાથી સારાં મકાનો બનાવવાની યોજના સંબંધી તપાસ અર્થે નિમાયેલા કમિશનના પ્રમુખ તરીકેની પદવી.

૧૮૮૫—યુવરાજ્ઞી સાથે આયર્લાંડનો પ્રવાસ.

૧૮૮૬—હિંદી અને સાંસ્થાનિક પ્રદર્શન ખુલ્લું મેલવાની કરેલી ક્રિયા.

૧૮૮૭—મર્હુમ મહારાણીશ્રી વિકટોરીઆના રાજ્યાભિષેકને પૂર્ણ થએલા ૫૦ વર્ષના આનંદ નિમિત્તે ઉજવાયેલો સુવર્ણમહોત્સવ Golden Jubilee

૧૮૮૮—નામદારશ્રીના લગ્નને ૨૫ વર્ષ પૂર્ણ થવાથી રૂપેરી મહોત્સવ. ( Silver Jubilee )

૧૮૮૯—તા. ૨૭ થી જુલાઇ. શાહજાદી લુઈસના ડ્યુક ઓફ ફાઇફ સાથે લગ્ન. પારિસની મુલાકાત.

૧૮૯૦—ફોર્થ નદી ઉપરનો પૂલ ખુલ્લો મૂકવાની ક્રિયા.

૧૮૯૧—શાહજાદી લુઈસને ત્યાં કુમારી (લેડી એલેકઝાન્ડ્રા ડફ ) નો જન્મ.

૧૮૯૨—તા. ૧૪ મી જાન્યુઆરી પ્રિન્સ આલબર્ટ વિકટરનું ખેદજનક મૃત્યુ.

૧૮૯૩—કુમાર જ્યોર્જનું લગ્ન.

૧૮૯૪—ટાવર બ્રીજ ખુલ્લો મૂકવાની ક્રિયા. આપણા હાલના યુવરાજ એડવર્ડનો જન્મ.

૧૮૯૬—તા. ૨૨ મી જુલાઇ. શાહજાદી મોડનાં ડેનમાર્કના કુમાર ચાર્લ્સ ( પછીથી નોર્વેના રાજા ) ની સાથે થએલાં લગ્ન. કારનારવનના વિશ્વવિદ્યાલયના ચાન્સેલર તરીકે નિમણુક.

૧૮૯૭—મર્હુમ મહારાણીશ્રીના રાજ્યાભિષેકને ૬૦ વર્ષ પૂર્ણ થયાની યાદગીરીમાં હીરક મહોત્સવ ( Diamond Jubilee ).

૧૮૯૮—એરન રોથર ચાઇલ્ડને ત્યાં દાદર ઉપરથી પડી જવાથી નામદારશ્રીને થએલો અકસ્માત.

૧૮૯૯—આફ્રિકામાં બોઅર વિગ્રહની શરૂઆત.

૧૯૦૦—સીપીડો નામના એક ઉદ્ધત જુવાનીઆએ બેલ-જીયમ ખાતે નામદારશ્રી ઉપર કરેલો હુમલો. હિંદુસ્તાનમાં ' છપ્પની-આ ' ના નામથી પ્રસિદ્ધ થએલો ભયંકર દુષ્કાળ.

૧૯૦૧—તા. ૨૨ મી જાન્યુઆરી—મર્હુમ મહારાણીનો શો-કપ્રદ સ્વર્ગવાસ. તા. ૨૪ મી જાન્યુઆરી—નામદારશ્રીનું રાજા તરીકે જાહેર થવું. તા. ૧૪ મી ફેબ્રુઆરી—પાર્લામેન્ટ ખુલ્લી મૂકવાની ક્રિયા. યુવરાજ જ્યોર્જની આસ્ટ્રેલીઆની મુસાફરી. જર્મનીનાં રા-જમાતાનું મરણ.

૧૯૦૨—બોઅર વિગ્રહની પૂર્ણાહુતિ. તા. ૯ મી ઓગસ્ટે ઇં-ગ્લાંડ ખાતે થએલો રાજ્યાભિષેક. જર્મની તથા પોર્ટુગાલની મુલાકાત.

૧૯૦૩—હિંદુસ્તાનમાં દિલ્હી ખાતે રાજ્યાભિષેકનો દરબાર. ઇટાલી, ફ્રાન્સ, પોર્ટુગાલ, રોમના પોપ અને ઇજીપ્તના ખેદિવની મુલાકાત. ફ્રાન્સના પ્રેસીડેન્ટ લુબેની લંડન ખાતે મુલાકાત.

૧૯૦૪—ઇટાલી, ફ્રાન્સ અને જર્મની સાથે કોલકરારો. ડયુક ઓફ કેમ્બ્રીજનું મૃત્યુ. ટીબેટ, ચીન, પોર્ટુગાલ અને અમેરિકા સાથે કોલકરારો.

૧૯૦૫—ફ્રાન્સની મુલાકાત. સ્પેનના રાજા ઇંગ્લાંડની મુલાકાતે. જાપાન સાથે કોલકરાર. જાપાનના યુવરાજ અને યુવરાજ્ઞીનું ઇંગ્લાંડ ખાતે આગમન. ગ્રીસના રાજાની લંડનમાં પધરામણી. યુવરાજ જ્યો-ર્જનો હિંદુસ્તાનનો પ્રવાસ.

૧૯૦૬—ડેન્માર્કના રાજાનું મૃત્યુ. ફ્રાન્સની મુલાકાત. જર્મની અને આસ્ટ્રીઆમાં પ્રવાસ. નોર્વેનાં રાજા–રાણીનું ઇંગ્લાંડ ખાતે આગમન.

૧૯૦૭—ફ્રાન્સ, જર્મની, ઇટાલી તથા સ્પેનમાં નામદારશ્રીનો પ્રવાસ. જર્મન શાહનશાહની લંડન ખાતે પધરામણી.

૧૯૦૮—રૂશીયાના ઝારનો મિલાપ. સ્વીડનના નૃપતિ સાથે મુલાકાત. ફ્રાન્સમાં પ્રદર્શનનું ખુલ્લું મૂકાવું. ૧૮૫૮ ના મર્હુમ મહા-

રાણીશ્રીના ઢંઢેરાની ૫૦ વર્ષની જ્યુબિલીનો હિંદમાં મહોત્સવ અને તે સમયે હિંદવાસીઓને આપવામાં આવેલા નવીન હક્કો.

૧૯૦૯—રૂશીયાના ઝારની ફરી મુલાકાત. જર્મનીમાં પ્રવાસ. મી. એસ્કવીથને મુખ્ય પ્રધાન તરીકે નિમ્યા. ઇંગ્લાંડ રહ્યે રહ્યે મોન્ટ્રીલ ખાતે ક્ષયરોગ પીડિત દરદીઓને અર્થે બાંધવામાં આવેલા મકાનની વિજળીક તારદ્વારા ખુલ્લી મૂકવાની કરેલી ક્રિયા. મેનીઅલ રાજાની મુલાકાત.

૧૯૧૦—પાર્લામેન્ટ ખુલ્લી મૂકવાની ક્રિયા. બિયારિટ્ઝમાં હવાફેર અર્થે પધારવું. અચાનક માંદગી. તા. ૬ ઠી મેના રોજ શોકપ્રદ અવસાન. તા. ૨૦ મી મેએ વિંડસર ખાતે સેંટ જ્યોર્જના દેવળમાં થએલી અવસાનક્રિયા.

---

## પ્રકરણ ૩ જું.

# શાહનશાહ જ્યોર્જ પાંચમા અને શાહનશાહબાનુ મેરીનું ચરિત્ર.

---

સમુદ્રવલયાંકિત પૃથ્વીપટ ઉપર રાજ્ય કરનારા ચક્રવર્તી રાજાઓનાં નામ આપણા પૌરાણિક ગ્રંથોમાં ઘણાં જોવામાં આવે છે; પરંતુ સમુદ્રની પેલે પાર પણ જેનું રાજ્ય પ્રસરેલું છે, જેનાં વહાણો સમુદ્રના પર્વત જેવા ઉંચા મોજાંની સામે ટક્કર ઝીલે છે, સમુદ્રના પૃષ્ઠ ભાગ ઉપર પણ જેનું સ્વામિત્વ અપ્રતિહતપણે ચાલુ છે, જેના રાજ્યમાં સહસ્ત્રરશ્મિ સૂર્ય ભગવાન્‌નું દેદીપ્યમાન્ છત્ર સદા સર્વદા વિરાજિત છે, જેના રાજ્યમાં ઇંદ્રનું વજ્ર સદેશા લઈ જવા લાવવાનું કાર્ય કરે છે, અને અગ્નિરથ તથા નૌકા ચલાવવાનું કાર્ય બજાવે છે, જેના સૈનિકો આકાશમાર્ગે પણ વિહાર કરવાને સમર્થ છે, અપાર સંપત્તિ, અતુલ ઐશ્વર્ય, અજીત બળ આદિથી નિયુક્ત હોઇ જે સ્વપ્રજાનું પુત્રવત્ પાલન કરે છે, પ્રજાને સુખી રાખવાનું પોતાનું કર્તવ્ય સમજે છે, પ્રજાના દુઃખે દુઃખી અને સુખે સુખી જણાય છે, એવા મહારાજાધિરાજ અને દયા, દાક્ષિણ્ય આદિ સર્વ પ્રકારના ઉત્તમ ગુણોથી અલંકૃત તેમનાં મહારાણી આપણા ભારતવર્ષને પ્રાપ્ત થયાં છે, તેમના કલ્યાણકારી દર્શનનો લાભ ભારતવાસીઓને પ્રાપ્ત

થયો એવો યોગાયોગ અપૂર્વ જ લેખાવો જોઇએ. આપણા આ વિશાળ અંતઃકરણવાળા સમ્રાટ્ અને સમ્રાજ્ઞીનાં દર્શનથી આખો હિંદુસ્તાન આનંદમાં નિમગ્ન બની ગયો હતો. આ આનંદોત્સવનું વર્ણન કરતાં પહેલાં તેઓશ્રીના જીવનક્રમનું ટૂંક વર્ણન વાચકોના હૃદયમાં આનંદની અભિવૃદ્ધિ કર્યા સિવાય રહેશે નહિ.

**જન્મ અને બાલ્યાવસ્થા.**

મર્હુમ શાહનશાહ એડવર્ડ સપ્તમ જ્યારે યુવરાજપદ ઉપર હતા ત્યારે સને ૧૮૬૪ ની આઠમી જાન્યુઆરીના રોજ તેમના જ્યેષ્ઠ પુત્ર પ્રિન્સ આલબર્ટ વિક્ટરનો જન્મ થયો. તે પછી સત્તર મહીના બાદ અર્થાત્ સને ૧૮૬૫ ની તા. ૩ જી જુનને શુક્રવારના રોજ રાત્રે ૧ કલાક ને ૧૮ મીનીટે આપણા સાંપ્રત સમ્રાટ્નો જન્મ માર્લબરો મહેલમાં થયો હતો. તેઓશ્રીનું નામ 'જ્યોર્જ ફ્રેડ્રીક અર્નેસ્ટ' રાખવામાં આવ્યું હતું. તેમના જન્મના એક માસ પછી તેઓશ્રીને જે ભાગમાં રાખવામાં આવ્યા હતા, તે ભાગમાં અચાનક આગ લાગી. મર્હુમ શાહનશાહને આ આગના ખબર મળ્યા કે તેઓશ્રી એકદમ ત્યાં પધાર્યા અને કુમાર તથા પોતાની પત્નીને એકદમ ત્યાંથી લઈ જઇ સુરક્ષિત સ્થળે મૂકી આવ્યા અને પોતે આગ ઓલવવાના કાર્યમાં મદદ કરવા લાગ્યા. આ પ્રસંગ બન્યો ત્યાર પછીથી હાલનાં આપણાં રાજમાતા ઍલેકઝાન્ડ્રા રાજકુમારોની વધારે સાવચેતીભરી રીતે સંભાળ લેવા લાગ્યાં અને પોતાના કુમારોને નોકરોને પણ વધુ વખત સોંપતાં નહિ. તે બીજા કોઇ કામમાં ગુંથાયાં હોય, તો તે કામ પૂર્ણ થતાં એકદમ પોતાના કુમારોને જોવાને આવતાં. પોતાનાં બન્ને બાળકોને તેઓશ્રીએ જાતે જ અક્ષરજ્ઞાન આપ્યું હતું. પછી જ્યારે બન્ને ભાઇઓ પાંચ અને ચાર વર્ષના થયા ત્યારે તેમના શિક્ષણને માટે રેવરંડ જોન નીલ ડાલ્ટનની નિમણુક કરવામાં આવી હતી. પ્રિન્સ જ્યોર્જ જ્યારે ૬ વર્ષના થયા ત્યારે રંપેનહેલ ખાતે જવું થતાં મર્હુમ શાહનશાહનાં પિત્રાઈ બ્હેન મેરીની પુત્રી મેરી ઓફ્ ટેક સાથે ઓળખાણ થઇ હતી. તે સમયથી જ તેની સાથે રાજકુમારને સમાગમ થયો અને ધીમે ધીમે સ્નેહસંબંધ પણ બંધાયો.

એક દિવસ ઓસબોર્ન મહેલમાં રાજકુમાર જ્યોર્જ પોતાનાં પિતામહી મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆની પાસે હતા, ત્યાં ધીંમા-

મસ્તી કરવા લાગ્યાં, તેથી ફરીથી તેઓ એવું કામ ન કરે તે માટે તેમને શિક્ષા કરવાના હેતુથી મહારાણીશ્રીએ તેમને અડધો કલાક ટેબલ નીચે જઇને શાંત બેસી રહેવાની આજ્ઞા કરી. હુકમ પ્રમાણે તે ટેબલ નીચે જઇને બેઠા. આ વખતે તેમનું વય ફક્ત ચાર વર્ષનું જ હતું. ટેબલ નીચે બેઠાને ઘણો વખત થયો તોપણ તેમણે કાંઈ ગડબડસડબડ કરી નહિ. આથી મહારાણીશ્રીને લાગ્યું કે મેં જે શિક્ષા કરી છે, તેનું ઇષ્ટ પરિણામ આવ્યું ખરૂં. હવે તે ભવિષ્યમાં કદી તોફાન કરશે નહિ. એમ વિચારી મહારાણીશ્રીએ તેમને બહાર આવવાની આજ્ઞા કરી. કુમાર જયોર્જ જ્યારે બહાર આવ્યા ત્યારે અત્યાર સુધી તે નીચે બેઠા બેઠા શો ઉદ્યોગ કરતા હતા, તે ત્યાં બેઠેલા સર્વજનોને માલૂમ પડ્યું. તેમણે નીચે બેઠા બેઠા પોતાના શરીર ઉપરથી એકેક કપડું કાઢી નાખવાનો પ્રારંભ કર્યો હતો અને છેવટે જ્યારે આ બાલમૂર્તિ બહાર નીકળી ત્યારે કેવળ દિગંબર સ્વરૂપમાં હતી. આ જોઇને બધાંને ઘણું જ હસવું આવ્યું.

**શિક્ષણ.**

નાનપણથી જ બન્ને બંધુઓને એકસરખી રીતે ગૃહશિક્ષણ પ્રાપ્ત થયું હતું. તેમાં પ્રિન્સ જયોર્જની પ્રકૃતિ નીરોગી અને સ્વાભાવિક રીતે પોતાના વડીલ બંધુ કરતાં તેઓ મજબુત અને ચપળ હોવાથી રમતગમતમાં તેમની સરસાઇ થતી હતી. મર્હુમ શાહનશાહને કેટલુંક શિક્ષણ જર્મન રીતિએ મળેલું હતું, પરંતુ આ બન્ને ભાઇઓને અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે શિક્ષણ આપવામાં આવ્યું હતું. તેમના શિક્ષણમાં પુસ્તકીઆ જ્ઞાન ઉપર ઝાઝો આધાર રાખવામાં આવ્યો નહોતો. રાજપુત્રોને ઘરમાં કેવળ પરતંત્ર દશામાં ન રાખતાં સ્વતંત્ર રીતે વિહાર કરવા દેવામાં આવતા. તેઓ પોતાના ઉપરની જવાબદારી સમજતાં શીખે અને પોતાના પગ ઉપર ઊભા રહી શકે, અર્થાત્ તેમને બીજાની દરકાર કરવી ન પડે એવા પ્રકારનું તેમને શિક્ષણ આપવાની ગોઠવણ કરવામાં આવી હતી.

આવા પ્રકારના શિક્ષણનો મુખ્ય આધાર ઘરનાં માણસો ઉપર રહે છે. ત્યાં સર્વની રહેણીકરણી સાદી અને પ્રેમાળપણાની હતી. એશઆરામ ભોગવવા દેવામાં આવતો નહિ કે નકામું લાડ લડાવવામાં પણ ન આવતું. ત્યાં કોઈ પણ પ્રકારનું રાજશાહી વર્તન રાખવા દેવામાં આવતું નહોતું. જેવી રીતે એક સારા ગૃહસ્થના બાળકને ગૃહશિક્ષણ

આપવામાં આવે તેવી રીતે આ બન્ને રાજકુમારોને શિક્ષણ આપવામાં આવતું હતું.

મર્હુમ શાહનશાહ યુવરાજપદે હતા ત્યારે સેંડ્રિંગહામમાં એક સાદા ગૃહસ્થ પ્રમાણે રહેતા અને ખેતીવાડી ઇત્યાદિમાં ઘણું લક્ષ આપતા. તેમને ઘણા કૃષીકારો ( ખેડૂતો ) સાથે ઓળખાણ હતી. તે ખેડૂતોને તેઓશ્રી પોતાને ત્યાં જમવા માટે કે કોઇ વાર નાચના મેળાવડામાં નિમંત્રણ કરતા. તેમ જ જ્યારે શરતનો મેળાવડો હોય ત્યારે આજુબાજુના લોકોની સાથે ભળી જતા હતા. આવા પ્રકારનું તેમનું સાદું વર્ત્તન જોઇને નોરફોકના લોકો તેઓશ્રીને બહુ જ ચાહતા હતા. આની છાપ રાજકુમારોમાં બાલપણથી જ પડી હતી.

**રાજકુમાર જ્યોર્જ બાલ્યાવસ્થાથી જ ખુલ્લા મનના, ગમ્ભીર, ઉદાર અને માયાળુ સ્વભાવના હતા. તેમનું વર્ત્તન હમેશાં સરળ હતું. કોઇ પણ પ્રકારની લટપટ તેમને પસંદ નહોતી. કદાચ પોતાનો કાંઇ દોષ આવ્યો હોય તો તે તુરત કબુલ કરી દેવામાં તે કદી પણ ડગમગતા નહિ.**

જ્યારે રાજકુમાર સહેજ મોટી ઉમરના થયા ત્યારે તેમને 'બ્રિટાનીઆ' આગબોટ ઉપર દરિયાઇ તાલીમ લેવાને મોકલવામાં આવ્યા. અહીં આગળ નાના મોટાનો ભેદ રાખવામાં આવતો નહિ. આજ્ઞા પાળવી, પોતાને સોંપવામાં આવેલું કામ બરોબર રીતે બજાવવું એ ત્યાં દરેકની ફરજ હતી. રાજકુમાર તે યથાર્થપણે બજાવતા. આગબોટ ઉપર દરેક મનુષ્યની જગ્યા નિમવામાં આવી હતી અને દરેકને પોતાના સ્થાને રહીને સુપ્રત કરવામાં આવેલું કાર્ય ચોખ્ખી રીતે કરવું પડતું હતું. તેમાં જો શિથિળતા કરવામાં આવે કે પક્ષપાત રાખવામાં આવે તો ઘણી ગેરવ્યવસ્થા થઇ જાય. ત્યાં જુવાન કામદારો એક બીજા સાથે હળીમળી પળોટાઇ જતા. આથી રાજકુમારને મનુષ્યસ્વભાવનું જ્ઞાન સંપાદન કરવાનો અવસર પ્રાપ્ત થયો હતો. વળી તે આગબોટની સાથે નાનપણમાં જ પ્રવાસ કરવાની સંધિ મળવાથી અનેક દેશો જોવાનો લાભ પ્રાપ્ત થયો હતો. બ્રિટિશ સામ્રાજ્યના અધિપતિ થનારને આવા પ્રકારનું શિક્ષણ ઘણું જ લાભપ્રદ નીવડે એ સ્પષ્ટ જ છે.

સન ૧૮૭૭ ની તા. ૫ મી જુનથી બન્ને ભાઇઓને બ્રિટાનીઆ ઉપર દરિયાઇ તાલીમ લેવાને મોકલવામાં આવ્યા હતા. ત્યાં બીજા પણ

9

લગભગ ૨૦૦ કેડેટ અર્થાત્ વિદ્યાર્થીઓ તેમની માફક તાલીમ લેતા હતા. આ બન્ને ભાઇઓને પણ બીજા કામદારોના પ્રમાણે જ ગણવામાં આવતા હતા. દરિયાવર્દીની ઉત્તમ પ્રકારની તાલીમ મેળવવી એવી જ્યોર્જની પ્રથમથી જ મહત્ત્વાકાંક્ષા હતી, અને તેથી તેઓ પોતાને સોંપવામાં આવેલું કાર્ય કાળજીપૂર્વક બજાવવાની સાથે પોતાના અભ્યાસમાં કદી પણ કસુર કરતા નહોતા. બીજા કામદારોની માફક તે સ્હવારમાં વ્હેલા ઉઠી ઠંડા પાણીએ સ્નાન કરીને તુરત પોતાના કામે લાગતા. તે કામ પૂરૂં થયું કે એક ટેબલ ઉપર બધાની સાથે બેસીને ભોજન લેતા. ભોજનકાર્ય સમાપ્ત થયા પછી ત્રણ કલાક અભ્યાસમાં જતા. તેઓશ્રી ચપલ બુદ્ધિના હોવાથી અભ્યાસમાં એકદમ સારી રીતે આગળ વધી શકતા હતા. તેમના ઉસ્તાદનું નામ મી.લોલેસ હતું. લોનટેનીસ, ગોલ્ફ વગેરે રમવાની પણ તેમને પરવાનગી હતી. બોટ હંકારવા અને હલેસાં મારવામાં તેમણે સારૂં નામ કાઢ્યું હતું તથા ઇનામો મેળવ્યાં હતાં. એક વખત તેમણે સબ લેફ્ટેનન્ટના ખાટલામાં ખીલા ઘોંચેલા હતા. તે અધિકારીએ પોતાના ખાટલામાં ખીલા ઘોંચેલા જોયા, પરંતુ એ કામ કરનાર કોણ છે તે તેના જાણવામાં નહિ આવવાથી તેણે એક વિદ્યાર્થીને આવી મશ્કરી કરવા માટે ધમકાવ્યો, પરંતુ સત્યપ્રિય રાજકુમાર જ્યોર્જના જાણવામાં એ વાત આવ્યાથી તે તરત ત્યાં ગયા અને કહ્યું કે "એ કામ મારૂં છે. તેમાં મારા સાથીનો બિલકુલ દોષ નથી." અહા, સત્ય પ્રત્યે તેમનો કેટલો અનુરાગ ? '**वचोहि सत्यं परमं विभूषणम्।**' અર્થાત્ સત્યવચન એ મનુષ્યનું મોટું ભૂષણ છે એ સૂત્રને તેઓ યથાર્થ સમજે છે.

**જગતપ્રવાસ.**

આ પ્રમાણે બે વરસ સુધી બ્રિટાનીઆ ઉપર તાલીમ મેળવ્યા પછી બન્ને ભાઇઓ સને ૧૮૭૯ ના સપ્ટેમ્બરની ૨૩ મી તારીખે 'બેકેન્ટી' નામના બારકસમાં દુનિયાની મુસાફરીએ નીકળ્યા. આ બારકસમાં રાજપુત્રોએ ત્રણ વર્ષ પર્યંત બ્રિટિશ સામ્રાજ્યના કેટલાંક સંસ્થાનો અને અન્ય દેશોની મુસાફરી કરી હતી. પ્રવાસ દરમ્યાન મળી શકે તેટલું જ્ઞાન પ્રાપ્ત કરવાની સાથે તેમને અપાતું શિક્ષણ પણ આગળ ચલાવવું એવી ગોઠવણ કરવામાં આવી હતી. આ પ્રવાસ દરમ્યાન એકવાર કેટલાક જાપાની અમલદારો અને ઉમરાવોને અપાયેલા ખાણાની ટેબલ ઉપર બધા બેઠા હતા. ખાણું લેવાતું હતું

એટલામાં કવાયતનો સમય થયો, અને જ્યોર્જને તે ખાણું અધુરૂં રાખીને પોતાની ફરજ બજાવવા ઉઠવું પડયું હતું, કેમકે તેઓશ્રીને આજ્ઞા કરવામાં આવી હતી કે તેમણે પોતાનો ફ્લાલીનનો પોષાક સજીને રીગેટા અર્થાત્ બોટની શરત જે ઉક્ત જાપાની ઉમરાવોને બતાવવાની હતી, તેમાં હાજર થવું. આ જહાજ ઉપર પણ તેમને પૂર્વ પ્રમાણે અન્ય કામદારોની સમાન જ લેખવામાં આવતા, તેથી નાવિકનું સર્વ કામ તેના ઉપર કોઇ વખત આવી પડનાર પ્રસંગ, ઇત્યાદિનો સારો અનુભવ તેઓશ્રીને મળ્યો હતો. પ્રવાસ દરમિયાન એકાદ ઐતિહાસિક સ્થળ કે જ્યાં પૂર્વે અંગ્રેજોએ મોટો જય મેળવેલો હોય, તે આવે, કે તુરત જ રાજપુત્રના શરીરમાં વીરશ્રી અને સ્વદેશાભિમાન ઉભરાઈ આવતાં. જામેકામાં પોર્ટ રૉયલના કીનારા નજીક આવેલાં કેટલાંક પીઠાંમાં ખલાસીઓ દારૂ પીને ધાંધલ મચાવી મૂકે છે, એવું જ્યારે રાજકુમારના જાણુમામાં આવ્યું ત્યારે તેઓશ્રી બોલ્યા કે "સરકારે આ પીઠાં ખરીદી લઇ તેને સમુળગાં બાળી મૂકવાં જોઇએ."

આ પ્રવાસ દરમ્યાન રાજકુમારોએ અનેક સ્થળોની મુલાકાત લીધી હતી. તેમાં દક્ષિણ આફ્રિકા, આસ્ટ્રેલીઆ, જાપાન, ચીન, ઇજીપ્ત, પેલેસ્ટાઇન અને ગ્રીસ આદિ દેશો તેમના જોવામાં આવ્યા. તે પ્રવાસ પૂર્ણ કરીને તા. ૩ જી મે ૧૮૮૦ ના રોજ સ્વદેશ આવ્યા. બાદ કેટલોક વખત રાજકુમાર જ્યોર્જ સ્વીટ્ઝર્લાંડ અને જર્મનીમાં રહ્યા હતા. ત્યાં રહ્યા રહ્યા તેમણે ફ્રેંચ અને જર્મન ભાષાનો અભ્યાસ કર્યો હતો.

ત્યાર બાદ તેઓશ્રી ફરીથી દરિયાવર્દીની તાલીમ લેવા લાગ્યા. તેમના વડીલ બંધુ તો ઇંગ્લાંડમાં જ રહેતા હતા. નાવિક તરીકેનું કાર્ય રાજકુમાર જ્યોર્જને ઘણું જ પસંદ હતું. બ્હર્નાન, એન્સન, હાઉ, રોડની અને નેલસન આદિ મહાન્ યોદ્ધાના જેવું પરાક્રમ દાખવી સ્વદેશને ઉપયોગી થઇ પડવું એવી તેમની ઇચ્છા હતી. તેથી નાવિક વિદ્યાનો તેમણે પૂરતું લક્ષ આપીને બરોબર અભ્યાસ કર્યો અને ક્રમે ક્રમે વધતા જઇને સને ૧૮૯૧ ના ઓગસ્ટ માસની તા. ૨૪ મીએ તેઓશ્રી કમાન્ડરની પદવી ઉપર આવ્યા હતા. તે પછીની સાલમાં રાજકુટુંબમાં એક દુર્ઘટ પ્રસંગ બન્યો અને આ દુ:ખદાયક બનાવના પરિણામે રાજકુમાર જ્યોર્જને પોતાની પસંદગીનો ધંધો

છોડવો પડયો અને હવે પછીના તેમના જીવનક્રમમાં તમામ પ્રકારનો ફેરફાર થઈ ગયો.

તેમના વડીલ બંધુ રાજકુમાર આલબર્ટ વિકટરને આ વખતે ડયુક ઓફ ક્લેરેન્સની પદવી મળેલી હતી. તેમને અચાનક ૧૮૯૨ ના જાનેઆરીમાં ઇન્ફ્લુએન્ઝાનું દરદ લાગુ પડયું અને તે આજારી પડી ગયા. મોટા મોટા ભિષગ્‌વરોએ તે નામદારના દરદને દૂર કરવાને પોતાથી બન્યો તેટલો પ્રયત્ન કરવામાં ક્યાસ રાખી નહોતી, પરંતુ એ સર્વ નિષ્ફળ ગયું. પોતાની વૃદ્ધ પિતામહી, માયાળુ માતા, પ્રિય પિતા, ભરત જેવા ભાઇ, સહૃદય સગાસંબંધીઓ અને તમામ પ્રજાને શોકમાં ગીરફતાર બનાવી આલબર્ટ વિકટર ૧૮૯૨ ના જાનેઆરીની તા. ૧૪ મીના રોજ પોતાની જીવનયાત્રા પૂર્ણ કરી આ અસાર સંસારને ત્યાગી ચાલતો થયો.

જ્યેષ્ઠ બંધુનું આ પ્રમાણે અકાળ મૃત્યુ થવાથી રાજકુમાર જ્યોર્જ ગાદીવારસ થયા. ભવિષ્યમાં પોતે રાજા થશે એવી આશાથી જેટલો તેઓશ્રીને આનંદ થયો હશે, તેના કરતાં અનેક ગણો અધિક શોક પોતાના પ્રિય બંધુના મૃત્યુથી થયો કેમકે બાલ્યાવસ્થાથી જ તેઓ સાથે સાથે ઉછર્યાં હતા. તેમનો આત્મા તો એકરૂપ હતો, માત્ર દેહ જુદા હતા એમ કહીએ તોપણ ચાલી શકે. લંકાના યુદ્ધમાં પોતાના નાના ભાઇ લક્ષ્મણને મૂર્છા આવતાં જેવો વિલાપ ભગવાન્ રામચંદ્રે કર્યો હતો, તેવો જ વિલાપ જ્યોર્જે પણ સ્વબંધુની પાછળ કર્યો હતો. આ બનાવ પછી તેમના આયુષ્યની એકંદર દિશા બદલાણી અને તેમના ઉપર નવીન પ્રકારની વિશેષ જવાબદારી આવી પડી, તોપણ કેટલોક સમય તો તેમણે પોતાનું જુનું કામ એવી જ રીતે ચલાવ્યું હતું. આ વખતે તેમની ઉમર લગભગ ૩૦ વર્ષની હતી.

ઇંગ્લાંડનાં સંસ્થાનો દૂર દૂરના પ્રદેશમાં આવેલાં છે. આ સંસ્થાનના લોકો ઇંગ્લાંડ પ્રત્યે પૂર્ણ રાજનિષ્ઠા ધરાવતા અને પોતાની એ માતૃભૂમિને પ્રસંગોપાત અવશ્યના સમયે મદદ પણ કરતા. ઇંગ્લાંડ અને સંસ્થાનો વચ્ચે પરસ્પર પ્રેમ છે અને તેમની વચ્ચેનો સ્નેહ સંબંધ દ્રઢતર થતો જાય એવી એક બીજાની ઇચ્છા પણ છે. ઇંગ્લાંડે સને ૧૯૦૧ માં ન્યુ સાઉથ વેલ્સ, વિકટોરીઆ, સાઉથ આસ્ટ્રેલીઆ, ક્વીન્સ લેન્ડ, ટેસ્મેનીઆ અને વેસ્ટર્ન આસ્ટ્રેલીઆને સ્વરાજ્યનો હક્ક આપ્યો હતો. આસ્ટ્રેલીઆમાં સંયુક્ત પાર્લામેન્ટ ખુલ્લી મૂકવાની

ક્રિયા રાજકુટુંબમાંનું જ કોઈ કરે એવી આસ્ટ્રેલીઆવાસીઓની ઇચ્છા હતી અને તેમાં ખાસ કરીને આપણા સાંપ્રત શાહનશાહ જેઓને તે સમયે ડયુક ઓફ યોર્કની પદવી મળેલી હતી, તેઓશ્રી કરે તો વધારે સારૂં એમ તેઓ ઇચ્છતા હતા. આ સંસ્થાનોનું એકીકરણ કરીને તેમને વિશેષ હક આપવો અને એમ કરી તેમની રાજનિષ્ઠા દ્રઢતર બનાવવી એવી ડયુક ઓફ્ યોર્કની પણ ઇચ્છા હતી. આ વેળાએ મહારાણીશ્રી વિકટોરીઆ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યાં હતાં. રાજકુમારને આટલે દૂર દેશ મોકલવાનું તેમને ગમ્યું નહોતું, પરંતુ કાર્યના મહત્ત્વ તરફ લક્ષ આપીને તેમણે આ બાબતમાં પોતાની અનુમતિ પ્રકટ કરી હતી. પ્રયાણને માટે સર્વ તૈયારી થઇ રહી હતી, એટલામાં મહારાણીશ્રી એકાએક આજારી પડયાં અને ૧૯૦૧ ની તા. ૨૨ મી જાન્યુઆરીના રોજ પરલોકવાસી થયાં.

આપણે આગળ મહારાણીશ્રીના ચરિત્રમાં વાંચી ગયા છીએ કે તેઓશ્રીની રાજ્યકારકીર્દીમાં અનેક પ્રકારનાં મહત્ત્વનાં કાર્યો થયાં હતાં. શાસ્ત્રીય જ્ઞાનની પ્રગતિ થઇ. પ્રવાસ અને એક સ્થળેથી બીજે સ્થળે સંદેશા પહોંચાડવાના માર્ગમાં સુધારણા થઈ તેમ જ સામ્રાજ્યના સર્વ દેશોની કીર્તિ ચોતરફ પ્રસરી રહી હતી. આપણા દેશ સંબંધી પણ મહત્ત્વની બિના એ બની હતી કે આપણો વિશાળ દેશ જે કંપની સરકારના કબજામાં હતો, તે મહારાણીશ્રીએ પોતાને હસ્તક લીધો. મહારાણીશ્રીનો હિંદુસ્તાનના લોકો ઉપર વાત્સલ્યભાવ હતો, અને હિંદી પ્રજા પણ તે નામદાર પ્રત્યે માતા કરતાં પણ અધિક ભાવ રાખતા–તેને સાક્ષાત્ દેવી તરીકે માની પૂજતા. આપણે કેટલાક હિંદુઓને ત્યાં પૂજાસ્થાનમાં બીજા સીક્કાને બદલે મહારાણીશ્રીની છાપવાળા ત્રાંબા કે રૂપાના સીક્કા જોઇએ છીએ કે જેની નિત્ય તેઓ પૂજા કરે છે. એ વિકટોરીઆ મહારાણીના વંશજ હિંદુસ્તાન ઉપર રાજ્ય કરે છે એ માટે સમગ્ર હિંદવાસીઓ મગરૂર છે. હિંદવાસીઓને અનેક પ્રકારના હકો આપવામાં આવ્યા છે. તેને આત્મોન્નતિ કરવાનાં સાધનો પ્રાપ્ત થયાં છે. તેની પ્રગતિ ઝપાટાબંધ થતી ચાલી છે. રાજ્યકર્ત્તા અને પ્રજાની વચ્ચે જુદાપણું રહ્યું નથી. વળી હજારો ગાઉને છેટેથી પોતાની હિંદી પ્રજાને દર્શનનો લાભ આપવાને સાંપ્રત સમ્રાટ્ તથા સમ્રાજ્ઞી આ દેશમાં પધાર્યાં. આ સર્વ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સંસ્થાનિકોની માફક હિંદવા-

સ્ત્રીઓના હૃદયમાં પણ ઈંગ્લાંડ તથા બ્રિટિશ રાજ્ય પ્રત્યે દૃઢ અને અચળ પ્રેમ હંમેશને માટે ટકી રહેશે.

**આસ્ટ્રેલીઆનો પ્રવાસ.**

મહારાણીશ્રીના મૃત્યુ પછી રાજકુમાર જ્યોર્જ આસ્ટ્રેલીઆ જશે કે કેમ તે બાબત શંકા ઉદ્દભવી, પરંતુ મર્હુમ શાહનશાહ એડવર્ડ સપ્તમે મહારાણીશ્રીએ દીર્ઘ દ્રષ્ટિપૂર્વક કરેલી યોજનાને અમલમાં મૂકવાનો દૃઢ નિશ્ચય કર્યો અને પોતાના યુવરાજને પ્રયાણ કરવાની પરવાનગી આપી, તેથી ૧૯૦૧ ના માર્ચની તા. ૧૬ મીના રોજ રાજકુમાર જ્યોર્જ પોતાનાં પત્ની મેરીની સાથે 'ઓફીર' નામની આગબોટમાં આસ્ટ્રેલીઆ જવાને નીકળ્યા. જ્યારે તેઓશ્રી તે પ્રવાસમાં હતા, તે દરમ્યાન તેમને 'પ્રિન્સ ઓફ વેલ્સ' અને 'અર્લ ઓફ એસ્ટર'ની પદવી આપવામાં આવી હતી. આસ્ટ્રેલીઆ જતાં માર્ગમાં તેઓશ્રી એડન, સિંહલદ્વિપ, સીંગાપોર ઇત્યાદિ સ્થળોએ પણ ગયા હતા.

**પાર્લામેન્ટ ખુલ્લી મૂકી.**

આસ્ટ્રેલીઆમાં તેઓશ્રી તા. ૬ ઠી મે ૧૯૦૧ ના રોજ પધાર્યા. ત્યાંના લોકોએ ભારે ઠાઠમાઠથી યુવરાજ અને યુવરાજ્ઞીનો સત્કાર કર્યો હતો. અગાઉ ઠર્યા મુજબ ૧૯૦૧ ના મે માસની તા. ૯ મીએ આસ્ટ્રેલીઆના પાટનગર મેલબોર્નમાં યુવરાજના વરદ હસ્તે ફેડરેશન પાર્લામેન્ટ ખુલ્લી મુકવાનો સમારંભ થયો. દક્ષિણ આફ્રિકામાં થયેલા બોઅર વિગ્રહમાં આસ્ટ્રેલીઆના લોકોએ જે મદદ આપી હતી તે માટે યુવરાજે પાર્લામેન્ટ ખુલ્લી મૂકતી વેળાએ આપેલા છટાદાર ભાષણમાં તેમનો આભાર માન્યો હતો. તેમ જ તેમને મળેલા નવીન હક્કને લીધે તેમની રાજનિષ્ઠા અધિકાધિક દૃઢ થતી જશે તથા બ્રિટિશ સામ્રાજ્યની શક્તિ અધિકાધિક વૃદ્ધિંગત થશે એવી આશા પ્રદર્શિત કરી હતી. ત્યાં બાળકોને યુવરાજશ્રીના હસ્તે ઇનામ અપાવવાને માટે એક મેળાવડો કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે બાળકોને ઉદ્દેશીને તેઓશ્રીએ જણાવ્યું હતું કે **"આપણે કોઈ પણ કાર્ય કરવાનું હોય, તો તે આપણી જાતે અને તેટલી સારી રીતે કરવાનો પ્રયત્ન કરવો. સમગ્ર બ્રિટિશ સામ્રાજ્યની પ્રજા પોતાનં બંધુરૂપ છે એ વાત ખાસ લક્ષમાં રાખવી અને પોતાન માતાપિતાની, રાજાની તથા પરમેશ્વરની એક નિષ્ઠાપૂર્વક સેવા કરવી."**

**ન્યુઝીલાંડમાં**

યુવરાજ તથા યુવરાજ્ઞી આસ્ટ્રેલીઆ થઇને તા. ૪ થી જુનના રોજ ન્યુઝીલાંડ પધાર્યા. ન્યુઝીલાંડના અસલી લોકોને 'માવરી' કહેવામાં આવે છે. આ લોકો શૂરવીર, શરીરે મજબુત અને વળી બુદ્ધિમાન્ પણ છે. અંગ્રેજો અને માવરીઓ વચ્ચે પ્રથમ ઘણી ખટપટ થઈ હતી, પરંતુ પાછળથી કલહનું કારણ દૂર થઇ ગયું અને માવરી લોકો સલાહશાંતિથી વર્તવા લાગ્યા. માવરી લોકોને પણ સંસ્થાનિકોની માફક જ ગણવામાં આવે છે અને તેમને પણ સમાન હક આપવામાં આવ્યા છે. ન્યુઝીલાંડ ખાતે પણ આ દંપતીને આસ્ટ્રેલીઆના જેટલું જ માનપાન આપવામાં આવ્યું હતું. તે નામદારે અસલ વતની માવરીઓનાં મકાનોની પણ મુલાકાત લીધી હતી.

રાજકુમારની ઇચ્છાને માન આપીને માવરીઓ આશરે ૬૦૦૦ ની સંખ્યામાં રોટારૂઓ નામક શહેરના મેદાનમાં એકઠા થયા હતા, જ્યાં તેમણે અસલી નાચનો આનંદ રાજકુમાર અને યુવરાજ્ઞીને ચખાડચો હતો. વળી માવરીઓ તરફથી તે નામદારોને સાદું પણ હૃદયપૂર્વકના ભક્તિ અને પ્રેમભાવવાળું માનપત્ર આપવામાં આવ્યું હતું.

**એક વિચિત્ર લેખ.**

રોટારૂઆથી આર્કલેન્ડ ખાતે આવીને તે નામદાર વેલિંગ્ટન બંદર ખાતે પધાર્યા. આ શહેરની આસપાસ ટેકરીઓ આવેલી છે. ત્યાં સંખ્યાબંધ કમાનો બનાવી જુદી જુદી જાતના લેખો લખવામાં આવ્યા હતા. તેમાં એક કમાનમાં એવો લેખ કોલસાવતી લખવામાં આવ્યો હતો કે "The coal that saved the *Calliope*" આ લેખની મતલબ એ હતી કે થોડાં વર્ષ પહેલાં ન્યુઝીલાંડમાં થએલા ભારે વંટોળીઆ વખતે ના. સરકારના બારકસ 'કેલીઓપે' કોલસો પૂરી ભરદરિયે નીકળી જઈ પોતાનો બચાવ કરેલો તેથી આ લેખથી નાવિક કળાનો શોખીન શાહજાદો ખુશ થશે એવા ઇરાદાથી તે લખવામાં આવ્યો હતો.

**રાક્ષસી પક્ષી.**

ત્યાંથી નીકળી તેઓશ્રી દક્ષિણ તરફના ટાપુઓના ક્રાઇસ્ટ ચર્ચ શહેરમાં દાખલ થયા. ત્યાંના સંગ્રહસ્થાનમાં 'મોઆ' નામના એક રાક્ષસી કદના પક્ષીનું હાડપિંજર રાખવામાં આવ્યું છે. તેને પાંખ બીલકુલ નહોતી. તેની ઉંચાઇ ૧૪ ફીટની હતી અને તે ઉડવાને અ-

હશે ઘણી ઝડપથી દોડતું હતું. આ પક્ષીના હાડપિંજરને જોઇને રાજ-કુમારને ઘણી નવાઈ ઉપજી હતી.

ત્યાંથી નીકળી તેઓશ્રી પાછા ઑસ્ટ્રેલીઆમાં પધારી, તેને છેલ્લી સલામ કરી તા. ૪ થી ઓગસ્ટને રોજ મોરીશીયસ બેટના મુખ્યનગર પોર્ટ લુઇસ ખાતે આવી પહોંચ્યા. ત્યાં માનપાન મેળવી તેઓ નીકળી નાતાલના પાટનગર ડર્બન ખાતે પધાર્યા. ત્યાંથી મેરિટ્ઝબર્ગ ગયા, જ્યાં પકડાએલા બોયર કેદીઓએ એક માનપત્ર તથા પોતાના હાથે બનાવેલાં રમકડાં તે નામદારોને મોકલાવ્યાં. ત્યાં તે નામદારે નવા ટાઉનહૉલને ખુલ્લો મૂકવાની તથા દક્ષિણ આફ્રિકાની લડાઇમાં માર્યા ગએલા વોલંટીયરોના સ્મરણાર્થે ઊભા કરવામાં આવેલા સ્થંભને ખુલ્લો મેલવાની ક્રિયા કરી હતી. ત્યાં તેમના માનમાં નાતાલ અને ઝુલુલેન્ડના દેશીઓનો મેળાવડો કરવામાં આવ્યો હતો. તેમણે ત્યાંના ગવર્નર મારફત પ્રિન્સ અને પ્રિન્સેસને એક માનપત્ર ઇનાયત કર્યું હતું.

ત્યાંથી તેઓ કૅનડા આદિ સ્થળોનો પ્રવાસ કરીને સને ૧૯૦૧ ના નવેમ્બરની તા. ૯ મીને શનિવારે ઇંગ્લાંડ ખાતે આવી પહોંચ્યા. ત્યાં તેમને પ્રજા તરફથી ગીલ્ડહૉલમાં ૧૯૦૧ ની તા. ૫ મી ડિસેમ્બરે આપવામાં આવેલા માનપત્રના જવાબમાં તેમણે જણાવ્યું હતું કે "આ જૂના દેશે હવે જાગૃત થવું જોઇએ. જો તેની સંસ્થાનોનાં બજારોમાં પરદેશી હરીફો સામે પોતાનું મહત્ત્વ સાચવી રાખવાની ઇચ્છા હોય તો તેને માટે જાગૃત થયા સિવાય બીજો ઉપાય જ નથી. મારા પ્રવાસ દરમીયાન મારા હૃદય ઉપર ખાસ અસર કયા પ્રકારની થઈ છે એવું પ્રશ્ન જો મને કરવામાં આવે તો હું તેના જવાબમાં જરા પણ અચકાયા સિવાય એટલું જણાવી શકું કે આ જૂના દેશ તરફ બ્રિટિશ સંસ્થાનો સ્નેહ અને મમતા ધરાવે છે તથા તેઓ બ્રિટિશ સામ્રાજ્ય અને રાજાપ્રતિ પૂર્ણ નિષ્ઠાવાળાં છે."

આ પ્રવાસ દરમ્યાન નોંધ રાખવા યોગ્ય બનાવ એ હતો કે તેઓશ્રી જે જે સ્થળોએ પધાર્યા, ત્યાં તેમને દરેક પ્રજાની મનવારોએ બ્રિટિશ રાજ્યના પ્રતિનિધિ તરીકે યોગ્ય સન્માન આપ્યું હતું. કૅનડાની મુલાકાત તેઓશ્રીએ લીધી તત્સમયે ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યે તે નામદારના સત્કારને અર્થે ફ્રેંચ ગનબોટ મોકલી આપી હતી. કૅનડામાં ક્વીબેક, મોન્ટ્રીઅલ, ઓટાવા, અન્ય ગામડાં અને ટોરોન્ટો આદિ સ્થળોની પણ મુલાકાત લીધી હતી.

ઈંગ્લાંડમાં પધાર્યા બાદ ત્યાં નવીન મકાનોના ખાત મુહૂર્તની ક્રિયામાં તેમ જ લોકોપયોગી સંસ્થાઓ ખુલ્લી મૂકવામાં અને એવી જ રીતે બીજાં અગત્યનાં કાર્યોમાં તેઓશ્રી પોતાના પિતાશ્રીની મદદમાં ઊભા રહેતા હતા અને વડીલનું યથાર્થ આજ્ઞાપાલન કરીને પુત્ર તરીકેનું કર્તવ્ય બજાવતા હતા.

## હિંદુસ્તાનનો પ્રવાસ.

મર્હુમ શાહનશાહ એડવર્ડ સપ્તમ જ્યારે યુવરાજપદ ઉપર હતા ત્યારે હિંદુસ્તાનની મુલાકાતે પધાર્યા હતા. પોતાના પ્રજાજનોને પ્રત્યક્ષ નિરખવાનો યોગ પ્રાપ્ત થયાથી કેટલો બધો લાભ થાય છે તેનો સ્વતઃ અનુભવ તેઓશ્રીએ મેળવેલો હોવાથી પોતાના યુવરાજ જ્યોર્જને પણ હિંદુસ્તાન મોકલવાની ઈચ્છા તેમના હૃદયમાં ઉદ્ભવી; જેથી ૧૯૧૩ ના જાન્યુઆરી માસમાં હિંદુસ્તાનના વતનીઓ પ્રતિના સંદેશામાં તેઓશ્રી તરફથી જાહેર કરવામાં આવ્યું હતું કેઃ—

" મારી એવી અત્યુત્કટ ઈચ્છા છે કે યુવરાજ જ્યોર્જ અને યુવરાજ્ઞી મેરી હિંદુસ્તાન આવીને પ્રત્યક્ષ નીહાળી પોતાની વ્હાલી પ્રજાની ભેટ લે. વળી તેઓ બન્ને પણ ત્યાં આવવાને ઘણાં ઉત્સુક છે, જેથી થોડા વખતમાં તેમનું તત્રાગમન થશે અને ત્યાંના પ્રજાજનોનો પરિચય બન્ને જણાં પ્રાપ્ત કરશે. "

આ સંદેશાને અનુસરીને ૧૯૦૫ ના અકટોબર માસમાં યુવરાજ અને યુવરાજ્ઞીએ હિંદુસ્તાન આવવાને માટે ઈંગ્લાંડથી પ્રયાણ કર્યું. નવેમ્બર માસની તા. ૯ મીના રોજ તેઓશ્રીએ મુંબઈ બંદરે પગ મૂક્યો, જ્યાં તેમને જાહેર પ્રજા તરફથી માન આપવામાં આવ્યું હતું. યુવરાજની મુલાકાત લેવાને માટે દેશોદેશના રાજા, સરદારો વગેરે આવ્યા હતા અને મલબાર હિલ ઉપર આવેલા પ્રશસ્ત બંગલાઓમાં ઉતર્યા હતા. બંદરેથી સરકારી મહેલ તરફ જતાં માર્ગમાં લોકો તરફથી તેઓશ્રીનો અપૂર્વ સત્કાર થયો હતો, એ જોઇ પ્રજાના ભક્તિભાવની ઉંડી છાપ તેમના હૃદયમાં બેઠી હતી. ત્યાં થોડા દિવસ રહ્યા અને તે સમય દરમ્યાન પહેલા વર્ગના રાજાઓને સરકારી મહેલમાં પોતાની મુલાકાતનું માન આપી બીજા દિવસે તેમના બંગલે વળતી મુલાકાત પણ આપી હતી. દરબાર ભરવામાં આવ્યો તેમાં રાજકોટની રાજકુમાર કોલેજના કુમારો અને અન્ય સરદારોની મુલાકાત લીધી હતી. તે સર્વ સાથેની વાતચીતદ્વારા તેમની સાથે આવેલા

લોકો, તેમનાં સંસ્થાનો, તેનો કાર્યભાર આદિને લગતી ઉક્ત માહિતી તેઓશ્રીએ મેળવી હતી. મુંબઇ ખાતે કેટલીક આગેવાન મહિલાઓ તરફથી યુવરાજીના માનમાં પડદાપાર્ટીનો મેળાવડો કરવામાં આવ્યો હતો. સમારંભમાં ભારે ઠાઠમાઠ કરવામાં આવ્યો હતો. દેશી સ્ત્રીઓએ તેમનાં ઓવારણાં લીધાં હતાં. બાદ એક માનપત્ર આપવામાં આવ્યું હતું.

મુંબઇના જુદા જુદા ભાગોમાં ફરી આ રાજ્યવંશી દંપતીએ પ્રજાજનોને પોતાનાં દર્શનનો લાભ આપ્યો હતો. એલેકઝાન્ડ્રા ગોદી, પ્રિન્સેસ સ્ટ્રીટ અને પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમ આદિનું ખાત મુહૂર્ત કરવાની ક્રિયા કરી હતી. મુંબઇમાં હિંદુસ્તાનની તમામ જાતિ, કોમો આદિના તેમ જ સઘળા ધર્મના લોકોને જોઇ શકાય છે. હિંદુ, મુસલમાન, પારસી, શીખ ઇત્યાદિના જુદા જુદા ધર્મોની માહિતી મેળવવાની સંધી યુવરાજને મુંબઇ ખાતે પ્રાપ્ત થઇ હતી. મુંબઇ ઉદ્યોગધંધાનું મુખ્ય સ્થાન હોવાથી હિંદુસ્તાનના ઉદ્યોગ ધંધાને લગતું ઉપયોગી જ્ઞાન પ્રાપ્ત કરવાનો અવકાસ પણ તેઓશ્રીને મળ્યો હતો. તેઓશ્રીએ કેટલીક મીલોમાં પધારીને ત્યાંની સ્થિતિનું અવલોકન કર્યું હતું. વળી યુવરાજશ્રીએ સર ફીરોજશાહ મહેતાને પણ ખાસ મુલાકાત આપી હતી, અને પોતાની ખાનગી નોંધબૂકમાં તેમના હસ્તાક્ષર પણ પડાવ્યા હતા. આ પ્રમાણે છ દિવસ પર્યંત યુવરાજશ્રી મુંબઇમાં રહ્યા હતા.

મુંબઇથી નીકળી તેઓશ્રી ઇંદોર પધાર્યા હતા. ઇંદોરના મહારાજા હોલ્કરે મોટા ઠાઠપૂર્વક યુવરાજશ્રીનું સ્વાગત કર્યું હતું. મધ્ય પ્રાંતના દેશી રાજા અને સંસ્થાનિકો ત્યાં આગળ જ યુવરાજશ્રીને ભેટવાને માટે આવ્યા હતા.

ઇંદોરથી નીકળી તેઓશ્રીએ રાજપુતાનામાં આવેલા ઉદેપુર, જયપુર અને બીકાનેર ખાતે પધાર્યા હતા અને ત્યાંના મહારાજાઓ તરફનો અપૂર્વ સત્કાર મેળવ્યો હતો. સર્વને વિદિતજ છે કે અતિથિસેવામાં હિંદી રાજાઓ એક્કા છે. તેમાંયે વળી આ તો યુવરાજ તથા ભવિષ્યના શાહનશાહનું સ્વાગત કરવાનું; પછી તેમાં શું બાકી રહે ? યુવરાજના સૌખ્ય અને આનંદને અર્થે દરેક રાજા તરફથી પુષ્કળ ખર્ચ અને ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી હતી. દરેક સ્થળે દરબારો ભરાતા, સરદારોની મુલાકાત લેવામાં આ-

ચતી; રમતગમત, ગાર્ડન પાર્ટી આદિના મેળાવડા થતા; દરેક રાજ્યના લશ્કરને તપાસવામાં આવતું; નવીન સંસ્થાઓ ખુલ્લી મૂકવાની ક્રિયા થતી; શહેરોના મુખ્ય મુખ્ય ભાગોમાં ફરવાથી લોકસ્થિતિથી માહિતગાર થવાનું બની આવતું. રાજાઓની સાથે પણ અંગત સમાગમમાં આવવાને લીધે રાજ્યપદ્ધતિ, ચારિત્ર્ય અને પ્રજા પ્રત્યેની રાજાની લાગણી આદિ સર્વનું યથાર્થ જ્ઞાન યુવરાજશ્રીને પ્રાપ્ત થયું હતું.

જયપુરના મહારાજાએ ' છપ્પનીયા ' દુષ્કાળ સમયે કષ્ટ પામતા ખેડૂતોનું દુઃખ બને તેટલું ઓછું કરવાના ઉદ્દેશથી રૂ, ૧૫,૦૦,૦૦૦ ભરીને ' પીપલ્સ ફેમિન ફંડ ' ની શરૂઆત કરી હતી. તેમાં યુવરાજે પોતાના રાજ્યની લીધેલી મુલાકાતનું સ્મરણ રાખવાને અર્થે રૂપીયા ૩,૦૦,૦૦૦ ની વધુ રકમ ભરી હતી. તેમના આ ઔદાર્યે યુવરાજશ્રીને અધિક સંતુષ્ટ કર્યા હતા. જ્યારે મર્હુમ શાહનશાહ એડવર્ડ સપ્તમ ગાદીનશીન થયા ત્યારે આ મહારાજા ઈંગ્લાંડ ખાતે પધાર્યા હતા. તેઓ ચુસ્ત વૈષ્ણવ હોવાથી હમેશ ઉપયોગી થઇ પડનાર પાણી, માટી વગેરે તમામ વસ્તુ પોતાની સાથે આ દેશમાંથી લઇ ગયા હતા.

ઉદેપુરના રાણાના સમાગમદ્વારા તેઓ એક કુશળ શિકારી હોવા છતાં, અન્યની પેઠે તેમાં પોતાનો તમામ સમય નિરર્થક ન ગુમાવતાં પ્રજાસૌખ્યની કેટલી બધી દરકાર રાખતા, તેમ જ સાદું જીવન ગાળી સાધુવૃત્તિથી રહેતા તથા એક પત્નીવ્રતનું પાલન કરતા, તે સર્વ બાબતોનો અનુભવ યુવરાજશ્રીને મળ્યો હતો.

રાજપુતાનામાંથી ઉત્તરે વધી તેઓશ્રી પંજાબ દેશના મુખ્ય શહેર લાહોરમાં પધાર્યા. ત્યાં પત્યાલા, ઝીન્દ, ભાવલપુર, કપરથલા, નભા તેમ જ હિમાલયની સરહદ ઉપરના સરદારો અને સંસ્થાનિકો તે નામદારને ભેટવાને અર્થે આવ્યા હતા. તેમની મુલાકાત લીધી. નભાના વૃદ્ધ સરદારે યુવરાજને ભેટતી વેળાએ જણાવ્યું હતું કે **" બસ, હવે કોઈ ચીજની અપેક્ષા મને રહી નથી અને હું શાન્તિપૂર્વક આ સંસાર ત્યાગવાને તૈયાર છું. "** ત્યાંથી તેઓશ્રી પેશાવર પધાર્યા અને ખૈબર ઘાટમાં હિંદુસ્તાનના બચાવને અર્થે કરેલી વ્યવસ્થા નીહાળી. તેમજ રાજનિષ્ઠ, શૂરું તથા સામ્રાજ્યના સંરક્ષણાર્થે પોતાનો પ્રાણ આપવા એક પગે થઇ રહેનાર શીખ લશ્કરની પણ મુલાકાત લીધી હતી. જે સંસ્થાનિકોએ લઢાઇમાં બ્રિટિશ રાજ્યને સહાયતા કરેલી તેમનો યુવરાજશ્રીએ સ્વતઃ આભાર માન્યો

હતો. રાવળપીંડીમાં સૈન્યની તપાસ લેવાતી હતી. સેનાધિપતિ લોર્ડ કીચ-નર ત્યાં હાજર હતા. આ રણધુરંધર સેનાનાયકની દેખરેખ નીચે ૫૫૦૦૦ માણસોના બનેલા લશ્કરની નામદારશ્રીએ તપાસ લીધી હતી. તેમાં પંજાબી, પઠાણ અને ગુર્ખા લડવૈયા હતા. તે સમયે ખોટું યુદ્ધ કરાવવામાં આવ્યું તે વગેરે જોઇને ઉંચા પ્રકારની આપવામાં આવતી લશ્કરી તાલીમને માટે પોતે જાતે એક પ્રશંસાપત્ર લોર્ડ કીચનર ઉપર લખ્યો હતો.

ત્યાંથી નીકળી જામુ ખાતે પધાર્યા; જ્યાં કાશ્મીરના મહારા-જાએ લશ્કરી રીવ્યુની ગોઠવણ કરી હતી તે નિહાળવાની તક લીધી હતી. ત્યાંથી અમૃતસર પધારી ખાલસા કોલેજની મુલાકાત લઈ શીખ ધર્માવલંબીઓના પવિત્ર ધર્મસ્થાન સુવર્ણમંદિરની યાત્રા કરી. આ પ્રમાણે પંજાબનો પ્રવાસ પૂર્ણ થયો.

હવે તેઓ મુસલમાની બાદશાહતનાં ઝળકતાં નગરો દિલ્હી અને આગ્રાની મુલાકાતે પધાર્યા. અત્ર બાદશાહી સમયના ઉંચા પ્ર-કારની કારીગીરીવાળા શિલ્પકળાને દીપાવનારાં મોટાં મકાનો, કીલ્લા, કબ્બરો, મસ્જીદો અને બીજાં ઐતિહાસિક સ્થળો તેમણે જોયાં અને હિંદુસ્તાનની મધ્યકાળની ઉત્તમ કારીગીરીએ તેમના હૃદયમાં અપૂર્વતાની છાપ બેસારી.

ત્યાંથી પ્રયાણ કરી તેઓશ્રી ગ્વાલીયર ખાતે પધાર્યા. ત્યાંના સીંધીયા સરકાર તરફથી આપવામાં આવેલા સત્કાર અપૂર્વ જ હતો. ઉત્તમ રીતે કેળવાયેલા હાથીઓને એક હારમાં ઊભા રાખવામાં આવ્યા હતા, તે પ્રથમ સુંઢવતે નામદારશ્રીને નમન કરીને ધુંટણીએ પડયા. એ જોઇ રાજકુમાર આનંદિત થયા હતા. લશ્કરી રીવ્યુ તેમ જ બનાવટી યુદ્ધ જોઇને પણ યુવરાજશ્રીને ઘણો સંતોષ થયો હતો. ત્યાંથી તેઓશ્રી લખનૌ પધાર્યા, જ્યાં અયોધ્યા તાલુકદારોએ આ રા-જવંશી પરોણાને મીજબાની આપી હતી.

ત્યાંથી વિદાય થઇ કલકત્તા આવ્યા. આ વખતે લોર્ડ મીન્ટો વાઇસરોયની પદવી ઉપર હતા. તેમણે આ પાટનગરમાં યુવરાજનું સ્વાગત કર્યું. પૂર્વ અને પશ્ચિમનો જે સંબંધ બંધાયો છે તે બન્ને પક્ષને હિતાવહ થાય અને કાયમને માટે ટકી રહે તથા રાજા પ્રજા વચ્ચે પ્રેમ સંબંધ રહે એવા પ્રકારના ઉદ્દેશપૂર્વક યુવરાજનું આપણા દેશમાં આગમન થયું હતું અને તેનું પરિણામ પણ ઈષ્ટ જ આવ્યું

હતું. કલકત્તા ખાતે સુપ્રસિદ્ધ 'અમ્રીતબઝાર પત્રીકા' ના અધિપતિ બાબુ મોતિલાલ ઘોષને આપેલી મુલાકાત વેળાએ બાબુ મોતિલાલ તરફથી પ્રાર્થના કરવામાં આવી હતી કે ઇંગ્લાંડવાસીઓ જેવી રીતે આપના પ્રજાજન છે, તે જ માફક હિંદના લોકો પણ આપની પ્રજા છે, એ વાતને સ્મરણમાં રાખીને તેમના પ્રતિ અધિકતર કૃપાદ્રષ્ટિ દાખવજો. આ અભ્યર્થનાના પ્રત્યુત્તરમાં તે નામદારે જણાવ્યું હતું કે "મને હિંદી પ્રજાનું કદી પણ વિસ્મરણ થશે નહિ. મારૂં સ્વાગત તેમના તરફથી ઉત્તમ રીતે કરવામાં આવ્યું છે, જેથી હું અત્યંત સંતુષ્ટ અને આનંદિત થયો છું. આ વાર્તા હું મારા પિતાશ્રીને જણાવ્યા વગર રહીશ નહિ. વિશેષમાં હું તેઓશ્રીને એવી પણ વિનતિ કરીશ કે હિંદુસ્તાનના પ્રજાજન પ્રતિ જે સહાનુભૂતિ છે તેના કરતાં પણ અધિક દર્શાવવા કૃપા કરવી."

કલકત્તા ખાતે પુણ્યશ્લોક મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆના સ્મરણાર્થે કરવામાં આવેલા ફંડમાંથી બાંધવામાં આવનાર ભવ્ય મકાનનો પાયો નાંખવાની ક્રિયા યુવરાજશ્રીએ સ્વહસ્તે કરી હતી. દરભંગાના મહારાજાએ યુવરાજશ્રીને રૂ. ૧૦૦૦૦૦ ની રકમ તેઓશ્રીને યોગ્ય લાગે તેવા ખાતામાં સખાવત તરીકે આપી દેવા નજર કરી હતી, તેમાંથી રૂ. ૯૦૦૦૦ તેમણે કલકત્તાની મેડિકલ કોલેજને બક્ષિસ કર્યા હતા.

ત્યાંથી નીકળી બ્રહ્મદેશમાં પધાર્યા, જ્યાંના રંગુન અને માંડલે શહેરોની મુલાકાત લઇને દરિયામાર્ગે મદ્રાસ આવ્યા. મદ્રાસથી મહિસુર રાજ્યમાં પધારી તેનાં મુખ્ય શહેરો મહિસુર, શ્રીરંગપટ્ટણ આદિ જોઈ નિઝામ હૈદ્રાબાદ પધાર્યા. નિઝામ સરકારે બાદશાહી રીતિ પ્રમાણે સત્કાર કરવાની સર્વ તૈયારીઓ કરી રાખેલી હતી, પરંતુ યુવરાજશ્રીના આગમન પશ્ચાત્ થોડા જ સમયમાં નિઝામની પુત્રીનું અવસાન થયું. તદપિ આથી પોતાના હૃદયમાં થએલા સંતાપની દરકાર નહિ કરતાં નિઝામ સરકારે સ્વાગતને માટે જે જે વ્યવસ્થા કરી હતી તેને અમલમાં મૂકવાને માટે પોતાની ખાસ ઇચ્છા દર્શાવી. યુવરાજશ્રીને પણ ઉક્ત બનાવથી દિલગીરી થઇ હતી, પરંતુ નિઝામનો અત્યાગ્રહ જોઇને તેમણે જો કે સર્વ યોજનાઓ અમલમાં મેલવા દીધી ખરી, તોપણ એ સર્વ બને તેટલી શાન્તિપૂર્વક કરવા દેવામાં આવ્યું હતું અને નિઝામ સરકારને તેમાં હાજરી આપવામાંથી મુક્ત કરવામાં આવ્યા હતા.

પ્રથમ શિકારને માટે નેપાળ તરફ જવાનું હતું પરંતુ ત્યાં કોલેરા ચાલતો હોવાથી ત્યાં જવાનું બંધ રાખવામાં આવ્યું હતું. બનારસ, રામનગર, ગ્વાલીયર, અલ્લીગઢ, મસુરી આદિ અનેક સ્થળોની મુલાકાત લઇ કવેટા અને ચમન થઇને નામદારશ્રી છેવટે કરાંચી ખાતે પધાર્યા. ત્યાંથી 'રિનાઉન' આગબોટ ઉપર સ્વાર થઈ હિંદુસ્તાનનો દીર્ઘ પ્રવાસ પૂર્ણ કરીને તેઓશ્રીએ સ્વદેશ તરફ પ્રયાણ કર્યું.

આ દેશનો કીનારો છોડતાં પહેલાં કરાંચીની મ્યુનિસિપાલીટી તરફથી આપવામાં આવેલા માનપત્રના જવાબમાં તે નામદારે જે વિચારો દર્શાવ્યા હતા, તે ઉપરથી તેમનો ભાવ આપણા પ્રત્યે કેવા પ્રકારનો છે એ સ્પષ્ટ થાય છે. ઉક્ત પ્રત્યુત્તર નીચે આપવામાં આવ્યો છેઃ—

**"આ વિસ્તીર્ણ અને ચમત્કારી ભૂમિના જુદા જુદા ભાગમાં મારા સર્વ મિત્રોને અને તમને હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે હિંદુસ્તાનને છોડતાં અમારા ઉભયનાં હૃદયમાં પ્રેમ અને ઉપકારની લાગણી પ્રકટી નીકળે છે. અમારા જોવા તથા જાણવામાં ઘણું આવ્યું છે, અને તે ઉપરથી આ ભૂમિનું સ્મરણ અમારા હૃદયમાંથી કદી પણ ભૂલાશે નહિ; એટલું જ નહિ પરંતુ જે જોયું છે તેના કરતાં પણ વિશેષ જોવા તથા જાણવાને અમે ઉત્કંઠિત રહીશું, તથા જ્ઞાતિ અને ધર્મનો ભેદભાવ રાખ્યા વગર અમારી સમસ્ત પ્રજાના કલ્યાણ તરફ અમે સદા સર્વદા લક્ષ આપ્યાં કરીશું"**

હિંદુસ્તાનમાં થએલા આગમનથી યુવરાજશ્રીને પોતાની પ્રજાની પરિસ્થિતિની પ્રત્યક્ષ માહિતી મળી હતી. આ દેશનો વિસ્તાર, તેમાં વસનારા જુદી જુદી જાતિ અને ધર્મના લોકો, તેમની સહનશીલતા, સાદું જીવન, રાજ્યનિષ્ઠા, ધર્મ પ્રત્યેની દૃઢશ્રદ્ધા, દારિદ્રય પીડા, રાજકીય વિષયમાં મહત્ત્વાકાંક્ષા અને આશા, બ્રિટિશ રાજ્યની ન્યાયપ્રિયતા ઉપર તેમનો અચળ વિશ્વાસ, એ સર્વ બાબતો યુવરાજના અવલોકવામાં આવી હતી અને તેથી રાજ્યકર્ત્તાઓએ હિંદુસ્તાનની પ્રત્યક્ષ માહિતી મેળવીને હિંદી પ્રજાના સંબંધમાં વિશેષ સહાનુભૂતિ દાખવવી એવો તેમનો અભિપ્રાય થયો હતો. જ્યારે તેઓ સ્વદેશ–ઇંગ્લાંડ ખાતે પધાર્યા ત્યારે તેમને લંડનમાં ગીલ્ડહોલ ખાતે ત્યાંના લૉર્ડ મેયર તરફથી તા. ૧૭ મી મે ૧૯૦૫ ના દિને આપવામાં આવેલા ખાણાના મેળાવડામાં તેમણે પોતાનો ઉપર દર્શાવેલો મત જ વ્યક્ત કર્યો હતો.

તેમણે જણાવ્યું હતું કે:–હિંદુસ્તાનના લોકો શાંત સ્વભાવવાળા છે, તેમની રીતભાત બિલકૂલ સાદી છે, તેઓ પૂર્ણ રાજનિષ્ઠ છે અને સ્વધર્મ ઉપર તેમની અડગ શ્રદ્ધા છે, એવું મને તેમના સ્વભાવ ઉપરથી જણાઇ આવ્યું છે. આપણું રાજ્ય ન્યાય અને સત્યને અનુસરીને છે, એમ ત્યાંની તમામ પ્રજા વિશ્વાસપૂર્વક માને છે, એવી પણ મારી ખાત્રી થઇ છે. ત્યાં હું હતો તે દરમ્યાન જે જે વસ્તુસ્થિતિ મેં જોઇ તથા સાંભળી તે ઉપરથી એટલી તો મારી ખાત્રી થઇ છે કે તેમના ઉપર રાજ્ય કરવામાં આપણા તરફથી આપણે પ્રજા તરફ સહાનુભૂતિ દર્શાવીએ તો આપણું કાર્ય ઘણું જ સુલભ અને સરલ થઇ પડે. આપણી એવા પ્રકારની સહાનુભૂતિનો ત્યાંના લોકો મોટા આદરપૂર્વક સ્વીકાર કરશે. વળી હિંદુસ્તાનની સર્વ પ્રજાનું હિત લક્ષમાં રાખી તેમનું કલ્યાણ થાય એવા પ્રકારના ઉપાયો આપણે લઇએ તો પ્રજાજનોને આપણા વિષયમાં વધારે ખાત્રી થાય, તેમ જ આપણા ઉપર તેમનો અધિક વિશ્વાસ બેસે એવી આશા આપણે શામાટે ન રાખવી?”

યુવરાજના આ ઉદ્‌ગારોને તે સમયના રાજનીતિજ્ઞ હિંદી પ્રધાન લોર્ડ મોર્લીએ પણ પુષ્ટિ આપતાં જણાવ્યું હતું કે “હિંદુસ્તાનના સારા રાજ્યવહીવટની ચાવીરૂપ યંત્ર સફળકારક રીતે ઉપયોગમાં આવવા ઉપર જ, તેમ જ બ્રિટિશ સરકાર અને હિન્દી સરકાર વચ્ચે સારી ન્યાયપુરઃસરની સમજુતી થવા ઉપર જ હિંદમાંની બ્રિટિશ સામ્રાજ્યની સર્વોપરી સત્તા આધાર રાખે છે.”

**ફરીથી કેનેડામાં.**

હિંદમાંથી સ્વદેશ ખાતે પધાર્યા પછી કેટલોક વખત સુધી યુવરાજે ગૃહજીવન અને રાજ્યકાર્ય પરત્વેના કર્તવ્યમાં ભાગ લીધો હતો. સને ૧૯૦૮ માં તે નામદારને મર્હુમ શાહનશાહ એડવર્ડ સાતમાના પ્રતિનિધિ તરીકે કેનેડા ખાતે બીજી વખત જવું પડયું હતું. તે વખતે કવીબેકના ત્રીજા શતકનો મહાન્ ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો. તેમાં કેનેડાનું ઐતિહાસિક પ્રદર્શન ખુલ્લું મૂકતાં તેઓશ્રી પોતાનો સંતોષ જાહેર કરવાની સાથે બોલ્યા હતા કે “માતૃભૂમિ અને કેનેડા તેના પુત્રોના સ્નેહદ્વારા જીવંત સાંકળોથી સંકળાયેલા છે.”

દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોની એકત્ર પાર્લામેન્ટ ખુલ્લી મૂકવાની ક્રિયા તેમના વરદ હસ્તે કરવાનું નક્કી થઇ ગયું હતું, પરંતુ દુર્ભાગ્યે મર્હુમ શાહનશાહના સ્વર્ગવાસને લીધે તેઓશ્રી ત્યાં જઇ શક્યા નહિ.

**રાજા થયા.**

મર્હુમ શાહાનશાહ એડવર્ડ સપ્તમના તા. ૬ ઠી મે સને ૧૯૧૦ ના દિને થએલા સ્વર્ગવાસને પરિણામે નામદાર જ્યૉર્જ બ્રિટિશ સામ્રાજ્યના રાજા અને શાહનશાહ થયા. પોતાના પિતાનું મૃત્યુ થતાં રાજકીય રીવાજને અનુસરીને તે નામદારને તા. ૭ મી મેના રોજ પોતાની પહેલી પ્રિવી કાઉન્સીલ ભરવી પડી. તે સમયે તેમણે પોતાની પ્રીવી કાઉન્સીલમાં પહેલી વારના ભાષણમાં જણાવ્યું હતું કે* "મારા જીવનનો આતુર ઉદ્દેશ એજ છે કે મારે મારા મર્હુમ પિતાશ્રીના પગલાને અનુસરવાનો યત્ન કરવો અને તેની સાથે આ રાજ્યપ્રદેશોના રાજ્યબંધારણને અનુસરીને ચાલતા વહીવટને ટકાવી રાખવો. મારા ઉપર જે ઘણી મોટી જોખમદારીઓ આવી પડી છે તેનાથી હું પૂર્ણપણે વાકેફ છું. હું માનું છું કે પાર્લામેન્ટ, તથા ગ્રેટબ્રિટન, આયર્લાંડ અને દરિયાપારનાં મારાં રાજ્યોની પ્રજા તરફની ઉક્ત મુશ્કેલીભરી ફરજો પૂર્ણ કરવામાં તેમના તરફની સહાયતા અર્થે, તથા પરમાત્મા મને બળ અને પ્રેરક સત્તા આપે એવી તેમની પ્રભુભક્તિને માટે, હું વિશ્વાસ રાખી શકીશ. વળી મારાં પ્રિય પત્ની અમારી પ્રજાના શુભ અર્થે હરેક પ્રયત્નમાં નિરંતર સહાયકારિણી થશે એ જ્ઞાને મને ઉત્સાહિત બનાવ્યો છે."

* "To endeavour to follow his footsteps, and at the same time to uphold the constitutional Government of these realms, will be the earnest object of my life. I am deeply sensible of the very heavy responsibities, which have fallen upon me. I know that I can rely upon Parliament, and upon the people of these Islands and of my Dominions beyond the Seas, for their help in the discharge of these arduous duties, and for their prayers that God will grant me strength and guidance. I am encouraged by the knowledge that I have in my dear wife who will be a constant helpmate in every endevour for our people's good".

**હિંદના દેશી રાજા અને પ્રજા પ્રતિ સંદેશો.**

મર્હુમ શાહનશાહના શોકજનક સ્વર્ગવાસ માટે શોક પ્રદર્શિત કરનારો સંદેશો હિંદના દેશી રાજાઓ તથા પ્રજા તરફથી અત્રેના તત્સમયના વાઇસરૉય લૉર્ડ મિન્ટો દ્વારા મોકલવામાં આવ્યો હતો, તેના પ્રત્યુત્તરમાં નામદાર જ્યોર્જે જણાવ્યું હતું કેઃ* તમો નામદારે મારા પ્રિય પિતા અને રાજા—શાહનશાહના સ્વર્ગવાસ સમયે હિંદની શાહનશાહતની તમામ કોમો તથા ધર્મોની પ્રજા તેમ જ રાજાઓ તરફના સંદેશાદ્વારા તેમની દિલસોજી અને વફાદારીના મોકલેલા ઉદ્ગારો મેં ગંભીર લાગણી સાથે સ્વીકાર્યા છે.

"તે નામદારના મરણ માટે તેમના સર્વવ્યાપી શોકના આ ઉદ્ગારોની મારા ઉપર ગંભીર પ્રકારની અસર થઇ છે. મર્હુમ શાહનશાહ, પોતે લીધેલી હિંદુસ્તાનની મુલાકાતનું સદૈવ સ્નેહપૂર્વક સ્મરણ કરતા હતા અને તેમના વિચારોમાં નિરંતર હિંદનું હિત રમી રહેલું હતું.

**"સ્વાનુભવથી હિંદી પ્રજા અને દેશી રાજાઓ મારા રાજ્યાસન પ્રત્યે ગંભીર રાજભક્તિ ધરાવે છે, એવું મારા**

---

* "I have received with profound appreciation the expressions of sympathy and loyalty conveyed in your Excellency's message from the princes and people of all races and creeds in my Indian Empire on the occasion of the death of my dearly-loved father, the King-Emperor.

"I am deeply touched by this expression of their universal sorrow for his death. He always remembered with affection his visit to India, and its welfare was ever in his thoughts".

"From may own expirience, I know the profound loyalty felt for my throne by the Princes and people of India, to whom I desire that my acknowledgements of the homage, they have tendered to me on my accession, may be made known.

**"The prosperity and happiness of my Indian Empire will always be to me of the highest interest and concern, as they were to the late King-Emperor and the Queen-Empress before me".**

જાણવામાં છે. તેમણે મારા રાજપદારોહણને માટે આપેલા માનનો મે' સ્વીકાર કર્યો છે, એમ તેમને જણાવવામાં આવે એવી મારી ઇચ્છા છે.

"મારી પહેલાંનાં મર્હુમ શાહનશાહ તથા મર્હુમ મહારાણીશ્રીની માફક હિંદી શાહનશાહતની આબાદાની અને સૌખ્ય સદૈવ મારી સન્મુખ સવિશેષ રસ અને આતુરતાપૂર્વક રમ્યાં કરશે."

મર્હુમ શાહનશાહના સ્વર્ગવાસ પશ્ચાત્ રીવાજ મુજબ લંડનમાં યોગ્ય સ્થળોએ લોકોને દરબારી ઢંઢેરો સંભળાવવામાં આવ્યો હતો, તેમ જ નામદાર જ્યોર્જે બ્રિટિશ નૌકાસૈન્ય, બ્રિટિશ સૈન્ય, સંસ્થાનો તથા હિંદી શાહનશાહત પ્રત્યે પોતાની તરફના સંદેશા મોકલાવ્યા હતા. તે દરેક સંદેશો અત્રે આપવામાં આવ્યો છે.

**હિંદના દેશી રાજા અને પ્રજાપ્રતિનો.**

* "મારા પરમ પ્રિય પિતાના શોકપ્રદ અને અણધાર્યા અવસાનથી હું આ મહાન્ અને પ્રાચીન રાજવંશના વારસ તરીકે ઉતરી આવેલા રાજ્યાસન ઉપર આવ્યો છું.

"રાજા અને શાહનશાહ તરીકે મારા હિંદના રાજ્ય પ્રદેશોમાંના રાજાઓ, અન્ય રાજ્યકર્ત્તા, ઠાકોરો તેમ જ તમામ રહેવાસીઓને હું આવકાર આપું છું. આ પ્રસંગે હિંદમાંની સમગ્ર કોમો, વર્ગો અને ધર્મોવાળી તમામ પ્રજામાં બ્રિટિશ શાહનશાહતના તાજ પ્રત્યેની રાજભક્તિ અને તે તાજને ધારણ કરનારાઓ પ્રત્યેના અંગત પ્રેમભાવના જે અસરકારક અને પુષ્કળ ઉભરાઓ પ્રકટેલા છે તેને માટે તેમનો હું હૃદયપૂર્વક આભાર માનું છું.

---

* "The lamented and unlooked for death of my dearly loved father calls me to ascend the throne that comes to me as heir of a great and ancient line.

"As King and Emperor, I greet the Princes, the Ruling Chiefs, and all the other dwellers in my Indian dominions. I offer you my heartfelt thanks for the touching and abundant manifestation, that this event has called forth from all the diverse races, classes, and faiths in India, of loyalty to the Sovereign Crown and personal attachment to its wearers.

" સુસ્મરણીયા મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆએ સને ૧૮૫૮ માં હિંદનો રાજકારોબાર સીધી રીતે પોતાના હાથમાં લીધો તત્સમયે પોતાની હિન્દી પ્રજા અને તાબાનાં રાજ્યોના મુખીઓ પ્રત્યે ઢંઢેરો મોકલાવી આપ્યો હતો, તેમજ તે નામદારના પ્રતાપી પુત્ર અને માનનીય તથા સ્મરણીય મારા પ્રિય પિતાએ પચાશ વર્ષ પછીથી ઉક્ત અતીવ વખણાયેલા પ્રસંગને પોતાના ઢંઢેરાથી યાદગાર બનાવ્યો હતો. **આ ઢંઢેરાઓ શાહનશાહી રાજ્યના ઉદાર અને શુભપ્રદ ઉંચા પ્રકારના હેતુઓને પ્રકટાવનારા છે, અને મારી ભવિષ્યની રાજકારકીર્દીમાં હું એક નિષ્ઠાપૂર્વક તે જ હેતુઓને વળગી રહીશ.**

" મર્હુમ શાહનશાહની ઇચ્છાને તથા તે નામદારના પોતાના દાખલાને અનુસરીને આજથી પાંચ વર્ષ પૂર્વે મેં મારી પત્ની સહ-

---

" Queen Victoria of revered memory addressed her Indian subjects and heads of Feudatory States when she assumed the direct Government in 1858; and her august son, my father, of honoured and beloved name, commemorated the same most notable event in his address to you fifty years later. *These are the charters of the noble and benignant spirit of Imperial rule, and by that spirit in all my time to come I will faithfully abide.*

" By the wish of his late Majesty, and following his own example, I visited India five years ago, accompanied by my Royal Consort. We became personally acquainted with great Kingdoms known to history, with monuments of a civilisation older than our own, with ancient customs and ways of life with native rulers, with the peoples, the cities, towns, villages, throughout those vast teritories.

" Never can either the vivid impression of the affectionate associations of that wonderful journey vanish or grow dim.

" Firmly I confide in your dutiful and active co-operation in the high and arduous tasks that lie before me, and I count upon your ready response to the earnest sympathy with the well-being of India, that must ever be the inspiration of my rule ".

વર્ત્તમાન હિંદુસ્તાનની મુલાકાત લીધી હતી. અમે, ઇતિહાસપ્રસિદ્ધ મહાન્ રાજ્યો સાથે અમારા કરતાં પણ વિશેષ પ્રાચીન સુધારાનાં સ્મરણચિન્હોવાળા સાથે, પ્રાચીન રૂઢીઓ અને જીવનના વ્યવહારો સાથે, દેશી રાજાઓ સાથે, આ સમગ્ર વિસ્તીર્ણ પ્રદેશમાંની પ્રજાઓ, શહેરો, નગરો અને ગામો સાથે અંગતપણે પ્રસંગમાં આવ્યાં છીએ.

"એ આશ્ચર્યકર મુસાફરીની જીવંત અસરો અથવા તો તેના અગંના સ્નેહભર્યા સમાગમો કદી પણ નાશ પામશે નહિ, તેમ જ ઝાંખા પડશે નહિ."

"મારી સમક્ષ જે ઉચ્ચ પ્રકારની મુશ્કેલીભરી ફરજો આવી પડેલી છે, તે પ્રતિ તમારી કર્ત્તવ્યનિષ્ઠ અને સક્રિય સહાનુભૂતિમાં હું દ્રઢ વિશ્વાસ મેલું છું, અને **હિંદનું હિત જે સદૈવ મારા રાજ્યનું પ્રેરક બળ થવું જોઇએ** તે માટે તમારી આતુર દિલસોજીના સક્રિય પ્રતિ ઉત્તરની હું આશા રાખું છું."

**નૌકાસૈન્ય પ્રતિ.**

"જે ધંધો મને અતિ પ્રિય હતો અને જેના પ્રત્યે મારો અતૂલભાવ હતો, તેમાં હું કેળવાયેલો હોવાથી તેમ જ તેની મેં તાલીમ મેળવેલી હોવાથી તેના સક્રિય કર્ત્તવ્યમાંથી મેળવેલી નિવૃત્તિને લીધે તે ધંધા પ્રત્યેની મારી સ્નેહયુક્ત લાગણીમાં કોઇ પણ રીતે ન્યૂનતા આવી નથી. મને ૩૦ વર્ષ પર્યંત નૌકા સૈન્યમાં કામ કરવાનું માન મળ્યું છે, તેને અંગે મારા જીવન અને કાર્યમાં જે આંતરિક અનુભવો પ્રાપ્ત થયા છે, તે ઉપરથી જે કર્ત્તવ્યપરાયણતામાંથી આપણા દરિયાઇ લશ્કરનો જવલંત ઇતિહાસ ઉદ્ભવેલો છે, તેણે એવી ચુસ્ત કર્ત્તવ્યપરાયણતા અને રાજ્યનિષ્ઠાના જુસ્સા ઉપર હું કેટલો બધો સંપૂર્ણ આધાર રાખી શકું તે જાણવાને મને શક્તિમાન્ કર્યો છે."

**સંસ્થાનો પ્રતિ.**

"મારી દરિયાપારની રાજભક્ત પ્રજા તરફથી માયાળુપણાના મળેલા સંખ્યાબંધ સંદેશાઓએ મારા અંતઃકરણમાં ગંભીર અસર પ્રકટાવી છે, અને મારી ખાત્રી કરી આપી છે કે મારે અને તેમને જે મહાન્ કસોટીમાંથી પસાર થવાનો પ્રસંગ આવી પડ્યો છે, તેમાં મારા ઉપરની તેમના તરફની સંપૂર્ણ દિલસોજી છે. પોતાના સંસ્થાનોના સમગ્ર પ્રદેશની પોતાની તમામ પ્રજાનું સુખ મારા પિતાશ્રીના અંતરમાં સ્નેહપૂર્ણ રીતે રહેલું હતું. તેમને માટે જ તે નામદારે જી-

વન ધારણ કર્યું હતું, અને સ્વકર્ત્તવ્ય બજાવ્યું હતું. તેમની સેવામાં તેઓ મરણ પામ્યા અને આભારપૂર્વક સ્મરણથી તેઓ તેમને હંમેશા યાદ કરશે. મારા પ્રિય પિતાશ્રીના પગલાને અનુસરવાનું અને તેમનાથી સમૃદ્ધિ પામેલું કાર્ય આગળ વધારવાનું હવે મારે શિરે આવેલું છે.

"નાવિક રાજકુમાર તરીકે પ્રવાસદ્વારા બ્રિટિશ સામ્રાજ્યનાં દરિયાપારનાં સંસ્થાનો સાથે મને ગાઢ સંબંધ થએલો છે. નવ વર્ષ પહેલાં મારી પ્રિય પત્ની સાથે સમગ્ર શાહનશાહતમાં મેં પ્રવાસ કર્યો હતો, અને જો મર્હુમ શાહનશાહ થોડો વધુ વખત જીવતા રહ્યા હોત તો તેમણે દર્શાવેલી ઇચ્છાનુસારે આવતી પાનખર ઋતુમાં જે સુલેહ, શાન્તિ એકતાની વૃદ્ધિ કરવાની મારા પિતાશ્રીની ખાસ ઇચ્છા હતી તેના તાજામાં તાજા અને મોટામાં મોટા પૂરાવારૂપ દક્ષિણ આફ્રિકાનાં સંયુક્ત રાજ્યોની પહેલી પાર્લામેન્ટ ખુલ્લી મુકવાને અમો બન્ને ત્યાં ગયાં હોત.

"રાજ્યબંધારણને અનુસરીને ચાલતા રાજકારોબારને જાળવી રાખવાને તથા મારા સમગ્ર રાજપ્રદેશોમાં જે સ્વાતંત્ર્ય ભોગવવામાં આવ્યું છે તેનું સંપૂર્ણપણે રક્ષણ કરવાને મારા તરફથી બનતા પ્રયત્નો થશે. પરમ કૃપાળુ પરમાત્માની શુભ પ્રેરણાથી હું સ્વાતંત્ર્ય, ન્યાય અને સુલેહ શાન્તિના પાયા ઉપર સંયુક્ત બ્રિટિશ સામ્રાજ્યના મહાન્ વારસાને નિભાવીશ."

ના. શાહનશાહ જ્યોર્જ પંચમ તરફના આ સંદેશાઓ વાંચતાં આપણે સ્પષ્ટ રીતે તેમના હૃદયની ન્યાયપ્રિયતા, સમભાવવૃત્તિ, પ્રજા પતિનો સ્નેહ આદિ તેમના ગુણો જોઇ શકીએ છીએ. તે નામદારની રાજકારકીર્દી શરૂ થયાને કેટલોક સમય ગયો છે તે દરમીયાન જ તેઓશ્રીએ પોતાના ઉત્તમ પ્રકારના ગુણોની અસરકારક છાપ આપણા હૃદય ઉપર પાડી છે. હિંદી પ્રજાને સંતોષ થાય તથા તેના મનમાં રહેલો સ્હેજ પણ વસવસો દૂર થાય તે માટે તે નામદારે જ્યારે રાજ્યાભિષેક પ્રસંગે પોતાનું હિંદમાં આગમન થયું ત્યારે બંગાળાના ભાગલાવાળો ઠરાવ કે જેને settled fact તરીકે ગણવામાં આવ્યો હતો તે રદ કર્યો અને હિંદુસ્તાનના પાયતખ્ત તરીકે કલકત્તાના બદલે દિલ્હી કે જે પ્રાચીન કાળથી રાજધાનીનું શહેર હતું તેને ઠરાવ્યું, તે બે દૃષ્ટાન્તો ઉપરથી જ આપણે તેમની દૃઢતા જોઇ શકીએ છીએ;

કેમકે તે વખતે ઉક્ત કાર્યોની સામે કેટલાક એંગ્લો-ઇન્ડીઅનો તથા અન્ય અંગ્રેજ રાજદ્વારીઓ તરફથી કાંઇ ઓછો વિરોધ દર્શાવવામાં આવ્યો નહોતો, પરંતુ આ વિરોધની તે નામદારે લેશ ભાર પણ દરકાર કરી નહોતી. હજી ભવિષ્યમાં પણ આપણે આશા રાખીશું કે તેઓ શ્રી પોતાના ઉચ્ચ આશયો પાર પાડવાને પોતાના પ્રયત્નમાં અડગ જ રહેશે, અને તેઓશ્રીની રાજ્યકારકીર્દી તેઓશ્રીના મર્હુમ પિતાશ્રી તથા પિતામહીની માફક ઉજ્વલ અને યશસ્વી નીવડયા સિવાય રહેશે નહિ.

હવે સને ૧૯૧૧ ના જુન માસની તા. ૨૨ મીના રોજ ઇંગ્લાંડ ખાતે તે નામદારના રાજ્યાભિષેકની ક્રિયાનું અત્ર વર્ણન આપતાં પૂર્વે નામદાર :શાહનશાહબાનુ મેરીના જીવનને લગતી કેટલીક હકીકત અત્ર પ્રથમ આપીશું.

**શાહનશાહબાનુ મેરી.**

ઇંગ્લાંડના રાજા ત્રીજા જ્યોર્જના સૌથી નાના કુમાર એલોલ્ફસ ફ્રેડરિકને ડયુક ઓફ કેમ્બ્રિજની પદવી આપવામાં આવી હતી. આ ડયુક ઓફ કેમ્બ્રિજનાં પુત્રી મેરી એડિલેડ વિલેલ્મીના ઇલીઝાબેથના વિવાહ પ્રિન્સ ટેકની સાથે કરવામાં આવ્યા હતા, જેને પાછળથી ડયુક ઓફ ટેકની પદવી આપવામાં આવી હતી. પ્રિન્સ ટેક શૂરવીર, નીતિમાન્ અને ધર્મપરાયણ વૃત્તિવાળો હતો. આ દંપતીનો એક બીજા ઉપર અકૃત્રિમ-નૈસર્ગિક અને અનુપમ પ્રેમ હતો. એક રાજકુટુંબીજન તરીકે તેમની આર્થિક સ્થિતિ કાંઇ એટલી બધી સારી નહોતી, તોપણ સંતોષ અને પ્રેમરૂપી દ્રવ્યથી પોતાની ખાલી રહેલી તીજોરીઓને ભરી દઇને તે કુટુંબ સદા આનંદ અને સુખમાં પોતાનો કાળ નિર્ગમન કરતું હતું.

**જન્મ.**

ડયુક અને ડચેસ ઓફ ટેક કેનિંગ્સ્ટનના રાજમહેલમાં રહેતાં હતાં, તે વખતે સને ૧૮૬૭ ના મે માસની તા. ૨ જીના રોજ તેમને એક કન્યારત્ન પ્રાપ્ત થયું. તે જ આપણાં લોકપ્રિય ભાગ્યશાળી શાહાનશાહબાનુ મેરી. તેમનું નામ વિકટોરીઆ મેરી આગસ્ટા લુઇઝા ઓલ્ગા પાવલીન કલોડિન અગ્નિજ રાખવામાં આવ્યું હતું. તેમને પોતાના કરતાં નાના બીજા ત્રણ ભાઈ પણ હતા.

**શિક્ષણ.**

બાળકોના શિક્ષણના સંબંધમાં આ ડ્યુક અને ડચેસ ઓફ ટેક ઘણી જ સંભાળભરી કાળજી રાખતાં હતાં તથા પોતાનો ઘણો વખત બાળકોના સમાગમમાં ગાળતાં હતાં. જે વાત બાળકોનાં કાન ઉપર જવાથી ઇષ્ટ પરિણામ આવવાનો સંભવ ન હોય તે વિષયે તેમની રૂબરૂ તેઓ કદી પણ સંભાષણ કરતાં નહિ. આજકાલ આપણા દેશમાં ઘણાં માતપિતા પોતાનાં નાનાં બાળકોની સમક્ષ ગમે તેવા પ્રકારની વાતો કરે છે. તેઓ એમ સમજે છે કે એ બાળક અજ્ઞાન છે તેને બોલતાં પણ આવડતું નથી, તો આપણી વાતોની તેના મન ઉપર શી અસર થવાની છે? પરંતુ તેમની એ માનીનતા ભૂલભરેલી છે. નાના બાળકને અજ્ઞાન કહેનાર પોતાનું જ અજ્ઞાન પ્રકટ કરે છે. મોટાઓ કરતાં પણ તેનામાં ગૃહણશક્તિ વિશેષ હોય છે તેમ જ જીજ્ઞાસાવૃત્તિ પણ એટલી જ તીવ્ર હોય છે. તેથી જો કે તે બોલી શકતું ન હોય તોપણ પોતાનાં માબાપ જે વાતો કરતાં હોય તે મૌનપણે સાંભળ્યા કરે છે અને તે તેના અંતરમાં ઉતરી જાય છે, તેથી અનિષ્ટ વાતોનું પરિણામ ભવિષ્યમાં ઘણી વખત ખરાબ આવે છે. ભગવાન્ કૃષ્ણચંદ્ર પોતાની બ્હેન સુભદ્રા પાસે કોઠાયુદ્ધને લગતી વાત કરતા હતા, તે વખતે સુભદ્રા ગર્ભવતી હતી અને ગર્ભમાં રહેલા અભિમન્યુએ ત્યાં રહ્યાં રહ્યાં માત્ર સાંભળીને જ છ કોઠાના યુદ્ધનું શિક્ષણ મેળવ્યું હતું, એ વાત મહાભારતમાં લખેલી છે. જ્યારે ગર્ભમાં રહેલા બાળકમાં ગૃહણશક્તિ આટલી તીવ્ર હોય છે તો જન્મ પશ્ચાત્ તેના કરતાં પણ અધિક હોય તેમાં શી નવાઇ? તેથી **દરેકે જો પોતાનાં બાળકોને ઉત્તમ ગુણવાળાં બનાવવાં હોય તથા તેમનામાં દુર્ગુણનો પ્રવેશ થવા દેવો ન હોય તો નાનપણથી જ તેમના મન ઉપર ઉચ્ચ સંસ્કારો પાડવાનો પ્રયત્ન કરવો જોઇએ.**

હવે આપણે આ આડ વિષયને છોડી દઇને આપણા મૂળ પ્રસંગ ઉપર આવીએ. ડ્યુક ઓફ ટેકના કુટુંબમાં એકબીજાને માટે માનબુદ્ધિ, પ્રેમ, શાંતિ અને સદ્‌વર્તન હોવાને લીધે બાળકોના મનનું વલણ પણ તેના તરફ જાય એ સ્વાભાવિક હતું. બાળકોનો શિક્ષણક્રમ સરળ રીતે ચાલે, તેની સાથે તેમનાં શરીર નીરોગી અને મજબુત રહે, તેને માટે ડચેસ ઓફ ટેક ઘણી જ કાળજી રાખતાં હતાં.

**અભ્યાસક્રમ.**

ત્યાંનો અમલદાર જ્યારે ગરીબોને મદદ કરવાને જતો ત્યારે તેની સાથે આ બાળકોને પણ મોકલવામાં આવતાં. તે બાળકો ગરીબ લોકોની સાથે વાતચીત કરી તેમની સ્થિતિથી વાકેફ થતાં અને તેમને પોતાથી બનતી મદદ પણ આપતાં. આ યોગથી ગરીબ લોકો કેવી સ્થિતિમાં પોતાના દિવસો નિર્ગમન કરે છે તે બાળકોના સમજવામાં આવ્યું તથા દીન–દુબળા અને અનાથ અપંગોને મદદ કરવાથી મળતા એક પ્રકારના સાત્વિક આનંદનો લાભ તેઓ પ્રાપ્ત કરી શક્યાં.

રાજકુમારી મેરી ઉમરલાયક થયા પછી પોતાનાં સામાજિક કાર્યો કરવા લાગ્યાં ત્યારે પણ તેમનો અભ્યાસક્રમ તો પ્રથમની માફક ચાલુ જ હતો. શું શું વાંચવું જોઇએ તે નક્કી કરીને તેમણે પોતાનો અભ્યાસક્રમ ગોઠવી રાખ્યો હતો અને તેમનું લગ્ન થયું ત્યાંસુધી શિક્ષણ એકસરખી રીતે ચાલુ રહ્યું હતું. અધુરો ઘડો છલકાય છે તેમ અધુરી કેળવણી કેટલીકવાર લાભને બદલે હાનિકર્ત્તા થઇ પડે છે એમ તેમની માતા સમજતાં હોવાથી તેમણે પોતાની પુત્રીને સંપૂર્ણપણે કેળવવાનો નિશ્ચય કર્યો હતો અને તે અમલમાં પણ મૂક્યો હતો. જ્યારે જે વાંચવાનું હોય તે પૂરૂં થાય ત્યારે વાંચેલા વિષય ઉપર પોતાની શિક્ષિકા સાથે ફ્રેંચ કિંવા જર્મન ભાષામાં તેઓ વાદવિવાદ કરતાં. સહવારે ઉઠીને હંમેશાં ધર્મપુસ્તક ( બાઇબલ ) માંનો એક અધ્યાય વાંચતાં. બીજાં ગમે તેટલાં અગત્યનાં કામો હોય, તોપણ પોતાનાં ધર્મ વિષયક કામો તો હંમેશાં ઠરાવેલે વખતે જ તેઓ કરતાં.

ટેનીસન, કાર્લાઇલ, એમર્સન અને જ્યોર્જ ઇલીયટનાં પુસ્તકો તરફ તેમનો અત્યંત ચાહ હતો. તેમ જ બીજા ગ્રંથકારોનાં પુસ્તકો પણ તેમની લાયબ્રેરીમા નહોતાં એમ નહિ. વાંચનનો તેમને બહુ શોખ હતો. સ્વચ્છતા, વ્યવસ્થા અને સૌંદર્ય, એ બાબતો તેમને આત પ્રિય હતી. ખેલ તમાસા તરફ તેઓ વધુ લક્ષ ધરાવતાં નહિ, કેમકે નાનપણમાં તેમને એ બાબતનો પરિચય થયો નહોતો. તેમના પિતાની માનીનતા એવા પ્રકારની હતી કે ખેલ તમાસા ફક્ત પુરુષોને માટે જ છે, તેથી સ્ત્રીઓને માટે એવી રમત ગમતને ત્યાં ઉત્તેજન આપવામાં આવતું નહિ. માત્ર પ્રિન્સેસ મેરીને ગાડી હાંકવાની છૂટ આપવામાં આવી હતી.

**ધર્મદીક્ષા.**

૧૮૮૫ ના અગસ્ટ માસમાં પ્રિન્સેસ મેરીની ધર્મદીક્ષાનું પ્રમાણીકરણ સેંટ એલબન્સના ધર્માધ્યક્ષ તરફથી કરવામાં આવ્યું હતું. મી. કારગ્લીન કે જેણે તેમને આ ક્રિયાને માટે તૈયાર કર્યાં હતાં, તે તેણે આપેલા શિક્ષણ દરમીયાન તેમણે દર્શાવેલી ઉંડી ધાર્મિક લાગણીથી છક થઈ ગયો હતો.

સને ૧૮૮૬ થી રાજકુમારી પહેલ વહેલાં જાહેરમાં આવ્યાં. તે વર્ષમાં તેઓએ પોતાનાં માતાપિતા સાથે બે રાજવંશી જાહેર મેળાવડામાં હાજરી આપી હતી. પ્રિન્સેસ મેરી જ્યારે ગામડાંમાં જતાં ત્યારે ત્યાં તેમને બહુ માન મળતું અને ત્યાંનાં લોકોને તેઓ અતિ પ્રિય થઈ પડતાં હતાં, કેમકે તેઓ બિલકુલ અતડાં રહેતાં નહિ. પોતાના ખર્ચ માટે તેમને જે કાંઇ મળતું હતું, તેમાંથી થોડો ભાગ ગરીબ લોકોનાં બાળકોને આપવાને માટે તેઓ જુદો કાઢતાં હતાં. પોતાને નવા વર્ષમાં, નાતાલના તહેવારોમાં અને જન્મદિવસના રોજ જે કાર્ડ, ચિત્રો, રમકડાં, ફીતો આદિ મળતું તે સંભાળીને રાખતાં અને પ્રસંગોપાત હોસ્પીટલોમાં જઇને નાનાં છોકરાંઓ તથા માંદાં માણસોને ભેટ તરીકે આપતાં તથા તેમને આશ્વાસન દેતાં. તેમની નજીકમાં એક ક્ષય રોગથી પીડાતા છોકરા પ્રત્યે તેમણે જે માયાભરી લાગણી દર્શાવી હતી, તેને માટે હજી પણ તેના સંબંધીઓ પ્રિન્સેસ મેરીને યાદ કરીને તેમની ઉદારતા અને દયાને માટે ઉપકારના ઉદ્ગારો કાઢે છે.

**ગરીબો પ્રત્યે ભાવ.**

તેમની માતામહી ડચેસ ઓફ્ કેમ્બ્રિજ સને ૧૮૮૭ માં ૯૧ વર્ષની ઉમરે લાંબો વખત માંદગી ભોગવીને સ્વર્ગવાસી થયાં હતાં. ૧૮૯૦ માં પ્રિન્સેસ મેરી પોતાની માતા સાથે બવેરીઆ, ઓબેરએમરગોની મુસાફરીએ ગયાં હતાં, અને પછીથી સેંટ મોરીટ્ઝ તથા મ્યુનિચ, હંબર્ગ અને પારિસ થઇને ઈંગ્લાંડ આવ્યાં હતાં.

ડયુક અને ડચેસ ઓફ ટેક તથા રાજકુમારી મેરી સ્થાનિક બાબતોમાં પણ લક્ષ આપતાં હતાં. લોકોની સ્થિતિ સુધારવાના ઉદ્દેશથી જે સંમેલનો વગેરે થતાં હતાં તે દરેકમાં પ્રિન્સેસ મેરી હાજરી આપતાં હતાં. તેમના આગમનથી ગરીબ લોકો ઉત્તેજીત થતાં અને તેમને બહુ આનંદ થતો. જ્યારે તેઓ ફરવાને જતાં ત્યારે

રસ્તામાં કોઇ મળી જાય તો તેની સ્થિતિ વિષે લાગણીપૂર્વક પૂછ-ગાછ કરતાં અને તેની સાથે માયાળુપણા પૂર્વક વાતચીત કરતાં હતાં.

એક દિવસ ડચેસ ઓફ ટેક અને રાજકુમારી મેરી બહાર જતાં હતાં તેવામાં રસ્તામાં એક વૃદ્ધ સ્ત્રી લાકડાં એકઠાં કરતી જોવામાં આવી. ઠંડી સખ્ત પડતી હતી અને પેલી વૃદ્ધા બિચારી તદ્દન થાકી ગઇ હતી. એ જોઇને ડચેસ તથા રાજકુમારી એકદમ તેની પાસે ગયાં. ડચેસે લાકડાં એકઠાં કર્યાં અને રાજકુમારીએ તેની ભારી બાંધી આપી પેલી વૃદ્ધાને માથે ચડાવી; અને તે ડોસી આ પ્રકારે મળેલી મદદથી આનંદ પામતી ઘર તરફ ચાલી. આ ઉ૫રથી જોઇ શકાય છે કે મેરી કિંવા તેમની માતાના મનમાં બિલકુલ મોટાઈ કે અભિમાન નહોતાં.

એક વખત તેમના એક જુના નોકરે રાજકુમારી મેરીની માતા ઉપર પોતાને કાંઈ મદદ કરવાને પત્ર લખ્યો હતો. તે પત્ર રાજકુમારીના જોવામાં આવવાથી તેમણે પોતે પોતાના પૈસામાંથી તેની માગણી પૂરી પાડી, પરંતુ તે વાત જાહેર ન થાય માટે તેવી સૂચનાવાળો એક પત્ર પણ તે નોકર ઉપર લખી મોકલ્યો. આ ગુપ્ત દાનનો પ્રકાર કંઇ ઓછો પ્રશંસાપાત્ર ગણાય નહિ. તેઓ જે કાંઇ કાર્ય કરતાં તેમાં માન કિંવા ફળની ઇચ્છા રાખતાં નહિ. “ **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** ” એ ગીતા વાક્યનું યથાર્થ પાલન કરતાં અને ફળની આશા રાખ્યા સિવાય પોતાને પ્રાપ્ત થએલા મનુષ્યજીવનમાં પોતે સ્વકર્તવ્ય કાંઇ પણ દેખાવ કર્યા વગર સાદી રીતે બજાવ્યે જતાં હતાં..

ડચેસ ઓફ્ ટેક કોઇ દવાશાળામાં કે ગરીબ લોકોને માટે સ્થાપવામાં આવેલી સંસ્થામાં જતાં તો પ્રિન્સેસ મેરી તેમનો સાથ કર્યા વગર રહેતાં નહિ. આથી ઘણાં ગરીબ લોકો તેમને ઓળખતાં હતાં, અને તેમનાં દર્શનથી પોતાનો આનંદ પ્રદર્શિત કરતાં હતાં. કેટલીક વાર તેઓ બજારમાંથી ફૂલ વેચાતાં લઇને દવાશાળાઓમાં જઇને અનાથ માંદાં માણસોને આપતાં. કોઈ કોઈ વાર પોતાના બગીચામાંથી પુષ્પો ચુંટી તેના સુંદર ગોટા બનાવી તે રોગીને આપતાં. આથી રોગી જનોને અતિ આનંદ થતો અને પોતાના વ્યાધિમાં આશ્વાસન મળતું.

ગરીબ લોકોની સ્થિતિ સુધારવાને માટે શું કરવું જોઇએ તે જાણવાને સારૂ જ ખાસ તેમણે અર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો.

અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો અન્ય જનોને સમજાવવાને માટે તેમણે વ્યાખ્યાનો અપાવવાની ગોઠવણ કરી હતી. આ વ્યાખ્યાનોમાં ડચેસ ઓફ ટેક અને પ્રિન્સેસ મેરી દર વખત હાજરી આપતાં હતાં અને પોતાની ઓળખીતી સ્ત્રીઓને પણ તેમાં હાજરી આપવાને આમંત્રણ કરતાં હતાં. આ યોજનાથી તેઓ શ્રીમંત અને ગરીબ તમામને અતિ-પ્રિય થઇ પડયાં હતાં.

સન ૧૮૮૭ માં મહારાણીશ્રી વિકટોરીઆની રાજ્યકારકીર્દીના ૫૦ વર્ષના સુવર્ણમહોત્સવના સમયે ડચેસ ઓફ ટેક અને રાજકુમારી મેરીએ ગરીબોને માટે સ્થાપવામાં આવેલી જુદી જુદી સંસ્થાઓને માટે ફંડ ખોલ્યું હતું, જેમાં રાજકુમારીએ રૂ. ૩૦૦૦ ની રકમ થોડા વખતમાં એકઠી કરી હતી.

રાજકુમારી જેમ જેમ મોટી ઉમરનાં થતાં ગયાં, તેમ તેમ ગૃહકાર્યોમાં, સામાજિક બાબતોમાં તેમ જ દાન ધર્મ કરવામાં તેઓ પોતાની માતાને મદદ કરવા લાગ્યાં. હમેશનો પત્રવ્યવહાર ઘણું ખરૂં તે જ કરતાં હતાં. આ કામો તેમના ઉપર આવી પડવાથી તેમના ગુણોનો પણ વિકાસ થવા લાગ્યો. તેમનું મન હંમેશ પ્રફુલ્લ રહેતું અને વૃત્તિ આનંદમય જ રહેતી હતી.

**પરોણાગત.**

ડયુક અને ડચેસ ઓફ ટેકને મ્હેમાનોનું આદરાતિથ્ય કરવાનું બહુ પસંદ પડતું. તેઓ વ્હાઇટ લોજમાં રહેતાં હતાં. આ સ્થળ લંડનની બહુ નજીક હતું, તેથી દર રવિવારે લંડનથી કોઇનો કોઇ શ્રીમંત ગૃહસ્થ કે ઉમરાવ તેમને ત્યાં આવેલો જ હોય. કોઇ કોઇવાર તો ઝાઝા પરોણા પણ એકઠા થઇ જતા. તે દરેકને યોગ્ય સન્માન આપવામાં આવતું અને તેમનું આતિથ્ય કાંઇ પણ સંકોચ વગર રૂડે પ્રકારે કરવામાં આવતું હતું. તેમની સાથે રાજદ્વારી યા સામાજિક પ્રાસંગિક વિષયો સંબંધે ડચેસ ઓફ ટેક સંભાષણ કરતાં, જે સાંભળવાનો તથા તે પરથી એ વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો લાભ રાજકુમારી મેરીને મળતો.

આ અરસામાં ડયુક ઓફ કલેરન્સ, આપણા સાંપ્રત શાહનશાહ જ્યોર્જ પંચમના વડીલ બંધુ એકાએક સ્વર્ગવાસ પામવાથી રાજકુટુંબ ઉપર મોટી આફત આવી પડી હતી. ડયુક ઓફ કલેરન્સની અંત્યવિધિ પૂર્ણ થયા પછી કેટલોક સમય આ કુટુંબ ફ્રાન્સના દક્ષિણ

બાગમાં જઇને રહ્યું હતું. ત્યાંથી પાછા આવ્યા બાદ તે રિચમંડ પાર્કમાં રહેતાં હતાં અને અવારનવાર મહારાણીશ્રી વિક્ટોરીઆને મળવાને વિંડસર અને સેંડ્રિગહામમાં આવતાં હતાં.

**વિવાહ અને લગ્ન.**

પ્રિન્સેસ મેરી અને રાજકુમાર જ્યોર્જ વચ્ચે બાલ્યકાલથી જ સ્નેહસંબંધ હતો. તે દિવસે દિવસે વધતો ગયો હતો. ત્યારબાદ પ્રિન્સેસ મેરીનું સગપણ મર્હુમ રાજકુમાર આલબર્ટ વિક્ટર સાથે થયું હતું, પરંતુ તેમના મરણ પશ્ચાત્ ૧૮૯૩ ના મે માસની તા. ૩ જીના રોજ રાજકુમાર જ્યોર્જ સાથે રાજકુમારી મેરીનું સગપણ કરવામાં આવ્યું. આ વાત જાણીને સર્વને અતિ આનંદ થયો. આ સંબંધ થાય એવી મહારાણીશ્રી વિક્ટોરીઆની ઉત્કટ ઇચ્છા હતી. મરહુમ શાહનશાહ એડવર્ડ સપ્તમ અને આપણાં રાજમાતા, એલેકઝાન્ડ્રાનો રાજકુમારી મેરી ઉપર અત્યંત પ્રેમ હતો, અને તેના જેવી રૂપગુણસંપન્ન વહુ મળવાથી તેમને પણ અત્યંત સંતોષાનંદ થયો. બીજા જેમ્સ રાજાના વખત પછીથી બ્રિટિશ રાજ્યવારસનો અંગ્રેજ રાજકુમારી સાથે સંબંધ થયાનો આ પહેલો જ પ્રસંગ હતો.

આ સર્વ ગડબડમાં પણ રાજકુમારી મેરીનો સાદો સરળ સ્વભાવ પૂર્વેની માફક કાયમ જ હતો. પોતે ભવિષ્યમાં બ્રિટિશ શાહનશાહતની અધિકારિણી થશે એવા વિચારથી તેમના મનમાં લેશ પણ ગર્વ ઉત્પન્ન થયો નહોતો. આ આનંદોત્સવ નિમિત્તે ડયુક અને ડચેસ ઓફ ટેકે પોતાના સ્નેહી વર્ગ તથા આસપાસ વસનારાઓને મિજબાની આપી હતી. તે પ્રસંગે થએલા મેળાવડામાં પણ રાજકુમારી મેરી સર્વની સાથે ખુલ્લા દીલથી ભેળાઇ જતાં હતાં.

તે જ સાલની તા. ૪ થી જુલાઇના રોજ રાજકુમારી મેરી વ્હાઇટ લોજ છોડીને પોતાની માતાની સાથે બંકિંગહામના રાજમહેલમાં ગયાં. તા. ૬ ઠી જુલાઇ ૧૮૯૩ ના રોજ રાજકુમાર જ્યોર્જ અને રાજકુમારી મેરીનાં લગ્ન થયાં. લગ્નક્રિયા સેંટ જેમ્સમાં કરવામાં આવી હતી. રાજકુમારી મેરીએ અતિશય લોકપ્રિયતા પ્રાપ્ત કરેલી હોવાથી આ ઉત્સવ લોકોએ બહુ ધામધુમ સાથે ઉજવ્યો હતો અને તેમનાં દર્શનને માટે ગીર્દી પણ સવિશેષ થઇ હતી.

**આયર્લાંડમાં પ્રવાસ.**

સને ૧૮૯૭ માં મહારાણી શ્રી વિક્ટોરીઆની રાજ્યકારકીર્દિનો હીરક મહોત્સવ પૂર્ણ થયા બાદ રાજકુમાર જ્યોર્જ અને તેમનાં પત્ની મેરી–ડયુક અને ડચેસ ઓફ્ યોર્ક આયર્લાંડના પ્રવાસે ગયા. તે સમયે આયર્લાંડનું રાજકીય વાતાવરણ બહુધા અશાંત હતું, તોપણ આયરીશ પ્રજાએ ડયુક અને ડચેસ ઓફ્ યોર્કનો સારી રીતે આદરસત્કાર કર્યો હતો. આયર્લાંડની રાજ્યધાનીમાં એ દંપતીનાં દર્શન કરવાને હજારો લોકો એકઠાં થયાં હતાં, જેમણે તાળીઓની ગર્જનાથી ડયુક અને ડચેસ ઓફ્ યોર્ક પ્રત્યેનો પોતાના હૃદયનો પૂજ્યભાવ અને રાજનિષ્ઠા પ્રદર્શિત કર્યાં હતાં.

**માતાપિતાનું મૃત્યુ.**

તે જ સાલના અકટોબર માસમાં ડચેસ ઓફ્ ટેક આજારી થયાં અને થોડો સમય મંદવાડ ભોગવીને મરણ પામ્યાં. ડચેસ ઓફ્ યોર્ક તે સમયે તેમની પાસે જ હતાં. માતાના મૃત્યુથી તેમને અત્યંત શોક થયો હતો. ૧૯૦૦ માં તેમના પિતા ડયુક ઓફ ટેક પણ સ્વર્ગવાસી થયા. આ પ્રમાણે ટુંક સમયમાં માતા પિતા બન્નેના થઇ પડેલા દુઃસહ વિયોગનું દુઃખ સહન કરવાનું તેમના શિરે આવી પડયું.

**પ્રવાસ માટે તયારી.**

સને ૧૯૦૧ માં ડયુક અને ડચેસ ઓફ્ યોર્ક સંસ્થાનોની મુલાકાતે જવું એવું ઠરાવવામાં આવ્યું હતું. આ પ્રવાસ કરવાનું ડચેસ ઓફ યોર્કને બહુ જ પસંદ પડયું હતું, પરંતુ પોતાનો અને પોતાનાં બાળકોનો વિયોગ થશે એ વિચાર આવવાથી તેમના હૃદયમાં દુઃખ થવા લાગ્યું. તેમની બાળકો પ્રત્યે અતૂલ પ્રીતિ હતી. પોતાનાં બાળકોને બીજાને સ્વાધીન કરવાનું તેમના જીવ ઉપર આવ્યું, પરંતુ સાર્વજનિક હિતના વિષય પાસે પોતાના અંગત સુખદુઃખનો વિચાર બાજુએ મૂકીને, પોતાનું મન દ્રઢ કરીને તેમણે પ્રવાસને માટે તૈયારી કરવા માંડી. આ તૈયારી થતી હતી, એટલામાં મહારાણીશ્રી વિક્ટોરીઆ માંદા પડયાં અને સને ૧૯૦૧ ની તા. ૨૨ મી જાન્યુઆરીના રોજ મરણ પામ્યાં.

ડચેસ ઓફ યોર્કના બાલ્યકાળથી જ મહારાણીશ્રી વિક્ટોરીઆનો તેમના ઉપર પ્રેમ હતો અને જેમ જેમ તે મોટાં થતાં ગયાં, તેમ તેમ તે પ્રેમ વધતો ગયો હતો. ડચેસ પણ મહારાણી પ્રત્યે અત્યંત ભક્તિભાવ અને પૂજ્યબુદ્ધિ ધરાવતાં હતાં.

**પ્રવાસ.**

મહારાણીશ્રી વિક્ટોરીઆના સ્વર્ગવાસથી ડયુક ઓફ યોર્ક પ્રવાસે જવું કે નહિ તત્સંબંધે કેટલીક વાટાઘાટ થઇ હતી, પરંતુ છેવટે પ્રવાસે જવાનું ઠર્યું અને સર્વ તૈયારી થયા પછી ૧૯૦૧ ના માર્ચ માસની તા. ૧૬ મીના રોજ ડયુક અને ડચેસ ઓફ યોર્ક ઇતર મનુષ્યોની સાથે આસ્ટ્રેલીઆના પ્રવાસે જવાને નીકળ્યાં. પ્રવાસ દરમીયાન ડચેસ ઓફ યોર્ક પોતાના સ્વભાવાનુસાર દરેક સ્થળે દવાખાનાંઓની મુલાકાત લેવાનું ચુકતાં નહિ. ત્યાં જઇ રોગીઓની સાથે વાતચીત પૂછી તેમના મનને સંતોષ પમાડતાં.

પ્રવાસ ખતમ કરીને ડયુક તથા ડચેસ ઓફ યોર્ક ઇંગ્લાંડમાં પાછા આવ્યાં ત્યારે પ્રજાએ તેમનું મોટા પ્રેમપૂર્વક સ્વાગત કર્યું હતું. સંસ્થાનોના આ પ્રવાસ દરમ્યાન ડચેસમાં રહેલા ગુણો બહાર દેખાઇ આવ્યા હતા. તેમને જુદાં જુદાં ઘણાં કામો કરવા પડતાં હતાં. તેમાં તેઓ બિલકુલ ત્રાસ કે કંટાળો ન દર્શાવતાં દરેક કાર્ય દક્ષતા અને હુશિયારીપૂર્વક કરતાં અને તેમ કરીને લોકપ્રીતિ સંપાદન કરતાં હતાં. તેમનું વદન હમેશાં પ્રસન્ન અને હસતું જણાતું હતું. તેમણે પુષ્કળ માહિતી મેળવેલી હોવાથી પ્રસંગાનુસાર કોની સાથે કેવી રીતે વર્ત્તવું અને કોને કેટલું માન આપવું તેનું તેમણે સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. પ્રવાસ દરમ્યાન આગબોટમાં જે જે ઠેકાણે જવાનું હોય, તે તે સ્થળોને લગતી માહિતી મેળવવાને તે સંબંધી પુસ્તકો વાંચવામાં તે પોતાનો સમય નિર્ગમન કરતાં હતાં. હંમેશાં જ્ઞાનપ્રાપ્તિ કરવામાં તેમને આનંદ આવતો હતો. **આળસુ બેસી રહેવું તેમને ગમતું નહિ અને વખતનો દુરૂપયોગ તેઓ કદી પણ થવા દેતાં નહિ.**

**પ્રિન્સેસ ઓફ વેલ્સ.**

સને ૧૯૦૧ ના નવેમ્બર માસની તા. ૯ મીને રોજ રાજકુમાર જ્યોર્જને પ્રિન્સ ઓફ વેલ્સની પદવી આપવામાં આવી. ત્યારથી રાજકુમારી મેરી પ્રિન્સેસ ઓફ વેલ્સ થયાં. ત્યાર પછીથી તેઓ માર્લબરો હાઉસમાં રહેવા લાગ્યાં અને મર્હુમ શાહનશાહે તેમને વિંડસર પાર્કમાં ફ્રાગમોર હાઉસ પણ રહેવાને વાપરવા માટે આપ્યું.

પોતાને જે કામ કરવાનું હોય તે તે જ વેળાએ કરી નાંખવાનો તેમનો સ્વભાવ છે. તેઓ હંમેશાં પદ્ધતિસર અને વ્યવસ્થાપુરઃસર

રહેવાનું પસંદ કરે છે. નોકર લોકો તરફ તેઓ પુરતી મમતા ધરાવવાની સાથે તેમને કોઇ પણ બાબતમાં નિરર્થક ત્રાસ ન પડે તે માટે તેઓ ખાસ કાળજી રાખે છે.

**બાળકો.**

આ દંપતીને તા. ૨૩ મી જુન ૧૮૯૪ ના રોજ વ્હાઇટ લોજમાં પહેલો પુત્ર પ્રાપ્ત થયો. તેનું નામ એડવર્ડ આલ્બર્ટ ક્રીશ્ચન જ્યોર્જ એન્ડ્રુ પેટ્રીક ડેવિડ એ પ્રમાણે રાખવામાં આવ્યું હતું. આમાંનાં છેલ્લાં ચાર નામો ઇંગ્લાંડ, સ્કોટલાંડ, આયર્લાંડ અને વેલ્સ એ ચાર દેશના *પેટ્રન સેઇન્ટસનાં છે. આ જ આપણા ભવિષ્યના ગાદીવારસ શાહજાદા અને હાલના પ્રિન્સ ઓફ વેલ્સ છે.

પોતાનાં બાળકોના મનમાં ધર્મબુદ્ધિ જાગૃત રહે અને તેમને યોગ્ય શિક્ષણ મળે તે વિષયમાં સમ્રાજ્ઞી મેરી પુરતી કાળજી રાખે છે. તે પોતાનાં બાળકોને કદી પણ નકામું લાડ લડાવતાં નથી તેમ જ તેમના શિક્ષણમાં હરકત ન આવે તેની ઘણી જ સંભાળ રાખે છે.

તા. ૧૪ મી ડિસેમ્બર ૧૮૯૫ ના રોજ યોર્કકોટેજમાં આલબર્ટ ફ્રેડ્રિક આર્થર જ્યોર્જનો જન્મ થયો.

૧૮૯૭ ની સાલમાં મર્હુમ મહારાણીશ્રીનો હીરક મહોત્સવ હતો, તે વર્ષના એપ્રિલની તા. ૨૫ મીના રોજ સમ્રાજ્ઞી મેરીને વિક્ટોરીઆ અલેકઝાન્ડ્રા અલાઇસ મેરી નામનું કન્યારત્ન પ્રાપ્ત થયું.

તા. ૩ જી માર્ચ ૧૯૦૦ ના રોજ યોર્કકોટેજમાં પ્રિન્સ હેન્રીનો જન્મ થયો હતો.

તા. ૨૦ મી ડિસેમ્બર ૧૯૦૨ ના રોજ જ્યોર્જ એડવર્ડ અલેકઝાન્ડર એડમન્ડનો જન્મ થયો હતો.

બીજાં ત્રણ વર્ષ પછી એટલે તા. ૧૨ મી જુલાઇ ૧૯૦૫ ના રોજ પ્રિન્સ જહોનનો જન્મ થયો હતો.

એ પ્રમાણે પાંચ પુત્રો અને એક પુત્રી મળી કુલ છ બાળકોની માતા થવાને શાહનશાહબાનુ મેરી ભાગ્યશાળી થયાં છે.

શાહનશાહબાનુએ પોતાનાં બાળકોને બાલ્યાવસ્થાથી જ તેઓ ગરીબો પ્રત્યે દયા દર્શાવે એવા પ્રકારનું શિક્ષણ આપ્યું છે. સમ્રાજ્ઞી પોતાનાં બાળકો ઉપર અપૂર્વ પ્રેમ ધરાવે છે. તેમના શિક્ષણ સંબંધે

* આપણે અહીં જેને કુલદેવતા કહીએ છીએ તેને ત્યાં પેટ્રન સેઇન્ટસ કહેવામાં આવે છે.

તેઓ પુષ્કળ કાળજી લે છે. એકાદી દાઇ રાખવાની હોય તો તે સભ્ય, સુશીલ અને નીતિમાન્ છે કે નહિ તે માટે તેઓ પૂરતી ચોકસી કરે છે. બાળકોને નાનપણથી જ તેમણે પ્રાર્થના કરવાનું શીખવેલું છે; તેમ જ ધર્મ, નીતિ અને સભ્યતાનું શિક્ષણ પણ કાળજીપૂર્વક આપવામાં આવેલું છે. નાનપણથી જ અનાથ અને ગરીબોને મદદ કરવા તરફ તેમનું મન વાળવામાં આવ્યું છે.

શાહનશાહબાનુ મેરી સ્વભાવે અતિ ઉદાર છે. સત્પાત્ર જોઇને દાન કરવામાં તે સર્વદા તૈયાર રહે છે. દાન આપતાં પહેલાં પાત્રની યોગ્યતાના વિષયમાં તે બારીકાઇ પૂર્વક ચોકસી કરે અને તે સંબંધી પોતાની પક્કી ખાત્રી થાય નહીં ત્યાં સુધી તેને કદી પણ મદદ કરતાં નથી. કોઇ પણ સંસ્થા તરફથી મદદની માંગણી કરવામાં આવે તો તેનો વાસ્તવિક ઉદ્દેશ શો છે, તે કેવી રીતે ચલાવવામાં આવે છે, તેના ઉત્પાદકો અને ચાલકોનું વર્ત્તન કેવા પ્રકારનું છે, ઇત્યાદિ બાબતોની પૂરેપૂરી માહિતી મેળવ્યા સિવાય તેમના તરફથી તે સંસ્થાને વગર વિચારે મદદ મળતી નથી. અનાથ અને અપંગ બાળકો તથા અતિશય વૃદ્ધ અને અશક્ત જનોને મદદ કરવાનું તેઓ પોતાનું ખાસ કર્ત્તવ્ય સમજે છે.

૧૯૦૨ ની સાલમાં મર્હુમ શાહનશાહ એડવર્ડ સાતમનો રાજ્યાભિષેક થનાર હોવાથી તે સમય પુષ્કળ ધાંધળમાં ગયો હતો. રાજ્યાભિષેકની તૈયારીને લગતું કામકાજ ત્વરાથી જારી કરવામાં આવ્યું હતું અને શાહનશાહ એડવર્ડ પોતે અનેક બાબતોના સંબંધમાં યુવરાજ્ઞી મેરીની સલાહ લેતા હતા. તે સિવાય માર્લબરો હાઉસમાં પણ કેટલોક ફેરફાર કરવાનો હતો અને ત્યાં બધી વ્યવસ્થા બરોબર કરવાની હતી. આ સર્વ કામમાં ગુંથાવા છતાં યુવરાજ્ઞીએ પોતાની સાર્વજનિક કામોને લગતી ફરજ બજાવવામાં કદી પણ કસુર કરી નહોતી. દુઃખ કિંવા દારિદ્રયથી પીડાતા લોકોને મદદ કરવામાં તેમને વિશેષ આનંદ આવતો હતો.

### ડોકટર ઓફ મ્યુઝિકની પદવી.

કેટલાક દિવસ પછી પ્રિન્સ ઓફ વેલ્સને વેલ્સની યુનિવર્સીટીના ચાન્સેલર તરીકે નિમવામાં આવ્યા. તે પ્રસંગે વેલ્સની યુનિવર્સીટીએ યુવરાજ્ઞી મેરીએ ના કહ્યા છતાં પણ તેમને "ડોકટર ઓફ મ્યુઝિક" ની પદવી આપી હતી. યુનિવર્સીટીના અગ્રગણ્યોના અતિ-

આગ્રહથી જ તેમણે આ પદવીનો વિનય પૂર્વક સ્વીકાર કર્યો હતો. આ ઉપરથી સમજી શકાય છે કે તેમને માનાભિલાષા બિલકુલ નહોતી.

મર્હુમ શાહનશાહના રાજ્યાભિષેક સમારંભ પ્રસંગે યુવરાજ અને યુવરાજ્ઞીએ આર્લબરો હાઉસમાં લંડનનાં એક હજાર અનાથ અને ગરીબ બાળકોને મીજબાની આપી હતી. આ મીજબાનીને લગતી વ્યવસ્થાને માટે યુવરાજ્ઞીએ જાતે પુષ્કળ પરિશ્રમ લીધો હતો. આખો દિવસ યુવરાજ અને યુવરાજ્ઞીના આતિથ્યનો લાભ મેળવી તેમને આશીર્વાદ આપતાં સંધ્યાકાળે બાળકો પોતાને સ્થાને ગયાં.

શાહનશાહબાનુ મેરી જ્યારે ડચેસ ઓફ કોર્નવોલ અને યોર્ક હતાં ત્યારે તેમણે પોતાના પતિની સાથે સંસ્થાનોનો પ્રવાસ કર્યો હતો અને પ્રિન્સેસ ઓફ વેલ્સ થયા પછી હિંદુસ્તાનનો પ્રવાસ કર્યો હતો. સંસ્થાનોમાં વસનારા લોકોએ જેવી રીતે અતિ ઉત્સાહપૂર્વક તેમનું સન્માન કર્યું હતું, તે જ પ્રમાણે હિંદુસ્તાનમાં પણ હિંદવાસીઓએ રાજનિષ્ઠાપૂર્વક અતિ પ્રેમભાવે કરેલા તેમના સત્કારથી તેઓ અત્યંત સંતુષ્ટ થયાં હતાં અને સંસ્થાનો તથા હિંદુસ્તાનની પ્રજા પ્રત્યે તેમણે સમાન વાત્સલ્યભાવ દર્શાવ્યો હતો. જેઓ પોતાનાં બાળક અને પારકા બાળક વચ્ચે ભેદભાવ દર્શાવતાં નથી તેમના આ સમાન વાત્સલ્યભાવથી સામ્રાજ્યના લોકોનાં મનમાં એક બીજાના વિષયમાં રહેલું કિલ્મીષ દૂર થઈ જશે અને પ્રેમરજ્જુની મજબુત ગાંઠ પડશે એવી આશા રાખીએ તો તે અયોગ્ય નથી. મર્હુમ શાહનશાહ એડવર્ડ સપ્તમ જ્યારે પ્રિન્સ ઓફ વેલ્સ હતા ત્યારે હિંદુસ્તાનના પ્રવાસે આવ્યા હતા, પરંતુ તેમની સાથે રાજમાતા ઍલેક્ઝાન્ડ્રા પધાર્યાં નહોતાં. યુવરાજ્ઞી તરીકે કે રાણી તરીકે શાહનશાહબાનુ મેરી જ પહેલવહેલાં હિંદુસ્તાન પધાર્યાં હતાં.

હિંદુસ્તાન ખાતે આવવા પહેલાં યુવરાજ્ઞી મેરીએ ઇંગ્લાંડમાં આપણા દેશને લગતી જે જે માહિતી મેળવવાની આવશ્યકતા હતી, તે સર્વે માહિતી મેળવી હતી. હિંદુસ્તાન દેશ, ત્યાંના લોકો, તેમના રીતરીવાજ, ધર્મ ઈત્યાદિ વિષયોને લગતા ગ્રંથનું તેમણે લક્ષપૂર્વક વાંચન કર્યું હતું, તેમ જ બીજી રીતે પણ તે સંબંધી માહિતી મેળવી હતી. આ પ્રવાસનું મહત્ત્વ કેટલું છે તે તેમના જાણવામાં હતું; અને તેથી તે મહત્ત્વ પૂર્ણપણે જળવાય એવી રીતે તેમણે તૈયારી કરી હતી.

## હિંદુસ્તાનનો પ્રવાસ.

યુવરાજ્ઞી પોતાના પતિની સાથે તા. ૯ મી નવેમ્બર ૧૯૦૫ ના રોજ મુંબઇ ખાતે પધાર્યા અને તા. ૧૯ મી માર્ચ ૧૯૦૬ ના રોજ કરાંચીથી સ્વદેશ ખાતે જવાને ઉપડયાં હતાં. તેટલા સમયમાં એટલે લગભગ ૧૩૧ દિવસમાં ૨૮ રાત્રીઓ તેમણે રેલ્વે ટ્રેનમાં જ ગાળી હતી. જેઓ કેવળ વર્તમાનપત્રો કે પુસ્તકોના વાંચનદ્વારા પ્રવાસને લગતી હકીકતના વર્ણનનો આનંદ મેળવે છે, તેમને પ્રવાસમાં કેટલી મુશ્કેલી અને ત્રાસ વેઠવો પડે છે તેની ભાગ્યે જ માહિતી હશે. અલબત્ત યુવરાજ અને યુવરાજ્ઞીને માટે બની શકે તેટલી સગવડો કરવામાં આવી હતી, તોપણ પ્રવાસમાં વિશ્રાંતિની આશા તો શી રીતે રાખી શકાય ? તોપણ બિલકુલ થાક કે કંટાળા સિવાય પોતાના આગમનથી તે તેઓ સ્વદેશ ખાતે પધાર્યાં ત્યાં સુધી યુવરાજ્ઞીએ એકસરખો ઉત્સાહ અને રસ આ પ્રવાસમાં દર્શાવ્યો હતો.

આ પ્રવાસ દરમીયાન તેમણે હિંદુસ્તાન દેશનું અને ત્યાંના લોકોનું બારીકાઇ પૂર્વક નિરીક્ષણ કર્યું હતું; અને પોતાના અલૌકિક ગુણોએ કરીને તેમનું મન પોતાના તરફ આકર્ષ્યું હતું. લોકોને દરબારી વેષમાં જ તેઓ મળતાં અથવા અમુક સ્થળે મેળાવડામાં જ તેમની ભેટ લેતાં એવું કાંઇ નહોતું. જો તેમને સંધી મળતી તો એકાદ નાના ગામડામાં કે બજારમાં અથવા અન્ય સ્થળે જઇને લોકો સાધારણ સ્થિતિમાં કેવી રીતે રહે છે તેનું બારીકાઇથી તેમણે અવલોકન કર્યું હતું. તેમને તેમની સ્થિતિને લગતાં નાના પ્રકારનાં પ્રશ્નો કરીને તેમના વિષયમાં તેમણે માર્મિક જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. જ્યારે કોઈ મોટો દરબાર ભરવાનો હોય કે મોટા માણસનું સ્વાગત કરવાનું હોય ત્યારે બાહ્ય દેખાવમાં ભારે ભપકો કરવામાં આવે છે, અને તેથી માત્ર ઉપરનો દેખાવ જોયાથી અંદરની ખરી સ્થિતિનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી. તે જ્ઞાન તો ત્યારે જ પ્રાપ્ત થાય છે કે જ્યારે તેમની સાથે સાધારણ સ્થિતિમાં ભેળાઇ જવામાં આવે, અને તેથી શાહનશાહબાનુનો આ સ્વભાવ પ્રશંસાપાત્ર લેખાવો જોઇએ.

એક ગામડામાં એક ઝુંપડીમાં મર્હુમ શાહનશાહ એડવર્ડ સમમનો વર્તમાનપત્રમાં આવેલો ફોટો કાપીને ભીંત ઉપર ચોઢવામાં આવ્યો હતો. તે જોઇને તેમણે દુભાષિયાની મારફત તે ઘરના માલીકને એ ફોટો કોનો છે એ વિષયમાં સવાલ કરતાં ઘરધણીએ જવાબ

આપ્યો કે 'એ બડા સાહેબનો છે.' આ જવાબ સાંભળીને શાહનદાહબાનુ સંતુષ્ટ થયાં હતાં.

એક વખત પ્રવાસ દરમ્યાન એક સ્ત્રીએ આવી યુવરાજ્ઞીને પ્રાર્થના કરી કે 'મારા ધણી ઉપર ખૂનનો આરોપ મૂકવામાં આવ્યો છે અને તેને કાળાપાણીએ દેશપાર કરવામાં આવ્યો છે.' આ સાથે તેણે પોતાના ધણીની તરફદારી કરીને તેને સજામાંથી મુક્ત કરાવવા તથા કાળા પાણીએથી પાછો લાવવાની મહેરબાની કરવાને યુવરાજ્ઞીને વિનંતી કરી. યુવરાજ્ઞીએ એ સાંભળીને જણાવ્યું કે એવી રાજકાજની બાબતમાં તે કાંઈ કરી શકે એમ નથી. એ સાંભળીને તે બોલી કે "હ્યો આવડી મોટી રાણી હોવા છતાં મારા ધણીને શિક્ષામુક્ત કરી, તેનો મારી સાથે મેળાપ કરાવવાની પણ શક્તિ નથી?"

આ હતભાગિની સ્ત્રી પ્રત્યે યુવરાજ્ઞીને દયા ઉત્પન્ન થઇ અને તેમણે તેને પૈસાની મદદ કરી, પરંતુ પૈસાની મદદ કરતાં તેમણે એ બાઇ પ્રત્યે જે સહાનુભૂતિ દર્શાવી હતી, તેનાથી એ બાઇને અત્યંત સંતોષ થયો હતો અને તેણે યુવરાજ્ઞીનો પુષ્કળ આભાર માન્યો હતો.

તેઓ હિંદુસ્તાનમાં પ્રવાસ કરતાં હતાં, તે દરમ્યાન એક પણ દિવસ એવો ગયો ન હતો કે જે રોજ તેમના હાથે કાંઇનું કાંઇ દયાળુપણાનું કૃત્ય થયું ન હોય. તેમની દયા કેવળ શબ્દોમાં જ સમાયેલી નહોતી અથવા તો કોઇ ભીખારી નજરે પડતાં તેના ઉપર પૈસા ફેંક્યા એમ પણ નહોતું, પરંતુ તેઓ દરેક બાબતની બરોબર ચોકસી કરતાં અને જે કાંઇ કરવાનું હોય તેનું પરિણામ સારૂં આવે તેવી રીતે કરતાં હતાં.

યુવરાજ્ઞીનું સ્વાગત કરવાને હિંદી મહિલાઓએ ઠેક ઠેકાણે પડદા પાર્ટીના મેળાવડા કર્યા હતા. મુંબઇમાં હિંદુ, પારસી અને મુસલમાન સ્ત્રીઓએ એક મીજબાની આપી હતી અને એ ત્રણે ધર્મની સ્ત્રીઓએ પોત પોતાના ધર્માનુસારે યુવરાજ્ઞીનું અભિષ્ટ ચિંતન કર્યું હતું તથા તેમને ત્રણ માનપત્રો આપ્યાં હતાં. તેનો જવાબ આપતાં યુવરાજ્ઞીએ કરેલા ભાષણમાં જણાવ્યું હતું કે "તમે મારૂં જે પ્રેમપૂર્વક અભિનંદન કર્યું છે તેને માટે હું તમારી અત્યંત આભારી છું. તમે આપેલા માનપત્રોમાં તમારા અંતઃકરણનું હાર્દ દર્શાવ્યું છે તે મારા જાણવામાં આવ્યું છે, તમને જોઇને હિંદી સ્ત્રીઓના સંબંધમાં મારા મનમાં ઘણો ભાવ ઉત્પન્ન થયો છે, અને માનબુદ્ધિ પ્રકટી છે. મારા હિંદુસ્તાનના પ્રવાસના જે મુખ્ય ઉદ્દેશો છે, તેમાંનો

એક એ પણ છે કે આ પ્રવાસ દરમીયાન મારે મારી હિંદી ભગિનીઓના સંબંધમાં બની શકે તેટલી માહિતી મેળવવી. મને એમ લાગે છે કે જેટલી મને તમારા સંબંધમાં અધિક માહિતી મળશે, તેટલા પ્રમાણમાં તમારામાં રહેલા મહત્ત્વના ગુણોના સંબંધમાં મને કૌતુક ઉત્પન્ન થશે અને તમારે માટે માનબુદ્ધિ જાગૃત થશે. તમારી સાથે આનંદમાં વીતાડેલા સમયની યાદ હું સ્વદેશ જઇશ ત્યારે પણ હમેશાં મને રહ્યા કરશે. તમારા સમાગમથી મને સહાનુભૂતિ પ્રાપ્ત થઇ છે અને આપણે એકબીજા પ્રત્યે પ્રેમ અને આદર દર્શાવી એક બીજાનું શુભ ચિંતન કરીએ એવી મારી ઇચ્છા છે."

જ્યારે હિંદુસ્તાનનો પ્રવાસ પૂર્ણ થયો અને 'રિનાઉન' બોટ કરાંચી છોડીને ચાલવા લાગી ત્યારે યુવરાજ્ઞીનાં નેત્રોમાંથી અશ્રુબિન્દુ ટપકવાં લાગ્યાં. આ સમયે તેઓ લખે છે કે "હિંદુસ્તાનમાં અમે સાડાચાર માસ ઘણા આનંદમાં ગાળ્યા હતા અને હવે અહીંથી જતાં ઘણું જ ખરાબ લાગે છે. આ પ્રવાસ મને આશ્ચર્યમય લાગ્યો છે અને તે દરમીયાન પુષ્કળ નવીન બાબતોને લગતું જ્ઞાન મને પ્રાપ્ત થયું છે. હિંદુસ્તાનના જુદા જુદા ધર્મોએ મારા હૃદય ઉપર બહુ જ અસર કરી છે."

આ પછી યુવરાજ અને યુવરાજ્ઞીને દક્ષિણ આફ્રિકામાં જવાનું ઠર્યું હતું. તે પ્રવાસની તૈયારી થતી હતી એટલામાં જ મર્હુમ શાહનશાહ માંદા પડ્યા. તેમની પ્રકૃતિ ઉત્તરોત્તર અધિકાધિક બગડતી ચાલી. તેમની પથારી પાસે રાજમાતા અલેકઝાંડ્રા, યુવરાજ, યુવરાણી અને રાજકુટુંબના અન્ય જનો દુઃખવિહ્વળ બની બેસી રહ્યાં હતાં. આપ્ત મંડળીને શોકસાગરમાં ડૂબાવી, પોતાની સર્વ પ્રજાને વિયોગદુઃખનો અનુભવ કરાવવા શાહનશાહ એડવર્ડ સને ૧૯૧૦ ના મે માસની તા. ૬ ઠીના રોજ સ્વર્ગવાસી થયા.

નામદાર શાહનશાહ એડવર્ડ સપ્તમના આકસ્મિક મૃત્યુથી યુવરાજ અને યુવરાજ્ઞીને અત્યંત દુઃખ થયું. રાજ્યનો સર્વ ભાર હવે તેમના ઉપર પડ્યો. સાધારણ મનુષ્યની એવી સમજણ હોય છે કે રાજારાણીને કાંઈ પણ કામ હોતું નથી. આખો દિવસ ખાવું, પીવું ને મોજમજાહ ઉડાવવી. તેમની સમજ મુજબ તો રાજાનું જીવિત કેવળ સુખસાહેબીથી ભરેલું જ હોય છે. હા, જેમને પોતાના કર્તવ્યની દરકાર હોતી નથી એવા રાજાઓ માટે ઉક્ત સમજણ બરોબર છે. પરંતુ

"બડે બડે કો દુઃખ બહુત હૈ, છોટે સેં દુઃખ દૂર,
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઔર સૂર."

એ કહેતી પ્રમાણે જેમ મોટપણુ વિશેષ તેમ જોખમદારી અને ચિંતા પણ અધિક હોય છે. તેમાં એ બ્રિટિશ રાષ્ટ્ર જેવા મહાન્ રાજ્યને સંભાળવું, એ કાર્ય કાંઈ જેવું તેવું કે સહેલું નથી, તેથી શાહનશાહબાનુ મેરી આ ઐહિક ઐશ્વર્યના પરમ શ્રેષ્ઠ પદ ઉપર આરૂઢ થઇને પ્રજાપાલનના કાર્યમાં પોતાના પતિને મદદ કરવા લાગ્યાં.

શાહનશાહબાનુ મેરીનો સ્વદેશ પ્રત્યે અત્યંત પ્રેમ છે. ઉદ્યોગ-ધંધાની વૃદ્ધિને અર્થે તેઓ વખતો વખત પ્રયત્ન કરતાં રહે છે. રેશમના કારખાનાંને માટે તેમણે લેડીઝ સીલ્ક એસોસીએશનની સ્થાપના કરી છે. આ સીવાય બીજા હુન્નર ઉદ્યોગને લગતાં કાર્યોને ઉત્તેજન આપવા તરફ પણ તેઓશ્રી લક્ષ આપે છે. તેઓ ઘણું ખરૂં સ્વદેશમાં–ઈંગ્લાંડમાં–બનેલો માલ જ વેચાતો લે છે. ચીનાઈ મા-ટીકામનાં વાસણોનો ઉપયોગ કરવાને બદલે ઈંગ્લાંડમાં જ તેવાં વા-સણો બનાવરાવી તે વેચાતાં લે છે. ઘણાખરા ધંધાને તેમના તર-ફથી ઉદાર આશ્રય મળે છે અને ઈંગ્લાંડ વ્યાપારનું રાષ્ટ્ર હોવાથી તેની રાણીને સ્વદેશી ધંધાનું અભિમાન હોય એ પણ સ્વાભાવિક છે.

મર્હુમ શાહનશાહ એડવર્ડ સપ્તમના મૃત્યુને ૭ માસ થયા નહિ એટલામાં શાહનશાહબાનુ મેરી ઉપર એક બીજો દુઃખદ પ્રસંગ આવી પડ્યો. તેમના દ્વિતીય બંધુ પ્રિન્સ ફ્રાન્સીસ ભર તરૂણ અવસ્થામાં આ લોક છોડીને ચાલ્યા ગયા ! બંધુના સ્વર્ગગમન સમયે તેઓ તેની પથારી પાસે જ હતાં. આ બન્ને ભાઇબ્હેન નાનપણથી જ એકઠાં ઉછરેલાં હોવા સાથે તેમનો એક બીજા ઉપર અતોનાત પ્રેમ હતો. પ્રિન્સ ફ્રાન્સીસ શાહનશાહબાનુ મેરીને દરેક બાબતમાં મદદ કરતા હતા. જો કે આ દુઃખદાયક પ્રસંગથી તેમના હૃદયને અત્યંત કષ્ટ થયું હતું, પરંતુ તેને ન ગણકારતાં તેઓ સાર્વજનિક કાર્યોમાં પૂર્વની માફક જ ધ્યાન આપતાં હતાં

દુઃખપીડિત જનોનાં દુઃખ દૂર કરવાં, અનાથોનું રક્ષણ કરવું, નિરાશ્રિતોને આશ્રય આપવો, અપંગ, દુબળાં લોકોને મદદ કરવી, એ શાહનશાહબાનુની પસંદગીનો વ્યવસાય છે. આ કામો કરવામાં તે-મને થાક લાગતો નથી, કંટાળો આવતો નથી કે તેમાં તેઓ કાંઈ પણ બદલાની આશા રાખતાં નથી. તેઓ હંમેશાં સત્પાત્રની પરીક્ષા

કરીને જ ધર્મ કરે છે. નકામા, આળસુ અને ઉદ્યમ ધંધો કરવાને લાયક હોવા છતાં તે નહિ કરતાં ગામમાં રખડતા લોકો પ્રત્યે તેમનો ઘણો જ તિરસ્કાર છે. દવાખાનામાં પડેલા રોગીઓ, ગરીબોનાં બાળકો અને અપંગ તથા દીન જનો પ્રત્યે સદૈવ તેમની દયાદ્રષ્ટિ રહે છે. દુષ્કૃત્યોના પરિણામે કેદમાં ગએલા લોકોનાં બાળકોનું પાલનપોષણ કરીને તેમને સન્માર્ગે ચઢાવવાના ઉદ્દેશથી સ્થાપવામાં આવેલી સંસ્થા સાથે શાહનશાહબાનુનું નામ જોડવામાં આવ્યું છે. આ બાળકોને જોવાને માટે શાહનશાહબાનુ વારંવાર જાય છે, તેમને ભેટો, પુસ્તકો આદિ મોકલાવે છે અને તેમાંનાં કેટલાંકને "મારાં બાળકો" કહીને બોલાવે છે.

કામદાર વર્ગની સ્ત્રીઓને ભાગ્યે જ વિશ્રાંતિ મળે છે. આખો દિવસ તેમને અવિશ્રાંતપણે કામ કરવું પડે છે. તેમની આવી કષ્ટભરી સ્થિતિ તરફ પણ શાહનશાહબાનુએ પોતાનું લક્ષ દોડાવ્યું છે અને તેમને વિશ્રાંતિ મળે તથા તેઓ પોતાનો થોડો સમય આનંદમાં વીતાવે તે માટે તેમણે એક વિશ્રાંતિગૃહની સ્થાપના કરી છે. તેમાં ગરીબ સ્ત્રીઓ થોડા દિવસ સુખનો સ્વાદ મેળવે એવી વ્યવસ્થા કરવામાં આવી છે. બીજી રીતે પણ તેમનું શ્રેય કરવામાં તેઓશ્રી પ્રયત્નશીલ રહે છે. દરેક ધર્મકાર્યમાં તેઓ પોતે જાતે મહેનત લે છે. તેઓ માત્ર ધર્મકૃત્યને માટે પૈસા આપીને દૂર રહેતાં નથી. '**स्वसुख निरभिलाषः खिद्यसे लोकहेतौ**' એ ઉક્તિ પ્રમાણેની તેમની વૃત્તિ છે.

શાહનશાહબાનુ મેરીને સંગીત, ચિત્રકળા ઇત્યાદિ લલિતકળાના સંબંધમાં માર્મિક જ્ઞાન હોવા સાથે તેઓને ઐતિહાસિક વિષયો પ્રત્યે બહુ પ્રેમ છે. તેમણે સ્વદેશના ઇતિહાસનું લક્ષપૂર્વક અવલોકન કરેલું છે. અન્ય રાષ્ટ્રો આજે જે ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થયેલાં છે, તે સ્થિતિ તેમણે કેવી રીતે મેળવી, કયા કયા કાર્યનું શું શું પરિણામ આવ્યું, ઇત્યાદિ બાબતોનું તેમણે પરિશીલન કરેલું છે. તેમની સ્મરણશક્તિ બહુ સારી હોવાથી એકાદવાર વાંચવામાં કે જોવામાં આવેલી બાબતનું તેમને કદી પણ વિસ્મરણ થતું નથી. જુદા જુદા પ્રકારનાં અનેક કામો કરવામાં પણ નિયમિતપણાના ગુણને લીધે તેઓ અનેક વ્યવસાય સંભાળી શકે છે અને તેની સાથે તેમને પોતાની પસંદગીના વિષયોનો અભ્યાસ કરવાને માટે પુષ્કળ સમય મળે છે. વાંચવું અને લખવું એ બે તેમના પ્રિય વિષયો છે. જો વાંચવાનું નથી મળતું

તો બીજા ગમે તેવા આનંદજનક પ્રસંગોમાં પણ તેમને કંટાળો આવે છે. હમેશાં વર્તમાનપત્રો વાંચીને સાંપ્રત સમયમાં ચાલતી દેશ-પરદેશની સ્થિતિ તરફ પણ તેઓ લક્ષ આપે છે અને તેનું જ્ઞાન મેળવે છે.

શાહનશાહબાનુના વડિલ પુત્ર અને આપણા હાલના પ્રિન્સ ઓફ વેલ્સ એકવાર અચાનક રડવા લાગ્યા. ત્યારે તેમને શાંત કરવા માટે તેમની સંભાળ રાખનારી આયા તેમને સમજાવવા લાગી કે– "આ પ્રમાણે રોવું તે તમને શોભતું નથી. પરમેશ્વરે તમને કેટલું બધું સુખ આપ્યું છે તે જૂઓ. તમારે પ્રેમાળ માતાપિતા છે, રહેવાને સુંદર અને સારો મહેલ છે, સુવાને માટે સુંદર બિછાનાં છે, રમવાને નાના પ્રકારનાં સાધનો છે. પહેલાં હું એક બાળકને રાખતી હતી, તેને માબાપ નહોતાં, તે એક નાની ઓરડીમાં જમીન ઉપર જ સૂતો હતો. તેની પાસે રમવાને માટે એક રમકડું પણ નહોતું."

આ સાંભળી પ્રિન્સ એડી એકદમ વચ્ચે બોલી ઉઠ્યોઃ "જેને કાંઇ પણ રમવાનું સાધન ન હોય એવો છોકરો હશે એમ મને લાગતું નહોતું! હું તેને મારા રમકડાંમાંથી એકાદું આપું?"

આયાએ ઉત્તર આપ્યું કે "તમારે જરૂર ન હોય એવું એકાદ રમકડું તેને આપો કે તે પ્રાપ્ત થવાથી તેને ઘણો જ આનંદ થશે."

એ સાંભળીને પ્રિન્સ એડી બોલ્યોઃ "મારા મનમાં તે છોકરાને મળવાની ઇચ્છા થઇ છે. વળી તું કહે છે કે જેની મારે જરૂર ન હોય એવું રમકડું તેને આપવું! પરંતુ જેની આપણને જરૂર ન હોય તે બીજાને આપવાથી તેમાં વિશેષ મહત્વનું કાર્ય શું? મારી બા તો કહે છે કે, બીજાને માટે આપણે વખતે અગવડ પણ વેઠી લેવી જોઇએ.' તેથી જે રમકડું મને પસંદ હશે, તે જ હું તો તેને આપવાનો."

પ્રિન્સે પોતાનું કથન સિદ્ધ કરી બતાવ્યું. શાહનશાહબાનુ મેરીએ પોતાનાં બાળકોનાં મન ઉપર ભૂતદયા કેટલી સારી રીતે ઠસાવી હતી તે આ બાબત ઉપરથી સ્પષ્ટ સમજાઇ આવે છે.

બાળકોને ખુલ્લી હવામાં ફેરવવા કે રમાડવા લઇ જવા તરફ શાહનશાહબાનુ પુષ્કળ ધ્યાન આપે છે. જ્યારે વર્ષાદ વધારે વરસતો હોય ત્યારે જ તેઓ બાળકોને બહાર જવા દેતાં નથી. ઘણું ખરૂં તો તેઓ બાળકોની સાથે પોતે પણ ફરવાને માટે જાય છે. કોઈ કોઈ વાર તો આયા સુદ્ધાંતને સાથે લઈ જતાં નથી.

એક વખત આ પ્રમાણે આયાને સાથે ન લેતાં ચાર વર્ષના રાજકુમાર એડવર્ડને પોતાની સાથે લઇને તેઓ બહાર ફરવાને માટે ગયાં. કેટલેક દૂર ગયા કે રાજકુમારને થાક લાગ્યો; અને આગળ ચાલવાની તેનામાં શક્તિ રહી નહિ. શાહનશાહબાનુ મેરીએ તાબડતોબ તેને ઉચકીને પોતાની પીઠ ઉપર લીધા અને તેના બે હાથ પોતાના ગળાની આસપાસ ભરાવી તેને ઉંચકીને તે સ્થળ પોતાના મહેલથી લગભગ એક માઇલ દૂર હતું, તેટલે સુધી તેઓ ચાલતાં આવ્યાં.

શાહનશાહબાનુ મેરીને હિંદુસ્તાનના સંબંધમાં જે લાગણી હતી, તે તેમના આગમનથી સ્પષ્ટપણે વ્યક્ત થઇ હતી. પરંતુ હિંદી સ્ત્રીઓના સંબંધમાં તેમના હૃદયમાં જે પ્રેમ હતો, તે તેમને દિલ્હી ખાતે હિંદી સ્ત્રીઓએ આપેલા માનપત્રના પ્રત્યુત્તરમાં તેમણે જે ઉદ્‌ગારો કાઢયા હતા તેના ઉપરથી જણાઇ આવે છે. તે ભાષણ નીચે આપવામાં આવ્યું છેઃ—

"તમોએ મારૂં જે સ્વાગત કર્યું તેમાંનો સુંદર મનોભાવ આલ્હાદજનક અને હૃદયમાં લાગણી ઉત્પન્ન કરનારો છે. મને વિશ્વાસ છે કે આ કોમળ ભાવયુક્ત અને નિદર્શક સ્વાગતને માટે તમો હિંદી સામ્રાજ્યની તમામ બ્હેનોને મારો આભાર પ્રદર્શિત કરશો. હું તમોને એટલું તો આશ્વાસન આપી શકું છું કે આ વિશાળ દેશના મહિલા વર્ગના સૌખ્ય અને કલ્યાણને અર્થે મારા હૃદયમાં સર્વદા લાગણી રહ્યાં કરે છે અને રહેશે. હિંદુસ્તાનમાં સ્ત્રીઓ પોતાના ગૃહના વાતાવરણમાં ઉજ્વલ પ્રેરણાદાયક તત્વોનો સંચાર કેવી રીતે કરે છે તેનો જવાબ ઇતિહાસ આપણને આપે છે; તેમ જ આ દેશની અનેકવિધ જાતિઓની સ્ત્રીયોમાં એકનિષ્ઠ ભક્તિ અને ઉજ્વલ સ્વામિસેવા કરવાની વૃત્તિ હોવાના દૃષ્ટાંત પણ ઇતિહાસમાંથી આપણને મળી શકે છે. માતા પોતાના બાળકોનાં મન ઉપર ઉચ્ચ પ્રકારના સંસ્કારોની છાપ પાડે છે તેનું જ આ ફળ છે. પડદામાં રહેનારી સ્ત્રીયોની પણ ધીમે ધીમે પરંતુ ખાત્રીબંધ ઉન્નતિ તથા પ્રગતિ થતી આવે છે એમ જણાય છે; અને તે જોઇને મને સંતોષ થાય છે. વળી મારી ખાત્રી છે કે તમારા દરેકના હૃદયમાં એવી ઇચ્છા હોવી જોઈએ કે તમારી બાળકીઓને સારી કેળવણી આપી સુશિક્ષિત બનાવી તેમને તેમના ભાવિ પતિની યોગ્ય સહચારિણી બનાવવાનો પ્રયત્ન કરવો. તમોએ જે રત્ન મને આપ્યું છે, તેને હું અત્યંત કીમતી સમજું છું. આપણી

વચ્ચે હજારો માઈલોનું અંતર છે તથાપિ જ્યારે જ્યારે હું તે રત્નને ધારણ કરીશ ત્યારે ત્યારે મારો વિચાર હિંદુસ્તાનનાં ગૃહો પ્રત્યે આકર્ષાશે અને તમોએ હૃદયપૂર્વકનો અતૂલ પ્રેમ દર્શાવ્યો છે, તેનું મારા અંતઃકરણમાં વારંવાર સ્મરણ થઇ આવશે. નામદાર શાહનશાહ જ્યોર્જ પંચમ અને મને અભિનંદન કરીને અમારા બન્નેના માટે તમે જે શુભ ઇચ્છાઓ પ્રકટ કરી છે તે માટે હું તમારો આભાર માનું છું અને બ્રિટિશ સામ્રાજ્યનું બળ, ઐક્ય અને કલ્યાણ સંવર્ધનને પામે એવી સર્વત્ર પ્રાર્થના થાય છે, તેની સાથે મારા તરફની પ્રાર્થનાને પણ હું જોડી દઉં છું."

**માતા તરીકેની ફરજો.**

એક માતા કેવા પ્રકારની હોવી જોઇએ તે જો જાણવું હોય તો મહારાણી મેરીના જીવનનું અવલોકન કરવું. તેઓ તથા નામદાર શાહનશાહ ધર્મમંદિરમાં હંમેશાં સામેલ રહે છે. વળી જ્યારે તેમનાં મોટાં બાળકો ઘેર હોય ત્યારે તેમને પણ પોતાની સાથે પ્રભુપ્રાર્થનામાં સામેલ રાખવાને તે ચૂકતાં નથી. તેમણે બાલકોના હૃદયમાં બાલ્યકાળથી જ ધર્માસ્થાને જાગૃત કરી છે અને નીતિરીતિના નિયમોનું શિક્ષણ પ્રારંભથી જ આપેલું છે. વડીલોની હાજરીમાં કેવી રીતે વર્તવું, તેઓની સેવા કેવા પ્રકારે બજાવવી અને એકલપેટાં ન થતાં બીજાંઓ પ્રત્યે ઉદાર દૃષ્ટિ રાખવી તેને લગતું વ્યાવહારિક શિક્ષણ પણ તેમણે બાળકોને આપેલું છે. આ બાળકો દરેક નાતાલના તહેવારોમાં પોતપોતાનાં તમામ રમકડાં ગરીબ બાળકોને આપી દે છે. તેમ જ તેમના જન્મ દિવસ કે બીજા તહેવારો પ્રસંગે ખાસ કેકો બનાવવામાં આવે છે તેમાંથી થોડાનો ઉપયોગ કરીને બાકીનાં જુદાં જુદાં ધર્મખાતાંઓમાં ગરીબોને માટે મોકલી આપવામાં આવે છે.

બાળકો જેમ જેમ ઉમરમાં વધતાં જાય તેમ તેમ તેમને લંડનના ટાવર, બ્રિટિશ મ્યુઝીયમ, નેશનલ ગેલેરી ઇત્યાદિ જાહેર તથા ઐતિહાસિક સ્થળો બતાવવાને માટે લઇ જવામાં આવે છે. આપણા હાલના પ્રિન્સ ઑફ વેલ્સ ક્રિકેટ સાથે ટેનિસની રમતમાં પણ પાવરધા છે તથા નિશાનબાજીમાં ચાલાક છે.

શાહનશાહબાનુ મેરી પોતાની એકની એક શાહજાદી મેરીની કેળવણી તરફ ખાસ લક્ષ આપે છે. તેને માટે વારંવાર ગવર્નેસો નહિ બદલતાં તેને એકના હાથમાં જ સોંપેલી છે. પોતાનાં બાળકોને

સમવયસ્ક અન્ય બાળકો સાથે છૂટથી ભેળાવા દેવામાં શાહનશાહ-બાનુ લાભ સમજે છે. અઘટિત લાડ લડાવવાનું તે કદી પણ પસંદ કરતાં નથી. તેમ અભ્યાસના સમયમાં તેને પડતો મૂકીને તે બાળકોને કોઈને મળવા ભેટવા કે બીજા મેળાવડાઓમાં જવા દેતાં નથી.

**પ્રિન્સ ઓફ વેલ્સ.**

પ્રિન્સ ઓફ વેલ્સ જ્યારે ચાર વર્ષની ઉમરના હતા ત્યારે તેમને પોતાનાં માતાપિતા સાથે એક ટેબલ ઉપર નાસ્તો લેવાની પરવાનગી મળી હતી. ટેબલ ઉપર થોડો સમય ચૂપ બેસી રહ્યા બાદ તેમણે શાહનશાહબાનુને કહ્યું કે "માજી! નોકરને મારા માટે થોડું ઠંડું પાણી લાવવા કહો." શાહનશાહબાનુએ ઠંડું પાણી લાવવાનું કારણ પૂછતાં તેમણે જણાવ્યું કે "નારંગી ખાધા પછી હાથ ધોવાને માટે." પ્રિન્સ ઓફ વેલ્સ નાસ્તો તો કરી રહ્યા હતા પરંતુ તે પછી જે ફળો મળવાં જોઈએ, તે તેમને મળ્યાં નહોતાં. પરંતુ પોતાને નારંગી આદિ ફળો મળ્યાં નથી એવું ખુલ્લી રીતે કહેવાને બદલે તેમણે આ પ્રમાણે યુક્તિ કરીને ફળ નહિ મળવા સંબંધી પોતાની ફરિયાદ જાહેર કરી હતી.

"ક્રેસંટ" નામક બારકસના અમલદારોએ એક દિવસ પ્રિન્સને એક નાની તલવાર ભેટ કરી હતી. આવી ભેટના બદલામાં મોઢેથી કિંવા ચીઠી લખીને આભાર પ્રદર્શિત કરવાની તાલીમ તેમને મળી હતી જેથી પોતાના પિતાશ્રી તરફથી ઇશારત થતાં જ તેમણે ખુરશી ઉપર ઉભા થઈને નીચે મુજબ ભાષણ કર્યું હતું:–"તમોએ ભેટ કરેલી સુંદર તલવાર માટે હું તમારો આભાર માનું છું અને આજના દિવસની યાદમાં હું હમેશાં તેને મારી પાસે રાખીશ." આ તેમનું પહેલ વહેલું ભાષણ હતું.

**શાહનશાહબાનુના સદ્‌ગુણો.**

"ભલા થાઓ અને ભલું કરો" એ શાહનશાહબાનુ મેરીનો મુદ્રાલેખ છે. તે પોતે કાંઇ પણ સખાવત કરે છે તો તે જેમ છૂપા રહે તેમ કરવાનો પ્રયત્ન કરે છે, કેમકે સખાવતના બદલામાં પોતાના બણુગાં ફુંકાય તે તેમને પસંદ નથી. ગુપ્ત દાનને તેઓ મહત્ત્વનું સમજે છે. તેઓ ખુલ્લા દીલનાં છે, અને પોતાના મનમાં જે કાંઈ હોય તે સ્પષ્ટપણે કહી નાંખે છે તથા બીજાના તરફથી પણ તેવા જ પ્રકારનું વર્તન ઇચ્છે છે. તેઓ દર સાલ પોતાના હાથે સીવેલા ૨૦

ફરાક ગરીબ ગુરખાનાં ખાતાંઓમાં મોકલી આપે છે. તેમનામાં સાદાઈ તો બહુ જ છે. તેમને લોકોની મેદનીમાં ભેળાઇને ચાલવાનું પસંદ પડે છે. પોષાકનો તેમને શોખ હોવા છતાં હદબહારની ફીશીયારી તેમને પસંદ નથી. સ્વદેશી બનાવટ તરફ તેઓ ચાહના ધરાવે છે અને ઈંગ્લાંડમાં બનેલી ચીજો વાપરે છે.

એક વખત એક બાળક તેની મા સાથે લંડનના રસ્તાપર ચાલ્યું જતું હતું. તેવામાં તે તેનાથી છૂટું પડી ગયું. શાહનશાહબાનુના જોવામાં એ બાળક આવ્યું કે તરત તેમણે તેને ઉપાડી લઇ જઇને તેની માતાને હવાલે કર્યું. આથી તે બાઇએ શાહનશાહબાનુનો ભારે આભાર માન્યો હતો. આ તેમની સાદાઇનું દ્રષ્ટાન્ત ખરેખર અનુકરણીય છે.

**રાજ્યાસનારોહણ.**

ઈંગ્લાંડ ખાતે આપણા શાહનશાહ અને શાહનશાહબાનુને રાજ્યપદ ઉપર આરોહિત કરવાની તથા મુકુટ પહેરાવવાની ક્રિયા સને ૧૯૧૧ ના જુન માસની તા. ૨૨ મીના રોજ કરવામાં આવી હતી. આ દિવસ બ્રિટિશ સામ્રાજ્યના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાઇ રહેશે. આ ક્રિયા પ્રાચીન રીવાજો અનુસારે વેસ્ટમિનિસ્ટરના દેવળમાં કાન્ટરબરીના મુખ્ય ધર્માધ્યક્ષે અન્ય ધર્મગુરૂઓની સહાયથી કરી હતી. તેમાં ભાગ લેવાને પધારેલા રાજવંશી પરોણાઓ તથા પરદેશી રાજ્યોના એલચીઓએ રાજ્યાભિષેકના દિવસની આગલી રાત્રીએ ડયુક અને ડચેસ ઓફ કોનોટ તરફથી સેંટ જેઇમ્સીસના રાજમહેલમાં મીજબાની આપવામાં આવી હતી.

રાજ્યાસનારોહણના શુભ દિનના સુપ્રભાતે સેંટ જેમસીસ પાર્કમાંથી ૨૧ તોપોના અને ટાવર ઉપરથી ૪૧ તોપોના અવાજો કરીને આ માંગલિક પ્રસંગનો પ્રારંભ કરવામાં આવ્યો. પરોઢથી જ રસ્તાઓ લોકોથી હળમળી રહ્યા હતા. બંદોબસ્ત રાખવાને માટે લગભગ ૬૦૦૦૦ અમલદારો અને લશ્કરીઓને તૈયાર કરવામાં આવ્યા હતા. તેમની વ્યવસ્થા કરવાનું કામ હિંદના માજી સૈન્યાધીશ લોર્ડ કિચનરને સોંપવામાં આવ્યું હતું. જે રસ્તે થઇને સરઘસ પસાર થનાર હતું તે રસ્તા ઉપર રાત્રીના બે વાગ્યાથી જઇને પ્રેક્ષકોએ પોત પોતાને માટે જગ્યાઓ રોકી લીધી હતી. સ્હવાર તથા બપોરના નાસ્તા માટે ખાણું પણ પોતાની સાથે જ લઇ લીધું હતું.

રાજમાર્ગને બહુ સારી રીતે શણગારવામાં આવ્યો હતો. જ્યાં ત્યાં પુષ્પના શૃંગારવાળાં આરકાંઓ ઊભાં કરવામાં આવ્યાં હતાં તેમ જ ધ્વજા તોરણો રસ્તાપર લટકાવી દીધાં હતાં અને જુદા જુદા પ્રકારના ઝુંડા ઊભા કરવામાં આવ્યા હતા.

સ્હવારના ૯॥ વાગતાં બાદશાહી મહેલમાંથી સ્વારી નીકળવાની શરૂઆત થઇ હતી. તેના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા હતા. પહેલાં દેશ-પરદેશના બાદશાહી પરોણા અને જુદા જુદા રાજ્યોના પ્રતિનિધિઓની સ્વારી નીકળી. ત્યારપછી ૫॥ કલાકે નીકળેલી બીજી સ્વારીમાં નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ તથા રાજકુટુંબના ૧૦ શાહજાદી અને શાહજાદાઓ તથા કેટલાક સંબંધીઓ હતાં. ત્રીજી સ્વારીમાં નામદાર શાહનશાહ અને શાહનશાહબાનુ હતાં. આ વખતે વરસાદનો ડોળ જણાયો હતો, પરંતુ તરત ઉઘાડ નીકળ્યો હતો.

આપણા દેશનો ઝુંડો માજી વાઈસરૉય લૉર્ડ કર્ઝને ઉપાડયો હતો. હિંદી રિસાલા સાથે હિંદી રાજવંશીઓની છ ગાડીઓ હતી. તેમાં પહેલી ગાડીમાં ના. ગાયકવાડ, બીજીમાં હોલકર અને આગાખાન, ત્રીજીમાં ભોપાળનાં બેગમ અને તેમના કુમારો, ચોથીમાં પતીઆળા તથા શાહપુરના રાજાઓ, પાંચમીમાં રાજપીંપળા અને પુદુકોટાના રાજા તથા છઠ્ઠીમાં ગોંડલના ઠાકોર, રાણી અને કુંવરીઓ હતાં.

ધીમે ધીમે સરઘસ વેસ્ટમીનીસ્ટરના દેવળ પાસે પહોંચ્યું. દેવળમાં વેદી ઉપર મુકુટને ગોઠવવામાં આવ્યો હતો. ના. શાહનશાહ ત્યાં એક પુરાણી ખુરસી ઉપર વિરાજ્યા તે વખતે તેમને હર્ષનાદથી વધાવી લેવામાં આવ્યા હતા અને ‘ રાજ અમર તપો ’ તથા ‘ રાજા દીર્ઘાયુષી થાઓ ’ ના પોકારો થયા હતા.

શાહનશાહે આમની સભાનો દરબારી ઝભો અને ટોપી ધારણ કર્યા હતાં તથા શાહનશાહબાનુએ સોનેરી ઝીકનો ધોળી સાટીનનો પહેરવેશ તથા તેના ઉપર જાંબુડીઆ રંગનો લાંબો ઝભો ધારણ કર્યો હતો.

નામદાર શાહનશાહ અને શાહનશાહબાનુએ પોતાની બેઠક લીધા બાદ કાન્ટરબરીના વડા ધર્માધ્યક્ષે તેમને મુકુટ ધારણ કરાવવાની ક્રિયા કરી હતી. કેટલીક પૌરાણિક ધાર્મિક ક્રિયા થયા બાદ યોર્કના ધર્માધ્યક્ષ ડૉ. લેંગે ધર્મોપદેશ કર્યો હતો. બાદ શાહનશાહે રિવાજ

મુજબ પ્રતિજ્ઞાના સોગંદ લીધા અને ધર્મ પુસ્તકમાંના સોગંદનામા ઉપર પોતાની સહી કરી હતી. તે પછી પ્રભુગીત ગવાયું હતું અને રાજાને પવિત્ર તેલનું મર્દન કરવામાં આવ્યું હતું. ત્યારબાદ તેમના શિરે મુકુટ પહેરાવવાની ક્રિયા થઇ હતી. આ ક્રિયા પૂર્ણ થયા પછી શાહનશાહ રાજતખ્ત ઉપર વિરાજ્યા અને પ્રિન્સ ઓફ વેલ્સ તથા બીજા અમીર ઉમરાવો અને લોક પ્રતિનિધિઓએ રાજનિષ્ઠા દર્શાવનારો મુજરો તે નામદારને સમર્પણ કર્યો. આ પછી શાહનશાહબાનુને રાજ્યાભિષેક કરવાની વિશેષ સાદી ક્રિયા થઇ હતી. આ સર્વ ક્રિયા ખતમ થયા બાદ દેવળમાંથી સરઘસ પાછું ફર્યું, અને જુદા જુદા રસ્તે થઇને બકિંગહામના રાજમહેલમાં આવી પહોંચ્યું. તે પછી થોડીવારે ના. શાહનશાહ અને શાહનશાહબાનુ પ્રજાને દર્શન દેવાને મહેલની અગાશીમાં આવી ઉભાં રહ્યાં, જે વખતે આનંદધ્વનિના પોકારોથી તેમને વધાવી લેવામાં આવ્યાં હતાં. આ પ્રમાણે રાજ્યારોહણની ક્રિયા નિર્વિઘ્ને આનંદમાં પસાર થઇ હતી.

### હિંદુસ્તાનમાં ઉત્સવ.

આપણા દેશમાં પણ આ પ્રસંગે દરેક જીલ્લામાં દરબાર ભરીને ઉત્સવ પાળવામાં આવ્યો હતો.

સરકારી કેળવણી ખાતા તરફથી આ માંગલિક સમારંભના પ્રસંગ ઉપર દરેક શાળામાં મેળાવડા કરીને નીચેનો લેખ વાંચી સંભળાવવામાં આવ્યો હતોઃ—

### મોટા ઉત્સવનો દિવસ.

પ્રિય વિદ્યાર્થીઓ, શિક્ષક બંધુઓ અને અન્ય ગૃહસ્થો! આ મોટા ઉત્સવનો સમય છે તે તમે સર્વ જાણો છો. આખા રાજ્યમાં ગામેગામ અને ઘેરેઘેર આનંદ ફેલાઇ રહ્યો છે; અને એ આનંદ આપણા ચહેરા ઉપર ખુલ્લો જણાઈ આવે છે. આ આપણા પરમકૃપાળુ શાહનશાહ ને ઇંગ્લાંડના મહારાજા પાંચમા જ્યોર્જનો રાજ્યાભિષેક થવાનો (પાંચમા જ્યોર્જના જન્મ દિવસનો) માંગલિક અવસર છે. રાજા એ પ્રજાના પાલક ને પિતા સમાન છે ને તેમનો મંગલ દિવસ તે આખી પ્રજાનો મંગળ દિવસ છે. એ ઉત્સવ આપણે મોટા આનંદથી ઉજવવા એકઠા થયા છીએ.

## મહારાજશ્રીના આજ સુધીના જીવનનો ટૂંકો વૃત્તાંત.

આપણે મહારાજશ્રીના આજ સુધીના જીવનનું ટૂંકમાં અવલોકન કરીએ. એમનો જન્મ ઈ. સ. ૧૮૬૫ ના જુન માસની ૩ જી તારીખે થયો હતો. એમને તેમ જ એમના વડીલ બંધુ પ્રિન્સ આલબર્ટ વિકટરને બાળપણથી એક જ પ્રકારની કેળવણી આપવામાં આવી હતી. બન્નેને રેવરન્ડ જોન પીલડોલ્ટન નામના પ્રખ્યાત શિક્ષકની દેખરેખ નીચે દરિયાઇ લશ્કરને લગતી તાલીમ મળી હતી. એઓ રાજકુમાર હતા તોપણ એમનો અભ્યાસ અને વ્યવસ્થાના નિયમો બીજા શિષ્યોના જેવા જ હતા. માત્ર સુવાની એમને માટે અલાયદી ગોઠવણ હતી. બે વર્ષમાં એ અભ્યાસ પૂરો કરી એઓ પહેલા વર્ષનું પ્રમાણપત્ર મેળવવામાં ફતેહમંદ થયા. ત્યારબાદ એમ ઠર્યું કે વધુ કેળવણી આપવા એમને લાંબી મુસાફરીએ લઇ જવા; કેમકે પશ્ચિમના સુધરેલા દેશોમાં મુસાફરી કેળવણીનું અગત્યનું અંગ ગણાય છે. ઇ. સ. ૧૮૭૯ ના અગસ્ટ માસમાં એ પ્રમાણે તેમની મુસાફરી માટે ઘટતી ગોઠવણ કરવામાં આવી. પ્રથમની મુસાફરીમાં જીબ્રાલ્ટર, મિનોર્કા, પેલર્મા, મેસીના તથા આફ્રિકાના કિનારે મદિરા, કેનેરી વગેરે બેટ અને વેસ્ટ ઇંડીઝ ટાપુઓમાં ટ્રીનીદાદ, જેમેકા વગેરે સ્થળોએ થઇને બર્મ્યુડાઝથી પોર્ટસમાઉથ પાછા ફર્યા. એએક માસ કિનારે ગાળ્યા પછી ફરી લાંબી મુસાફરીએ જવાની તૈયારી થઈ. આ મુસાફરી દરમિયાન લગભગ આખી પૃથ્વીની પ્રદક્ષિણ કરવામાં આવી. આફ્રિકામાં કેપડીવર્ડ ટાપુના રસ્તે થઇને દક્ષિણ અમેરિકામાં મોન્ટીવિડીઓ, ફોકલેંડ બેટ વગેરે સ્થળે તેમણે મુકામ કર્યો; અને ત્યાંથી ફરી કેપ-ઓફ ગુડ હોપને રસ્તે ઓસ્ટ્રેલેશીઆનાં બંદરો તરફ વળ્યા હતા. ત્યાંથી શેંગહાઈ, હોંગકોંગ, સીંગાપોર અને કોલંબો ગયા, અને સ્વેઝની નહેરને માર્ગે જેરૂસેલમ, એથેન્સ અને જીબ્રાલ્ટર થઇને ઈ. સ. ૧૮૮૧ ના અગસ્ટમાં તેઓ સ્વદેશ તરફ પાછા ફર્યા. આ મુસાફરીમાં તેમને ઘણું જોવાનું અને જાણવાનું મળ્યું તથા તેમના જ્ઞાનમાં ઘણો વધારો થયો. રાજકુમારને માથે એમના મોટા ભાઇ હોવાથી પોતે ઇંગ્લાંડની રાજ્યગાદીના પ્રથમ વારસ નહોતા, એ બીના દૈવેચ્છાથી દરિયાઇ લશ્કર ખાતાનો અભ્યાસ ચાલુ રાખવામાં તેમને બહુ મદદગાર થઇ પડી. એ ખાતામાં જુદા જુદા અમલદાર તરીકે ચાર વરસ નોકરી કર્યા બાદ તેમણે રોયલ નેવલ કોલેજ (રાજ્યની નૌકા સૈન્યની

પાઠશાળા ) માં અને અન્ય સ્થળે અભ્યાસ કર્યો હતો. ઈ. સ. ૧૮૯૦ માં તેમણે મહારાણીના પ્રતિનિધિ તરીકે જેમેકામાં ઔદ્યોગિક પ્રદર્શન ખુલ્લું મૂક્યું હતું.

ઈ. સ. ૧૮૯૧ મું વર્ષ રાજકુટુંબને ઘણું ભારે નિવડયું. ડિસેમ્બર માસમાં પ્રિન્સ જ્યોર્જ તાવથી સપડાયા અને તેમને આરામ થયો એટલામાં રાજકુટુંબને ફારી ઘા લાગ્યો. તેમના મોટા ભાઈ આલબર્ટ વિકટર ડયુક ઓફ કલેરન્સ સખત બિમારીથી કાળને વશ થયા. આ ખેદકારક બનાવને યોગ્ય સમય વીત્યા પછી પ્રિન્સ જ્યોર્જ જાહેર કામમાં ભાગ લેવા માંડયો. ઇ. સ. ૧૮૯૨ ના જુન માસની તા. ૧૭ મીએ એમણે અમીરોની સભામાં પ્રથમ હાજરી આપી. આ વખતે એમની ઉમર ૨૭ વરસની હતી. ઇ. સ. ૧૮૯૩ ના જુલાઇ માસની ૬ ઠી તારીખે પ્રિન્સેસ મેરી સાથે એમનાં લગ્ન થયાં. એ શુભ પ્રસંગે આમની સભામાં મી. ગ્લેડસ્ટને જે શબ્દો કહ્યા તે પરથી લોકોનો એમનાપર કેવો ભાવ હતો તે જણાઇ આવે છે. તેમણે કહ્યું કે ‘ આપણી પ્રજાનો ખાસ ગણાતો દરિયાઇ જીંદગીનો ઉદ્યોગ જે ખરા ભાવથી તેમણે સ્વીકાર્યો છે તેની, તેમ જ તેમની ઉંચી બુદ્ધિ અને આનંદી, નિષ્કપટી ને મમતાળુ સ્વભાવની આપણે કદર પીછાનીએ છીએ અને તેથી એમની તરફ પ્રેમભાવ ધરાવીએ છીએ. ’ સને ૧૮૯૩ માં અને તે પછીનાં વરસોમાં એમણે બ્રિટિશ ટાપુનાં મુખ્ય શહેરોની મુલાકાત લીધી ને રાજકુમારોને જે જે કામો કરવાં પડે છે તે સર્વમાં તેમણે પ્રજાનો પ્રેમ સંપાદન કર્યો. સને ૧૯૦૧ ના જાન્યુઆરીની ૨૨ મી તારીખે ‘ ભલાં મહારાણી વિક્ટોરીઆ ’ લાંબો વખત ગાદી ભોગવીને દેવલોક પામ્યા. તેમનું સ્થાન તેમના પુત્ર ‘ શાંતિદાતા ’ સાતમા એડવર્ડે લીધું. તે લગભગ દશ વરસના ટૂંકા રાજ્ય દરમિયાન તેમણે ‘ ભલી માતાના ભલા પુત્ર ’ એ શબ્દો પોતાના આચરણથી ખરા કરી બતાવ્યાં. ઈ. સ. ૧૯૦૫ માં રાજકુમાર જ્યોર્જ તથા એમનાં પત્ની પ્રિન્સેસ મેરી આપણા દેશની મુલાકાતે પધાર્યાં. એ વખતે આપણા દેશની પ્રજા ભવિષ્યના રાજા રાણીના દર્શનથી પોતાનું ધન્યભાગ્ય સમજી હતી અને અંતઃકરણનો ઉમળકો હરેક રીતે બતાવવામાં ચૂકી નહોતી. રાજકુમાર મુંબઇથી ઇંદોર, જેપુર, બીકાનેર, લાહોર તથા પેશાવર થઇને રાવલપીંડી ને અમૃતસરથી ગ્વાલીઅર અને પૂર્વમાં લખનૌ થઇને

કલકત્તે પધાર્યા હતા. ત્યાંથી રંગુન અને માંડલે થઇને દરિયા માર્ગે મદ્રાસ જઇ પહોંચ્યા. ત્યાંથી મહિસૂર, બેંગલોર, હૈદ્રાબાદ, બનારસ, કાનપુર, અલીગઢ ને મસુરીની મુલાકાત લીધી. પછી ક્વેટા થઇ કરાંચી આવી ત્યાંથી સ્વદેશ પાછા ફર્યા.

એ નામદારનો આપણા પ્રતિ કેવો ભાવ છે તે હિંદુસ્તાન છોડતાં પહેલાં તેમણે જે શબ્દો ઉચ્ચાર્યા તેપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. "આ વિસ્તીર્ણ અને ચમત્કારિક ભૂમિના જુદા જુદા ભાગમાં વસતા મારા બીજા મિત્રોને હું ખાત્રી પૂર્વક કહું છું કે પ્રેમ ને ઉપકારની લાગણી સાથે અમે આ હિંદુસ્તાનનો કિનારો છોડીએ છીએ. અમે હિંદુસ્તાન જોયું છે ને જાણ્યું છે. જેટલું જોયું છે તેટલાથી અમારા મનમાં વધુ જોવાની ઉત્કંઠા થશે, અને જ્ઞાતિ ને ધર્મના ભેદ વગર અમારી સમસ્ત પ્રજાના હિત તરફ અમે અમારૂં દિલ લગાડીશું."

**રાજભક્તિ.**

વળી એ પ્રસંગે એ નામદારે રાજ્ય તરફ વફાદારી અને સારા ભાવ માટે આપણાં વખાણ કર્યાં હતાં; એવી રાજભક્તિ આપણાં હૃદયમાં નિરંતર વાસ કરે અને ઇશ્વર આપણને એ સન્માર્ગે ચાલવાની બુદ્ધિ આપે એને માટે આપણે તેની હંમેશાં પ્રાર્થના કરવી જોઇએ. રાજા અને પ્રજા વચ્ચેનો સંબંધ પિતા અને પુત્ર જેવો છે. આર્ય પ્રજા પરાપૂર્વથી રાજામાં દેવનો અંશ છે એમ ગણતી આવી છે, મનુએ રાજામાં સર્વ દેવનો અંશ છે એમ કહ્યું છે; માટે આપણા મહારાજ શ્રી પાંચમા જ્યોર્જ જેમ આપણાપર પિતા જેવો પ્રેમ રાખે છે અને આપણું દરેક રીતે કલ્યાણ કરવા તરફ તેમની નજર છે, તેમ આપણે પણ હંમેશ રાજસેવાને રાજભક્તિમાં તત્પર રહેવું અને એમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા આવવા ન દેવી, એ આપણો ધર્મ છે. આપણી વફાદારીમાં આપણી કોઇ પણ રીતે ખામી આવે તો તેમાં આપણે ઇશ્વરના ગુન્હેગાર છીએ અને આપણે માથે કૃતઘ્નતાનું કલંક બેસશે એ આપણે હંમેશાં લક્ષમાં રાખવું.

**બ્રિટિશ રાજ્યથી થતા લાભ.**

બ્રિટિશ રાજ્યને પ્રભાવે આપણે કેટલા બધા લાભ મેળવવાને શક્તિમાન્ થયા છીએ? આજે આપણા જાનમાલ દરેક રીતે સહીસલામત છે. આજે મહારાણીશ્રીની સેનાનું બળ વિગ્રહને ખૂનરેજી, પરરાજ્યના હુમલા અને અંદરના બખેડા ને મારામારીથી

આપણા દેશનું સંરક્ષણ કરે છે. અગાઉ હિંદુસ્તાનમાં વારંવાર વિગ્રહો અને લડાઇઓને લીધે સર્વત્ર અવ્યવસ્થા હતી ને જાનમાલ જોખમમાં હતાં, તેને બદલે આજે ચારે તરફ શાંતિ ને સલામતી પ્રસરી રહ્યાં છે, તેથી હરકોઈ પોતાનું કામ નિશ્ચિંત રહી કરી શકે છે. આજે સ્ત્રીઓ નિર્ભય રીતે બહાર હરી ફરી શકે છે. આજે ન્યાયની અદાલતમાં એક કિનારે વાઘ ને બકરી પાણી પીતાં હોય છે તેમ, રાય ને રંકને સમાન ન્યાય મળે છે. આજે કવેટાથી કન્યાકુમારી સુધી ને કરાંચીથી કલકત્તા સુધી થોડા વખતમાં નિર્ભય મુસાફરી થઇ શકે છે. આજે જેને જે રૂચે તે ધર્મ તે બિનહરકતે પાળી શકે છે. આજે આગગાડી ( રેલ્વે ) ની અનેક શાખાઓ દેશના જુદાજુદા ભાગોમાં ફેલાઈ ગએલી હોવાથી આપણે થોડા સમયમાં બહુ મુસાફરી કરી શકીએ છીએ. વેપાર રોજગારની વૃદ્ધિ થઈ છે ને ભયંકર દુકાળનું પણ દુઃખ કમી થઇ ગયું છે. વળી આપણી માયાળુ સરકારે મોટી મોટી નદીઓમાંથી દેશના જુદા જુદા ભાગોમાં નહેરોની ભારે યોજનાઓ કરી ખેતરોમાં પાણી પૂરાં પાડયાં છે, ને ખેતીમાં સુધરેલી રીતો દાખલ કરી છે, તેથી દુકાળ અગાઉ જેટલા વારંવાર આવતા નથી કે ભયંકર ને નાશકારક થતા નથી. હાલ ઇંગ્લાંડથી આવેલા દાકતરોએ આપણા દેશની સ્થિતિનો સારો અભ્યાસ કર્યો છે ને ગટર વગેરેની યોજનાથી ને સ્વચ્છતા સચવાય એવા નિયમોથી તેમ જ કેટલાંક ઔષધોના પ્રયોગોથી, સૈયદ–મળીયા કઢાવવાથી, રસી મૂકાવવાથી અને એવા અનેક સાવચેતીના ઉપાયોથી ઘણા રોગોમાંથી કેવી રીતે મૂક્ત રહેવાય છે તે તેમણે સારી રીતે દર્શાવ્યું છે. આજે કેળવણીનો પ્રચાર દિન પરદિન વધતો જાય છે ને વિદ્યાકળા આદિનો સર્વને સમાન રીતે લાભ મળવાથી દેશની સ્થિતિ આબાદ છે. આજે કૃપાળુ બ્રિટિશ સરકારના આશ્રયથી મોટાં મોટાં શહેરો ઉભાં થયાં છે અને કાપડના, વણાટકામના અને એવા બીજા મોટા ઉદ્યોગોથી દેશની સમૃદ્ધિમાં ઘણો વધારો થયો છે. આ અને આવાં અનેક પ્રકારનાં જે સુખો આપણે ભોગવીએ છીએ તે બ્રિટિશ રાજ્યની બલિહારી છે–આ ખરેખરો સતયુગ છે. આરોગ્ય, દ્રવ્ય અને વસ્તીમાં હિંદુસ્તાન અગાઉ કદી પણ હતું તે કરતાં હાલ વધારે આબાદ છે. પ્રજાને લૂંટફાટ, ખૂન કે અન્યાયની કદી પણ ફિકર રહેતી નથી; માટે કૃતજ્ઞતાથી ને ખરા ભાવથી આપણે સર્વેએ આપણા મહારા-

જાની ભક્તિ ને સેવામાં નિરંતર લીન રહેવું એ આપણી ફરજ છે. એ અંગ્રેજ રાજ્યનો યશ ગાઓ. પ્રભુની પ્રાર્થના કરો કે એમનું રાજ્ય અચળ રહે, તેની કળામાં દિન પરદિન વૃદ્ધિ થાય, અને મહારાજા જ્યોર્જ પાંચમા ને મહારાણી મેરી દીર્ઘાયુ ભોગવે. ઘણું જીવો મહારાજા જ્યોર્જ, ઘણું જીવો, ઇશ્વિર મહારાજાનું રક્ષણ કરો, આમીન.

આ પ્રમાણેનો લેખ શાળાઓમાં વંચાયો હતો. અત્રે શાહાનશાહ અને શાહાનશાહબાનુનું ચરિત્ર સમાપ્ત થાય છે. છેલ્લા દિલ્હી દરબાર સમયે તે નામદારો આપણા દેશમાં પધાર્યા અને દિલ્હી ખાતે તેમના રાજ્યાભિષેકની ક્રિયા કરવામાં આવી તેને લગતી હકીકત અગાઉ આપવામાં આવનાર છે. હવે નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુના જીવનને લગતી સાલવાર ટૂંક યાદી અત્રે આપી આ વિષયને સમાપ્ત કરીશું. નામદાર શાહાનશાહ રાજગાદી ઉપર બિરાજ્યા તે પછી તે નામદારનો આપણા પ્રતિનો ભાવ તથા તેમણે પ્રસંગોપાત દર્શાવેલી લાગણી અને હિંદના હિતને માટે કરેલાં કામોથી વાચકો લગભગ વાકેફ હશે, તેથી તત્સંબંધી અત્ર વધુ વિવેચન કરવાની આવશ્યકતા રહેતી નથી.

### રાજગીત.

( રાગ કલ્યાણ. )

રક્ષ ભૂપ જ્યોર્જને તું હે જગત્પતિ,
પ્રતાપ સૂર્યસમ અને છે ઉચ્ચતમ મતિ. રક્ષ૦ ૧
શાન્તિદા છે હિમરશ્મિ સમ સુખાકૃતિ,
શૌર્ય ને ક્ષમા ધૃતિથી અધિક દીપતી. રક્ષ૦ ૨
કીર્તિ તું પ્રસાર અખિલ વિશ્વમાં અતિ,
જેમ ફૂલની સુવાસ વાથી પ્રસરતી. રક્ષ૦ ૩
દુશ્મનો વિખેરી તેની ધૂળ કર કૃતિ,
અરિ તમામ નાશ કર તું કોપ અનલથી. રક્ષ૦ ૪
વેલી સમ વધાર પરિવાર ભૂપતિ,
કુટુંબમાં રખાવજે પરસ્પરે પ્રીતિ. રક્ષ૦ ૫
સંપ જંપ હેતની તું નાખ જડ ઉંડી,
ઝેર વેર વિઘ્ન સર્વ કાપ મૂળથી. રક્ષ૦ ૬
આધિ વ્યાધિ ને ઉપાધિ નાશ કર અતિ,
નૃપ શિરે કૃપાની વૃષ્ટિ રાખ વરસતી. રક્ષ૦ ૭

શાખ તંદુરસ્ત નિત્ય હે દયાનિધિ,
દીર્ઘ આયુ આપ એ અમારી વિનતી. રક્ષ૦ ૮

---

## રાજ્યાભિષેક ગીત.

જય જય જય જય જય જય જ્યોર્જ રાજની જય ટેક.
જય આંગ્લેશની જય, જય ભારતેશની જય. જય૦
પ્રૌઢ પ્રતાપી જ્યોર્જ પંચમ, આંગ્લ દેશ નરેશ,
સાર્વભૌમ સિંહાસન આજે, શોભાવે ભૂપેશ;
જય દિલ્હીશ્વરની જય, જય નૃપવરની જય. જય૦
જય ચક્રવર્તીની જય, જય શૌર્યશાલીની જય,
જય સલ્તનતની જય, જય કૃપાવંતની જય;
જય વિજયવંતની જય, જય નીતિ નિપૂણની જય; જય૦
પરમ પવિત્ર દિલ્હીની એ, ગાદી જગવિખ્યાત,
અવનિપતિ ત્યાં બેસે આજે, જ્યોર્જ સાગરનાથ,
જય પૃથ્વી પતિની જય, જય સમુદ્રેશની જય. જય૦
પ્રસિદ્ધ આ ગાદી પર રહેજો, સ્થિર જ્યોર્જનું તાજ,
ભારત જનને સંતોષો, કરી લોક હિતનાં કાજ;
જય મુકુટધારીની જય, જય પ્રજાપાળની જય. જય૦
જ્યોર્જ રાજ મહારાણી મેરીનાં યશોગાન સહુ ગાય,
જય વિજયરંગ, જય વિજયરંગ, જય વિજયરંગ બોલાય;
**જય મહારાજાની જય જય મહારાણીની જય,**
જય જય જય જય જય જય જ્યોર્જ રાજની જય.

## અગત્યના બનાવોની સાલવાર યાદી.

૧૮૬૪ તા. ૮ મી જાન્યુઆરી મર્હુમ રાજકુમાર આલબર્ટ વિક્ટર ડ્યુક ઓફ ક્લેરન્સનો જન્મ.
૧૮૬૫ તા. ૩ જી જુન શુક્રવાર પ્રિન્સ જ્યોર્જનો જન્મ.
તા. ૭ મી જુલાઇ તેમને ખ્રિસ્તી ધર્મમાં લેવાની ક્રિયા કરવામાં આવી.
૧૮૬૭ તા. ૨૭ મી મે પ્રિન્સેસ મેરીનો જન્મ.
૧૮૭૧ પ્રિન્સ જ્યોર્જની પ્રિન્સેસ મેરી સાથે ઓળખાણ.
૧૮૭૭ તા. ૫ મી જુન બંને રાજકુમારોને દરિયાઇ લશ્કરની તાલિમ આપવાની શરૂઆત.

૧૮૭૯ તા. ૧૯ મી સપ્ટેમ્બર સ્ટીમર 'બેકેન્ટી' ઉપર દુનિયાની મુસાફરીએ નીકળ્યા.

૧૮૮૦ ની શરૂઆતથી બન્ને ભાઇઓ 'મિડશિપમેન'ની પદવી ઉપર નિમાયા. ડીસેમ્બર માસમાં દક્ષિણ આફ્રિકામાં બોઅરો સાથે પહેલી લડાઇ થઇ.

૧૮૮૨ તા. ૪ થી અગસ્ટ પ્રવાસ પૂર્ણ કરી ઇંગ્લાંડ ખાતે આગમન.

૧૮૮૩ ના મે માસમાં રાજકુમાર જ્યોર્જની 'કેનેડા' નામના બારકસ પર નિમણુક થઇ.

૧૮૮૫ માં તેમને લેફટેનન્ટની પદવી મળી.

૧૮૮૯ તેમને નં. ૭૯ વાળી ટોર્પીડો બોટનો સ્વતંત્ર અધિકાર મળ્યો.

૧૮૯૧ અગસ્ટ માસમાં કમાન્ડરની પદવી પ્રાપ્ત થઇ.

૧૮૯૨ તા. ૧૪ મી જાન્યુઆરી રાજકુમાર આલબર્ટ વિકટર સ્વર્ગવાસી થયા.

૧૮૯૩ ડયુક ઓફ યોર્કની પદવીના આધારે રાજકુમાર જ્યોર્જ અમીરોની સભા (હાઉસ ઓફ લોર્ડ્ઝ)માં દાખલ થયા.
મે માસમાં પ્રિન્સેસ મેરી સાથે તેમના વિવાહ થયા અને તા. ૬ ઠી જુલાઇને રોજ લગ્ન થયાં.

૧૮૯૪ તા. ૨૩ મી જુન આપણા હાલના પ્રિન્સ ઓફ વેલ્સનો જન્મ.

૧૮૯૫ તા. ૧૪ મી ડિસેમ્બર બીજા રાજકુમાર આલબર્ટ ફ્રેડરીકનો જન્મ.

૧૮૯૭ તા. ૨૫ મી એપ્રિલ રાજકુમારી મેરીનો જન્મ.

૧૯૦૦ તા. ૩ જી માર્ચ ત્રીજા રાજકુમાર પ્રિન્સ હેનરીનો જન્મ.

૧૯૦૧ ની શરૂઆતથી રાજકુમાર જ્યોર્જ રિયર-એડમિરલ નિમાયા અને બાદશાહી દરિયાઇ ફોજોના કમાન્ડર ઇન ચિફની પદવી તેમને મળી.

તા. ૨૨ મી જાન્યુઆરી મહારાણી શ્રી વિકટોરીઆ દેવલોક પામ્યાં.

તા. ૧૬ મી માર્ચ તેઓ પોતાનાં પત્ની સાથે ઓસ્ટ્રેલિયા વગેરે દેશોના પ્રવાસે નીકળ્યા.

તા. ૯ મી મે ઓસ્ટ્રેલીઆની એકત્રીત નવી પાર્લામેન્ટ ખુલ્લી મુકવાની ક્રિયા કરી.

તા. ૯ મી નવેમ્બર શનીવારે પ્રવાસ પૂર્ણ કરી ઇંગ્લાંડમાં પોર્ટસમાઉથના બંદરે ઉતર્યા.

તા. ૫ મી ડિસેમ્બર બ્રિટિશ પ્રજા તરફથી તેમને ગીલ્ડહોલ ખાતે માનપત્ર આપવામાં આવ્યું.

૧૯૦૨ તા. ૨૦ મી ડિસેમ્બર શાહજાદા જ્યોર્જ એડવર્ડ એલેકઝાંડર એડમંડનો જન્મ.

૧૯૦૫ તા. ૧૨ મી જુલાઇ શાહજાદા જોનનો જન્મ.
અકટોબર માસમાં તેઓ હિંદુસ્તાનના પ્રવાસે આવવા ઇંગ્લાંડથી નીકળ્યા.

૧૯૦૬ તા. ૧૯ મી માર્ચ હિંદુસ્તાનનો પ્રવાસ પુરો કરી કરાંચીથી ઇંગ્લાંડ ખાતે જવાને ઉપડયા.

૧૯૧૦ તા. ૬ ઠી મે મર્હુમ શાહાનશાહ એડવર્ડ સપ્તમનો સ્વર્ગવાસ.
તા. ૭ મી મે શાહાનશાહ જ્યોર્જે પોતાની પહેલી પ્રીવીકાઉન્સીલ ભરી.

૧૯૧૧ તા. ૨૨ મી જુન ઇંગ્લાંડ ખાતે તેમનો રાજ્યાભિષેક થયો.
તા. ૨ જી ડીસેમ્બર નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુ મુંબાઇ ખાતે આવી પહોંચ્યાં.
તા. ૧૨ મી ડિસેમ્બર હિંદુસ્તાનમાં દિલ્હી ખાતે તેમને રાજમુકુટ ધારણ કરાવવાની ક્રિયા કરવામાં આવી.

૧૯૧૨ તા. ૧૦ મી જાન્યુઆરી હિંદુસ્તાનનાં જુદાં જુદાં સ્થળોની મુલાકાત લઇ મુંબઇ આવી સ્વદેશ ખાતે જવાને વિદાય થયા.

---

## પ્રકરણ ૪ થું.

---

### રાજા અને પ્રજા.

આપણા આર્યાવર્ત્ત દેશમાં ઘણા પ્રાચીન કાળથી રાજસત્તા પ્રચલિત છે. પ્રજા રાજાને દેવ સ્વરૂપ માનતી આવી છે. રાજાજ્ઞાને વિધિવાક્ય પ્રમાણે માનવામાં આવતી. આજ યુરોપ કિંવા અમેરિકા ખંડમાં દ્રષ્ટિગોચર થાય છે તેવા પ્રકારની નિયંત્રિત રાજસત્તા હિંદુસ્તાનમાં હતી કે નહિ એ વિષયમાં ખાત્રી લાયક પૂરાવા મળી શકતા નથી. તો પણ વેદમાંનાં અને રામાયણ આદિ પૌરાણિક ગ્રંથોમાંનાં કેટલાંક વચનો ઉપરથી એવો તર્ક થઇ શકે છે કે ઘણા પ્રાચીનકાળમાં

એવા પ્રકારની કાંઈ પદ્ધતિ પ્રચલિત હશે. રાજા, વૃદ્ધ પુરૂષોનું મંડળ અને સામાન્ય સભાના જેવી સમાજની ઘટના પૂર્વે હશે ખરી. રામાયણુ કાળમાં રાજસત્તા જો કે અનિયંત્રિત હતી, અર્થાત્ સર્વ સત્તા રાજાના હાથમાં હતી તો પણ તેની પૂર્વેની સ્થિતિનો કાંઇક અવશેષ તે સમયે રહેલો દેખાતો હતો. રામચંદ્રને યુવરાજાભિષેક કરવાનું દશરથ રાજાના હૃદયમાં આવ્યું ત્યારે તેણે એક સભા બોલાવીને પોતાના હૃદયની ઇચ્છા સર્વેને વિદિત કરી.

* ' यदीदं मेऽनुरुपार्थं मया साधुसुमन्त्रितम् ।
भवन्तो मेऽनु मन्यन्तां कथं वा करवाण्यहम् ॥

દશરથના મરણુ પછી ભરતને અયોધ્યામાં બોલાવવામાં આવ્યા ત્યારે રાજ્યાભિષેકના સંબંધમાં વિચાર કરવાને વસિષ્ઠે પુનઃ રાજસભા બોલાવી હતી. આ સભામાં વસિષ્ઠમુનિએ ભરતને રાજ્યનો સ્વીકાર કરવાની વિનતિ કરી, પરંતુ ભરતે તેનો સ્વીકાર ન કરતાં ' ધર્મતત્પર તથા વિદ્યાપારંગત રામચંદ્ર રાજ્યના અધિકારી હોવાથી હું તેમના રાજ્યનું અપહરણુ કરીશ નહિ એવો જવાબ આપ્યો હતો. ' રામાયણુકાળમાં આવી સભા બોલાવવામાં અધિકારીવર્ગનો પોતાની હૃદયેચ્છા જનસમાજને દર્શાવવા પૂરતો જ ઉદ્દેશ હતો, એમ આ ઉપરથી જણાય છે. વસિષ્ઠ, ભરત કિંવા અમાત્ય ભાષણુ કરીને પોતે શું કરવા ઇચ્છા રાખે છે તે દર્શાવે અને પછી સમાજ તેને અનુમોદન આપે તથા અનુસરે એવી પરસ્પરના અધિકારની મર્યાદા હતી.

રામાયણુમાં રાજાને લોકોનું આરાધન કરવું પડતું એવો કટાક્ષ છે ખરો, તથાપિ સર્વ બાબત લક્ષમાં લેતાં એમ માલૂમ પડે છે કે રાજાની સત્તા તે સમયે અનિયંત્રિત હતી અને આપણા દેશ પર અંગ્રેજોની સત્તા થઇ ત્યાંસુધી ઉક્ત પ્રકારની જ સ્થિતિ હતી.

એ પ્રમાણે અનિયંત્રિત રાજસત્તા હોવા છતાં પણ રાજાએ પોતાની સત્તાનો ઉપયોગ પ્રજાનું પાલન કરવાને અર્થે જ કરવો જોઇએ એવી ધર્મની સ્પષ્ટ આજ્ઞા છે. અનેક ગ્રંથોમાં રાજધર્મનું વિસ્તારપૂર્વક વર્ણુન કરવામાં આવ્યું છે. તેનાં પૃથક્ પૃથક્ તત્ત્વોનો આપણે અત્ર વિચાર કરીશું.

* મારૂં કથન તમને માન્ય હોય તો મને અનુમોદન આપો; માન્ય ન હોય તો મારે શું કરવું તે મને સમજાવો.—રામાયણુ—અયોધ્યાકાંડ સર્ગ ૨—૧૫.

મનુસ્મૃતિમાં જણાવવામાં આવ્યું છે કે અરાજક સ્થિતિમાં લોકોનું રક્ષણ કરનાર કોઈ નહિ હોવાથી સર્વત્ર ગોટાળો થઇ જાય, તેથી લોકોની સુસ્થિતિ અને રક્ષણને અર્થે પરમાત્માએ રાજાની ઉત્પત્તિ કરી છે. ઈંદ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, ચંદ્ર, વરૂણ અને કુબેર આદિ દેવતાના સારભૂત અંશમાંથી રાજાને ઉત્પન્ન કરવામાં આવેલો હોવાથી તે સર્વે જીવોમાં શ્રેષ્ઠ છે. રાજાનું કોઇએ અપમાન કરવું નહિ કે તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહિ, કેમકે નરરૂપે તે એક દેવ જ છે. રાજા પોતપોતાના ધર્મ પ્રમાણે ચાલનાર સર્વ વર્ણ અને બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમોનું રક્ષણ કરનાર છે. રાજાએ હમેશાં વિનીત રહેવું જોઇએ. તેણે ઇંદ્રિયોનું દમન કરવું અને કદી પણ વ્યસનાદિને અધીન થવું નહિ. એકલાથી રાજ્યકારભાર સુવ્યવસ્થિત રીતે ચલાવવાનું દુષ્કર હોવાથી રાજાએ યોગ્યતાવાળા મંત્રીઓની સહાયથી રાજ્યકારભાર ચલાવવો. સંગ્રામમાં પાછો પગ ન ધરે, પ્રજાનું યથાર્થ પાલન કરે અને ગૌબ્રાહ્મણની સેવા કરે તો રાજાને શ્રેયઃ પ્રાપ્ત થાય છે. **માત્ર રાજ્યકારભારને સરળપણે ચલાવવાને પ્રજાને ત્રાસ ન થાય એટલા પૂરતો જ કર તેણે પ્રજા પાસેથી લેવો જોઇએ.** જે રાજા પ્રજાનું રક્ષણ કરે છે, તેને પ્રજાએ કરેલા ધર્માચરણનો છઠ્ઠો ભાગ પ્રાપ્ત થાય છે, જ્યારે જે પ્રજાનું રક્ષણ કરવાની દરકાર કરતો નથી તેને પ્રજાના અધર્માચરણનો છઠ્ઠો ભાગ મળે છે. જે રાજા શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, પ્રજાને દુઃખ દે છે અને તેની પાસેથી કર લેવા છતાં તેનું રક્ષણ કરવાની કાળજી રાખતો નથી તે અધોગતિને પ્રાપ્ત થાય છે. **જે રાજા બાળક, વૃદ્ધ, આતુર કે દુઃખી મનુષ્યે પોતાના વિરૂદ્ધ કરેલી ટીકાને સહન કરે છે તેનું આ લોક અને પરલોકમાં કલ્યાણ થાય છે.** આ પ્રમાણે જે રાજા પોતાનું કર્ત્તવ્ય કરે છે તે ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે.

**યાજ્ઞવલ્કય સમૃતિમાં એવું જણાવવામાં આવ્યું છે કે રાજા પુરૂષાર્થ સાધનના વિષયમાં યત્ન કરનાર, કૃતજ્ઞ, વિનીત, સત્ત્વસંપન્ન, કુલિન અને સત્યવાદી હોવો જોઇએ. રાજાએ કદી પણ સદ્‌ગુણનો દ્વેષ કરવો નહિ. તે ધર્મશીલ, સુજ્ઞ અને શૂર હોઇ વ્યસની હોવો જોઇએ નહિ. આત્મવિદ્યા, ખેતી, વ્યાપાર, પશુપાલન ઇત્યાદિ બાબતો કે જેનાથી ધનની પ્રાપ્તિ થાય છે તેમાં તથા પ્રાપ્ત થએલા દ-**

દ્રવ્યનું રક્ષણ કરવાની વિદ્યામાં તે નિપુણ હોવો જોઇએ. રાજાએ પ્રજાનું પિતા પ્રમાણે પાલન કરવું જોઇએ. જે રાજા પ્રજાનું ન્યાયપૂર્વક પાલન કરે છે તેને પ્રજાના પુણ્યનો છઠ્ઠો ભાગ પ્રાપ્ત થાય છે. તેથી બીજા બધા દાન કરતાં પ્રજાનું રક્ષણ કરવું એ જ શ્રેષ્ઠ છે. રાજાએ ચોર, ઢોંગી, દુષ્ટ અને સાહસિક મનુષ્યોથી પ્રજાનું રક્ષણ કરવું જોઇએ. જો રાજા પ્રજા પાસેથી કર લઇને તેનું રક્ષણ કરતો નથી તો તે પ્રજાના અર્ધા પાપનો ભાગીદાર થાય છે. જે રાજા અન્યાયપૂર્વક પ્રજાના દ્રવ્યનું હરણ કરે છે તેની લક્ષ્મી નષ્ટ થવા સાથે તેનો પોતાના બાંધવો સહિત નાશ થાય છે. જો કોઇ નવીન દેશ રાજાને પ્રાપ્ત થાય તો તેણે તે દેશમાં ત્યાંના પૂર્વના આચાર, વ્યવહાર અને કુલ સ્થિતિને પૂર્વની માફક જ ચાલવા દેવાં જોઇએ.

પુરાણો આદિમાં મહાન્ રાજાના સંબંધમાં વર્ણવેલું છે તે વર્ણનો ઉપરથી તથા પુરાણોના બીજા ભાગોથી રાજા વિષયમાં આપણા લોકોની કલ્પના કેવા પ્રકારની હતી, તે જણાઈ આવે છે. રામાયણમાં દશરથના સંબંધમાં નીચે મુજબ વર્ણન કરવામાં આવ્યું છે:–

" દશરથ રાજા વેદ જાણનાર, ચતુરંગ સેના, દુર્ગ ઈત્યાદિ સર્વ બાબતોનો સંગ્રહ કરનાર, દૂરદર્શી, અતિપરાક્રમી, પ્રજાને અત્યંત પ્રિય, શૂર, ધર્માચરણવાળો, આત્મસંયમન કરનાર અને ત્રણે લોકમાં પ્રશંસા પામેલો હતો. તે બલાઢ્ય હતો અને તેને અનેક મિત્રો હતા. પોતાના શત્રુઓનો તેણે નાશ કર્યો હતો. ઐશ્વર્ય અને લક્ષ્મીમાં તે ઈંદ્ર અને કુબેર જેવો હતો. મનુ પ્રમાણે તે સર્વ જનોનું રક્ષણ કરતો હતો. તેના છત્ર નીચેની પ્રજા ધાર્મિક, સુશિક્ષિત, સંતુષ્ટ અને પોતે સંપાદિત કરેલી સંપત્તિમાં સમાધાન માનનારી હતી. તેની રાજધાનીમાં વિષયલંપટ, અશિક્ષિત, દુષ્ટ કે અજ્ઞાન મનુષ્યો નહોતાં. સર્વેના હૃદયમાં રાજા પ્રતિ અપૂર્વ ભક્તિ હતી. તેની નગરીના લોક દીર્ઘાયુ હોવા સાથે ધર્મ અને સત્યનો આશ્રય ધારણ કરીને રહેતા હતા."

અયોધ્યાકાંડના ત્રીજા સર્ગમાં રામને અભિષેક કરવા પૂર્વે દશરથે તેમને ઉપદેશ કરતાં જણાવ્યું હતું કે " કામ ક્રોધાદિકથી ઉત્પન્ન થનાર વ્યસનોનો ત્યાગ કરજે. પોતાના તથા અન્ય રાજ્યોની સર્વ પ્રકારની માહિતી મેળવજે. અમાત્યાદિ અધિકારીજનો અને પ્રજાને સંતુષ્ટ રાખજે. ધન ધાન્ય અને આયુધોનો સંગ્રહ કરજે. જે રાજા

પ્રજાને સંતુષ્ટ અને અનુરક્ત રાખીને પૃથ્વીનું પાલન કરે છે તેના મિત્રો સદા સર્વદા આનંદ પ્રાપ્તિ કરે છે."

આ જ ગ્રંથમાં યુદ્ધકાંડના અંતમાં રામરાજ્યનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં કવિ જણાવે છે કે "જ્યારે રામચંદ્ર રાજ્ય કરતા હતા ત્યારે લોકોને સર્પ કે વ્યાધિનો ઉપદ્રવ નહોતો. તેમના રાજ્યમાં બાળ વિધવાનું રૂદન કર્ણગોચર થતું નહોતું. તેમના રાજ્યમાં લુંટારૂઓનો ઉપદ્રવ નહોતો. સર્વ જનો ધાર્મિક અને સંતુષ્ટ હતા. કોઈ કોઇનો દ્વેષ કરતું નહોતું. તે રાજ્યકાળમાં મોં માગ્યો વર્ષાદ વરસતો હતો, અને વૃક્ષો પણ ફળ ફુલથી ફાલેલાં હતાં. લોકો રોગ અને શોકથી રહિત રહી તુષ્ટમાન પૂર્વક પોતે પોતાનાં કર્મોમાં તત્પર રહેતા. આ પ્રમાણે તેઓ પૃથ્વીનું શાસન અને પાલન કરતા હતા અને લોકો સદ્ગુણી, ધર્મનિષ્ઠ અને સંપન્ન હતા."

રામાયણમાં અરાજક સ્થિતિનું પણ વર્ણન કરવામાં આવ્યું છે તે ઉપરથી તે સમયે રાજાના સંબંધમાં કેવી કલ્પના હતી તે જણાઇ આવે છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે "અરાજક દેશમાં ધનમાલ સુરક્ષિત રહી શકતા નથી. પિતાપુત્ર અને પતિ ભાર્યાદિનો સંબંધ રહેતો નથી. અરાજક દેશમાં લોકો સભા ભરી શકતા નથી. અરાજક દેશમાં ઉત્સવ થતો નથી. વ્યાપાર ઉદ્યમ ચાલતો નથી. ત્યાં વિદ્યા અને તપની વૃદ્ધિ થતી નથી. કોઈ પણ વસ્તુ મળતી નથી અને મળી શકે તો તેનું રક્ષણ થતું નથી. પાણી વિના નદી, વૃક્ષ વિના વન અને ગોપાળ વિના ગાયોની જેવી સ્થિતિ થઇ પડે છે તેવી સ્થિતિ રાજા વીનાના રાષ્ટ્રની હોય છે. જેવી રીતે માછલાં એક બીજાને ગળી જાય છે તેવી રીતે અરાજક દેશમાં મનુષ્યો એક બીજાને પીડા કરે છે. આવા દેશમાં દાંડ તથા કાયદાના પાળનાર લોકોનું પ્રાબલ્ય હોય છે. જે પ્રમાણે આંખો શરીરનું હિત સાધી અહિતનું નિવારણ કરે છે, તેવી રીતે રાજ રાષ્ટ્રનું હિત સાધીને અહિતને દૂર કરે છે. રાજા સત્ય અને ધર્મના પ્રવર્તક છે. રાજા પ્રજાની માતા પિતાની ગરજ સારે છે. ઉદાર અંતઃકરણવાળા રાજાની યોગ્યતા ઇંદ્ર, વરૂણ, કુબેર અને યમના કરતાં પણ અધિક છે.

મહાભારતના સભાપર્વમાં જણાવવાં આવ્યું છે કે "ધર્મરાજા જ્યારે રાજ્ય કરતા હતા ત્યારે પ્રજાનું ઉત્તમ પ્રકારે રક્ષણ થતું હતું. તેમણે સર્વ શત્રુઓનો નાશ કરેલો હોવાથી પ્રજા કાંઇ પણ ભીતિ

વગર પોતપોતાના કર્મોમાં તત્પર રહેતી હતી. તે પ્રજા પાસેથી યથા-યોગ્ય કર લેતા હતા. તે કદી પણ મિથ્યા ભાષણ કરતા નહોતા. તેમનું આચરણ ઉત્તમ હતું. તે ધનનો વ્યય સદા સત્કર્મમાં જ કરતા હતા." ઉદ્યોગ પર્વમાં જણાવ્યું છે કે "રાજાની પ્રજા પ્રતિ સમાન વૃત્તિ હોવી જોઇએ. અધર્મ કરનાર રાજાને કદી પણ આશ્રય આપવો નહિ. તે નિર્લોભી હોવો જોઇએ, તેમજ સર્વ ધર્મ પ્રતિ તેની સમાન દૃષ્ટિ રહેવી જોઇએ. એવું વર્તન જે રાજાનું હોય છે તેના ઉપર સર્વ પ્રજા અત્યંત પ્રીતિ દર્શાવે છે."

કાલિકા પુરાણમાં જણાવવામાં આવ્યું છે કે "રાજા જેને માતા હોતી નથી તેની માતારૂપ અને જે પિતા વગરનો હોય છે તેના પિતારૂપ છે."

રઘુવંશમાં દિલીપ રાજાનું વર્ણન કરતાં કવિ કહે છે કે "તેનામાં શૌર્ય, તેજ ઇત્યાદિ દુર્ધર્ષ ગુણ હોવા સાથે દયા, દાક્ષિણ્ય આદિ ચેતોહર ગુણ પણ હતા. તેણે પ્રજાનું નિયમન કરવામાં પરાપૂર્વથી ચાલી આવતી કોઇ પણ આચાર પદ્ધતિનું ઉલ્લંઘન કર્યું નહોતું. જેવી રીતે સૂર્ય પૃથ્વી ઉપરથી જળનું શોષણ કરીને વર્ષાદ રૂપે તેના કરતાં સહસ્ત્રગણું અધિક જળ આપે છે તેવી રીતે પ્રજાના કલ્યાણને અર્થેજ ને તેની પાસેથી યોગ્ય કર લેતો હતો. તે પ્રજાને સન્માર્ગ ઉપર ચલાવતો તથા તેનું યથાર્થ પાલન અને રક્ષણ કરતો; સારાંશ તે પ્રજાના પિતાની જગ્યાએ હતો. તે સજ્જનોને માન આપી દુર્જનોને સદા દૂર રાખતો."

શાકુન્તલ નાટકમાં દુષ્યન્ત રાજાના સંબંધમાં જણાવવામાં આવ્યું છે કે "જે અનુચિત માર્ગે જાય છે તેનું તું નિયમન કરે છે, પરસ્પરના કલહને દૂર કરે છે અને લોકોનું સંરક્ષણ કરે છે. જ્યારે સંપત્તિ પુષ્કળ હોય છે ત્યારે સગા સંબંધી થતા ઘણા આવે છે પરન્તુ પ્રજાનો ખરો બંધુ અને હિતકર્ત્તા તો એક તું જ છે."

કિરાતાર્જુનીયમાં કપટદ્યુતથી જીતેલા રાજ્યને નીતિપૂર્વક ચલાવીને કાયમ કરવાની ઇચ્છાવાળો દુર્યોધન કેવી રીતે રાજ્ય ચલાવતો હતો તે સંબંધમાં કવિ ભારવી જણાવે છે કે "તે નોકર ચાકરોપર અત્યંત પ્રીતિ કરતો હતો. યોગ્યાયોગ્યનો વિચાર કરી, કોઇનો પક્ષપાત ન કરતાં સર્વનું એક સરખી રીતે આરાધન કરતો. તે બીજા પાસેથી દ્રવ્ય લેઇ લેવાની ઇચ્છાથી કે ક્રોધાંધ બનીને કોઇને

શિક્ષા કરતો નહિ. અપરાધીઓને સજા કરવામાં તે કોઈ પણ પ્રકારનો પક્ષપાત કરતો નહિ. તેણે નદીમાંથી નહેરો કાઢીને જમીનને રસાળ બનાવેલી હોવાથી ધાન્ય પુષ્કળ નિપજતું અને તેથી ખેડુતવર્ગ સમૃદ્ધિવાળો થયો હતો. તેના રાજ્યમાં પ્રજા સુખી અને સંતુષ્ટ હતી. તે રાજ્યકારભાર સદય અંતઃકરણ અને દાક્ષિણ્યપૂર્વક ચલાવતો તેથી પ્રજા સર્વ પ્રકારે ઉન્નત બની પ્રગતિમાન્ થયા કરતી હતી.”

આ સર્વનો ઇત્યર્થ એ જ સમજાય છે કે પ્રજાનું પાલણ પોષણ કરવું, રક્ષણ કરવું, તેના અભ્યુદયને માટે કાળજી રાખવી, લોકસંગ્રહને માટે દુષ્ટોનું પારિપત્ય કરવું, સજ્જનોનું રક્ષણ કરવું અને પ્રજાનો તથા સ્વદેશનો પરરાજ્યના હૂમલાથી બચાવ કરવો એ જ રાજાનું કાર્ય અથવા તેનો અધિકાર છે. આ અધિકાર તે સરળ અને ઉત્તમ પ્રકારે ચલાવી શકે તે માટે જ પ્રજા પાસેથી કર લે છે. જેવી રીતે પ્રજાનું રક્ષણ કરવું એ રાજાનો ધર્મ છે, તેવી જ રીતે રાજાની આજ્ઞા પાળવી, રાજનિષ્ઠપણે વર્તવું, ઠરાવેલો કર આપવો, રાજસેવામાં તત્પર રહેવું, રાજાના કાયદા વિરૂદ્ધ આચરણ ન રાખવું, રાજ્ય કે રાજાનું અહિત થાય કે તેને નુકસાન પહોંચે એવો યત્ન કાયિક, વાચિક કે માનસિક કોઈ પણ પ્રકારે ન કરવો તથા વફાદારી અને નિમકહલાલીને મજબુતપણે વળગી રહેવું એ પ્રજાનો ધર્મ છે.

રાજા અને પ્રજા ઉભય પોતપોતાના ધર્મનું યથાર્થ પાલન કરે છે તો પરસ્પરમાં પ્રેમની વૃદ્ધિ થાય છે, રાજ્ય સુરક્ષિતપણે ચાલે છે, કાંઈ પણ ઉપદ્રવ રહેતો નથી, વ્યાપાર ઉદ્યોગ આદિની વૃદ્ધિથી પ્રજા સમૃદ્ધ બની સુખશાન્તિને અનુભવે છે અને સંતોષ તથા સંપ અને આનંદ ચોતરફ પ્રસરી રહેલો જણાય છે. જ્યાં તેનાથી વિરૂદ્ધ આચરણ છે ત્યાં સર્વ ઉલટી સ્થિતિ જ નજરે પડે છે. કેટલાક મુસલમાન બાદશાહોના સમયમાં બાદશાહ તરફથી ધર્માચરણ વિરૂદ્ધ પ્રજાને ત્રાસ આપવામાં આવતો અને પ્રજા પણ પોતાની ફરજથી વિમુખ થઇ રાજ આજ્ઞાનું ઉલ્લંઘન કરતી ત્યારે આપણા દેશની કેટલી બધી દુર્દશા થઇ પડી હતી અને તે કેટલો અધોગતિને પામ્યો હતો એ આપણે જાણીએ છીએ. સાંપ્રત કાળમાં બ્રિટિશ રાજ્યમાં રાજા પ્રજા પરસ્પર સમભાવ વૃત્તિથી વર્ત્તે છે તો શાંતિ અને આનંદનો અનુભવ કરી શકાય છે તે પણ આપણે જોઇએ છીએ. જો પ્રજાને રાજા તરફથી અધિક લાભની ઇચ્છા હોય તો તેણે રાજા પ્રતિ પોતાના તમામ ધર્મોનું યથાવત્ પાલન કરવું જોઇએ. અસ્તુ.

# પ્રકરણ ૫ મું.

## બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર.

આપણા પરમપૂજ્ય શાહાનશાહ અને શાહાનશાહબાનુનાં અપૂર્વ દર્શન પ્રાપ્ત કરવાને હિંદુસ્તાન ભાગ્યશાળી થયું છે. તેણે તેઓશ્રીનું યથોચિત સ્વાગત અત્યુત્કટ પ્રેમ અને પરમ ઉત્સાહ પૂર્વક કર્યું છે. તેમના દર્શનને અર્થે અત્યંત ઉત્સુક બની રહેલાં લાખો માણસો દૂર દૂરના પ્રાંતોથી દિલ્હી, મુંબઇ, કલકત્તા આદિ સ્થળોએ ગયાં હતાં. રાજનિષ્ઠા પ્રદર્શિત કરવાનો સુયોગ પોતાને પ્રાપ્ત થવા માટે સર્વ આતુર હતાં. જો કે તે સઘળાની એ મનેચ્છા તૃપ્ત થઈ નહિ હોય, તો પણ તેમની એ સદ્વૃત્તિ અત્યંત અભિનંદનીય છે

બ્રિટિશ સામ્રાજ્ય હિંદુસ્તાનમાં સ્થાપિત થયા પછી, સામ્રાજ્યના અધિપતિનું અધિષ્ઠાન દૂર દ્વિપમાં હોવાને લીધે તેમનાં ચિત્રો જોઇને તથા તેમના વિષયના વર્ણનો ગ્રંથોમાં કે વર્તમાનપત્રોમાં વાંચીને આપણને સમાધાન માનવું પડતું; તેમના પ્રત્યક્ષ દર્શન કરવાનો યોગ બધાને પ્રાપ્ત થઈ શક્યો નહોતો. પ્રથમ કેટલોક સમય આ દેશનો રાજકારભાર ઇસ્ટ ઇંડિઆ કંપનીના હાથમાં હતો, તે વખતે બ્રિટિશ નૃપતિ સાથે આપણો સંબંધ કેવળ અપ્રત્યક્ષ રીતિનો હતો. સને ૧૮૫૮ થી આપણે પ્રત્યક્ષ રીત્યા બ્રિટિશ રાજાના છત્ર નીચે આવ્યા; અને તે પછી પોતાના ઉપર સત્તા ચલાવનાર કોઈ ભૂપતિ ગ્રેટબ્રિટનમાં રહે છે એવી ભાવના આ દેશના સામાન્ય જનોના હૃદયમાં વાસ કરી રહી છે. મહાપ્રતાપશાળી મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆનું નામ જ્યાં ત્યાં લોકોને કર્ણગોચર થવા લાગ્યું, તેમનું ચરિત્ર લોકોને વાંચવાને માટે મળવા લાગ્યું, પરંતુ તેમનાં સાક્ષાત્ દર્શન અત્રે કદી પણ થયાં નથી. પોતાના રાજા તથા રાણી કેવાં છે તે જોવાને મળે એવી ઇચ્છા સર્વ લોકોને થાય એ સાહજિક છે, પરંતુ તેમની એ ઇચ્છા તૃપ્ત થવાનો યોગ અનેક કારણોને લઇને કદી પણ પ્રાપ્ત થયો નહિ. મર્હુમ મહારાણીશ્રીના જ્યેષ્ઠ પુત્ર આ દેશની મુલાકાતે આવ્યા હતા તેમનાં દર્શન તે વખતે અહીંના લોકોને થયાં ત્યારે તેઓ પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે હતા. તેઓ રાજ્યપદાભિરૂઢ થયા પછી તેમના દર્શન આપણને થયાં નથી. આપણા સાંપ્રત શાહાનશાહ પણ પ્રિન્સ ઓફ વેલ્સ પદે હતા ત્યારે તેઓશ્રી હિંદુસ્તાનના પ્રવાસે

પધાર્યા હતા. ત્યાર પછી થોડા વર્ષમાં જ તેમને રાજપદ પ્રાપ્ત થયું અને તેમના રાજ્યાસનારોહણનો સમારંભ ઇંગ્લાંડ ખાતે ભારે ઠાઠ-માઠની સાથે થયો હતો, પરંતુ અત્રના કોટ્યાવધિ પ્રજાજનો સંબંધે સહાનુભૂતિ તથા લાગણી તેઓશ્રીના હૃદયમાં અતિશય હોવાને લીધે તેઓશ્રીએ પુનઃ એક વખત આપણા દેશને પોતાનાં દર્શન આપીને, આપણને તેઓશ્રીના રાજ્યારોહણસમારંભનો અપૂર્વ દેખાવ જોવાને મળે તેનો વિચાર કર્યો તથા આપણા અને તેઓશ્રીના સંબંધ વિષેનું મહત્ત્વ તેઓશ્રીને કેટલું બધું જણાય છે તે સ્પષ્ટપણે દર્શાવવા ધાર્યું અને ફરી એકવાર આ દેશનો પ્રવાસ કરવાનો ઇરાદો કર્યો. તેઓશ્રી દૂર દેશમાં રહે છે તે છતાં તેમનામાં આપણા પ્રત્યેનું પ્રજાવાત્સલ્ય પૂર્ણપણે ભરેલું છે તે માત્ર મોઢેથી બોલીને જ નહિ દર્શાવતાં તેમણે કૃતિથી બતાવવા નિશ્ચય કર્યો. તેથી સને ૧૯૧૧ ના ડિસેમ્બરની ૧૨ મી તારીખ કે જે શુભ દિને શાહાનશાહનો રાજ્યારોહણસમા-રંભ દિલ્હી ખાતે થયો હતો તે પ્રસંગ હિંદુસ્તાનના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરી રાખવા યોગ્ય લેખાવો જોઇએ. ના. શાહાનશાહે હજી પણ એક વખત પાંચ દશ વર્ષમાં આપણા દેશમાં પધારવાનું દિલ્હી દરબાર પ્રસંગે વચન આપ્યું છે.

આપણા લોકોને આજ સુધી પુરાણાદિનાં વર્ણનો ઉપરથી જ સમ્રાટ્ સંબંધી કલ્પના ઉદ્ભવતી હતી. આપણને એવા સમ્રાટ્નો પ્રત્યક્ષ અનુભવ કદી પણ થયો નહોતો. એક કાળે હસ્તીનાપુર અને ઇંદ્રપ્રસ્થ સમ્રાટ્ની રાજધાની હતી એવું આપણે પુરાણોમાં વાંચીએ છીએ, પરંતુ ધર્મરાજા ગણાતા યુધિષ્ઠિર પછી બીજો સાર્વભૌમ રાજા કોઇ થયો હોય એવું જણાતું નથી. બ્રિટિશ રાજ્ય સ્થાપિત થયા પછી સને ૧૮૭૭ માં સમ્રાટ્ સંબંધી કલ્પના પ્રત્યક્ષ કરવાનો યોગ આપણને પ્રાપ્ત થયો હતો. તે વર્ષમાં ઇતિહાસપ્રસિદ્ધ દિલ્હીમાં આપણાં મહાપ્રતાપી મર્હુમ-મહારાણીશ્રી વિક્ટોરીઆને હિંદુસ્તાનના કૈસરે-હિંદ તરીકે જાહેર કરવાને મોટો સમારંભ કરવામાં આવ્યો આવ્યો હતો, પરંતુ તેમાં પ્રત્યક્ષ રાજદર્શનની તો ખામી રહી જ હતી. ૧૯૦૩ માં મર્હુમ શાહાનશાહ એડવર્ડ સપ્તમ ગ્રેટબ્રિટનમાં સિંહાસના-રૂઢ થયા તે જાહેર કરવાને આ જ શહેરમાં મોટો દરબાર ભરવામાં હતો, પરંતુ તે વખતે તેઓશ્રી જાતે પધાર્યા નહોતા. તે પ્રસંગે મર્હુમ શાહાનશાહનાં પ્રત્યક્ષ દર્શનનો લાભ પામેલા ઘણા માણસો હાજર

હતા, તોપણ જેમના રાજ્યારોહણનો સમારંભ કરવાનો હતો, તેમની પ્રત્યક્ષ દેદીપ્યમાન મૂર્તિ લોકોની સન્મુખ ન હોવાથી તે સમારંભને જોઇએ તેટલી શોભા મળી નહોતી. તે ઉણપ લક્ષમાં આણીને બ્રિટિશ મુસદ્દીઓએ આપણા સાંપ્રત પ્રતાપશાળી શાહાનશાહને આ દેશમાં રાજ્યારોહણ સમારંભમાં સ્વતઃ હાજરી આપવાની સંમતિ આપી. આ તેમનો આપણા ઉપર મોટો અનુગ્રહ સમજવો જોઇએ. આવો અપૂર્વ યોગ આ દેશના ઇતિહાસમાં પહેલો જ છે, કેમકે હિંદના સાર્વભૌમ બ્રિટિશ રાજકર્તાઓમાં રાજકર્તા તરીકે **હિંદમાં પધારનાર આપણા ના. શાહાનશાહ જ્યોર્જ પમા જ પહેલા** છે, એટલું જ નહિ પણ બ્રિટિશ સમ્રાટ્ તરીકે યુરોપ ખંડની બહાર પ્રવાસ કરનાર તરીકે પણ તેઓશ્રી જ પહેલા છે.

પૂર્વકાળમાં દિલ્હી શહેરમાં અનેક રાજા અને બાદશાહોનો રાજ્યાભિષક સમારંભ થયો હશે; પરંતુ તે સર્વનો વૈભવ આપણા સાંપ્રત સમ્રાટ્ના રાજ્યારોહણસમારંભ પાસે લેખામાં પણ નહિ એમ સહજ જણાઇ આવશે, કારણ કે પૂર્વે કોઇને પણ આ દેશમાં એકછત્ર રાજ્ય પ્રાપ્ત થયું નહોતું. રામચંદ્ર, યુધિષ્ઠિર ઇત્યાદિ પુરાણપ્રસિદ્ધ રાજાઓએ દિગ્વિજય કરી અશ્વમેધ યજ્ઞો કર્યા હતા ખરા, પરંતુ તે પછીના આ દેશના ઇતિહાસમાં કોઇ પણ એવો સાર્વભૌમ રાજા થયાનું જણાયું નથી. અશોકાદિ રાજાઓની સત્તા કેવળ મર્યાદિત હતી અને અકબર, ઔરંગજેબ વગેરે બાદશાહોની સત્તા પણ નર્મદાની દક્ષિણના ભાગમાં નહિ જેવી જ હતી અને તે પણ થોડાં સ્થળોમાં જ.

## હિંદુસ્તાનમાં સત્તાવિસ્તાર.

હાલની સ્થિતિ તરફ લક્ષ આપીએ તો હિંદુસ્તાનમાં મોટા મોટા ૪૫ માંડલિક અને બીજા સેંકડો નાના રાજાઓ છે, જેમના તાબામાં ૭૧૨૨૩૧ ચોરસ માઇલ જેટલો મુલક છે તથા ૬૨૯૦૧૮૮૬ લોકોની વસતિ છે. પ્રત્યક્ષ બ્રિટિશ સત્તા નીચે ૧૦૯૭૯૦૧ ચોરસ માઇલ જેટલો મુલક છે, જેમાં ૧૯૦૧ માં વસતિ સંખ્યા ૨૩૨૦૭૨૮૩૨ ની હતી.* આ તો આપણી મહા પ્રતાપી બ્રિટિશ સરકારનો

* સને ૧૯૧૧ માં માર્ચ મહિનામાં થએલા વસતિપત્રક મુજબ બ્રિટિશ સત્તા નીચેની ૨૪૪૦૦૦૦૦૦ લોકવસતિ અને બીજાં સંસ્થાનોની ૭૧૦૦૦૦૦૦ વસતિ મળીને એકંદર જનસંખ્યા હિંદુસ્થાનમાં ૩૧૫૦૦૦૦૦૦ ની છે.

એકલા આપણા જ દેશનો પ્રચંડ વિસ્તાર થયો. હવે દુનિયાના જુદા ભાગોમાં તેની સત્તા કેટલે સુધી પ્રસરેલી છે તત્સંબંધી વાચકોને ખ્યાલ આપવા માટે અત્ર તેને લગતી અગત્યની માહિતી આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

**એશિયા ખંડમાં સત્તાવિસ્તાર.**

પ્રથમ જે ખંડમાં આપણો **હિંદુસ્તાન** દેશ આવેલો છે તે એશિયા ખંડમાં બ્રિટિશ સત્તા અન્ય કયા કયા સ્થળે છે તે આપણે જોઈએ. **એડન, પેરિમ** અને **કયુરિઆમ્યુરિઆ** નામનાં થાણાં **અરબસ્તાન**માં છે, જેનું ક્ષેત્રફળ ૯૦૦૦ ચોરસ માઇલ અને ત્યાં વસતિ સંખ્યા ૪૧૨૨૨ ની છે. **આફ્રિકા**ના કિનારાની નજીક આવેલો **સાકોટ્રા** બેટ ૧૩૮૨ ચોરસ માઇલમાં પથરાયો છે અને તેમાં ૧૨૦૦૦ માણસોની વસતિ છે. ઇરાનના અખાતમાં **બેહરીન** નામના વીશ બેટ બ્રિટિશ સત્તા નીચે છે જેમાં આશરે દોઢ લાખ માણસોની સંખ્યા છે. **બોર્નિઓ** નામક બેટનો ઉત્તર ભાગ પણ બ્રિટિશ સત્તા નીચે છે, જેમાં વસતિ સંખ્યા ૧૮૬૦૦૦ ની છે અને તેનું ક્ષેત્રફળ ૩૧૧૦૬ ચોરસ માઇલ છે. આ બેટની નજીક **લ્યુની** અને **સારબાક** નામના દ્વિપો પણ બ્રિટિશ સામ્રાજ્યના આધિપત્ય તળે છે, જેનું ક્ષેત્રફળ અનુક્રમે ૩૦૦૦ અને ૫૨૦૦૦ ચોરસ માઇલનું છે તથા તેમાં વસતિ સંખ્યા અનુક્રમે ૨૫૦૦૦ અને ૫૦૦૦૦૦ માણસોની છે. **હિંદુસ્તાન**ની દક્ષિણે **સિંહલદ્વિપ** છે. આ બેટનું ક્ષેત્રફળ ૨૫૩૩૨ ચોરસ માઇલ અને વસતિ સંખ્યા ૪૦૮૨૯૩૬ ની છે. આ બેટની પશ્ચિમે ૪૦૦ માઇલિ ઉપર માલદીવ નામનો દ્વિપોનો એક સમુદાય છે, જેમાં નાના નાના ૧૭ બેટો છે, તેના ઉપર એક સુલતાનની સત્તા છે, પરંતુ તે **સિંહલદ્વિપ**ના બ્રિટિશ અધિકારીઓથી અંકિત છે. તે બેટોમાં લોક સંખ્યા ૫૦૦૦૦ ની છે. એશિયાઇ તુર્કસ્તાનમાં **એશિયા માઇનર**થી ૬૦ માઇલ દૂર **સૈપ્રસ** નામનો બેટ છે તેનું ક્ષેત્રફળ ૩૫૮૪ ચોરસ માઇલ અને વસતિ સંખ્યા ૨૬૧૫૮૭ ની છે; તે ઉપરાંત ત્યાં બીજું કેટલુંક લશ્કર પણ રહે છે એ જુદું. **હોંગકોંગ** બેટ **ચીન** દેશના પૂર્વ કિનારા ઉપર આવેલો છે અને તેને લગતો બીજો પણ કેટલોક પ્રદેશ અંગ્રેજોના તાબામાં છે. તે તમામનું ક્ષેત્રફળ ૪૦૫ ચોરસ માઇલ અને વસતિ ૩૧૯૮૦૩ ની છે. તે સિવાય બીજું લશ્કર અને આરમાર (દરિયાઇ લશ્કર) છે તેની

સંખ્યા અનુક્રમે ૪૫૬૭ તથા ૪૨૯૮ ની છે. હિન્દુસ્તાનની વાયવ્ય દિશામાં બલુચિસ્તાન નામનો દેશ છે તેનું ક્ષેત્રફળ ૧૩૧૮૫૫ ચોરસ માઇલિ અને વસતિ ૯૧૫૦૦૦ છે. હિમાલયની તળેટીમાં સિકિમ નામનો પ્રાંત છે તેનું ક્ષેત્રફળ ૨૮૧૮ ચોરસ માઇલ અને વસતિ સંખ્યા ૫૯૦૧૪ ની છે. બંગાળાના ઉપસાગરમાં હુગલી નદીના મુખથી ૫૯૦ માઇલના અંતરે આંદમાન નામના બેટો છે તેની સંખ્યા આશરે ૨૦૫ ની છે અને ક્ષેત્રફળ ૨૫૦૮ ચોરસ માઇલ છે. આ દ્વિપસમુહની દક્ષિણે ૭૫ માઇલિ ઉપર નિકોબાર નામના ૧૯ બેટ ૬૩૫ ચોરસ માઇલિમાં આવેલા છે. આંદમાન અને નિકોબાર એ બન્ને દ્વિપસમુહની મળીને એકંદર ૨૪૪૯૯ ની વસતિ છે. સ્ટ્રેટસ સેટલમેન્ટ નામનો બીજો પણ એક દ્વિપસમુહ છે, જેમાં સિંગાપોર, પીનાંગ, મલાક્કા, પાંગકોર, કોકોજ બેટો, સ્ટમસ બેટ અને લાબુઆનનો સમાવેશ થાય છે. તેનું ક્ષેત્રફળ ૧૬૦૦ ચોરસ માઇલિનું છે અને વસતિ ૬૩૬૯૬૧ માણસોની છે. મલાક્કા દ્વિપકલ્પમાં કેટલાક સંસ્થાનો છે જે બ્રિટિશ સત્તા નીચે છે. તેમનાં નામ પિરાક, સિલાંગર, નેગ્રી અને પાહાંગ છે. તેમનું એકંદર ક્ષેત્રફળ ૨૭૭૦૦ ચોરસ માઇલનું છે, જેમાં ૯૬૯૪૪૦ ની વસતિ છે. ચીનનો શાંતંગ નામનો એક પ્રાંત છે તેનું વિહાયવી નામનું એક બંદર તથા તેની આસપાસના કેટલાક બેટો ચીનમાં બ્રિટિશ સરકારે મેળવેલા છે. તેનું ક્ષેત્રફળ આશરે ૨૮૫ ચોરસ માઇલિ છે અને તેમાં લોકસંખ્યા પણ લગભગ ૧૫૦૦૦૦ ની છે. આ પ્રમાણે એશિયા ખંડમાં બ્રિટિશ સામ્રાજ્ય નીચેનો મુલક આવેલો છે.

## યુરોપમાં સત્તાવિસ્તાર.

ખુદ ગ્રેટબ્રિટનને આયર્લાંડના સંયુક્ત બ્રિટિશ રાજ્યનું એકંદર ક્ષેત્રફળ ૧૨૧૩૯૧ ચોરસ માઇલ છે જ્યારે વસતિસંખ્યા ૪૫૪૬૯૫૬૪ ની છે. જીબ્રાલ્ટરનું ક્ષેત્રફળ ૨ ચોરસ માઇલિ અને વસતિ ૧૮૩૫૧ ની છે. માલ્ટાનું ક્ષેત્રફળ ૧૧૭ ચોરસમાઇલિ તથા વસતિની સંખ્યા ૨૧૫૮૭૯ ની છે.

## અમેરિકાખંડમાં સત્તાવિસ્તાર.

હવે અમેરિકાખંડમાં આવેલાં બ્રિટિશ સંસ્થાનો જોઇએ. બર્મુડા નામનો દ્વિપસમુહ છે કે જેમાં ૩૬૦ બેટોનો સમાવેશ થાય છે. તેનું ક્ષેત્રફળ ૨૦ ચોરસમાઇલ અને લોકસંખ્યા ૧૭૫૩૫ ની છે.

કૅનેડા દેશનું ક્ષેત્રફળ ૩૭૨૯૬૬૫ ચો. માઈલ અને વસતિની સંખ્યા ૭૧૮૫૦૦૦ ની છે. આશરે સો બેટાનો બનેલો ફાકલાંડ નામક દ્વિપ-સમુદાય ૭૫૦૦ ચોરસમાઈલમાં પથરાયેલો છે, જેમાં ફક્ત ૨૩૨૩ માણસોની વસતિ છે. બ્રિટિશ ગીયાનાનું ક્ષેત્રફળ ૯૦૫૦૦ ચોરસ માઇલનું છે, જેમાં ૩૦૫૦૯૭ માણસોની વસતિ છે. હૉંડુરાસ બેટનું ક્ષેત્રફળ ૮૫૯૮ ચોરસ માઈલનું અને વસતિ ૪૪૧૫૬ ની સંખ્યા છે. ન્યુફાઉન્ડલાંડ અને લાબ્રાડોરનું ક્ષેત્રફળ ૧૬૨૭૩૪ ચોરસ માઈલનું છે જ્યારે ત્યાંની વસતિ સંખ્યા ૨૩૮૬૧૪ ની છે. વેસ્ટઇન્ડિઝ નામનો બેટાનો એક સમુદાય છે, જેના બહામાઝ, બાર્બાડોઝ, જમૈકા, લીવર્ડ બેટો, ટ્રિનીદાદ, ટોબેગો અને વિન્ડવર્ડ બેટો નામના છ ભાગ કરેલા છે. તેનું ક્ષેત્રફળ અનુક્રમે ૪૪૦૪; ૧૬૬; ૪૨૦૭; ૭૦૧; ૧૮૬૮ અને ૬૭૨ ચોરસ માઈલિ છે, જેમાં અનુક્રમે ૬૧૨૭૧; ૩૫૦૦૦; ૮૫૯૧૮૯; ૧૪૦૦૦૦; ૩૫૧૩૧૩ અને ૩૭૭૯૪૧ માણસોની વસતિ છે.

## આફ્રિકાખંડમાં સત્તાવિસ્તાર.

આફ્રિકાખંડમાં નીચેનો મુલક બ્રિટિશ રાજ્યસત્તા નીચે છે. આટ્લાંટિક મહાસાગરના દક્ષિણ ભાગમાં સેન્ટ હેલેનાની વાયવ્યે ૭૦૦ માઇલ ઉપર અસેન્શન નામનો એક બેટ છે તેનું ક્ષેત્રફળ ૩૫ ચોરસ માઇલ છે. કેપકોલોનીના ઇશાન કોણમાં બાસુટો લેન્ડ નામનો એક મુલક છે તેનું ક્ષેત્રફળ ૧૦૨૯૩ ચોરસ માઇલિ અને વસતિ ૧૩૬૦૦૦ દેશી તથા ૧૨૦૦ ગોરા લોકોની છે. કેપકોલોનીનું ક્ષેત્રફળ ૨૭૬૯૯૫ ચોરસ માઇલ છે અને તેની વસતિ ૨૫૧૦૦૦૦ ની છે. પૂર્વ આફ્રિકામાં બ્રિટિશ લોકોની સત્તા છે, તેમાં બ્રિટિશ ઇસ્ટ પ્રોટેક્ટરેટ, યુગાન્ડા પ્રોટેક્ટરેઇટ, ઝાંઝીબાર અને પેંવા નામના બેટાનો સમાવેશ થાય છે. તે સર્વનું ક્ષેત્રફળ ૪૦૧૨૪૦ ચોરસ માઇલ અને વસતિ ૮૨૦૮૦૦૦ છે. મોરીસ્યસ નામનો બેટ આફ્રિકાની પૂર્વ બાજુએ છે. તેનું ક્ષેત્રફળ ૮૩૫ ચોરસ માઇલ અને વસતિ ૩૭૯૧૮૬ ની છે. નાતાલ નામનો એક પ્રાંત છે કે જેમાં ઝુલુલેન્ડનો પણ સમાવેશ થાય છે. તેનું ક્ષેત્રફળ ૩૫૩૭૧ ચોરસ માઇલ અને વસતિ ૧૨૪૯૦૩૪ ની છે. ન્યાસાલેંડ નામક એક પ્રાંત બ્રિટિશોના અમલ નીચે છે. તેનું ક્ષેત્રફળ ૩૯૮૦૧ ચોરસ માઈલ અને ૯૨૦૦૦૦ દેશી તથા ૧૦૨૨ ગોરા લોકો મળી એકંદર વસતિ ૯૨૩૦૨૨ ની છે.

ઓરેન્જ રિવ્હર નામના સંસ્થાનનું ક્ષેત્રફળ ૫૦૩૯૨ ચોરસ માઇલ અને એકંદર જનસંખ્યા ૪૭૮૮૧૫ ની છે. તેજ બાજુએ ર્હોડેસીઆ પ્રાંત છે, તેનું ક્ષેત્રફળ ૪૩૯૫૭૫ અને લોક સંખ્યા ૧૬૨૩૦૦૦ ની છે. સેંટ હેલેના બેટ કે જ્યાં યુરોપને એકવાર ધ્રુજાવી મૂકનાર વીરનર નેપોલીઅન બોનાપાર્ટને કેદ કર્યા પછી અન્તપર્યંત રાખવામાં આવ્યો હતો તે બેટ પણ અંગ્રેજોના તાબામાં છે. તે ૪૭ ચોરસ-માઇલ છે અને તેમાં ૩૫૭૭ માણસોની વસતિ છે, તદુપરાંત થોડુંક ગોરૂં લશ્કર છે. સિચેલીસ નામના ૯૦ બેટો છે, જેનું ક્ષેત્રફળ ૧૬૦ ચોરસ માઇલિ અને વસતિ ૨૨૪૦૯ છે. સોમાલી પ્રોટેક્ટરેટ નામક જે પ્રદેશ છે તેનો વિસ્તાર ૬૮૦૦૦ ચોરસ માઇલનો અને વસતિ ૩૦૦૦૦૦ ની છે. ટ્રાન્સવાલ પ્રાંતનું ક્ષેત્રફળ ૧૧૦૪૨૬ ચોરસ માઇલિ અને વસતિ સંખ્યા ૧૪૦૦૦૦૦ ની છે, જેમાં ૨૮૯૯૫૨ ગોરા લોક, ૧૦૨૧૬૫૬ ત્યાંના મૂળ વતનીઓ અને બાકીના એશિયા ખંડના જુદા જુદા દેશોના મિશ્ર લોકો છે. તેની પાસે સ્વાઝીલેન્ડ નામનો મુલક છે, જેનું ક્ષેત્રફળ ૩૫૩૬ ચોરસ માઇલ અને વસતિ સંખ્યા ૮૫૫૦૦ ની છે. આફ્રિકાના પશ્ચિમ કિનારા ઉપર જે સંસ્થાનો છે, તેનાં નામ નાયગેરીઆ, ગોલ્ડકોસ્ટ, અશાંટી વગેરે છે. તેનું એકંદર ક્ષેત્રફળ આશરે ૪૨૩૫૭૫ ચોરસ માઇલ અને જનસંખ્યા ૧૪૮૧૯૩૭૯ ની છે.

**મહાસાગરમાં સત્તાપ્રસાર.**

આસ્ટ્રેલીઆ દ્વિપમાં ૭ સંસ્થાનો છે, તેનું એકંદર ક્ષેત્રફળ ૨૯૭૪૫૮૧ ચોરસ માઇલ અને વસતિ ૪૧૧૯૪૮૧ છે. ટાસ્માનીઆ નામના સંસ્થાનનું ક્ષેત્રફળ ૨૬૨૧૫ ચોરસ માઇલ અને વસતિ ૧૮૬૮૬૦ છે. પાપુઆ (બ્રિટિશ ન્યુગીની) સંસ્થાનનું ક્ષેત્રફળ ૯૦૫૪૦ ચોરસ માઇલિ અને વસતિ ૩૫૦૦૦૦ છે; અહીં આશરે ૮૭૯ યુરોપીઅન અને ૭૨૪ બીજા દેશનાં માણસો છે. ન્યુઝીલાંડનું ક્ષત્રફળ ૧૦૭૪૫૧ ચોરસ માઇલિ અને વસાત સંખ્યા ૧૦૪૮૩૪૭ ની છે. ફિઝી નામક સંસ્થાનનું ક્ષેત્રફળ ૭૭૪૦ ચોરસ માઇલ છે. તેમાં ૨૦૦ થી વધારે બેટોનો સમાવશ થાય છે. ત્યાં એકંદર વસતિ ૧૩૩૮૩૧ માણસોની છે. ટોંગા નામનો એક બેટોનો સમુહ છે જેનું ક્ષેત્રફળ ૩૯૦ ચોરસ માઇલ અને વસતિ સંખ્યા ૨૨૯૯૭ ની છે. આ સિવાય બીજા પણ પુષ્કળ બેટો પાસિફિક મહાસાગર તેમ જ હિંદી મહાસાગરમાં બ્રિટિશ સામ્રાજ્યની સત્તા નીચે છે.

આ પ્રમાણે આપણા વૈભવશાલી શાહાનશાહની સત્તા નીચે આપણો હિંદુસ્તાન દેશ બાતલ કરતાં દુનિયાના જુદા જુદા ભાગોમાં એકંદર ૯૬૮૧૭૪૪ ચોરસ માઇલ જેટલો પ્રદેશ છે અને તેમાંની વસતિ ૧૦૨૯૪૪૪૨૭ છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે આપણા દેશનું એકંદર ક્ષેત્રફળ ૧૮૧૦૧૩૨ ચોરસ માઇલ છે. તે બ્રિટિશ સત્તા નીચેના બીજા પ્રદેશની સાથે સરખાવતાં તેનાથી લગભગ પાંચગણું ઓછું છે પરંતુ વસતિસંખ્યાની સરખામણી કરીશું તો આપણા દેશની વસતિ બીજા બધા ભાગો જે બ્રિટિશ સત્તા નીચે છે તેમની એકંદર વસતિ કરતાં ત્રણગણી છે. આટલી મોટી અને જુદા જુદા ધર્મ તથા વર્ણની પ્રજા જેની સત્તા નીચે છે, તેમનો વૈભવ કોઇ પણ દેશના અને કોઇ પણ કાળના સાર્વભૌમ મહારાજા કરતાં પણ અધિક હોય એમાં શું આશ્ચર્ય ? આપણા શાહાનશાહ અને બ્રિટિશ સામ્રાજ્યનો એ વૈભવ સદૈવ કાયમ રહે તથા તેનો વિસ્તાર ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતો જાય એવી આપણી ઇશ્વર પાસે પ્રાર્થના છે.

## પ્રકરણ ૬ ઠું.

## બ્રિટિશ સામ્રાજ્યથી હિંદુસ્તાનને થએલો લાભ.

સત્સમાગમનો મહિમા અગાધ છે. અનાદિકાળથી કથા પુરાણોમાં વ્યાસ, વાલ્મીકી આદિ મહાત્માઓએ તેનું પુષ્કળ વર્ણન કરેલું છે તે અમૃતોપમ છે. સઘળા લાભોમાં સત્સમાગમ અગ્રગણ્ય છે. એ બધું ખરૂં પરંતુ સત્સમાગમ એટલે શું, તેનો ખુલાસો થવો જોઇએ. તેનો નિર્ણય પણ શાસ્ત્રજ્ઞોએ કરેલો છે. વ્યવહારજ્ઞ મનુષ્યોને તેનું જ્ઞાન છે. આ જગતમાં કેવળ નિર્દોષ, તદ્દન નિષ્પાપ, સર્વ પુણ્યમય એવું ક્યાંય પણ પ્રાપ્ત થવું મુશ્કેલ હોવાથી અધિક પાવત્ર અને સદ્ગુણયુક્ત વસ્તુનો સમાગમ થવો તેને સત્સમાગમ કહેવામાં આવે છે. આ સત્સમાગમનો એવો ચમત્કાર છે કે તેનો યોગ ઘણે અંશે ઇશ્વિરાધીન છે, કેમકે મનુષ્યવૃત્તિ નિરંતર સ્વાર્થપરાયણ હોય છે. મનુષ્ય જે કાંઇ કરે છે તે પોતાના હિતાર્થે જ કરે છે. વિચાર કરીને જોઇશું તો માલૂમ પડશે કે પરોપકાર પણ એક પ્રકારનો ઉચ્ચ સ્વાર્થ જ છે. કોઇ પુણ્યપ્રાપ્તિને અર્થે પરોપકાર કરે છે તો કોઇ પોતાના મનની તૃપ્તિને ખાતર કરે છે. તો પણ તેમાં

સદ્દગુણોના પ્રભાવે આપોઆપ મનુષ્યને કિંવા રાષ્ટ્રને પોતાનો સ્વાર્થ સાધવા છતાં પણ તે પરોપકારનું ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે. દાખલા તરીકે એક ધર્મશાળામાં કોઇ મુસાફર પોતાને માટે દીવો પ્રકટાવે તો તેના વિશેષ પ્રયત્ન કે કૃપા સિવાય પણ તે દીવાનો પ્રકાશ અન્ય મુસાફરોને મળે છે. કોઈ પોતાના ઉદરપોષણ નિમિત્તે ધંધો કરવાને તેલ, અત્તર, અગરબત્તી આદિની દુકાન માંડીને બેઠો હોય તો તે વસ્તુઓની સુગંધ તે દુકાન પાસે થઇને પસાર થનાર લોકોના મગજને તૃપ્ત કરે છે. આમાં દુકાનદારને કાંઇ વિશેષ ખર્ચ કે શ્રમ પડતો નથી, તેમ જ તેની એવી ઇચ્છા પણ હોતી નથી. યાત્રાર્થે કેટલાક લોકો લાખો રૂપીઆ ખર્ચે છે, તેમાં તેમનો હેતુ પુણ્યપ્રાપ્તિનો હોય છે, તદપિ તે પૈસાદ્વારા જુદા જુદા હજારો મનુષ્યોનું પોષણ થાય છે. બધા મીલમાલીકો કાંઇ ઉદાર કે પરોપકારી હોતા નથી. તેઓ પોતે પૈસાદાર થવાને માટે મીલો ચલાવે છે, પરંતુ તે ઉદ્યોગને લીધે લાખો ગરીબ માણસોને લાભ મળે છે. આ સર્વ દ્રષ્ટાંતોનું એક મોટું લક્ષણ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે તેમાં સ્વાર્થ સમાયેલો છે ખરો, તથાપિ તે બીજાને ઉપાધિકારક નથી. બીજાને કાંઇ પણ નુકસાન ન કરતાં પોતાનું હિતસાધન કરવામાં કાંઇ પણ દોષ નથી—પાપ નથી.

ઉક્ત પ્રકારની દ્રષ્ટિ અચળ રાખીને જો મનુષ્ય પોતાનો વ્યવહાર કરે છે તો અન્ય જનોની તેના ઉપર નિષ્ઠા બેસે છે, માન બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તેનો સહવાસ કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. તેનાં ઉદાહરણો પણ વારંવાર દ્રષ્ટિએ પડે છે. સાધુસંતોની આસપાસ અનેક શિષ્યો જમા થએલા જણાય છે. તેઓ તેમના તરફ ભક્તિભાવ દર્શાવે છે, પૂજ્યબુદ્ધિ રાખે છે અને તેમનુ અનુકરણ કરવાના પ્રયત્નમાં મગ્ન દેખાય છે. એ સર્વ સાત્વિકતાનો, સત્વગુણોનો કિંવા સદ્દગુણોનો પ્રભાવ છે. લોહચુંબકની તરફ લોઢું જેમ આપોઆપ આકર્ષાય છે, તેમ સત્સમાગમ તરફ વળવાનો મનુષ્ય સ્વભાવનો સામાન્ય ધર્મ છે. અત્યંત દુરાચરણી અને દુષ્ટ મનુષ્ય પણ સાધુસંત પ્રત્યે પૂજ્યભાવથી જૂએ છે. એવો સત્સમાગમનો મહિમા કાંઇક વિલક્ષણ જ છે.

દરેક રાષ્ટ્રના ઇતિહાસમાં તેનાં વ્યક્તિશઃ ઉદાહરણો ઘણાં મળી આવશે. તદ્વિષયે અત્ર વિચારવાનું નથી, પણ એવો પ્રકાર રાષ્ટ્ર

રાષ્ટ્રની વચ્ચે બને છે અને આપણા હિંદુસ્તાનના સંબંધમાં એવો ચમત્કાર થયો છે એ જ આપણે જોવાનું છે.

હિંદુસ્તાનના અર્વાચીન અર્થાત્ બસો–અઢીસો વર્ષ પહેલાના ઇતિહાસથી ઘણા ખરા વાચકો વાકેફ હશે. સોળમા–સત્તરમા સૈકા સુધી પોર્ટુગીઝ, ડચ, ફ્રેંચ અને અંગ્રેજ લોકોએ આપણા દેશ ઉપર પોતાની સત્તા જમાવવાને કેટલો શ્રમ લીધો છે, એ સર્વને માહિત જ હશે. તેમણે પોતપોતાની સમજણ પ્રમાણે સામ, દામ, દંડ અને ભેદ એ ચારે પ્રકારના ઉપાય અજમાવી જોવામાં કાંઇ પણ બાકી રાખ્યું નહિ, પરંતુ છેવટે બીજાઓને નિષ્ફળતાને પરિણામે આ દેશમાંથી વિદાય થવું પડયું અને અંગ્રેજોનું સામ્રાજ્ય અત્રે સ્થાપિત થયું, જે ઉત્તમ પ્રકારે ચાલે છે. આ સર્વ પરિણામ અંગ્રેજ રાષ્ટ્રને અંગે રહેલા સત્વગુણનુંજ છે.

ઇ. સ. ૧૬૦૦ માં અંગ્રેજ લોકો વ્યાપારાર્થે પ્રથમ આ દેશમાં આવ્યા. તેમની સાથે ઇંગ્લાંડનાં રાણી ઇલીઝાબેથે આ દેશના રાજાઓને આપવાને માટે પત્રો આપ્યાં હતાં. તેનું તાત્પર્ય એવું હતું કે "પરમેશ્વરે આ પૃથ્વી ઉપર મનુષ્યને ઉપયોગી થઇ પડે એવા જે જે પદાર્થો બનાવ્યા છે, તે તમામ એક જ દેશમાંથી મળી શકતા નથી. કેટલાક એક દેશમાં તો કેટલાક બીજા પ્રદેશમાં એમ આખી પૃથ્વીમાં તે પ્રસરેલા છે એમ કરવામાં પરમેશ્વરનો હેતુ એવો જણાય છે કે જુદા જુદા દેશો એક બીજાના સહવાસમાં આવે અને પોતપોતાના મનુષ્યને ઉપયોગી થઇ પડે તેવી વસ્તુઓનો એક બીજા સાથે બદલો કરે, અને તેનાથી સુખનો ઉપભોગ કરે. આ હેતુને સિદ્ધ કરવાના આશયથી તથા આપની મોટાઇની કીર્તિ સાંભળીને આ લોકોને આપના રાજ્યમાં વ્યાપાર કરવાને માટે મોકલ્યા છે. તેમનાપર આપ કૃપાદૃષ્ટિ રાખશો અને બનતી સહાય આપશો. હું આશા રાખું છું કે આપણા વચ્ચેનો સ્નેહભાવ વૃદ્ધિંગત થતો જશે."

ઇંગ્લાંડની રાણીનાં આવાં વચનો જાણીને કોઇના પણ હૃદયમાં તેના પ્રત્યે આદરબુદ્ધિ થાય એ સ્વાભાવિક છે. યુરોપના બીજા કોઇ પણ રાષ્ટ્રના વ્યાપારીઓ પોતાની સાથે આવા પ્રકારનો નમ્રતાવાળો આર્જવતાયુક્ત અને ઉચ્ચ વિચારોથી ભરેલો પત્ર લાવ્યા હોય એવું ઇતિહાસમાં ક્યાંય પણ માલૂમ પડતું નથી. આમાં જ અંગ્રેજોના સત્વગુણનું પ્રદર્શન છે.

હિંદુસ્તાનમાં પોતાનું રાજ્ય સ્થાપિત કરવામાં અંગ્રેજોને તેમના બાહુબળ કરતાં તેમની સત્યશીલતા, તેમનું પ્રામાણિકપણું અને ઔદાર્ય આદિ ગુણો વિશેષ ઉપયોગી થઈ પડયા હતા. બ્રિટનોની સાત્ત્વિકતા અનેક પ્રકારની કસોટીમાંથી પસાર થએલી છે. ઓગણીસમી સદીમાં ગુલામોનો વ્યાપાર બંધ કરવો એ ભૂતદયાનું ઘણું મોટું કાર્ય છે એમ યુરોપનાં ઘણાં વિદ્યાચારસંપન્ન રાજ્યોને લગતું હતું, પરંતુ તે બંધ કરવા જતાં જે નુકસાન થાય તે કેવી રીતે ભરપાઈ કરવું એ કોઇને સૂજતું નહિ. એ કાર્યમાં એકલું ઇંગ્લાંડ જ આગળ આવ્યું. તેણે બ્રિટિશ સામ્રાજ્યમાંના તમામ ગુલામોને સ્વતંત્ર કરવા સારૂ તેમના માલીકોને નુકસાની ભરી આપવાને પોતાના ખજાનામાંથી રૂ. ૨૦૦૦૦૦૦૦૦ આપ્યા હતા! આ કાંઇ સામાન્ય વાત ગણાય નહિ! વળી જે ગુલામોને બંધનમુક્ત કરવામાં આવ્યા તે કાંઇ અંગ્રેજો નહોતા, પરંતુ આફ્રિકાના સીધીઓ હતા.

અંગ્રેજોની નીતિમત્તા માટે એક ઉદાહરણ અત્ર આપેલું નિરર્થક નહિ ગણાય. નેપોલીઅન બોનાપાર્ટની ધામધુમના સમયમાં અંગ્રેજો અને ફ્રેન્ચ વચ્ચે યુદ્ધ થયું હતું. તે વખતે બન્ને તરફની છાવણીમાં નાણાં ખૂટી પડયાં અને બન્ને પક્ષના અધિકારીઓને પોતપોતાના શત્રુઓમાંના વ્યાપારીઓ પાસે નાણાં ઉછીનાં માગવાની ફરજ પડી. ઇતિહાસ જણાવે છે કે ફ્રેંચ લશ્કરને તેમના પોતાના દેશના વ્યાપારીઓ નાણાં ધીરતા નહોતા, પરંતુ તે જ વ્યાપારીઓ પોતાના દેશના દુશ્મન અંગ્રેજોને ફક્ત ચીઠી લઇને પણ જોઇએ તેટલી રકમ આપતા હતા. આ બતાવે છે કે અંગ્રેજો માટે તેમને ભરોંસો હતો કે તેઓ પોતાનાં નાણાં ડુબાડશે નહિ. ખરેખર આ ઇંગ્લાંડની નીતિમત્તાનો જ પ્રભાવ! બ્રિટિશ રાજ્યનો 'मनस्येकं वचस्येकम्' અર્થાત્ મનમાં કાંઈ હોય અને બહાર જણાવવું કાંઈ એ સ્વભાવ નથી.

આવા સત્ત્વગુણશીલ રાષ્ટ્રના સમાગમથી હિંદુસ્તાનને શી પ્રાપ્તિ થઈ છે તે આપણે જોઇએ. પ્રાચીન કાળમાં રામરાજ્ય અને ધર્મરાજ્યના સમયમાં હિંદુસ્તાન ઉન્નતિની ટોંચે પહોંચેલું હતું. ત્યાર પછી ધીમે ધીમે તે અવનત થવા લાગ્યું. આજથી દોઢસો-બસો વર્ષ પહેલાના હિંદુસ્તાનની સ્થિતિ તપાસીશું તો આપણા હૃદયમાં શોક થયા સિવાય રહેશે નહિ.

પરંતુ ઇંગ્લાંડનો સહવાસ હિંદુસ્તાનને પ્રાપ્ત થયો તેના યોગે

હિંદુસ્તાનનું કલ્યાણુ આપોઆપ થવા લાગ્યું છે. છાપખાનાં, મી લો, વરાળયંત્રો, તારયંત્રો, શીવવાના સંચા, ગાયનવાદનના સંચા વગેરે ઇંગ્લાંડથી આવવા લાગ્યા છે અને તેનાથી હિંદુસ્તાનની દરેક વિષયમાં ઉન્નતિ અને પ્રગાત થવા લાગી છે. તે સિવાય આપણા દેશમાં રાષ્ટ્રીય સભા, જુદી જુદી સમાજો, પરોપકારી મંડળીઓ આદિની સ્થાપના થઈ પરદેશમાં વ્યાપાર કે વિદ્યાર્જન માટે જવાની લોકોના હૃદયમાં ઇચ્છા સ્ફુરવા લાગી. પરદેશની કળાઓનો આપણા દેશમાં પ્રચાર થવા લાગ્યો એ સર્વ પ્રતાપ બ્રિટિશ રાષ્ટ્ર સામેના આપણા સમાગમનો જ છે. જો આ સમાગમ પ્રાપ્ત કરી આપવાની પરમાત્માએ કૃપા ન કરી હોત અને પ્રથમની પરિસ્થિતિમાં જ હિંદુસ્તાન હોત તો અત્યારે તેની કેટલી બધી દુર્દશા થઇ પડી હોત એની કલ્પના પણ આપણા અંતઃકરણમાં ત્રાસ ઉત્પન્ન કરે છે. બ્રિટિશ રાષ્ટ્રના સહવાસથી જ હિંદવાસીઓ ઇંગ્લાંડના લોકો પ્રમાણે વિદ્વાન્, શિલ્પી, વ્યાપારી, વક્તા, ગ્રંથકાર, શિક્ષક, પરદેશમાં ગમન કરનાર, સત્યાસત્યનો વિચાર કરનાર, નિસ્પૃહી, સ્વકર્તવ્યદક્ષ, રાજનિષ્ઠ, સ્વજનસેવામાં તત્પર અને ઉદ્યોગશાળી થવા લાગ્યા છે. કિંબહુના હિંદુસ્તાને ઇંગ્લાંડ થવાનો જ પ્રયત્ન સેવવા માંડયો છે એમ કહીશું તોપણ ચાલશે. તે પૂર્ણ થશે એટલે ઇંગ્લાંડનો કીર્તિધ્વજ આખા જગતમાં અત્યંત તેજઃપુંજ બનશે અને હિંદવાસીઓ તેમના પ્રાચીન કાળના પૂર્વજો જે સુખને અનુભવતા હતા, તેવા સુખનો લ્હાવો મેળવવાને ભાગ્યશાળી થશે, પરંતુ આવા પ્રકારની રાષ્ટ્રોન્નતિ કાંઇ એકદમ ઉતાવળે થઈ જતી નથી. તેમાં ધીરજ રાખવી જોઇએ. કેટલાક ઉદ્દામ પક્ષવાદીઓ પોતાનો હેતુ ત્વરાથી સિદ્ધ કરવાની વૃત્તિવાળા હોય છે; તેમણે તત્ત્વવેત્તા એડમંડ બર્કે પોતાના એક ગ્રંથમાં આ વિષયમાં જે લખ્યું છે તે યાદ રાખવું જોઇએ. તે જણાવે છે કે "અનેક પ્રકારના લોકોનું ઐક્ય કરી તેમનું એક રાષ્ટ્ર બનાવવાનો ઉદ્યોગ જે કોઈ હાથ ધરે છે તેને એ માર્ગ ઘણો લાંબો, કંટાળા ભરેલો અને ત્રાસદાયક જણાય છે, પરંતુ જો તેમાં તે ધૈર્યનો ત્યાગ નથી કરતો તો અવશ્ય સત્ફળનો ભોક્તા થાય છે."

આપણા દેશના કલ્યાણ માટે તેની ઉન્નતિ અને પ્રગતિ માટે પરમાત્માએ ઇંગ્લાંડના સહવાસનો જે સુયોગ આપણને પ્રાપ્ત કરાવ્યો છે તથા બ્રિટિશ રાજ્ય આપણા દેશનું હિત કરવાને જે શ્રમ લે છે તે માટે

તેમનો આપણે આભાર માનવો જોઇએ. આવા ઉત્તમ પ્રતિના આશ્રરૂપ બ્રિટિશ રાજ્ય પ્રત્યે સદૈવને માટે પૂર્ણ વફાદારીથી વર્ત્તવું એ આપણું પ્રથમ કર્ત્તવ્ય છે. મુસલમાની બાદશાહતના વખતમાં કેટલાક બાદશાહો તરફનો જૂલ્મ સહન કરવા છતાં પણ હિંદુ પ્રજા તેમને પોતાના રાજા માનીને, તેમનામાં અધિક ઇશ્વરાંશ માનીને તેમના તરફ ભક્તિભાવ પ્રદર્શિત કરતી અને રાજનિષ્ઠાથી કદી પણ ડગી નહોતી તો અત્યારે આપણે આ બ્રિટિશ રાજ્યની છત્રછાયા નીચે હોવા સાથે, તેના સહવાસથી આપણને અનેક લાભો પ્રાપ્ત થયા છે, તેની ન્યાયપ્રિયતા, પરોપકારવૃત્તિ અને આપણું હિત કરવાની બુદ્ધિને લીધે દુઃખનું નામનિશાન રહ્યું નથી. આ રાજ્યના આશ્રયને લીધે કેટલીક કુદરતી આફતો સામે પણ ટક્કર ઝીલવાનું સામર્થ્ય આપણને પ્રાપ્ત થયું છે. અગાઉ દુષ્કાળોના સમયમાં લોકો અને ઢોરની અત્યંત દુર્દશા થતી. અત્યારે રેલ્વે આદિની સગવડને લીધે દુષ્કાળનો વધુ ડર આપણને લાગતો નથી. અગાઉ મહામારીઓ ચાલતી ત્યારે લાખો મનુષ્યો એકદમ કાળના ઝપાટાને વશ થઇ પડતા, કોઇ ઉગ્રભાગી જ બચી જવા પામતું, જ્યારે અત્યારે પ્લેગ આદિ મહામારીઓમાં બ્રિટિશ રાજ્ય તરફથી આરોગ્યરક્ષણને માટે કરવામાં આવેલી સુવ્યવસ્થાને લીધે ઘણા લોકો બચી જવા પામે છે. પૂર્વે ક્ષણે ક્ષણે ચોર લૂટારા આદિનો ભય હતો અને આપણી સ્ત્રીઓથી ભરબજારમાં ભાગ્યે જ નીકળી શકાતું. અત્યારે એ ભય લગભગ દૂર થઇ ગયો છે. 'દેખ બિચારી બકરીનો પણ કોઇ ન જાતાં પકડે કાન' એ મર્હુમ કવીશ્વર દલપતરામની ઉક્તિ અત્યારે આપણને પ્રત્યક્ષ થાય છે. વાઘ અને બકરી એક આરે પાણી પી શકે એવી સ્થિતિને આપણો હિંદુસ્તાન પ્રાપ્ત થયો છે. પ્રથમ હિંદુ અને મુસલમાનો એક બીજાને કટ્ટા વિરોધીઓ સમજતા; અત્યારે તેમનામાં પરસ્પરમાં ઐક્ય વધવા લાગ્યું છે. પૂર્વે સ્વધર્મરક્ષાને માટે હિંદુઓને પ્રાણ આપવો પડતો. અત્યારે સહુ પોતપોતાનો ધર્મ નિર્વિઘ્ને પાલન કરી શકે છે. બ્રિટિશ રાજ્યના પ્રભાવે આવા અનેક લાભ આપણને પ્રાપ્ત થયા છે, જેના યથાર્થ અને સંપૂર્ણ વિવેચનને માટે તો આવા અનેક ગ્રંથો હોય તોપણ પૂર્ણ થાય નહિ તેથી અહિંથી જ આ વિષય પૂર્ણ કરી આપણે ઇચ્છીશું કે આપણા ઉપર બ્રિટિશ રાજ્ય અમર તપો અને તેના સહવાસથી આપણને પ્રાપ્ત થએલો લાભ વૃદ્ધિને પામો.

# પ્રકરણ ૭ મું.

## સામ્રાજ્યાભિષેકની ક્રિયા.

આપણા મહાભાગ્યશાળી પરમપૂજ્ય ભારતસમ્રાટ્ શાહાનશાહ જ્યોર્જ પાંચમાના રાજ્યારોહણની ઘોષણા ૧૯૧૧ ના ડિસેમ્બર માસમાં દિલ્હી ખાતે ભારે ઠાઠપૂર્વક મોટો દરબાર ભરીને કરવામાં આવી હતી. તેમનો મુખ્ય સામ્રાજ્યાભિષેક લંડન શહેરમાં ૧૯૧૧ ની તારીખ ૨૨ મી જુને થયો હતો, જેનું વર્ણન તેમના ચરિત્રવાળા પ્રકરણમાં આપવામાં આવ્યું છે અને દિલ્હી દરબાર વખતે થએલી ક્રિયા આદિનું વર્ણન હવે પછી આપવામાં આવનાર છે. દિલ્હીદરબાર તેમની રાજ્યારોહણવિધિનો એક મહત્ત્વનો–પરંતુ ધાર્મિક સ્વરૂપનો નહિ–ભાગ હતો એમ કહીશું તો ચાલશે. આ બન્ને રાજ્યાભિષેકનું વર્ણન વાંચીને પૂર્વકાલમાં સમ્રાટ્ની અભિષેકવિધિનું સ્વરૂપ કયા પ્રકારનું હતું તે જાણવાની વાચકોને સ્વાભાવિક ઇચ્છા ઉત્પન્ન થશે. મહાભારત આદિ પ્રાચીન અને બીજા અર્વાચીન ગ્રંથોમાં હિંદુ તથા મુસલમાન, તેમ જ ઇંગ્લાંડના રાજાઓના અભિષેકને લગતી આપેલી હકીકત વાચકોના કુતુહલ પૂરણાર્થ અત્ર આપવાનો યત્ન કરવામાં આવ્યો છે. હિંદુ રાજ્યકાળમાં તેમ જ મુસલમાની બાદશાહતના સમયમાં ઇંદ્રપ્રસ્થ કિંવા દિલ્હી રાજધાનીનું નગર હતું, તેથી પ્રથમ ત્યાંના સામ્રાજ્યાભિષેકનું વર્ણન આપવામાં આવે છે.

હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસ તરફ દ્રષ્ટિ કરતાં પાંડવ–અર્જુનનો પ્રપૌત્ર અર્થાત્ અભિમન્યુનો પૌત્ર અને પરીક્ષિતનો પુત્ર જનમેજય થયો. તેના પછી આખા ભરતખંડમાં અપ્રતિહત સત્તા ચલાવનાર બીજો કોઇ પણ સમ્રાટ્ થઈ ગયો હોય એવું જણાતું નથી. જનમેજયનો પૌત્ર ઉદયન, ચંદ્રગુપ્ત, અશોક, વિક્રમાદિત્ય, શાલિવાહન, કનિષ્ક, સત્યાશ્રય, પુલકેશી, હર્ષવર્ધન, મુંજરાજા, તૈલપદેવ, જયસિંહ ચાલુકય ઇત્યાદિ મોટા મોટા રાજા થઈ ગયા છે. તેમના તથા બીજા કેટલાક રાજાનાં નામ સાથે 'મહારાજ, સમ્રાટ્' આદિ બહુ માનાર્થક પદવીઓ યોજેલી હોય એમ પ્રાચીન લેખો ઉપરથી જણાય છે, પરંતુ આખા હિંદુસ્તાન ઉપર તેમણે કદી પણ સાર્વભૌમત્વ સ્થાપિત કરેલું હોય એમ જણાતું નથી. ચંદ્રગુપ્ત અને અશોક એ મગધ

દેશના રાજા અતિ પરાક્રમી અને મહાનુભાવ હતા, તથાપિ તેમણે દક્ષિણ હિંદુસ્તાનમાં પોતાની સત્તા સ્થાપિત કરી નહોતી. તે જ પ્રમાણે સત્યાશ્રય પુલકેશી અને તેનો સમકાલિન હર્ષવર્ધન પણ અતિશૂર અને વૈભવશાલી રાજા હતા. પુલકેશીની સત્તા દક્ષિણ હિંદુસ્તાનમાં પૂર્ણપણે સ્થાપિત થએલી હતી, પરંતુ નર્મદાના ઉત્તર કિનારે તેની બિલકુલ સત્તા નહોતી. હર્ષવર્ધન કનોજનો રાજા હતો. ઉત્તર હિંદુસ્તાનમાં સર્વત્ર તેની સત્તા હતી, પરંતુ દક્ષિણ હિંદુસ્તાનમાં તેને દાખલ થતાં શૂર પુલકેશીએ અટકાવ્યો હતો. તાત્પર્ય કે જનમેજયના પછી આખા હિંદુસ્તાનનું આધિપત્ય ધારણ કરનાર એક પણ રાજા થયો નહોતો. મોગલ બાદશાહમાં અકબર જેવો પ્રભાવશાલી બાદશાહ થઇ ગયો કે જે પોતાને હિંદુસ્તાનનો બાદશાહ કહેવરાવતો, તોપણ તેની સત્તા નીચે આખો હિંદુસ્તાન કદી પણ આવ્યો નહોતો.

આ હિંદુસ્તાનના ખરા સાર્વભૌમત્વનું માન પરમેશ્વરે આપણા સાંપ્રત શાહનશાહને આપેલું છે. તે ભાગ્યશાળી શાહનશાહનો વૈભવ-સૂર્ય હિંદુસ્તાન તો શું પરંતુ આજે પાંચે ખંડમાં પ્રકાશિત છે. તેમના રાજ્યમાં કદી પણ સૂર્ય અસ્ત પામતો નથી એમ કહેવામાં આવે છે તે તદ્દન યથાર્થ છે.

દિલ્હી ખાતે સને ૧૯૧૧ માં દરબાર ભરાયો તે પૂર્વે બે દરબાર સને ૧૮૭૭ અને ૧૯૦૩ માં ભરાયા હતા. તેનું વર્ણન પણ અન્યત્ર આપેલું છે. તે દરબારમાં અને પ્રાચીન કાળમાં થએલા હિંદુ રાજાઓના રાજ્યાભિષેક સમારંભમાં અને મુસલમાન બાદશાહોના સિંહાસનારોહણસમારંભમાં ઘણો અંતર્ છે. પૂર્વનો વિધિ, પૂર્વની પદ્ધતિ, તે સમયની કૃતિ આદિ સર્વ જુદાં જ પ્રકારનાં છે. જે પ્રમાણે કાળ બદલાતો ગયો, પરિસ્થિતિમાં ફેરફાર થતો ગયો તે પ્રમાણે પદ્ધતિમાં પણ ફેરફાર થતો ગયો.

## પ્રાચીન હિંદુ રાજાનો રાજ્યાભિષેકવિધિ.

વૈદિક ધર્મમાં રાજ્યાભિષેકને રાજ્યાધિકાર પ્રાપ્ત કરવાનો મુખ્ય સંસ્કાર માનવામાં આવ્યો છે. વેદમાં રાજ્યાભિષેકવિધિનું વિસ્તૃત રીતે વર્ણન કરવામાં આવ્યું છે અને ઇંદ્રાદિક દેવોને રાજ્યાભિષેક કઇ રીતે કરવામાં આવ્યો હતો તેનું વર્ણન આપી, તેની પછી મનુષ્ય લોકના આદિરાજા વેન, પૃથુ, મરુત્ ઇત્યાદિ મોટામોટા રાજાઓને કરેલા રાજ્યાભિષેકનું વર્ણન કર્યું છે. જનમેજય રાજા પર્યંત જુદા જુદા રાજાઓને કરવામાં આવેલા રાજ્યાભિષેકનું વર્ણન વૈદિક ગ્રં-

થોમાં જુદે જુદે સ્થળે જોવામાં આવે છે. સ્મૃતિ ગ્રંથોમાં પણ રાજ્યાભિષેકના મહત્ત્વનું વર્ણન કરવાની સાથે જણાવવામાં આવ્યું છે કે જે તેજસ્વી, વૈભવશાલી અને સર્વગુણસંપન્ન હોય તેને જ રાજ્યાભિષેક કરવો યોગ્ય છે. તેવો અભિષેક જેને ન થયો હોય તેનામાં રાજ્યાસન ઉપર બેસવાની બિલકૂલ યોગ્યતા નથી એવું તેમાં સ્પષ્ટપણે પ્રતિપાદન કરેલું છે.

**શ્રી રામચંદ્રનો યુવરાજ્યાભિષેક.**

યુવરાજ રામચંદ્રને તિલકાભિષેકની ક્રિયા કરવામાં આવનાર હતી તેને માટે સર્વ તૈયારીઓ થઇ રહી હતી. પરંતુ પ્રાતઃકાલે તેમની ઓરમાન માતા કૈકેઇના પ્રભાવે રામચંદ્રને રાજ્યાસનને બદલે વનવાસ પ્રાપ્ત થયો. આ પ્રસંગે રામાયણમાં તે બનાવ લગતું વર્ણન આપવામાં આવેલું છે તેમાં નીચેનો શ્લોક છે જે ઉપરથી તે સમયના રાજાઓની ભાવના કેટલી વિશાળ હતી એ જણાઈ આવે છે.

* औरसानपि पुत्रान्हि त्यजन्त्यहितकारिणः ।
समर्थान्संप्रगृह्णन्ति जनानपि नराधिपाः ॥

દશરથે બ્રાહ્મણ, વણિકો આદિ નગરજનોની સભા મળીને તેમની સંમતિથી રામને અભિષેક કરવાનું ઠરાવ્યું હતું. તે વખતે રાજ્યાભિષેકને લગતા આપેલા વર્ણનમાં જણાવવામાં આવ્યું છે કે નવા તલ અને સરસવનાં તેલ જે વેદમંત્રો વડે શુદ્ધ કર્યાં હોય તેનાવતી ભાવી રાજાના આખા શરીરનું સ્નાન પહેલાં મર્દન કરવામાં આવતું. સ્નાન કર્યા પછી તે મનુષ્યો તથા પશુઓને અભયવચન આપતો. હોમ કર્યા પછી ફરીથી તે સ્નાન કરતો અને સુગંધી તેલોથી પુનઃ મર્દન થતું. પર્વતના શિખર ઉપરના કાદવથી તેના મસ્તકનું મર્દન થતું, મુખનું મંદિરની રજથી, હાથોનું હાથીઓએ પોતાના દાંતોવડે ખોદી કાઢેલી માટીથી, ગર્દનનું ઇંદ્ર ધનુષ્યની નીચેની માટીથી, છાતીનું બે નદીના સંગમના જળથી, પીઠનું તળાવના જળથી, પાંસળીનું નદીના તટના જળથી, જાંઘનું હાથીના તબેલાની માટીથી, પગની પીંડીઓનું અશ્વશાળાના કાદવથી અને પગનું રથના ચક્ર નીચેના કાદવથી મર્દન થતું. તે પછી અનેક પ્રકારની માટીઓના મિશ્રણથી આખા શરીરનું

---

*અર્થ—રાજાઓ જો પોતાના ઔરસ પુત્રો અહિતકારી હોય તો તેમને પણ રાજગાદી માટે અયોગ્ય ઠરાવે છે અને સાધારણ મનુષ્યો પણ સમર્થ હોય તો તેમને ગ્રહણ કરે છે.

મર્દન થતું. ત્યાર બાદ પંચામૃત ( દુધ, દહીં, ઘી, સાકર, મધ ) થી સ્નાન થતું. ફરીથી સુગંધી જળથી અને સર્વ ઔષધિઓથી સ્નાન થતું. તે સ્નાનને માટે વપરાતો કળશ સુવર્ણનો રાખવામાં આવતો અને તેમાં એક હજાર છિદ્ર પાડવામાં આવતાં. આ સ્નાન માટે સર્વ સમુદ્રો, તિર્થો તથા પ્રસિદ્ધ નદીઓનું મિશ્રિત જળ ઉપયોગમાં લેવાતું. સ્નાન સમયે **इमा आपः शिवतमा । इमा राष्ट्रस्य भिषजी** ઈત્યાદિ ( અર્થાત્ આ જળ અત્યંત શિવ–કલ્યાણમય છે, રાષ્ટ્રનું ઔષધ છે, રાષ્ટ્ર-વર્ધક છે, રાષ્ટ્રનું અમૃત છે, જેના વતી પ્રજાપતિ બ્રહ્માએ સોમ, વરૂણ યમ અને મનુને રાજા થવા પૂર્વે સ્નાન કરાવ્યું હતું તે જ જળ વડે હું તમોને સ્નાન કરાવું છું. તમે રાજાના અધિરાજ થાઓ. ) મંત્રોચ્ચારણ થતું. આ પછી તે બહાર આવીને યોગ્ય વસ્ત્રાભૂષણો પરિધાન કરતા, અને તે વખતે સંબંધીઓ છત્ર વગેરે રાજચિન્હો ધારણ કરતા. રાજા ધૃત અને તેલના પાત્રમાં પોતાનું મુખ જોતો અને તેનું બ્રાહ્મણને દાન કરવામાં આવતું. ત્યાર બાદ ઠાઠમાઠપૂર્વક હાથી ઉપર બેસી સ્વારી કાઢવામાં આવતી, ઘેર ઘેર દીપમાળ થતી, અગરૂ આદિનો હોમ કરવામાં આવતો અને નગરમાં આનંદોત્સવ મનાતો.

## યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક.

યુધિષ્ઠિરના રાજ્યાભિષેકસમારંભને માટે એક સ્વતંત્ર ઉત્તમ મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો. તે વિસ્તીર્ણ હતો અને તેનો આકાર અષ્ટદલાત્મક કમળના જેવો હતો. તેને આઠ દ્વાર રાખવામાં આવ્યાં હતાં અને દરેક દ્વાર ઉપર અકેક એ પ્રમાણે ઇંદ્ર, વરૂણ, યમ આદિ આઠ લોકપાળોની આકૃતિ ઉભી કરવામાં આવી હતી. મંડપમાં યોગ્ય સ્થળોએ સોનાં રૂપાનાં રત્નજડિત આસનો મૂકવામાં આવ્યાં હતાં. ઉપર ભરજરી રેશમી છત બાંધી દીધી હતી અને ઠેકાણે ઠેકાણે હાંડી, ઝુમર વગેરે ટાંગી દીધાં હતાં. મધ્ય ભાગમાં સાચા મોતીનું તોરણ લટકાવ્યું હતું. મંડપના મધ્ય બિંદુ ઉપર આઠ ખૂણાવાળી વેદી બનાવવામાં આવી હતી. વેદીનો મધ્ય ભાગ સુવર્ણથી મઢી લેવામાં આવ્યો હતો અને તેમાં ઠેકાણે ઠેકાણે લાલ, શ્વેત, લીલાં, પીળાં વગેરે રત્નો જડવામાં આવ્યાં હતાં. વેદીની દરેક બાજુએ ૨૫ એવા ૧૦૦ સુવર્ણ કળશો ચારે બાજુએ મૂકવામાં આવ્યા હતા, જેમાં સ્વચ્છ અને પવિત્ર જળ ભરવામાં આવ્યું હતું અને દરેકના મુખ ઉપર સુંદર પુષ્પગુચ્છ મૂકવામાં આવ્યો હતો. વેદીના મધ્ય

ભાગમાં રાજાને માટે સિંહાસન માંડવામાં આવ્યું હતું. તે સિંહાસન ઉપર રાજા અને રાણી બન્ને વગર સંકોચે બેસી શકે એટલી પ્રશસ્ત જગ્યા રાખવામાં આવી હતી. સિંહાસનનો આકાર પણ કમળના જેવો હતો. તેની ડાબી, જમણી અને પાછલી બાજુએ જે હાથા હતા તેનો આકાર સિંહ, વાઘ, હાથી અને બીજાં શ્રેષ્ઠ પ્રાણીઓના આકારનો હતો. આ સિંહાસનને હીરા માણેકથી સુશોભિત બનાવવામાં આવ્યું હતું. તેની ઉપર અધિષ્ઠિત થનાર રાજાના મસ્તકની સમાન્તરે રહે તે પ્રમાણે એક મોટું મોતીનું છત્ર લટકાવવામાં આવ્યું હતું. જુદા જુદા ચાર દિશાના ચાર સમુદ્રોના જળથી ભરેલા રત્નજડિત ચાર સુવર્ણકળશો સિંહાસનના ચારે ખૂણે મૂકી દેવામાં આવ્યા હતા. મંડપની પૂર્વ તરફના દ્વાર પાસે સર્વ શસ્ત્રોથી સજ્જ કરેલો સુવર્ણમય રથ ઉભો કરવામાં આવ્યો હતો. બીજી બાજુએ વિશાળ મેદાન હતું. ત્યાં ચતુરંગ સેનાને ઉભી કરવામાં આવી હતી. રાજાને માટે સજ્જ કરેલા રથની જમણી બાજુએ એક મોટા હાથીને ઉભો કરવામાં આવ્યો હતો. રત્નજડિત સુવર્ણમય અંબાડી, કંઠમાં ઘંટમાળ, પગમાં ઘુઘરા, બન્ને બાજુએ બે મોટા ઘંટ વગેરે સર્વ પ્રકારના અલંકારથી તેને સુશોભિત બનાવવામાં આવ્યો હતો. તેની પાસે શુભ્ર રંગના સર્વ અલંકારથી અલંકૃત કરેલા અશ્વને ઉભો કરવામાં આવ્યો હતો. તેની પાસે એક બળદ જેનાં શિંગ સોનાથી મઢાવેલાં હતાં, ભરજરીની ઝુલ પીઠ ઉપર નાંખી હતી તથા કંઠમાં બહુમૂલ્ય અલંકારો પહેરાવેલાં હતાં તેને રાખવામાં આવ્યો હતો. તરતના જ મારેલા વાઘનું મુખ વગેરે સહિતનું આખું ચર્મ સિંહાસનની ઉત્તરે પાથરેલું હતું.

મંડપની પશ્ચિમ તરફના દ્વારમાંથી પ્રવેશ કરવાની યોજના કરવામાં આવી હતી. તે સ્થળે હીરામાણેકના આભૂષણો અને દિવ્ય વસ્ત્રોથી સુશોભિત સો સુંદર બાળિકાઓ હાથમાં મંગળ દીપ, મંગળ કળશ, પુષ્પફુલ અને બીજાં મંગળ દ્રવ્યો ધારણ કરીને મહારાજાના આગમનની માર્ગપ્રતીક્ષા કરતી ઉભી હતી. તેમની પાસે જ ઉજ્જવળ વેષ પરિધાન કરેલા શુચિર્ભૂત સેંકડો બ્રાહ્મણો મહારાજાને આશીર્વાદ આપવાને માટે ઉભા રહ્યા હતા. તેની આગલી બાજુએ વારાંગનાઓ ઉભી હતી. આખા નગરમાં ધ્વજા, પતાકા અને મંગળ તોરણો લટકાવી દેવામાં આવ્યાં હતાં. રાજપ્રવેશના માર્ગ ઉપર સુ-

વાસિક ચંદનયુક્ત પાણી છાંટીને આખા માર્ગને સુવાસિક તથા ઠંડો કરવામાં આવ્યો હતો. નગરનાં સર્વ દેવસ્થાનોને ધ્વજા, પતાકા આદિથી સુશોભિત બનાવી, ક્યાંક પૂજન અર્ચન, ક્યાંક મંત્રપાઠ, ક્યાંક સ્તોત્રપાઠ આદિ આભ્યુદયિક કાર્યો શરૂ કરીને દેવસ્થાનને જાગૃત બનાવી મેલ્યાં હતાં. રાજમાર્ગની બન્ને બાજુએ આવેલાં મકાનોને ઉત્તમ રીતે રંગીને ધ્વજાપતાકાથી સુશોભિત બનાવ્યાં હતાં. પ્રત્યેક ઘરના દ્વારની વચ્ચે નાની નાની બાળા મંગળ દીપ લેઇને તથા બાળકો પુષ્પહાર હાથમાં રાખીને મહારાજાનો સત્કાર કરવા માટે તૈયાર થઇ રહેલાં હતાં. દરેક મકાનની અગાશી ઉપર સુંદર રીતે અલંકૃત થએલી સ્ત્રીઓનો સમુદાય પોતાના હાથમાં પુષ્પ, દહીં આદિ લેઇને મહારાજાનું મગળ ઇચ્છતો ઉભો હતો. મહારાજાને સલામી આપવાને માટે રાજમાર્ગની બન્ને બાજુએ સૈનિકો સરખા પ્રમાણમાં વ્યવસ્થિત રીતે સજ્જ સમારીને ઉભા હતા. તેમ જ ભરજરી વસ્ત્રો અને સોનારૂપાનાં અલંકારથી અલંકૃત થએલા હાથીઓ, જેમની સૂંઢોમાં પુષ્પમાળાઓ આપવામાં આવી હતી તેમને બન્ને બાજુએ ઉભા કરવામાં આવ્યા હતા.

રાજા યુધિષ્ઠિર જ્યોતિષ્શાસ્ત્રમાં પ્રવીણ બ્રાહ્મણોએ આપેલા સુમુહૂર્તમાં નગરમાં પ્રવેશ કરવાને માટે નીકળ્યા. તે સમયે તેમની સ્વારી મોટી પ્રેક્ષણીય હતી. શુભ્ર રંગવાળા ઉત્તમ રીતે શણગારેલા સોળ* બળદો તેમના સ્થળે જોડેલા હતા. રથ ઉપર સર્વ શસ્ત્રાસ્ત્રો રાખવામાં આવ્યાં હતાં.

પોતાના પુરોહિત ધૌમ્ય ઋષિ અને રાણી દ્રૌપદી સહવર્તમાન યુધિષ્ઠિર મોટા સમારંભપૂર્વક રથની પાસે આવ્યા અને તેને વંદન કરીને પ્રથમ દ્રૌપદીને રથમાં બેસારીને પછી તે અંદર બેઠા. તેમની જમણી બાજુએ પુરોહિતે પોતાનું સ્થાન લીધું. ભીમસેન સારથીની જગ્યાએ રથ હાંકવાને માટે બેઠા અને અર્જુને રાજાના મસ્તક ઉપર શુભ છત્ર ધારણ કર્યું. નકુલ અને સહદેવે ચમર અને વ્યજન

---

* " संगोभि रांगी रसो न अमाणो भगद्ये दर्यमण निमाय जने मित्रो नदपाति अनक्ति बृहस्पते वाजयाँ श्रारिवाजौ " એ વૈદિકમંત્રમાં રાજ્યાભિષેકના સમયે બળદો જોડેલો રથ હોવો જોઇએ અને યુદ્ધમાં જતી વખતે ઘોડાનો રથ હોવો જોઇએ, એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

( પંખો ) ધારણ કર્યાં. રથની ચારે બાજુએ રાજાના ૧૬ શરીરરક્ષકો ઉત્તમ પ્રકારે શૃંગારેલા ગૌર વર્ણના અશ્વો ઉપર સ્વાર થઇને તૈયાર થઇ રહ્યા હતા. આ પ્રમાણે સર્વ તૈયારી થયા પછી મહારાજા યુધિષ્ઠિરનો રથ ચાલુ થયા પૂર્વે તેમણે પોતાના કાકા ધૃતરાષ્ટ્ર અને તેમની પત્ની ગાંધારીને પાલખીમાં બેસારીને પોતાની આગળ રવાના કર્યાં. રાજરથની પાછળ શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ચાર દિવ્ય અશ્વો જે સુવર્ણમય રથને જોડવામાં આવ્યા હતા તે રથમાં પોતાના પ્રિય મિત્ર અને શિષ્ય સાત્યકીને સાથે લઇને ભગવાન્ શ્રી કૃષ્ણ નીકળ્યા. તેમની પાછળ રાજમાતા કુંભ અને સુભદ્રા આદિ રાજસ્ત્રીઓ જુદા જુદા અલંકૃત કરેલા રથોમાં બેસીને નીકળ્યાં. રાજસ્ત્રીયોના રથની પાછળ વિદુરજીનો રથ ચાલતો હતો. તેમની પાછળ બીજા રાજાઓ, સૂત, માગધ, બંદીજનો, મોટા મોટા સરદારો વગેરે અસંખ્ય જનો ભારે ઠાઠપૂર્વક સ્વારીની સાથે ચાલતા હતા.

રાજાનો રથ નગરના દરવાજાની પાસે આવતાં જ ત્યાં ઉભા રહેલા સૈનિકોએ સલામી આપી અને હાથીઓએ રાજરથના ઉપર પુષ્પવૃષ્ટિ કરી. મંગળ વાદ્યો વાગવા લાગ્યાં. દરવાજામાં થઇને સ્વારી રાજમાર્ગ ઉપર જઇ પહોંચી કે બન્ને બાજુએ ઉભેલી કુમારિકાઓએ મહારાજાનો સત્કાર કર્યો. બાલકોએ પુષ્પવૃષ્ટિ કરી, સ્ત્રીયોએ મંગળ ગીતો ગાતાં દહીં, પુષ્પ આદિની વૃષ્ટિ કરી. તે વેળાએ સર્વ લોકો પ્રસન્ન મુદ્રાથી આશીર્વાદ આપીને રાજા તથા રાણીનો જયજયકાર કરતા હતા. એવા સમારંભ પૂર્વક સ્વારી મંડપ પાસે આવી પહોંચી કે વારાંગનાઓનું નૃત્યગાયન શરૂ થયું. બ્રાહ્મણોએ રાજારાણીને વેદોક્ત મંત્રોથી મંગળ આશીર્વાદ આપ્યો. મંગળ વસ્તુઓ હસ્તમાં ધારણ કરીને ઉભી રહેલી કુમારીકાઓએ મંગળ ગીત ગાતાંગાતાં રાજારાણીનું સુમંગળ કર્યું. ત્યારબાદ પશ્ચિમના દ્વાર પાસે રથને ઉભો રાખવામાં આવ્યો; એટલે શ્રી કૃષ્ણે દ્રૌપદીને પોતાનો હાથ આપીને નીચે ઉતાર્યાં. ત્યારપછી યુધિષ્ઠિર નીચે ઉતર્યા. ધૌમ્ય પુરોહિત હસ્તમાં રાજદંડ ગ્રહીને આગળ થયા. તેમની પાછળ ભીમસેનાદિ ચારે ભાઇઓ અને ભગવાન્ શ્રી કૃષ્ણ રાજારાણીને લઇને મંડપમાં વેદી પાસે આવ્યા. ભગવાન્ શ્રી કૃષ્ણે અને ધૌમ્ય પુરોહિતે પ્રથમ યુધિષ્ઠિરને અને પછી દ્રૌપદીને વેદી ઉપર લીધાં. ત્યાં ઉત્તર તરફના ભાગમાં પાથરેલા વ્યાઘ્રચર્મ ઉપર

બેસાડી સુવાસિની સ્ત્રીઓ અને બ્રાહ્મણો પાસે તેમની આંખો અંજાવી. તત્પશ્ચાત્ પ્રથમ પુણ્યાહવાચનાદિ માંગલિક કૃત્યો આટોપ્યા પછી ભગવાન્ શ્રી કૃષ્ણ અને ધૌમ્ય પુરોહિતે રાજા યુધિષ્ઠિરને સિંહાસન ઉપર બેસારીને દ્રૌપદીને તેમને માટે નિર્મેલા આસને બેસાર્યાં. આ વેળાએ બ્રાહ્મણોનો મંત્રઘોષ, લોકોની આનંદની ગર્જના, વાદ્યઘોષ, સૂત–માગધ–બંદીજનો આદિના સ્તુતિપાઠ વગેરે એકદમ ચાલુ થવાથી જ્યાં ત્યાં એકસરખો આનંદધ્વનિ પ્રસરી રહ્યો. કેટલોક વખત સુધી તો કોઇ કોઇનો શબ્દ પણ સાંભળી શકે નહિ એવી સ્થિતિ થઇ રહી.

તરત જ સર્વત્ર શાંતિ પ્રસર્યા બાદ અભિષેકવિધિનો પ્રારંભ થયો. બાદરાયણ વ્યાસ, વામદેવ ઇત્યાદિ મોટા મોટા તપસ્વીઓને આ સમારંભમાં ખાસ કરીને આમંત્રવામાં આવ્યા હતા. તેમાં વ્યાસજીને પ્રમુખ કરી ધૌમ્યે અભિષેકવિધિ શરૂ કર્યો. પ્રથમતઃ રાજા અને રાણીને ઘૃત અને મધનું અભ્યંગ કરાવી ચારે સમુદ્રોનું જળ આણવામાં આવ્યું હતું. તેમાં સર્વ ઔષધિ, પંચ રત્નો, પંચ પલ્લવ વગેરે નાંખી પ્રથમ પૂર્વ તરફના સમુદ્રના જળથી પ્રારંભ કરી ચારે સમુદ્રના જળ વડે વૈદિક મંત્રોપૂર્વક રાજા ઉપર અભિષેક કર્યો. તે પછી ભાગિરથી આદિ પવિત્ર નદીઓના જળ વડે અભિષેક થયો, અને વેદી ઉપર મૂકવામાં આવેલાં નવીન વસ્ત્રો રાજા રાણીને આપવામાં આવ્યાં, જે પરિધાન કર્યા પછી અલંકારો ધારણ કર્યાં. એ પ્રમાણે પોષાક ધારણ કર્યા પછી ધૌમ્ય ઋષિએ રાજાને તથા સુવાસિની પતિવ્રતા સ્ત્રીએ રાણીને કપાળમાં મંગળ તિલક કર્યું. વ્યાસજીએ વેદમંત્રથી અભિમંત્રિત કરેલા મુકુટો રાજા અને રાણીના મસ્તક ઉપર મૂક્યા. આ વેળાએ પણ સર્વ પ્રદેશ નાદ બ્રહ્મથી ગાજી રહ્યો હતો. ભીમસેને રાજાના મસ્તક ઉપર છત્ર ધર્યું હતું અને અર્જુન ધનુષ્ય બાણાદિ રાજાના શસ્ત્રો અને નકુલ તથા સહદેવ ચમર, વ્યજનાદિ લેઇને રાજાની પાછળ ઉભા હતા. થોડી વારે સર્વત્ર શાંતિ ફેલાયા પછી મહારાજા યુધિષ્ઠિર અને મહારાણી દ્રૌપદી સિંહાસન ઉપરથી નીચે ઉતરી હાથ જોડીને ઉભાં રહ્યાં. યુધિષ્ઠિરે સર્વને ઉદ્દેશીને ગદગદિત કંઠે નીચે પ્રમાણે શપથ લીધાઃ—

"બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ઇત્યાદિ આઠ લોકપાળો, આકાશાદિ પંચ મહાભૂત, બ્રાહ્મણ, ક્ષત્રિયાદિ ચારે વર્ણો અને સત્યનું સ્મરણ કરીને હું સર્વ સાક્ષી પરમાત્માની પ્રાર્થના કરૂં છું કે ધર્મ અને ન્યાયથી

સંપાદિત કરેલું આ રાજ્ય હું ઈશ્વરનું સ્મરણ કરીને ધર્મન્યાયપૂર્વક ચલાવીશ. પ્રભુનો આશીર્વાદ તથા સર્વ લોકોની સહાય મને પ્રાપ્ત થાઓ. ”

આ પ્રમાણે સોગન લેવાયા બાદ મહર્ષી વ્યાસ અને ધૌમ્ય પુરોહિતે રાજાધિરાજ યુધિષ્ઠિર મહારાજનો જય બોલાવી મહારાજ યુધિષ્ઠિરનું સાર્વભૌમત્વ જાહેર કર્યું.

તત્પશ્ચાત્ યુધિષ્ઠિર અને દ્રૌપદીએ સિંહાસન ઉપરથી ઉતરીને વ્યાસ, ધૌમ્ય, વામદેવ આદિ ઋષિઓને વંદન કરી તેમનો આશીર્વાદ ભક્તિપૂર્વક સ્વીકારી, રાજા ધૃતરાષ્ટ્ર કુંતી, ગાંધારી, વિદુર આદિ વડિલ જનોને પ્રણામ કર્યાં. યુધિષ્ઠિરે ભગવાન્ શ્રી કૃષ્ણને પ્રેમપૂર્વક આલિંગન આપ્યું. ભીમસેન, અર્જુન આદિ બંધુઓ તથા બીજા રાજાઓએ નમસ્કાર કર્યા. હસ્તસ્પર્શાદિક કર્યા પછી રાજા રાણી બન્ને પુનઃ સિંહાસન ઉપર આવીને બેઠા. આ સમયે સર્વ માંડલિક રાજાઓ, નાના મોટા કામદારો અને નગરવાસીઓએ મહારાજા યુધિષ્ઠિરને બહુમૂલ્ય નજરાણો અર્પણ કર્યો. આ વિધિ સંપૂર્ણ થયા પછી યુધિષ્ઠિરે સર્વ બ્રાહ્મણો, સુવાસિની સ્ત્રીઓ, દીન, અંધ, કૃપણ અને જે કોઇને લાભની ઈચ્છા હતી, તેમને તેમની ઈચ્છા પ્રમાણે આપીને સંતુષ્ટ કર્યાં. આ રાજ્યાભિષેકના આનંદકારી પ્રસંગે વર્ષાકાળમાં જેમ મેઘ યથેચ્છ વૃષ્ટિ કરે છે તે પ્રમાણે યુધિષ્ઠિરે ધન, ધાન્ય, વસ્ત્ર, અલંકાર આદિથી સર્વને સંતુષ્ટ કરવાની આજ્ઞા કરી હતી અને તે પ્રમાણે સર્વનો મનોરથ પૂર્ણ કરવામાં આવ્યો હતો. આ પ્રમાણે યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક સમારંભ થયો હતો.

યુધિષ્ઠિરના રાજ્યાભિષેક પછી ૧૦૧ વર્ષે તેમના પૌત્ર પરીક્ષિતના પુત્ર જનમેજયનો રાજ્યાભિષેક તેના ઉપાધ્યાય કાવષેયે કર્યો હતો. આ અભિષેક પણ હસ્તીનાપુરમાં જ થયો હતો. તેના પછી જનમેજયના પ્રપૌત્ર ઉદયનનો રાજ્યાભિષેક કૌશાંબી નગરીમાં થયો હતો કેમકે તેમની રાજધાની હસ્તીનાપુર નગરી ગંગાના મહાપૂરમાં તણાઈ ગઇ હતી. તેની પછી આશરે ૩૦૦ વર્ષ પશ્ચાત્ મગધ દેશની રાજધાની પાટલીપુત્ર જે હાલમાં પટણાને નામે પ્રસિદ્ધ છે તે સ્થળે રાજકારસ્થાની ચાણાક્યે ચંદ્રગુપ્તને રાજ્યાભિષેક કર્યો હતો. ઇ. સ. પૂર્વે ૨૨૫ માં તે જ નગરમાં ચંદ્રગુપ્તના પ્રપૌત્ર અશોકનો રાજ્યાભિષેક થયો હતો. ત્યારબાદ આશરે ૨૦૦ વર્ષ પછી વિક્રમા-

દિત્યનો રાજ્યાભિષેક ઉજ્જયિનીમાં થયો અને તે દિવસ નર્મદા નદીની ઉત્તરે તેનો સંવત્ ચાલવા લાગ્યો. ઇ. સ. ૭૭ માં પૈઠણ અથવા પ્રતિષ્ટાન નગરીમાં શાલિવાહનનો રાજ્યાભિષેક થયો હતો. તેનો શક નર્મદાની દક્ષિણે અદ્યાપિ પર્યંત ચાલુ હતો.

**શિવાજીનો રાજ્યાભિષેક.**

મરાઠા રાજા શિવાજીએ ઉત્તરમાં તાપીથી દક્ષિણમાં કાવેરી નદી સુધીના પ્રદેશને પોતાના છત્ર નીચે આણ્યો હતો. તેણે એટલા પૂરતો દિગ્વિજય કર્યો હતો. તેણે રાજદ્વારી હેતુપુરઃસર રાજ્યાભિષેકની ક્રિયા કરાવી હતી. તેની ઇચ્છા ક્ષત્રિય રાજા તરીકે ગણાવાની હતી. તે મરાઠા કોમનો હતો અને તે કોમને શુદ્ર–વર્ણમાં ગણવામાં આવતી. તે પોતાના પરાક્રમથી કર્મે કરીને ક્ષત્રિય ગણાવો જોઇએ પરંતુ તે પ્રદેશના મહારાષ્ટ્રીય બ્રાહ્મણો તેનું ક્ષત્રિયત્વ સ્વીકારવાને તૈયાર થયા નહિ, અને વેદમંત્રો પૂર્વક તેનો અભિષેક કરવાની ના કહી, તેથી શિવાજીએ કાશીથી ગંગાભટ નામના વિદ્વાન્ બ્રાહ્મણને બોલાવી તેમને સમજાવીને તેમની દ્વારા વેદોક્ત ક્રિયાપૂર્વક પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. શકે ૧૫૯૬ ના જેઠ સુદી ૧૩ ને ગુરૂવારને દિવસે રાયગઢના કીલ્લામાં તેનો રાજ્યાભિષેક થયો. મુંજક્રિયા જેઠ સુદી ચોથને દિવસે કરવામાં આવી હતી. આ પ્રસંગે તે કીલ્લાને સારી રીતે શણગારવામાં આવ્યો હતો. રાજ્યાભિષેકના દિવસના પ્રભાતે શિવાજીએ મધ્ય ખંડમાં પોતાનું સ્થાન લીધું. અષ્ટ પ્રધાનો આઠે દિશામાં પવિત્ર જળપૂરિત સુવર્ણપાત્રો લેઇને ઉભા હતા. મુહૂર્ત સમયે તેના શિર ઉપર અક્ષત અને ઉક્ત જળવડે અભિષેક કરવામાં આવ્યો. તત્ક્ષણે બ્રાહ્મણો વેદમંત્રોનો ઘોષ કરતા હતા. આખો દિવસ તોપોના બાર થયા કરતા હતા. એ ક્રિયા પૂર્ણ થયા પછી શિવાજી સુંદર સિંહાસનપર આરૂઢ થયો. ત્યાર પછી પોતે સુવર્ણથી ભારોભાર જોખાયો અને તમામ સુવર્ણ બ્રાહ્મણોને દાનમાં આપી દીધું. તેનું વજન લગભગ ૩ાા મણનું હતું. આ પ્રસંગે અનેક બીજબાનીઓ પણ આપવામાં આવી હતી. આ રાજ્યાભિષેકની ક્રિયામાં અંગ્રેજ, પોર્ટુગીઝ તથા બીજા પરદેશી વ્યાપારીઓને ખાસ આમંત્રણ કરવામાં આવ્યું હતું. તેઓ નજરાણો પણ લાવ્યા હતા. મુંબઇનો ડેપ્યુટી ગવર્નર મી. હેન્રી એક્ષન્ડન તથા બે અંગ્રેજ વ્યાપારીઓએ તે પ્રસંગે હાજરી આપી હતી. સ્વતંત્ર મુસલમાની રાજ્ય ગોવલકોંડાના પ્રતિ-

નિધિએ પણ હાજરી આપી હતી. અંગ્રેજો સાથે આ અભિષેક પછી શિવાજીએ વ્યાપાર સંબંધી કેટલાક કોલકરાર કર્યા હતા.

**મુસલમાન રાજાનું સિંહાસનારોહણ.**

ઘણાખરા ધર્મોમાં અનેક કારણોને લીધે વધુ ઓછા પ્રમાણમાં રાજ્યારોહણ વિધિને ધાર્મિક મહત્ત્વ આપવામાં આવેલું જણાય છે પરંતુ માત્ર મુસલમાની મહજબ જ તેમાં અપવાદ રૂપ છે. મહમંદીય ધર્મમાં રાજ્યારોહણ સમારંભને કેવળ રાજકીય સ્વરૂપનો જ સમજવામાં આવે છે. તેથી જ તખ્તનશિન શાહાનશાહ એટલે રાજ્યાભિષિક્ત રાજા એમ તેમનામાં માનવામાં આવે છે.

હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યોમાં મોગલ બાદશાહો જ સર્વ રીતે પ્રખ્યાત થઇ ગયા છે. તેમાં બાબર, હુમાયૂન અને અકબર કરતાં તેમની પછીના બાદશાહ જહાંગીર, શાહાજહાન અને ઔરંગઝેબનો રાજ્યારોહણસમારંભ અધિક મહત્ત્વવાળો હતો.

અકબરશાહે પોતાની સત્તા બરોબર રીતે સ્થાપિત કરવાથી જહાંગીરને પોતાની ઇચ્છા મુજબ રાજ્યારોહણસમારંભ પાર પાડવાની સંધિ પ્રાપ્ત થઈ હતી. જહાંગીર બાદશાહના રાજ્યારોહણપ્રસંગનું વર્ણન તે સમયના ગ્રંથકાર અસદબેગે ઉત્તમ રીતે લખી રાખ્યું છે. જહાંગીર પોતાના મહેલમાં કીલ્લામાં દાખલ થયો ત્યારે તેના નામના સોનારૂપાના સીક્કા પાડવામાં આવ્યા. તેણે મોટા સરદારો અને માનકરીને ભારે પદવીઓ તથા હોદ્દા આપીને તેમનું ગૌરવ કર્યું અને દરેક જનાના સંતોષને ખાતર કેટલાક કર માફ કર્યા. લોકોને યોગ્ય ન્યાય મળે અને પોતાને તેમની ફરિયાદ સાંભળવાની સંધિ મળે તે માટે તેણે પોતાના મહેલમાં એક સોનાનો ઘંટ ટાંગીને તેની સાંકળ કીલ્લાની બહાર છૂટી રાખી હતી. આ સાંકળી પણ સોનાની હતી. તે ૩૦ ફુટ લાંબી અને ૩૨ મણ વજનની હતી, એટલે હાલના સાધારણ ભાવે તેની કીમત રૂ. ૧૨૨૮૮૦૦ થાય. દિલ્હીના રાજા અનંગપાલ, ચીનના શાહાનશાહ ચુ–હુ અને ઇરાનના શાહ નોશીરવાન આદીલે પણ ઉપર મુજબ વ્યવસ્થા કરી હતી.

સિંહાસનારોહણ પ્રસંગે બીજા કર ઉપરાંત હિંદુઓ ઉપરનો જજીયાવેરો પણ જહાંગીરે બંધ કર્યો હતો તે જ મુજબ સર્વ જકાત લેવાનું બંધ કરીને વ્યાપારને છૂટ આપી હતી. તમામ ખનિજ પદાર્થો ઉપરનો કર માફ કર્યો હતો. કેટલાક ઇમાની અને વફાદાર

નોકરોને વંશપરંપરાને માટે જાગીર આપી હતી. આ પ્રમાણે પારિતોષિક આપવામાં તેણે હિંદુ અને મુસલમાન વચ્ચે પક્ષપાત રાખ્યો નહોતો. એથી મુસલમાનની માફક હિંદુ લોકોના હૃદયમાં પણ બાદશાહ પ્રત્યે પ્રેમ અને આદરબુદ્ધિ દૃઢ થઈ હતી અને તેઓ બાદશાહનું પરકીયત્વ વિસરી ગયા હતા.

જહાંગીરની પછી શાહાજહાનનો સિંહાસનારોહણવિધિ થયો હતો, પરંતુ તે તેના વૈભવ ને વિલાસીપણાને શોભે એવો નહોતો, કેમકે જ્યારે જહાંગીર મરણ પામ્યો ત્યારે શાહાજહાન લાહોરમાં હતો અને તેના નામની દુવાઇ પ્રથમ લાહોરમાં જ ફેરવવામાં આવી. બાદ કેટલાક દિવસો પછી તે ત્યાંથી પાછો આવ્યો, એટલે પોતાની પસંદગીના શહેર આગ્રામાં તેનું રાજ્યારોહણ થયું હતું. શાહાજહાન રાજ્યારૂઢ થયો તે સમયે નુરજહાને પણ બખેડો ઉઠાવ્યો હતો, તેથી પણ તે રાજ્યારોહણનો વિશેષ ઠાઠ કરી શક્યો નહોતો.

મોગલ બાદશાહતમાં જહાંગીર અને શાહાજહાન એ બે જ બાદશાહો બીજા કરતાં વિશેષ વિલાસી અને વૈભવપ્રિય હતા, પરંતુ રાજ્યારોહણનો અપૂર્વ સમારંભ તો ઔરંગજેબના વખતમાં જ થયો હતો. દારા, સુજા અને મુરાદ એ ત્રણે ભાઇઓનો ઔરંગજેબે પ્રથમથી જ પરાજય કરેલો હોવાથી રાજ્યારોહણ પ્રસંગે તેને ત્રાસ આપે એવો કોઇ વિરોધી રહ્યો નહોતો. તે ઉપરાંત ઔરંગજેબના દરબાર અને વૈભવને મયૂરાસન, કોહિનૂર, હીરા, શાહાજહાને બાંધેલો રત્નજડિત સંગેમરમરનો રાજમહેલ, આગ્રાનો તાજમહેલ, દિલ્હીના કીલ્લામાંની મોતી મસ્જીદ ઇત્યાદિને લીધે સ્વાભાવિક સંપન્નતા પ્રાપ્ત થઇ હતી. ઔરંગજેબ જો કે પારમાર્થિક બુદ્ધિનો હતો, તોપણ તેને પોતાનો ઐહિક વૈભવ દર્શાવવાની પણ ઓછી હોંશ નહોતી.

મુસલમાન બાદશાહોના રાજ્યારોહણ સમયનો પોષાક કાંઇ ખાસ વિશિષ્ટ રીતિનો હોતો નથી. પાયજામો, જામો અને મુસલમાનની તરેહની પાઘડી એ હમેશનો જ પોષાક તે પ્રસંગે પણ તેઓ ધારણ કરતા. રાજાને માટે ખાસ પ્રકારનો મુકુટ સુદ્ધાંત રાખવામાં આવતો નહિ. તેમની પાઘડી ઉપર હીરામાણેક જડવામાં આવતા અને તેને મોતીનો તોરો લટકાવવામાં આવતો, પરંતુ ઔરંગજેબની ઉપર હીરામોતી હોવાની સાથે તેની મધ્યમાં હિંદુસ્તાનનો સુપ્રસિદ્ધ કોહિનૂર હીરો પણ ચમકતો હતો. મુસલમાની બાદશાહોના

સમયમાં રાજ્યારોહણ પ્રસંગે સરઘસનું કાંઇ વિશેષ મહત્ત્વ નહોતું, તોપણ ઔરંગઝેબે તો દિલ્હીમાં મોટું દમામદાર સરઘસ કાઢ્યું હતું. પોતે હાથી ઉપર સ્વાર થયો હતો અને આગળ પાછળ સરદાર, માનકરી, લશ્કર વગેરે હતું. તે સરઘસ આખા દિલ્હી શહેરમાં ફર્યા બાદ મોટા ઠાઠથી કીલ્લામાંના રાજમહેલમાં ગયું. રસ્તામાં સોના-રૂપાનાં નાણાં ઉછાળવામાં આવતાં હતાં. ઔરંગઝેબના કેટલાક માંડ-લિક રાજાઓ પણ આ સરઘસમાં હાજર હતા. તેમનાં જરજવાહિર, હાથી ઘોડા અને લશ્કરના યોગે આ સરઘસનો ઠાઠ વિલક્ષણ પ્રકા-રનો બની રહ્યો હતો. દિલ્હીમાં તેની પૂર્વે આવા પ્રકારનું સરઘસ નીકળ્યું નહોતું. રાજ્યારોહણના દિવસે 'દિવાને આમ' અર્થાત્ સા-ર્વજનિક દરબારના દિવાનખાનાને ઉત્તમ રીતે શણગારવામાં આવ્યું હતું. દીવાનખાનાના ચાલીશ સ્થંભ તથા છતને સોનેરી નકશીકામ-વાળી મખમલથી મઢી લેવામાં આવ્યાં હતાં તેથી આખું દીવાનખાનું એટલું બધું દેદીપ્યમાન દેખાતું હતું કે તેની સામે જોનારની આંખો પણ અંજાઈ જતી હતી. વચ્ચે વચ્ચે રત્નો જડેલાં હતાં અને સુવ-ર્ણની સાંકળીઓવડે મોટાં મોટાં જુદા જુદા રંગનાં લોલક ટાંગેલાં હતાં. તેનાં કિરણોથી પણ દીવાનખાનાને અપૂર્વ શોભા મળી હતી. દીવાનખાનાના મધ્ય ભાગમાં સોનાનો કઠેરો કરવામાં આવ્યો હતો. તેના ઉપરની કમાનને સુંદર રીતે શણગારીને તેમાં પણ ઉપર જણા-વ્યા મુજબ લોલક ટાંગ્યાં હતાં. આ મધ્ય ભાગમાં જગત્પ્રસિદ્ધ મયૂરાસન મૂકવામાં આવ્યું હતું. આ સિંહાસનની પાછળ એક રત્ન-જડિત ચંદરવો ટાંગેલો હતો, જેના ચારે ખુણે મોતીની સેરો લટકાવી હતી. સિંહાસનની બન્ને બાજુએ બે રત્નજડિત આસનો મુક્યાં હતાં. તે આસનો એકાદા માંડળિક રાજાના સિંહાસન કરતાં પણ અધિક મૂ-લ્યવાન્ હતાં. આખા દીવાનખાનામાં એક હાથ જેટલી જાડાઈનો ઉંચા નકશીકામવાળો ગાલીચો પાથરવામાં આવ્યો હતો. આ પ્રમાણે શણગારેલા દીવાનખાનામાં માનકરી વગેરે જમા થયા હતા.

જ્યોતિષીઓએ પ્રાતઃકાળ પછી સાડા ત્રણ ઘડી થાય ત્યારે રા-જ્યારોહણ કરવાનું મુહૂર્ત આપેલું હતું. સમય થતાં બાદશાહ મયૂરા-સનપર દાખલ થયો અને કાજીએ મોગલ રાજ્યના પૂર્વના બાદશા-હોનાં નામો અને પદવીઓ વાંચવાની શરૂઆત કરી. દરેક બાદશાહનું નામ ઉચ્ચારતાં તેને એકેક પોષાક આપવામાં આવતો હતો. આખરે

ઔરંગઝેબ બાદશાહનું નામ ઉચ્ચારતાં ભરજરીનો પોષાક અને સુવર્ણ મહોરોનું દાન કરવામાં આવ્યું. બાદશાહના નામનો જયઘોષ કરવાની સાથે સુવર્ણપાત્રમાંનાં હીરા, માણેક, મોતી આદિ ઉછાળવામાં આવ્યાં. રાજપુરૂષોએ બાદશાહના નામનો જયઘોષ કર્યો અને તેમને બાદશાહ તરફથી પોષાક આપવામાં આવ્યો. ત્યારબાદ પાનસોપારી, અત્તર, ગુલાબ સર્વને વહેંચવામાં આવ્યાં. બાદશાહનાં નામના સીક્કા પાડવામાં આવ્યા, મુસલમાનોમાં એવો રીવાજ હતો કે જ્યાંસુધી સીક્કા પાડવામાં ન આવે ત્યાં સુધી રાજ્યારોહણવિધિ પૂરો થયો ગણાય નહિ. પ્રથમના બાદશાહો સીક્કા ઉપર કુરાનના ફકરા કોતરાવતા, પરંતુ ઔરંગઝેબને લાગ્યું કે તે સીક્કાઓ અન્યધર્મીઓના હાથમાં જાય તેથી કુરાનનો ફકરો કોતરાવવાથી તે નાપાક થાય. માટે તેણે 'અબુલ મુઝફ્ફર મુહિઉદ્દીન મહંમદ ઔરંગઝેબ બહાદૂર આલમગીર પાદશહા ગાઝી' એવો પોતાની મોટાઈ દર્શાવનારો ફકરો કોતરાવ્યો હતો. ત્યારબાદ આખા રાજ્યમાં પોતાના નામની દુવાઈ ફેરવવાને ખલીતા મોકલવાનું ફરમાન કરવામાં આવ્યું. તે પછી બાદશાહ જનાનખાનામાં ગયો. ત્યાં ખાનગી દરબાર ભરવામાં આવ્યો. બેગમો વગેરેએ બાદશાહના નામનો જયઘોષ કર્યો અને બાદશાહે તેમને, પરિચારિકાઓને, પોતાની બ્હેનો તથા શાહજાદીઓને પારિતોષિકો આપ્યાં. ત્યારપછી બાદશાહ દિવાને ખાસમાં પધાર્યા. ત્યાં પોતાના શાહજાદા, સરદારો, માનકરી વગેરેને બક્ષિસો આપી. કવિ, ગ્રંથકારોએ કરેલાં કાવ્યોનો સ્વીકાર કરી તેમને પણ પારિતોષિક આપ્યાં. એક અઠવાડીઆ સુધી આ જલસો ચાલુ રહ્યો હતો. દારૂખાનું, કવાયત, અન્ય જનોને બક્ષિસો, મીજબાનીઓ વગેરે પ્રકાર પણ આખા અઠવાડીઆ સુધી ચાલુ રહ્યો હતો.

## ઈંગ્લાંડની રાજ્યાભિષેક પદ્ધતિ—પ્રસ્તાવ.

આજકાલ આખા જગતમાં બ્રિટિશ સામ્રાજ્ય મોટું અને અગત્યનું ગણાય છે. તેના શાહાનશાહ તરીકે નામદાર જ્યોર્જ પાંચમાના રાજ્યાભિષેકની ક્રિયા વેસ્ટમિનિસ્ટરના દેવળમાં ૧૯૧૧ ના જુન માસની તા. ૨૨ મીના રોજ કરવામાં આવી હતી. જો કે પોતાના પિતાના સ્વર્ગવાસ સમયે જ તેઓ નવા શાહાનશાહ તરીકે જાહેર થઈ ચુકયા હતા, તોપણ બ્રિટિશ સમ્રાટ્‌ને તાજ ધારણ કરાવવાની ક્રિયા રાજ્યાભિષેકને લ-

ગતી એક અગત્યની ક્રિયા હોવાથી તેના વગર ચલાવી શકાતું નથી. આ ક્રિયાને માટે જુન માસ પસંદ કરવાનું કારણ એ છે કે મર્હુમ મહારાણી શ્રી વિકટોરીઆને તાજ ધારણ કરાવવાની ક્રિયા તે માસમાં કરવામાં આવી હતી તેમ જ મર્હુમ શાહાનશાહ એડવર્ડ સાતમાને પણ જુન માસમાં જ રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો. સાંપ્રત શાહાનશાહને માટે પણ ઉક્ત દ્રષ્ટાન્તોને અનુસરીને જુન માસ રાજ્યાભિષેકને સારૂ પસંદ કરવામાં આવ્યો હતો.

**સરઘસ.**

આ ક્રિયાને અંગે એક ભભકાદાર સરઘસ કાઢવું જ જોઇએ. ઇંગ્લાંડના રાજા ચાર્લ્સ બીજાના સમયે આવું ભભકાદાર સરઘસ કાઢવાનો રીવાજ બંધ પડી ગયો હતો. ત્યાર પછી ૨૧૭ વર્ષે શાહાનશાહ એડવર્ડ સાતમાના રાજ્યાભિષેકની ક્રિયા વખતે તેને પુનઃ સજીવન કરવામાં આવ્યો હતો. ચાર્લ્સ પછી જેમ્સ રાજા ગાદીએ બેઠો ત્યારે ઉક્ત રીવાજને ચાલુ કરવાની તજવીજ થએલી, પરંતુ તેના હુકમથી સરઘસના ખર્ચનો અડસટ્ટો કાઢવામાં આવતાં તેનો આંકડો જેમ્સે ધારેલા તમામ ખર્ચની રકમ કરતાં બમણો માલૂમ પડવાથી એવો ઠરેરો કરવાનું તેને પસંદ પડ્યું નહિ. પોતાની રાણીને ભભકો દેખાડવાની બહુ હોંશ હોવાથી તેને ખુશ રાખવાની ખાતર મનગમતો પોષાક અને ઝવેરાતને માટે રૂ. ૧૫૦૦૦૦૦ કરતાં વધારે દ્રવ્ય તેને આપીને સંતુષ્ટ કરી હતી. વેસ્ટમિનિસ્ટરમાં તાજ પહેરવા જતાં તેણે ઘણી જ નાની સ્વારી કાઢી હતી, જેથી ભભકાના જીજ્ઞાસુઓ નાખુશ થયા હતા. આ પ્રમાણે સને ૧૬૮૫ થી મર્હુમ શાહાનશાહના સમય સુધી અસલી રીવાજ મુજબનું ઠરેરાબંધ સરઘસ નીકળ્યું નહોતું. મર્હુમ મહારાણીશ્રી વિકટોરીઆના વખતમાં એક નાનું સરઘસ કાઢવામાં આવ્યું હતું. તેનો બહુ ઠાઠ નહોતો, તોપણ પ્રેક્ષકવર્ગ તેથી ખુશ થયો હતો. અસલી રીવાજ મુજબનું દેખાવડું સરઘસ તો શાહાનશાહ એડવર્ડના રાજ્યાભિષેક પ્રસંગે જ કાઢવામાં આવ્યું હતું, જેનું અનુકરણ આપણા સાંપ્રત શાહાનશાહના સમયમાં પણ થયું હતું.

**મુકુટધારણની પ્રાચીન ક્રિયા.**

રાજાને માથે તાજ અથવા મુકુટ પહેરાવવાની અગત્ય વિષે આપણે જોઇએ. આજે આપણે ત્યાં એક રાજા મરણ પામ્યા પછી તેનો પુત્ર ગાદીએ બેસે છે અને તેને તાજ પહેરાવવાની ક્રિયા કરવામાં

આવે છે. પ્રાચીન સમયમાં બનેલા બનાવો ઉપરથી જાણી શકાય છે કે પૂર્વે રાજાઓ પોતાની હયાતિમાં જ યુવરાજને ગાદી સોંપી તાજ ધારણ કરાવી વાનપ્રસ્થાશ્રમી થતા. પિતા જીવતો હોવા છતાં પુત્ર ગાદી ઉપર બેસે તે ક્રિયાને મહત્ત્વની માનવી જોઇએ. તેથી પોતાનું તાજ પુત્રને પહેરાવતાં તે તાજની પવિત્રતા અને ક્રિયાની ગંભીરતા સચવાવી જોઇએ. ઇતિહાસમાંથી આપણને આવા ઘણા દાખલા મળી શકે તેમ છે. દશરથ રાજાએ પોતાના જીવનકાળમાં યુવરાજ રામને ગાદી સોંપવાની દર્શાવેલી ઇચ્છાથી ભાગ્યે જ કોઇ અજાણ્યું હશે. ભગિરથ રાજા પણ પોતાના કુમારને ગાદી સોંપીને તપશ્ચર્યા કરવા ચાલી નીકળ્યો હતો. ભર્તૃહરીએ પોતાના ભાઇ વિક્રમાદિત્યને ગાદી સોંપી સન્યસ્ત ગ્રહણ કર્યું હતું. ભગવાન કૃષ્ણના માતામહ ઉગ્રસેન રાજાએ પોતાના જીવતાં જ કંસને રાજ્યાસનપર બેસાર્યો હતો. રણવીર મહારાણા પ્રતાપના પુત્ર અમરસિંહે પણ તે જ પ્રમાણે પોતાના પુત્રને મુકુટ ધારણ કરાવ્યો હતો. શાહજીએ પોતે તાજ નહિ પહેરતાં શિવાજીને જ રાજા બનાવ્યો હતો. આવા બનાવોમાં તાજ પહેરાવવાની ક્રિયાને અગત્યની લેખવામાં આવે છે, કેમકે તે સિવાય રાજપદની પ્રાપ્તિ થએલી માનવામાં આવતી નથી, કેમકે પિતા જીવતો હોવા છતાં પુત્ર એમને એમ પોતાને રાજા કહેવરાવે તે મંજુર થઈ શકે નહિ; જ્યારે તેના પિતાનું તાજ તેને પ્રાપ્ત થાય ત્યારે જ તે ખરો રાજા ગણાય. પિતાના મૃત્યુ પછી તો તેનો હકદાર વારસ–યુવરાજ રાજા ગણાવો જ જોઇએ, તેથી તે સમયે તાજ પહેરાવવાની ક્રિયાની કાંઈ ખાસ અગત્ય નથી, તોપણ એક રીવાજ દાખલ ઉક્ત ક્રિયાને આબાદ રીતે સાચવી રાખવામાં આવે છે.

ઈરાનમાં 'હખામની' અને 'સાસાની' જમાના પારસી બાદશાહો તાજ પહેરતા હતા. યાહુદીઓ પછી ખ્રિસ્તી ધર્મનો વિકાસ થયા બાદ યુરોપના બાદશાહોમાં તાજ પહેરવાનો રીવાજ સાધારણ થઈ પડયો હતો. એમની શાહાનશાહતનો નાશ થયા બાદ તે જુદા જુદા રાજાઓ અને સરદારોમાં વહેંચાઇ ગઇ, અને એ દરેક રાજાએ પોત પોતાનું તાજ ધારણ કર્યું; શાર્લમેન નામનો શાહાનશાહ થઈ ગયો તેણે તાજ પહેરાવવાની ક્રિયાને વિશેષ ગંભીરતા આપવા માટે એ ક્રિયા રોમના પોપ પાસે કરાવી હતી. તેના વારસોએ ૩૦૦ વર્ષપર્યંત એ રીવાજ ચાલુ રાખ્યો હતો. થોડા અપવાદ સિવાય બાકીના

સર્વે બાદશાહો ખાસ રોમ જઇને તાજ પહેરી આવતા હતા અને તેમાં જ મોટાઇ મનાતી. તાજની ક્રિયાના એક દિવસ પહેલાં એ બાદશાહ રોમ ખાતે જતો. ત્યાં શહેરના પાધરમાં પાદરીઓ અને ઉમરાવો ભારે ઠાઠમાઠ સાથે તેનો સત્કાર કરવાને આવતા, અને તેની પાસેથી પોતાના હકોનો પરવાનો મેળવતા તથા અસલી રીવાજો અને કાનૂનો જાળવી રાખવાના સોગનો લેતા તથા લેવરાવતા. બીજે દિવસે તે રાજા સેંટપિટરના દેવળમાં જતો અને પોપ તથા તેના સહાયક અન્ય ધર્માચાર્યો ગંભીરતાપૂર્વક તાજ પહેરાવવાની ક્રિયા કરતા તથા આશીર્વાદ આપતા. રોમના લોકોને આ સઘળી ક્રિયા પસંદ ન હોવાથી પાછળથી તે બંધ પડી ગઇ, તેથી ત્યારપછી પોપ તરફથી આપવામાં આવેલું તાજ, શાહાનશાહ, રોમ ખાતે જઇને નહિ પહેરતાં ઓલોનામાં જઇને પોપને હસ્તે પહેરતો. એ વખતે એક નવો રીવાજ દાખલ થયો હતો કે શાહાનશાહ પોતાના વડવાનું તાજ નહિ પહેરતાં તેણે યુદ્ધ કરીને જેટલાં રાજ્યો પોતાને તાબે કર્યાં હોય એ તમામ રાજ્યોનાં જુદા જુદા તાજ તે ધારણ કરતો હતો.

**મુકુટ રચના.**

તાજને સંસ્કૃતમાં ‘ मुकुट ’ કહેવામાં આવે છે. સાધારણ રીતે તાજનો અર્થ એક રાજાએ પોતાના મસ્તક ઉપર ધારણ કરવાનો સુશોભિત અલંકાર—એટલો થાય છે. મસ્તિકને મનુષ્યનું ઉત્તમાંગ કહેવામાં આવે છે. એવા ઉત્તમાંગપર ધારણ કરવાનો અલંકાર મૂલ્યવાન્ તથા શોભિતો હોવો જોઇએ. પૂર્વે રામ અને શ્રી કૃષ્ણ જેવા રાજાઓ જે મુકુટો ધારણ કરતા તેના નમૂના આજસુધી ટકી રહ્યા નથી, પરંતુ ગ્રંથોમાંનાં વર્ણન ઉપરથી જણાય છે કે તે સમયના મુકુટ મોરપિંછના ચકતાના જેવા આકારવાળા હતા. તે ચકતું મુકુટના અગ્ર ભાગમાં કે મસ્તિક ઉપરની રત્નજડિત પાઘડી ઉપર ખોસવામાં આવતું. આ મુકુટ સુશોભિત તેમ જ મૂલ્યવાન્ હતા. અત્યારે તેના જેવા આકારના નહિ, પરંતુ એવા મૂલ્યવાન્ મુકુટો અથવા પાઘડીઓ આપણા દેશી રાજાઓ પહેરે છે. ઇતિહાસ ઉપરથી જણાય છે કે કેટલાક દેશના રાજાઓ ઘણાં સાદા તાજ પહેરતા. તે તાજ માથાની આસપાસ એક પટ્ટાની પેઠે પહેરતા અને માથાના વાળ તેની નીચે ઝુલતા રહેતા નહિ પણ ઉપર રહેતા. ફુલપાનનાં બનાવવામાં આવેલાં તાજ પણ વપરાતાં હતાં અને તે મોટા ઉત્સવના દિવસોએ

પહેરવામાં આવતાં હતાં. જ્યારે લોકો આવાં તાજ વાપરવા લાગ્યા ત્યારે રાજા તેમનાથી પોતાનો અધિકાર ચઢીઆતો છે એમ બતાવવાને ખાતર સુવર્ણની પહોળી પટ્ટીવાળું તાજ પહેરતા. આ પટ્ટીમાં ધીમે ધીમે ફેરફાર થતો ચાલ્યો અને તેમાંનું નકશીકામ પણ વધવા લાગ્યું. સોનાની સાથે હીરા, માણેક, મોતી આદિ રત્નો મઢાવા લાગ્યાં અને તે કીમતમાં પણ ધીમે ધીમે વધવા લાગ્યા.

**જુદા જુદા દેશોનાં તાજ.**

યાહુદી ધર્માચાર્યો કપડાંની પટ્ટી મસ્તિક ઉપર વીંટાળતા અને તેના અગ્ર ભાગ ઉપર સોનાની પટ્ટી ચોડીને તેને આકર્ષક કરતા. આ પહેરવેશ તાજને નામે ઓળખાતો. સોનાની આ પટ્ટી ઉપર જ ધીમે ધીમે ટાપટીપ વધવા લાગી હતી. યુનાન અને રોમનાં રાજ્યોની શરૂઆતમાં તાજ ઘણાં જ સાદાં હતાં. 'ઇલીયડ'ના મહાકાવ્યનો લખનાર પ્રસિદ્ધ કવિ હોમર બાદશાહી નિશાની દાખલ તાજ વપરાતાં હોય એવો કાંઈ પણ ઇશારો કરી ગયો નથી. યુનાનમાં થતા કસરતના મોટા મેળાવડા અને અખાડા વખતે ફતેહમંદ લડવૈયાઓને ફૂલોના હારનું જે ઇનામ મળતું તેને કીમતી તાજ ગણવામાં આવતું, પરંતુ પાછલા યુનાની ઇતિહાસ ઉપરથી જણાય છે કે જે દેશહિતસ્વી પુરૂષો મહાભારત સેવા બજાવતા તેમને સુવર્ણના તાજનું ઇનામ મળતું. મહાન્ સીકંદર અને તેના વારસોએ યુનાનમાં બાદશાહ દાખલ તાજ પહેરવાનો રીવાજ કાઢયો હોય એમ લાગે છે. આ તાજ પણ સોનાનો એક પટ્ટો માત્ર હતો. અસલી રોમના રાજાઓ પણ સોનાનાં એવાં સાદાં તાજ પહેરતા હતા. રોમના લોકો આનંદ અને શોકના પ્રસંગોમાં ફૂલપાનનાં બનાવેલાં તાજ માથે વીંટાળતા પણ જાહેર સેવા બજાવનારાઓને અનેક પ્રકારનાં તાજની ભેટ કરતા. આ તાજમાંનું એક સુવર્ણનું હતું અને તેની પટ્ટી ઉપર બુરજ જેવો આકાર બનાવવામાં આવતો. એ તાજ જે માણસે દુશ્મનના ઘેરો ઘાલેલા શહેરની દીવાલ કૂદાવવામાં ફતેહ મેળવી હોય તેને આપતા. એવું જ એક બીજું તાજ જેણે શત્રુના શહેરની આસપાસની ખાડી પસાર કરવામાં ફતેહ મેળવી હોય તેને આપવામાં આવતું. જેણે દરિયાઇ લઢાઇમાં દુશ્મન ઉપર જીત મેળવી હોય તેને વહાણની આકૃતિ પાડેલું તાજ ભેટ મળતું. પોતાના શહેર ઉપરથી શત્રુનો ઘેરો ઉઠાવવામાં સફળતા પ્રાપ્ત કરનારને ઘાસનું બનાવવામાં આવેલું તાજ

અર્પણ થતું. રોમના શાહાનશાહોનાં તાજ આથી જુદાંજ હતાં. તે તાજોને ધારણ કરનાર શાહાનશાહની મરજી મુજબનું સ્વરૂપ આપવામાં આવતું. કોઈ સાદી પટ્ટીના બનાવતા તો કોઇ કિરણની આકૃતિવાળા બનાવતા. યુરોપની બીજી પ્રજાઓમાં શાહાનશાહો જ નહિ પરંતુ અમીરો પણ તાજ પહેરતા આવ્યા છે. તેઓમાંથી સર્વથી મોટા દરજ્જાનાં તાજ પોપનાં અને શાહાનશાહોનાં ગણાય છે. પોપનું તાજ બીજા કોઇ પણ શાહાનશાહી તાજ કરતાં જુદી જાતનું અને ઉંચા આકારનું હોય છે.

**બ્રિટિશ તાજ.**

બ્રિટિશ તાજ અસલ ઘણું જ સાદું હતું. પરંતુ હાલમાં તેની બનાવટમાં ભપકો, નકશીકામ અને ખર્ચ બહુ વધી ગયાં છે. નોર્મન લોકોએ ઇંગ્લાંડ જીત્યું તે પહેલાંના ઇંગ્લાંડના સેકસન શાહજાદાઓ મોતીની સેરવડે માથાને શોભાવતા હતા. તેમ જ તેઓ આજના જમાનાને અનુસરતાં તાજ પણ પહેરતા હતા. ઇંગ્લાંડ જીતનાર 'વિલીયમ ધી કોંકરર'નું તાજ સોનાની પટીનું હતું. તેને ચારે બાજુએ બુરજ જેવા કાંગરાથી સુશોભિત બનાવવામાં આવ્યું હતું. મર્હુમ મહારાણી શ્રી વિકટોરીઆનું તાજ સૌથી વધારે કારીગરીવાળું હતું. કેટલાંક તાજ વિલીયમના જેવાં સાદાં જ હોવા છતાં સોનાની પટ્ટી ઉપર ફરતા હીરા, મોતી વગેરે ઝવેરાત મઢી લેવામાં આવતા. ચોથા હેન્રીનું તાજ અત્યંત કારીગરીથી ભરપૂર હતું. સ્ટુઅર્ટ વંશના રાજાઓનાં તાજના ભભકામાં ચારે બાજુએ ચાર કમાનો વાળીને વધારો કરવામાં આવ્યો હતો. પાછળથી એ કમાનોને વધારે નકશીદાર બનાવવામાં આવી અને તેને માથે વળી કલગીઓનો શણગાર કરવામાં આવ્યો. મહારાણી વિકટોરીઆનું તાજ જે અદ્યાપિ પણ હયાત છે તે અતિ મૂલ્યવાન્ અને શોભીતું છે. તેની ઉપર પ્રથમ એક ગોળ દડો બનાવી, તેપર ક્રોસ અને કલગી ગોઠવવામાં આવ્યાં છે.

**પવિત્ર તેલનું મર્દન.**

નોર્મનોએ ફ્રાન્સથી આવીને ઇંગ્લાંડ દેશ જીતી લીધો તે પહેલાંથી જ ત્યાં તાજપોશીનો રીવાજ હતો, પરંતુ સેકસન વગેરે રાજાઓના સમયમાં તાજને લગતી નોંધ કરતાં પણ તેમને રાજ્યાભિષેક પ્રસંગે પવિત્ર તેલનું મર્દન કરવામાં આવતું તેની વિશેષ નોંધ થએલી જણાય છે. તે વખતે આપવામાં આવતા ચાંદો ઉપર પણ તાજની આકૃતિઓ પાડેલી

મળી આવે છે. પવિત્ર તેલનું મર્દન કરવાની ક્રિયાનું મૂળ માલૂમ પડતું નથી. પરંતુ યાહુદીઓમાં તે રીવાજ પ્રચલિત હોવાનું જણાય છે. ઇ. સ. ૪૯૬ માં ફ્રાન્સના કલોવીસના રાજાના મસ્તિક ઉપર કરવામાં આવેલ તૈલમર્દનના સંબંધમાં એવી દંતકથા ચાલે છે કે તે વખતે એક સફેદ રંગવાળુ કબુતર પોતાની ચાંચમાં એક શીશી લઇને આવી ચડયું અને તે શીશી તેણે ધર્માચાર્યને આપી. તેની સુવાસથી સર્વ લોકો ખુશ ખુશ થઇ ગયા હતા. યાહુદીઓની માનીનતા એવા પ્રકારની છે કે તે પવિત્ર તેલ પ્રથમ તેમના પેગંબર હજરત મુસાએ બનાવ્યું હતું, જે ૯૦૦ વર્ષ પર્યંત કાયમ રહ્યું હતું. ઇંગ્લાંડના રાજાઓ પોતાને માટે "પરમાત્માની કૃપાથી (Dei gratia–by the grace of God)" એવા શબ્દો વાપરે છે તેનું કારણ એ છે કે તેઓ પોતાને આકાશી તેલથી પવિત્ર થએલા ધારે છે. ઇંગ્લાંડમાં હેન્રી ચોથાના સમયમાં એવી દંતકથા ચાલુ થઈ હતી કે પવિત્ર મેરીએ ધર્મને અર્થે પ્રાણુ અર્પનાર કાન્ટરબરીના ધર્માચાર્ય ટોમ્સને આ પવિત્ર તેલ આપીને એવું કહ્યું હતું કે ઇંગ્લાંડમાં જે જે રાજાના મસ્તિક ઉપર તેનું મર્દન કરવામાં આવશે તેઓ ભલા શાહાનશાહ અને ધર્મરક્ષક થશે. એમ કહેવામાં આવે છે કે એ તેલ ઇંગ્લાંડના મીનારામાં બે સૈકાથી પડી રહ્યું હતું અને જ્યારે રીચર્ડ રાજાને તે માલૂમ પડયું ત્યારે ગરૂડાકૃતિના એક સુવર્ણ પાત્રમાં તે ભરેલું હતું. તેની પાસે એક પત્થરનો ચમચો પણ હતો. સૌથી પહેલાં એ તેલવડે હેન્રી ચોથાને પવિત્ર બનાવવામાં આવ્યો હતો. વળી એમ પણ કહેવામાં આવે છે કે તે રાજાએ રીચર્ડનું તખ્ત લઇ લીધેલું હોવાથી તેના કાચા હક્કને મજબૂત બનાવવાને આ વાર્તા જોડી કાઢવામાં આવી હતી. પ્રથમ કાન્ટરબરીના ધર્માચાર્યો પોતે એ તેલનું રાજાને મર્દન કરતા હતા, પરંતુ જ્યારથી ઇંગ્લાંડમાં પ્રોટેસ્ટંટ મતનું પ્રાબલ્ય વધ્યું ત્યારથી તે કાર્ય વેસ્ટમિનિસ્ટરનો ડીન કરતો હતો. આ પવિત્ર તેલ મસ્તિક અને છાતી ઉપર ચોળવાનો રીવાજ હતો, પરંતુ મર્હુમ મહારાણી શ્રી વિકટોરીઆ અને તેમનાં કાકી રાણી એડિલેડના સંબંધમાં એવું જણાવવામાં આવે છે કે સ્ત્રીજાતીની મર્યાદાના માનને ખાતર ફક્ત તેમના મસ્તિક અને હાથ ઉપર એ તેલ ચોળવામાં આવ્યું હતું. રાજા એડવર્ડ ૧ લાની સાથે તેના યુવરાજ અને બીજા ઉમરાવોએ સ્નાનમાં અને તૈલમર્દનની ક્રિયામાં ભાગ લીધો હતો.

તેથી તેમને "Knights of the Bath" ની પદવી આપવામાં આવી હતી.

**તાજ અને તખ્ત વિષે જાણવાજોગ.**

**વિલીયમ** ધી કોન્કરરના વખતમાં તેને તાજ ધારણ કરાવવાની ક્રિયા કરતાં ધર્માચાર્યે રાજાને પ્રજાની સમક્ષ રજુ કર્યો અને તેના મસ્તિક ઉપર તાજ ધારણ કરવા માટે પ્રજાની રજા માગી. પ્રજાએ હકારમાં પ્રત્યુત્તર વાળતાં ખુશાલીના પોકારો કર્યા, પરંતુ વિલીયમનું નોર્મન લશ્કર સેક્સન ભાષાથી અજ્ઞાત હોવાને લીધે આ પોકારોનો તેણે ઉંધો અર્થ લેઇને દેવળમાં તોફાન થએલું ધાર્યું, તેથા તે લશ્કરે બળવાખોરોનો નાશ કરવા માટે દેવળને આગ લગાડી પરંતુ ખરૂં કારણ જણાયા બાદ બધો ગભરાટ શમી ગયો અને ઉક્ત ક્રિયા સંપૂર્ણ કરવામાં આવી. જ્હોન રાજાએ પોતાની તાજપોશીની ક્રિયા વખતે પાદરીઓ સિવાયના દેશના તમામ લોકોને રાજભક્તિની નિશાની દાખલ ચોક્કસ વસ્તુ તેમના હાથે એક માસ સુધી બાંધી રાખવાનું ફરમાન કર્યું હતું. એડવર્ડ ૨ જો સ્કોટલાંડથી "ભવિષ્યસૂચક પત્થર (Stone of Destiny)" છીની લાવ્યો હતો. તે પત્થર ઉપર બેસીને તેણે રાજ્યાભિષેકની ક્રિયા કરાવી હતી. તેના સંબંધમાં એવી દંતકથા ચાલે છે કે તે ઘણા પ્રાચીનકાળનો છે. હજરત યાકુબ તેના ઉપર પોતાનું માથું રાખીને સુતો હતો. પછી તેને સ્પેન લઈ જવામાં આવ્યો હતો. હજરત મુસાના વખતમાં તેના ઉપર બેસીને ન્યાય ચૂકવવામાં આવતો હતો. એ કારણોથી આ પત્થરને પવિત્ર માનવામાં આવે છે. તે રાતા રંગનો, લંબાઇમાં ૨૬ ઇંચ, પહોળાઇમાં ૧૭ા ઇંચ અને જાડાઇમાં ૧૦ા ઇંચ છે. તેને ઓક નામના ઝાડના લાકડાની ખુરશીમાં જડી લેવામાં આવ્યો છે. આપણામાં પણ વિક્રમરાજાના બત્રીશ પુતળીના સિંહાસનને લગતી આવા પ્રકારની દંતકથા ચાલે છે. એમ કહેવામાં આવે છે કે તે સિંહાસન વિક્રમને ઇંદ્ર દેવ તરફથી પ્રાપ્ત થયું હતું. તેના પછી જમીનમાં દટાઇ રહ્યું હતું. ભોજરાજાના સમયમાં એક ભરવાડ બકરાં ચરાવતી વખતે જે ટેકરા નીચે આ સિંહાસન દટાએલું હતું તેની ઉપર જઇને બેસતો. તે વખતે જો કોઇ તકરાર કરતું આવતું તો તેની પતાવટ તે અજ્ઞાન ભરવાડ એવી ખૂબીથી કરતો કે છેવટનો તે જે ચૂકાદો આપે એ બન્ને પક્ષને સંતોષકારક લાગતો. ભોજરાજાને

. આ વાતની જાણ થતાં તેમણે ત્યાં જઈ તપાસ કરાવી તો ટેકરા તળેથી સિંહાસન મળી આવ્યું, પરંતુ તે ભોજરાજાના નસિબનું ન હોવાથી તેમાંની એકેકી પુતળી તેને વિક્રમના સાહસકર્મોની એકેક વાત કરીને પલાયન થવા લાગી. બત્રીશમી પુતળી ગઈ કે સિંહાસન જેવું કાંઈ પણ રહ્યું નહિ, કેમકે આ સિંહાસન બત્રીશ પુતળીઓને ખૂબી ભરી રીતે ગોઠવીને બનાવેલું જણાવવામાં આવે છે.

**રીચર્ડ ૧ લો.**

ઇંગ્લાંડના ઇતિહાસમાં રીચર્ડ ૧ લાની પૂર્વેના રાજાઓની રાજ્યાભિષેક ક્રિયાને લગતો વિગતવાર હેવાલ મળી શકતો નથી. આ રાજા સને ૧૧૮૯ માં ગાદી ઉપર આવ્યો હતો. કાન્ટરબરીના ધર્માચાર્યે રૂવાં, ટ્રીવ અને ડબ્લિનના ધર્મગુરૂઓની મદદથી રાજાને માથે તાજ મેલવાની ક્રિયા કરી હતી. આ ક્રિયા વખતે મોટું સરઘસ કાઢવામાં આવ્યું હતું. ચેસ્ટરના અર્લે તાજ ઉપાડ્યું હતું. વેસ્ટમિનિસ્ટર એબીમાં તે તાજને પવિત્ર સ્થાન ઉપર મૂકી સોગન લેવાયા બાદ પવિત્ર તેલનું મર્દન કરવામાં આવ્યું. પછી રાજાના માથા ઉપરથી ટોપી ઉતારી કાન્ટરબરીના ધર્માચાર્યે તેના મસ્તિક ઉપર તાજ મૂક્યું. તેને તેલનું મર્દન કરતી વખતે સિંહાસન ઉપર એક વાગળું ઊડયા કરતું હતું. તેને દૂર કરવાનો પ્રયત્ન કર્યા છતાં તે દૂર થયું નહિ. તે ક્રિયા સમયે કોઇ પણ યાહુદી કે ‘ડાકણે’ દેવળમાં દાખલ થવું નહિ એવો હુકમ કરવામાં આવેલો; ‘ડાકણ’ તો કોઈ મળી આવી નહિ પણ કેટલાક યાહુદીઓ પકડાયા અને તેને પરિણામે તે હીણાએલી કોમના ઘણા માણસોનો નાહક કચ્ચરઘાણ કાઢવામાં આવ્યો.

**સોળમો સૈકો.**

સોળમા સૈકાનો ઇંગ્લાંડનો પહેલો રાજા હેનરી આઠમો એક પછી એક એમ છ રાણીઓ સાથે પરણ્યો હતો. તેને તાજ ધારણ કરાવવાની ક્રિયા પ્રથમ તે ગાદી ઉપર આવ્યો ત્યારે, અને પછી જ્યારે તેણે પોતાની પહેલી રાણીને તલ્લાક આપી તેની દાસી એનબોલીન સાથે લગ્ન કર્યું ત્યારે, એમ બે વખત કરવામાં આવી હતી. હેનરીના સમય સુધી ઇંગ્લાંડમાં પોપની સર્વોપરિ સત્તા હતી, પરંતુ પોપે હેન્રીને તેની પહેલી રાણીને તલ્લાક આપવાની અનુજ્ઞા ન આપવાથી હેન્રી ગુસ્સે થયો અને કેથોલિક મતની જગ્યા પ્રોટેસ્ટંટે લીધી. તે વખતે ઇંગ્લાંડમાં પ્રજાસત્તા પણ એટલી બળવત્તર નહોતી કે

રાજાના કોઈ અયોગ્ય કાર્યની સામે થવાને લોકો હિમ્મત ધરી શકે. ત્રણ વર્ષ બાદ બીજી રાણીને ગર્દન મરાવો હેન્રીએ જેન સેમોર સાથે લગ્ન કરી ત્રીજીવાર તાજપોશીની ક્રિયા કરવાનું ઠરાવ્યું, પરંતુ એ વખતે ઇંગ્લાંડમાં પ્લેગ શરૂ થવાથી એ વિચાર પડતો મેલવામાં આવ્યો. તેના પછી તેના યુવરાજ એડવર્ડ ૬ ઠાને પ્રોટેસ્ટંટ મત મુજબ રાજ્યાભિષેકની ક્રિયા કરવામાં આવી હતી. તે થોડા વર્ષજ રાજ્ય ભોગવીને મરણ પામવાથી તેની બ્હેન મેરી ગાદી ઉપર આવી. તે કેથોલિક પંથની અનુયાયિની હતી. તેણે જે પવિત્ર વસ્તુઓનો સ્પર્શ પોતાના ભાઇને થએલો તેનાથી દૂર રહેવાનો ઇરાદો કરવાથી પોપે રોમથી તેને માટે એક ખુરશી તથા પવિત્ર તેલ મોકલાવ્યાં હતાં. તેના મરણ પછી તેની બ્હેન ઇલીઝાબેથ ઇંગ્લાંડની મહારાણી થઈ. તે પ્રોટેસ્ટંટ મતની હોવા છતાં તેણે રાજ્યાભિષેકની ક્રિયા ચાલુ રીવાજ પ્રમાણે થવા દેવા સામે વાંધો લીધો નહોતો. તોપણ તે ક્રિયા લાટીન ભાષામાં થતી, તેનો થોડો ભાગ અંગ્રેજી ભાષામાં કરવામાં આવ્યો હતો.

**સત્તરમો સૈકો.**

ઇલીઝાબેથ જીવન પર્યંત કુમારી રહી હતી. તે બીનવારસ ગુજરી જવાથી વારસાના હક મુજબ સ્કોટલાંડનો રાજા જેમ્સ ૧ લો ઇંગ્લાંડની ગાદી ઉપર આવ્યો. આથી સ્કાટલાંડવાસીઓએ પોતાનું અનુમાન ખરૂં પડેલું ધાર્યું. એડવર્ડ પહેલો સ્કોટલાંડથી "ભવિષ્યસૂચક પત્થર (Stone of destiny)" લઇ આવ્યો હતો, તેના સંબંધમાં ત્યાંના લોકો એમ માનતા કે પોતાના દેશનો રાજા એ પત્થર જે દેશમાં હશે ત્યાંનો રાજા થવાનો જ! આ બનાવથી સ્કોટલાંડ અને ઈંગ્લાંડ એકત્ર થઇ ગયાં. જેમ્સના બીજા કુમાર ચાર્લ્સ ૧ લાના રાજ્યાભિષેકની ક્રિયા લોકોના વહેમને વધારનારી હતી. તે સ્વારી કે સરઘસ નહિ કાઢતાં હોડીમાં બેસીને પોતાના મહેલમાંથી દેવળમાં ગયો હતો. વચમાં હોડી રેતીમાં પેસી ગઇ હતી. રાજદંડના સોનાના કબુતરની એક પાંખ ભાગી ગઇ હતી. રાજાએ રીવાજ મુજબ લાલ પોષાક નહીં પહેરતાં સાટીનનો સફેદ ઝભો ધારણ કર્યો હતો. આ સર્વ બાબતોને કેટલાક અપશુકન માનવા લાગ્યા અને જ્યારે તે રાજાને પ્રજાએ ફાંસીએ ચઢાવ્યો ત્યારે વહેમી લોકો તેને અગાઉના અપશુકનનું પરિણામ માનવા લાગ્યા. જેમ્સ રાજાએ રાજ્યાભિષેકની

ક્રિયાનું ખર્ચ ઓછું કરવાને સરઘસ વગેરેનો ડમામ કર્યો નહોતો પ-રંતુ પોતાની રાણીનો ભપકો અને શોખ પૂરો પાડવાને ઝવેરાત વ-ગેરે પાછળ રૂ. ૧૫૦૦૦૦૦ થી વધારે ખર્ચ કર્યું હતું. તે રોમન કે-થોલિક હોવા છતાં તેણે પ્રોટેસ્ટંટ ધર્મનું રક્ષણ કરવાના સોગન લીધા હતા. તેના પછી તેની કુમારી મેરીને રાજ્યાસન ઉપર બેસારવાનું નક્કી થયું. તેનાં લગ્ન હોલાંડ અને નેધર્લાંડના યુવરાજ વિલિયમ સાથે થયાં હતાં. પાર્લામેન્ટે ઠરાવ કરી બન્નેને રાજ્યાભિષેક કરવાનું નક્કી કર્યું. આ સમયથી રાજા અને રાણી બન્નેને માટે બે જુદાં જુદાં સિંહાસનો અને તાજ રાખવામાં આવ્યાં હતાં. પાંચ વર્ષ બાદ મેરી મરણ પામી અને તે પછી બીજાં આઠ વર્ષ રાજ્ય ભોગવી તેનો પતિ વિલિયમ પણ મરણ પામ્યો. તેના પછી મેરીની બ્હેન એન ગાદી ઉપર આવી. સંધીવાથી પીડાતી હોવાને લીધે તેને ઉપાડીને દેવ-ળમાં લઇ જઈને રાજ્યાભિષેકની ક્રિયા કરવામાં આવી હતી.

**જ્યોર્જ ૧ લો.**

એનની પછી ઈંગ્લાંડના રાજકુટુંબમાં કોઇ ગાદીવારસ નહિ હોવાથી જર્મનીના હેનોવર પ્રાંતના રાજાનો યુવરાજ જ્યોર્જ ગાદી ઉપર આવ્યો, કેમકે તે જેમ્સ ૧ લાની ભાણેજનો પુત્ર થતો હતો. તે ગાદી ઉપર આવ્યો ત્યારે ૫૪ વર્ષની ઉમરનો હતો. અંગ્રેજી ભા-ષાનું તેને બિલકુલ જ્ઞાન ન હોવાથી રાજ્યાભિષેકની ક્રિયાનું કામ જર્મન ભાષામાં ચલાવવામાં આવ્યું હતું, પરંતુ ધર્માચાર્યો જર્મન ભાષાથી અજ્ઞાત હતા, તેથી સાથે સાથે લાટિન ભાષાની સહાય પણ લેવામાં આવી હતી. તે પ્રસંગે એટલા બધા માણસો દેવળમાં એકઠા થયા હતા કે ક્રિયાના અન્તે અકળાઇ-ગભરાઇ ગએલા જ્યોર્જના મુખમાંથી "આ તે ખુદાના ઇન્સાફનો દરબાર છે કે શું?" એવા શબ્દો નીકળી ગયા! રાજ્યાભિષેકની ક્રિયા પૂર્ણ થયા બાદ ઘણાં કીમતી વાસણો અને જરઝવેરાતની ચોરી થઇ હતી. તે વખતે આપવામાં આવેલી મીજબાનીમાં રવૈયા મુજબ રાજાના એક શૂરવીર રક્ષકે પોતાના હાથનું મોજું કાઢી જમીન ઉપર મૂકી શરત કરી કે આ રાજ્યાભિષેક સામે જેને વાંધો હોય તેણે યુદ્ધ કરવાને તૈયાર થવું. તેથી એક સ્ત્રીએ ઊભા થઇને જણાવ્યું કે આ રાજ્ય જ્યો-ર્જને નહિ પરંતુ જેમ્સ રાજાના કુમાર જેમ્સ ત્રીજાને મળવું જોઇએ. તે સ્ત્રીનું નામ ઇતિહાસમાં જણાતું નથી.

જ્યોર્જ ૨ જો.

આ રાજા ભભકાને બહુ પસંદ કરતો હતો તેથી તેણે પોતાના રાજ્યાભિષેકની ક્રિયાને સૌથી વધુ દમામવાળી બનાવવાની ખાસ કાળજી રાખી હતી. તેની રાણીનો પોશાક અને દાગીના પણ તેટલા જ કીમતી હતા. તેટલાથી પણ તેને સંતોષ થયો નહિ તેથી પોતાની સહચરીઓનાં અલંકારો માગી લઇને તેમ જ યાહુદીઓને ત્યાંથી ઝવેરાત ભાડે લઇને એ સર્વ તેણે ઠાંસી ઠાંસીને શરીર ઉપર ધારણ કર્યું હતું. વળી કેટલીક ઉમરાવજાદીઓ પણ રાણીની માફક ભાડાનાં જરઝવેરાત ધારણ કરીને આવી હતી. ઇંગ્લાંડમાં ઝવેરાત ખૂટી પડવાથી ઝવેરીઓએ પારિસ અને હોલાંડથી મંગાવ્યું હતું. આ પ્રસંગે દેવળને પણ ગુલાબી મખમલથી મઢી લેવામાં આવ્યું હતું તથા પીળી મખમલની ગાદીવાળા સિંહાસનને ઝવેરાતથી મઢી લીધું હતું. ઈંગ્લાંડના પ્રધાન સર રોબર્ટ વોલપોલે એક બાજુ રાજારાણીની છબી અને બીજી તરફ તાજની આકૃતિવાળો દરેક રૂ. ૬૦ ની કીમતનો, એવા સોનાના સીક્કા આ પ્રસંગની યાદગીરી દાખલ અમીર ઉમરાવોને ભેટ કર્યા હતા. વેસ્ટમિનિસ્ટરના દિવાનખાનામાં રાજા તરફથી મીજબાની આપવામાં આવી હતી. ઝરૂખામાં બેઠેલા પ્રેક્ષકોને કાંઇ આ મીજબાનીમાં આમંત્રણ નહોતું. તેઓ સ્હવારના બેઠેલા હોવાથી અને સાંજ પડી ગએલી હોવાથી ભૂખ્યા ડાંસ થઇ રહ્યા હતા, તેથી તેમાંના કેટલાક પોતાનાં ગાર્ટરનાં દોરડાં બનાવી નીચે નાખતા, એટલે તેમના ઓળખીતા અમીર ઉમરાવો તે દોરડાં સાથે મિષ્ટાન્નનાં પડીકાં બાંધી દેતા, જે પેલા ઉપર ખેંચી લઈ તેનાવડે ક્ષુધા નિવારણ કરતા હતા. ભોજનક્રિયા સમાપ્ત થયા પછી બધાં ઉઠયાં. બાદ દીવાનખાનાનાં બારણાં ખુલ્લાં મેલવામાં આવ્યાં, એટલે બહારના લોકો અંદર તૂટી પડયા અને ટેબલ ઉપર જે મિષ્ટાન્નો વાસણો વગેરે હતું તેની લૂટ ચલાવવા લાગ્યા. એ વખતે આપસઆપસમાં મારામારી થવાથી ઘણાંનાં માથાં ફુટયાં હતાં. આ બધો બનાવ અડધા કલાક પછી શાન્ત થતાં દીવાનખાનામાં ટેબલ, ખુરશી કે તેનાં પાટીઆં સુદ્ધાંત રહેલાં જણાયાં નહિ! તમામ ઉપાડી જવામાં આવ્યું હતું! આવી મીજબાની આપવાનો રીવાજ તે પછી બંધ કરવામાં આવ્યો છે.

**જ્યોર્જ ચોથો.**

જ્યોર્જ ચોથાના રાજ્યાભિષેકનો ઠાઠ તો અપૂર્વ જ હતો. એ પોતે તો આ ભભકાને લગતી ગોઠવણ કરવામાં લગભગ ઘેલા જેવો બની ગયો હતો. તે હમેશાં પોતાના મિત્રો અને ખુશામદખોરોની સલાહ લઇને પોતાનો પોશાક તૈયાર કરાવતો હતો. તેના પોશાકની પાછળ જ રૂ. ૩૭૫૦૦૦ ખર્ચાયા હતા, જ્યારે રાજ્યાભિષેકની ક્રિયામાં રૂ. ૨૨૫૦૦૦૦ નું ખર્ચ થયું હતું. પોતાને માટે ખાસ તૈયાર કરવામાં આવેલા પોશાકમાં પોતે કેવો દેખાશે તે અગાઉથી નક્કી કરવાને પોતાના એક હજુરીઆને ઉક્ત પોશાક પહેરાવીને મહેલમાં ફેરવ્યો હતો. વળી તે પોશાકમાં લેવરાવેલા પોતાના ફોટાની નકલો તેણે યુરોપનાં તમામ રાજ્યોમાં તેમ જ સઘળાં બ્રિટિશ એલચી ખાતાંઓ ઉપર મોકલી આપી હતી. તેના પછી તેનો નાનો ભાઈ વિલીયમ ચોથો ૬૫ વર્ષની ઉમરે ગાદી ઉપર આવ્યો હતો. પોતાના ભાઇના રાજ્યાભિષેકમાં થએલા લાખો રૂપીઆના ધૂમાડાથી તે કંટાળી ગયો હતો, તેથી પોતાના રાજ્યાભિષેકની ક્રિયા વખતે તેણે બહુ કરકસર કરી હતી. તેમાં કુલ્લે રૂ. ૪૫૦૦૦૦ નું જ ખર્ચ થયું હતું.

મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરીઆ, મર્હુમ શાહનશાહ એડવર્ડ સપ્તમ અને સાંપ્રત શાહાનશાહ જ્યોર્જ પંચમના રાજ્યાભિષેકને લલગતું આવશ્યક વર્ણન તેમનાં ચરિત્રોમાં આપવામાં આવેલું હોવાથી અત્રે તેનું પુનરૂલ્લેખન કરવાની જરૂર રહેતી નથી.

## પ્રકરણ ૮ મું.

## દિલ્લી, પ્રાચીન અને અર્વાચીન.

દિલ્હીનું નામ લેતાં તે મહાભારતમાંના રાજા યુધિષ્ઠિરથી તે મોગલવંશમાં છેલ્લા બાદશાહ બહાદૂરશાહના કાળપર્યંત હિંદુસ્તાનના જુદા જુદા સાર્વભૌમ રાજાની રાજ્યધાની હતી અને તે જ હાલનું દિલ્હી શહેર છે એમ સામાન્યતઃ આપણે માનીએ છીએ, પરંતુ વસ્તુતઃ એ સમજણ ભૂલભરેલી છે. કેમકે હાલમાં દિલ્હી નામક જે મશહૂર શહેર છે તે ખરી રીતે તો મોગલ બાદશાહ શાહજહાને જ વસાવ્યું છે અને તે ઉપરથી જ તેને શાહજહાનાબાદ નામ આપવામાં આવ્યું છે. હાલના શહેરની આસપાસ બીજાં ઓછામાં

ઓછાં ૭ રાજધાનીનાં શહેર હતાં, જે મોગલોના રાજ્યકાળની પૂર્વે પણ દિલ્હી નામથી પ્રખ્યાત થઇ ગએલાં છે. તેમનાં નામ નીચે મુજબ હતાંઃ—

**જુદાં જુદાં દિલ્હી.**

૧. ઇંદ્રિપ્રસ્થ. ૨. લાલકોટ અથવા રાય પિથોરાનો કીલ્લો. ૩. સિરી અથવા કીલ્લા—અલાઈ. ૪. તુઘલખાબાદ. ૫. ફિરોઝાબાદ. ૬. પુરાણો કીલ્લો.

**ઇંદ્રપ્રસ્થ.**

ઇંદ્રપ્રસ્થની કથા મહાભારતના આદિપર્વના ૨૦૭ મા અધ્યાયમાં આપવામાં આવી છે. દ્રૌપદીના સ્વયંવર વખતે પાંડવો દ્રુપદપુરમાં પ્રકટ થયા પછી તેમને ધૃતરાષ્ટ્રે હસ્તીનાપુરમાં બોલાવી મંગાવ્યા, અને તેમની તથા પોતાના પુત્રોની વચ્ચે કલહ ઉપસ્થિત ન થાય એ હેતુથી તેમને અર્ધું રાજ્ય આપીને ખાંડવપ્રસ્થ નામક અરણ્યમાં નગર વસાવીને રહેવાની આજ્ઞા કરી, તેથી તેઓ ખાંડવપ્રસ્થમાં આવ્યા અને ત્યાં પવિત્ર તથા કલ્યાણકારક પ્રદેશમાં વ્યાસમુનિના હસ્તે ખાતમુહૂર્ત કરાવીને નગર વસાવ્યું જેને ઇંદ્રિપ્રસ્થ નામ આપવામાં આવ્યું. ઇંદ્ર રાજા આ ખાંડવ વનનું સદા રક્ષણ કરતો હતો, કેમકે ત્યાં ઇંદ્રિનો મિત્ર તક્ષક રાજ્ય કરતો હતો. એક વખત અગ્નિદેવ બ્રાહ્મણનું રૂપ લઇને કૃષ્ણચંદ્ર તથા અર્જુન પાસે ગયા અને તેમની સહાયતા મેળવી તે વનનું તેમણે દહન કરી પોતાની ક્ષુધા નિવારણ કરી. તેમાં તક્ષક પુત્ર અશ્વસેન, મયાસુર અને ચાર શાર્ંગક પક્ષી એ છને દગ્ધ કર્યાં નહોતાં. આ પ્રમાણે કથા ભાગ છે. તેમાં એમ પણ જણાવ્યું છે કે મયદાનવને અગ્નિમાંથી બચાવવાને લીધે તે ઉપકારનો બદલો વાળવાને તેણે અદ્દ્ભુત કારીગરીવાળો એક મંડપ પાંડવો માટે બાંધી આપ્યો હતો. આ દિવ્ય મંડપની મહાભારતમાં અતિપ્રશંસા કરવામાં આવી છે. તેમાં પાંડવોએ રાજસૂય યજ્ઞ કર્યો હતો. અત્યારે તે મંડપ તો હસ્તી ધરાવતો નથી, તેમ તેના ખંડેરો પણ હાથ લાગ્યાં નથી. જો તે મંડપ અદ્યાપિ પર્યંત કાયમ રહ્યો હોત તો પૃથ્વીની અજાયબીમાંનો એક ગણાત એમ તેના મહાભારતમાંના વર્ણન ઉપરથી લાગે છે.

તક્ષક સંસ્કૃત શબ્દ છે. તેનો અર્થ નાગ થાય છે, અને નાગ નામનાં અનેક રાજકુટુંબો ઇતિહાસપ્રસિદ્ધ છે. ઇંદ્રપ્રસ્થની નજીકમાં એવા જ પ્રકારના એક નાગવંશનું રાજ્ય હશે અને તેનું નિર્મૂલન

કૃષ્ણચંદ્ર તથા અર્જુને કર્યું હશે એવું ઉપલી કથા ઉપરથી જણાય છે. મહાભારતના આદિપર્વમાં ઇંદ્રપ્રસ્થનું બહુ સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે અને તેને પુરંદરપુરોપમ જણાવવામાં આવ્યું છે. અર્થાત્ તે ઇંદ્રની નગરી અમરાવતી જેવું હતું એવું તેનું વર્ણન કરવામાં આવ્યું છે. બીજાં પર્વોમાં તેના વિષે વર્ણન કરતાં તેને પુરોત્તમ અ-ર્થાત્ સર્વ નગરોમાં શ્રેષ્ઠ જણાવવામાં આવ્યું છે. તેમ જ તેને શક્રપ્રસ્થ, સતકેતુ પ્રસ્થ, ખાંડવ પ્રસ્થ વગેરે પર્યાયવાચક નામો પણ આપવામાં આવ્યાં છે. એ ઇંદ્રપ્રસ્થને હાલમાં ઇંદ્રિપત કહેવામાં આવે છે અને તે હાલના દિલ્હી ( શાહજહાનાબાદ ) ની દક્ષિણે બે માઇલ દૂર દિલ્હીથી મથુરા જવાના રસ્તા ઉપર છે.

## 'દિલ્હી' નામ શાથી પડ્યું ?

ઉપરની હકીકત ઉપરથી જણાશે કે પાંડવ કાળમાં આ શહેરનું નામ ઇંદ્રપ્રસ્થ હતું અને હાલનું દિલ્હી નામ તે વખતે પ્રચલિત નહોતું. દિલ્હી શહેર ક્યારે અને કોણે વસાવ્યું તે સંબંધમાં કેટલોક મતભેદ છે. ફિરિસ્તાના મત પ્રમાણે મુસલમાની હિજરી સન ૩૦૭ એટલે ઇ. સ. ૯૨૦ માં અને અબુલફઝલના મત મુજબ સંવત ૪૨૯ અર્થાત્ ઇ. સ. ૩૭૨–૭૩ માં દિલ્હીની સ્થાપના થઇ હતી, પરંતુ જગપ્રસિદ્ધ 'કુતુબ મિનાર' ની પાસે એક લોહસ્તંભ છે તેના ઉપર 'સંવત દિલ્હી ૧૧૦૯ અનંગપાલ વહી' એવા શબ્દો કોતરવામાં આવ્યા છે, તેમ જ તે મિનારાની નજીકમાં આવેલા મંદિરના એક થાંભલા ઉપર અનંગપાલનું નામ કોતરવામાં આવ્યું છે. એ ઉપરથી એમ જણાય છે કે અનંગપાલ નામક કોઈ રાજાએ સંવત ૧૧૦૯ માં દિલ્હી શહેર વસાવ્યું હશે અને તત્પશ્ચાત્ લોહસ્તંભ ઉભો કર્યો હશે. આ અનંગપાલ તુંવર કુળનો હતો અને એ કુળમાં બે અનંગપાલ થઈ ગયા, તેમાંનો આ બીજો હતો એવો ઇતિહાસવેત્તાઓનો મત છે. વસ્તુતઃ આ શહેરનું પ્રાચીન નામ ઢિલ્લી અથવા ઢિલ્લિકા હતું. દિલ્હી મ્યુઝીયમમાં સંવત્ ૧૩૮૪ નો એક શિલાલેખ છે. તેમાં નીચેનો શ્લોક છેઃ—

* देशोस्ति हरियानाख्यः पृथिव्यां स्वर्ग्गसंनिभः ।
ढिल्लिकाख्या पुरी तत्र तोमरैरस्ति निर्मिता ॥

---

* પૃથ્વી ઉપર સ્વર્ગ સરીખો 'હરિયાન' નામનો એક દેશ છે, જ્યાં ઢિલ્લિકા નામક એક નગરી છે જેની સ્થાપના તોમર અર્થાત્ તુંવર જાતિના લોકોએ કરી છે.

ઢિલ્લિક નામ એક બીજા શિલાલેખમાં પણ મળે છે પરંતુ જ્યારે તે નામ પર્શીઅન લિપીમાં લખવામાં આવ્યું ત્યારે તે લિપીના કુદરતી દોષને લીધે લોકો તેને દેહલી વાંચવા લાગ્યા અને તેજ નામ કાયમ થઇ ગયું. ઉત્તર હિંદુસ્તાનમાં પર્શીયનના અભ્યાસી ઘણા લોકો હજી પણ દિલ્હીને 'દેહલી' જ કહે છે.

**દંતકથાઓ.**

દિલ્હી નામ પડવાના સંબંધમાં કેટલીક દંતકથાઓ પણ પ્રચલિત છે. જેઓ હસ્તીનાપુરને હાલનું દિલ્હી શહેર માને છે તેઓ એવી વીગત રજુ કરે છે કે એકવાર કૃષ્ણચંદ્રના મોટા ભાઇ બળદેવજી કાંઈ લગ્ન સંબંધી કાર્ય માટે હસ્તીનાપુરમાં કૌરવોની રાજસભામાં આવ્યા હતા. વાતચીતના પ્રસંગમાં તેમની તથા કૌરવોની વચ્ચે બોલાચાલી થતાં તે ક્રોધાતુર થયા અને આવેશમાં ને આવેશમાં પોતાના શસ્ત્ર હળવડે હસ્તીનાપુરને જમીનમાંથી ઉખેડી નાખ્યું અને તેને, સમીપમાં વહેતી યમુના નદીમાં ડુબાડી દેવાની તૈયારી કરી. શહેરની આવી દુર્દશાથી ગભરાઇ ગએલા ભિષ્મ, વિદુર, ધૃતરાષ્ટ્ર આદિએ બળદેવજીની સ્તુતિ કરી, ક્ષમા માગી, તેમના ક્રોધને શમાવ્યો. એટલે બળદેવજીએ હસ્તીનાપુરને તેની અસલ જગ્યાએ મૂક્યું, પરંતુ ત્યારથી તે નગર ઢીલું પડવાથી તેનું નામ 'ઢીલ્લી' અને તેના અપભ્રંશ રૂપે દિલ્હી પડયું! બીજી દંતકથા એવી છે કે તુંવાર વંશના રાજા અનંગપાલે હાલ જે સ્થળે કુતુબમિનારો ઊભેલો જણાય છે તે સ્થળે લાલ કીલ્લો બાંધીને શહેરની સ્થાપના કરી હતી. એમ કહેવામાં આવે છે કે તે મથુરામાંથી ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યની પ્રશંસાને લગતા લેખવાળો એક સ્તંભ લઈ આવ્યો હતો. તેની સ્થાપના તેણે ઇ. સ. ૧૦૫૨ માં દિલ્હી ખાતે મંદિરોની મધ્યમાં કરી હતી. એક બ્રાહ્મણે અનંગપાલને કહ્યું કે આ સ્તંભ એટલો ઊંડો પહોંચ્યો છે કે તેનો નીચેનો ભાગ બરોબર શેષનાગ વાસુકીની ફેણ ઉપર આવ્યો છે, જેથી આ શહેર તેના સ્થાપકનું રાજ્ય વંશપરંપરા કાયમ રહેશે. અનંગપાલે તે કથનનું સત્ય જોવાને ઠેઠ નીચે સુધી ખોદાવ્યું તો સ્તંભનો નીચેનો ભાગ લોહીથી ખરડાએલો માલૂમ પડયો, તેથી તરત જ તે પૂરી દેવાની તેણે સૂચના કરી, પરંતુ તેના કમનસિબે તે સ્તંભ મૂળ સ્થિતિમાંથી ખસી ગયો. આ પ્રમાણે સ્તંભનો નીચેનો ભાગ ઢીલો પડી જવાથી તે શહેરનું નામ 'ઢીલ્લી

(દિલ્હી) ' પડયું ! એમ પણ કહેવાય છે કે ત્યાંની જમીન નરમ હોવાને લીધે તંબુની ખીંટી ખોડતાં તે ઢીલી રહેવાને લીધે વધારે ઉંડી ખોડવી પડી, અને આ કારણને લીધે પણ ઢીલી ઉપરથી 'દિલ્હી' નામ પડયું ! વળી હિંદી ભાષામાં 'દિલ્' શબ્દનો અર્થ 'ગૌરવ' થાય છે, અને તેથી આ નગરનું ગૌરવ–મહત્તા દર્શાવવાને પણ દિલ્હી નામ આપવામાં આવ્યાની દંતકથા છે. આવી અનેક જાતની દંતકથાઓમાંથી સત્ય શું છે તે શોધી કાઢવું મુશ્કેલ છે, કેમકે તેની પ્રાચીનતા પુસ્તકોનાં પાનામાં જ રહેલી છે અને તેમાં પણ ઘણી અતિશયોક્તિ થઇ જવાથી મૂળ વસ્તુમાં સત્ય કેટલું છે તે શોધી કાઢવાનું કામ અતિ દુર્ઘટ છે.

પાંડવોના ઇંદ્રપ્રસ્થનો ગમે તે કારણને લીધે નાશ થયા પછી ઇંદ્રપ્રસ્થ કે દિલ્હીનું નામ નિશાન દશમા સૈકા સુધીના ઇતિહાસમાં જણાતું નથી, કારણ કે ઈ. સ. પૂર્વે ૩૨૭ માં મહાન્ સીકંદર ભારતવર્ષમાં ભ્રમણ કરી ગયો હતો. તેના ભ્રમણના વર્ણનમાં મથુરા વિષે કેટલોક ઉલ્લેખ કરવામાં આવેલો છે, પરંતુ દિલ્હી સંબંધી કાંઈ પણ લખવામાં આવ્યું નથી. ૬ ઠા સૈકામાં આપણા દેશમાં બૌદ્ધ મંદિરોની યાત્રાર્થે આવેલા ચીના લોકો પણ દિલ્હી સંબંધે ચૂપ જ રહ્યા છે. મહમુદ ગઝનવી હિંદુસ્તાન ઉપર ચડી આવ્યો ત્યારે તેણે દિલ્હી સર કરવાનો પ્રયત્ન કર્યાનું ઇતિહાસમાં જણાતું નથી. જો તે વખતે દિલ્હી શહેર હસ્તી ધરાવતું હોત અને જાહોજલાલીમાં હોત તો પરદેશીઓ હિંદુસ્તાનના આવા પાટનગરને ભૂલી જાય એવા છેક જ મૂર્ખ નહોતા.

## રાય પિથોરાનો કીલ્લો.

આ ઉપરથી આપણે એવા અનુમાન ઉપર આવી શકીએ છીએ કે તુંવાર વંશના અનંગપાલે દિલ્હીની સ્થાપના કરી હતી. અનંગપાલ હરિયાન દેશનો રાજા હતો. જૂના કાળમાં તે દેશ ઉત્તરે ઝાંસીથી દક્ષિણે આગ્રા સુધી અને પૂર્વે ગંગા નદીથી પશ્ચિમે અજમેર સુધી પ્રસરેલો હતો. આ રાજાએ બાંધેલા કીલ્લાને લાલકોટ કહેવામાં આવે છે, અને તે કુતુબમિનારાથી થોડાક જ અંતર ઉપર છે. તેના વંશજોએ આશરે સો વર્ષ સુધી દિલ્હીના રાજ્યનો ઉપભોગ કર્યો. તે પછી ચૌહાણ કુળના રાજા વિશળદેવે દિલ્હી હસ્તગત કરી લીધું. તેના પૌત્ર પૃથુરાજ (રાય પિથોરા) ના વખતમાં મુસલમાનોના વા-

રંવાર હલ્લા થતા હોવાથી તેણે લાલકોટને વધારીને એક મોટો કીલ્લો બાંધ્યો હતો જેને રાય પિથોરાનો કીલ્લો કહેવામાં આવતો હતો. આ રાજાના શૌર્યની પ્રશંસા જેમ હિંદુઓએ કરેલી છે, તેમ મુસલમાન ઇતિહાસકારોએ પણ પોતાનાં પુસ્તકોમાં કરેલી છે.

દિલ્હીનું સામ્રાજ્ય એક ગુલામે સ્થાપિત કર્યું, એવા આશયનું એક વચન ફિરિસ્તાના ગ્રંથમાં જણાય છે. એ વચન સર્વતઃ પરિયથાર્થ છે, કેમકે દિલ્હીના સામ્રાજ્યનો સંસ્થાપક કુતબુદ્દીન મહમુદઘોરીનો ગુલામ હતો. કુતબુદ્દીન માત્ર સંગ્રામશૂર જ નહોતો, પરંતુ દાનશૂર પણ તેવો જ હતો, અને તેના એ ઔદાર્યને માટે તે "લાખબક્ષ" અર્થાત્ લાખો રૂપીઆની રકમો આપનાર કહેવાતો. તેની રાજધાની રાય પિથોરાના કીલ્લામાં જ હતી. તેણે જુના હિંદુઓનાં તથા જૈનોનાં મંદિરો તોડીને તેના પત્થરોથી એક મોટી મસ્જીદ બંધાવી તેની નજીકમાં એક મોટી ઇમારત બંધાવી હતી જે કુતુબમિનારને નામે આખા જગતમાં સુપ્રસિદ્ધ છે. ગુલામવંશનો છેલ્લો પુરૂષ બલ્બન હતો. મોગલોના હલ્લાને લીધે રાજ્ય ગૂમાવી બેઠેલા ઓછામાં ઓછા પંદર મુસલમાન રાજાઓ તેના દરબારમાં હતા, જેમનાં નામ ઉપરથી દિલ્હી શહેરના કેટલાક રસ્તાઓનાં નામ પડેલાં છે.

### કીલ્લા–અલાઇ.

બલ્બન પછી તેના પૌત્ર કૈકુબાદને ઠાર કરીને જલાલુદ્દીન ખિલજીએ દિલ્હીનું રાજ્ય હસ્તગત કર્યું. તેના સમયમાં મોગલોએ એક વાર દિલ્હી ઉપર હલ્લો કર્યો હતો. તેમનો તેણે પરાભવ કરીને ઘણા મોગલોને કેદ કરી, મુસલમાન બનાવીને પોતાની રાજધાનીના એક ભાગમાં રહેવાની જગ્યા આપી જે હાલ મોગલપુરા નામથી મશહુર છે. તેના પછી તેનો ભત્રીજો અલ્લાઉદ્દીન ગાદી ઉપર આવ્યો. તેના સમયમાં મોગલોએ બે વાર હલ્લા કર્યા હતા, જે બન્નેમાં તેઓ પરાજય પામીને ન્હાસી ગયા હતા. આ મોગલોની સામે ટકી શકવાને માટે મજબૂત બંદોબસ્ત કરવાના હેતુથી અલાઉદ્દીને કુતબુદ્દીનના દિલ્હીની નજીકમાં સિરી ખાતે એક મજબૂત કીલ્લો બાંધીને પોતાનો મુકામ ત્યાં કર્યો, જેને 'કીલ્લા–અલાઇ' કહેવામાં આવે છે. વચ્ચેના 'જહાન પહાન' નામના પ્રદેશમાં પણ મકાનો બંધાવીને તેણે નવીન તથા જુની દિલ્હીને જોડી દીધી.

**તુઘલકાબાદ.**

ખિલજીવંશ પછી તઘલક વંશની શરૂઆત થઇ. તેના સંસ્થાપક ગ્યાસુદ્દીન તઘલકે સિરીની પૂર્વે આશરે ચાર માઇલ ઉપર તુઘલકાબાદ નામનું શહેર વસાવ્યું અને દિલ્હીનું તખ્ત ત્યાં આણ્યું. ગ્યાસુદ્દીનના મરણ પછી મહમુદ તઘલક ગાદી ઉપર આવ્યો. આ બાદશાહ ધૂની મગજનો હતો. એક વાર તેને ધૂન ચડવાથી તેણે દિલ્હી છોડીને દક્ષિણમાં દેવગઢ નામના શહેરને દૌલતાબાદ નામ આપી ત્યાં પોતાની રાજધાની કરી અને દિલ્હીવાસીઓને દૌલતાબાદ જઇને વસવાનો હુકમ કર્યો. આ પ્રમાણે કરવાથી લોકો હાલહવાલ થઈ ગયા હતા. માંડ માંડ તેઓ દૌલતાબાદ પહોંચ્યા, પરંતુ ત્યાં બધાની સોઇ થાય એવું નહિ લાગવાથી મહમુદે તેમને પાછા દિલ્હી જવાની આજ્ઞા કરી. તે વખતે દિલ્હી શહેરની ઘણી જ હાલહવાલી થઇ ગઈ હતી તેમાં બિલકૂલ સંશય નથી. આ બાદશાહના સમયમાં ઇબ્નુનબતુના નામનો એક પ્રવાસી આપણા દેશમાં આવ્યો હતો. પાછળથી તેને દિલ્હીના ન્યાયાધીશની જગ્યા પણ મળી હતી. આ પ્રવાસી દિલ્હીના તે સમયના વર્ણનમાં જણાવે છે કે "જ્યારે હું દિલ્હી શહેરમાં દાખલ થયો ત્યારે તે એક જંગલ જેવું જણાતું હતું. લોકોએ પોતાનાં ઘરો ખાલી કરી દીધેલાં હોવાથી તે ઇમારતોની હાલહવાલી થઇ ગઇ હતી. આખા જગતમાં જે અતિવિશાળ શહેર મનાય છે, તેમાં વસ્તુતઃ ઘણા થોડા જ રહેવાસીઓ દેખાતા હતા."

ફિરિસ્તાના ગ્રંથમાં પણ એ જ મુજબનું વર્ણન છે. 'એ સમયે દિલ્હી ધુવડો અને જંગલી પશુઓનું વાસસ્થાન થઇ પડયું હતું,' એવું તેમાં લખવામાં આવ્યું છે.

**ફિરોજાબાદ.**

મહમુદ પછી ફિરોજ તઘલક ગાદી ઉપર આવ્યો. આ બાદશાહ શાણો અને પ્રજાકાર્યદક્ષ હતો. તેણે ફિરોજાબાદ નામનું શહેર વસાવ્યું અને ત્યાં પોતાની રાજધાની કરી હતી. તે હાલના દિલ્હીની દક્ષિણે છે. પ્રજાના કલ્યાણ માટે તેણે નવા સારા કાયદાઓ ઘડાવીને ફિરોજાબાદની મસજીદ ઉપર કોતરાવ્યા હતા. તેમાંના એકનો લાંબો ઉતારો ફિરિસ્તાએ પોતાના ગ્રંથમાં આપેલો છે.

ફિરોજશાહ પછી તેનો પૌત્ર મહમુદ તઘલક ગાદી ઉપર આવ્યો હતો, પરંતુ એ કેવળ નામધારી સુલતાન હતો અને તેના રાજ્યકાળમાં અનેક ધાલમેલ થઇ હતી. મોગલ સરદાર તૈમુરલંગે પણ એ અરસામાં જ દિલ્હી ઉપર સ્વારી કરી હતી. તે પંદર દિવસ સુધી દિલ્હીમાં રહ્યો હતો અને તે શહેરમાં યથેચ્છ લૂટ ચલાવી ઘણા લોકોની કત્તલ ચલાવી હતી. બાદ ફિરોજશાહની મસજીદમાં જઇ પોતાને યશ અને લૂટ મેળવી આપવા માટે ખુદાની બંદગી કરી તે પોતાના દેશમાં ચાલ્યો ગયો હતો.

તૈમુરલંગ દિલ્હી ઉપર ચડી આવ્યો ત્યારે મહમુદશાહ ત્યાંથી પલાયન કરીને ગુજરાત પ્રાંતમાં આવતો રહ્યો હતો. ત્યાંથી તે પાછો દિલ્હીમાં આવ્યો તે વખતે ખિજરખાન સૈયદે સ્વારી કરીને દિલ્હી પોતાને કબજે કરી લીધું હતું. આ સૈયદ વંશનો પણ થોડા અરસામાં જ અંત આવ્યો અને દિલ્હી લોદી વંશને સ્વાધીન થઇ.

લોદી વંશનો છેલ્લો બાદશાહ ઇબ્રાહિમ નિર્બળ હોવાથી તેના રાજ્યકાળમાં બંડો ઉઠવા લાગ્યાં. અફગાનિસ્તાનમાં કાબુલમાં તૈમુરલંગનો વંશજ બાબર રાજ્ય કરતો હતો. તેણે આ તક સારી છે એમ જાણીને ઇ. સ. ૧૫૨૬ માં હિંદુસ્તાન ઉપર સ્વારી કરી, અને પાણીપતની લઢાઇમાં ઇબ્રાહિમનો પરાજય કરી તેનો નાશ કર્યો. તેના મૃત્યુ પછી લોદીવંશનો અંત આવ્યો. બાબરે પોતાની રાજધાની આગ્રામાં સ્થાપિત કરી હતી. તેના પુત્ર હુમાયૂને દિલ્હીમાં જુના ઇંદ્રપ્રસ્થની નજીકમાં એક કીલ્લો બાંધી ત્યાં પોતાની રાજધાની કાયમ કરી હતી, જે હાલમાં પુરાણા કીલ્લાને નામે પ્રસિદ્ધ છે. હુમાયૂનને ૧૫૪૦ માં કાબુલ હાંકી કાઢયા બાદ તેના શત્રુ શેરશાહે પુરાણા કીલ્લાને વિસ્તારી મજબૂત બનાવ્યો. તેમાંનો લાલ દરવાજા નામનો એક ભવ્ય દરવાજો હજી પણ દિલ્હીના કેદખાનાની નજીક ઊભેલો જણાય છે. શેરશાહના પુત્ર સલીમશાહે સલીમગઢ નામનો એક કીલ્લો બંધાવ્યો હતો, જે હાલના દિલ્હીની ઇશાન કોણમાં છે. હુમાયુને હિંદુસ્તાનનું રાજ્ય પાછું મેળવ્યું અને તે દિલ્હીમાં આવીને રહેવા લાગ્યો તથા ત્યાં જ મરણ પામ્યો. તેની કબર પુરાણા કીલ્લાની સમીપમાં જ છે. તેનું શિલ્પકામ બહુ પ્રશંસનીય હોવાથી દિલ્હી જોવાને આવેલા લોકોમાંનો મોટો ભાગ તે કબરનું નિરીક્ષણ કર્યા સિવાય રહેતો નથી. હુમાયૂનના પુત્ર અકબરે આગ્રા

શહેરને પોતાની રાજધાની તરીકે પસંદ કર્યું હતું જ્યારે તેના પુત્ર જહાંગીરને લાહોર રાજધાની તરીકે પસંદ પડયું હતું. મોગલવંશના અકબર જેવા ઉદાત્ત, શૂર અને મુત્સદ્દી બાદશાહે દિલ્હીને પોતાની રાજધાની ન કરી એ વાત આશ્ચર્ય ઉત્પન્ન કરનારી છે. અબુલફઝલે પોતાના સુપ્રસિદ્ધ એન-ઈ-અકબરી નામના ગ્રંથમાં દિલ્હીનું વર્ણન આપ્યું છે ખરું, પરંતુ તેમાં તેણે દિલ્હીને આગ્રા કરતાં ઉતરતા દરજ્જાની ગણાવી છે! અસ્તુ.

**શાહજહાનાબાદ.**

અકબરે અને જહાંગીરે દિલ્હીની ઉપેક્ષા કરી ખરી પરંતુ જહાંગીરના શાહજાદા શાહજહાને પોતાના વડવાએ કરેલી તે ભૂલને સુધારી દિલ્હીદેવીને સુપ્રસન્ન કર્યાં. હાલમાં જે દિલ્હી નામથી પ્રસિદ્ધ છે તે શહેર તેણે ઇ. સ. ૧૬૩૮ માં વસાવ્યું અને તેને શાહજહાનાબાદ નામ આપ્યું, પરંતુ લોકો દિલ્હી શબ્દનો મોહ દૂર કરી શકયા નહિ તેથી દિલ્હી નામ જ કાયમ રહ્યું. આ શહેરને અપ્રતિમ શોભા આપનાર રાજમહેલ અને જુમામસ્જીદ તેણે જ બંધાવ્યાં હતાં. આ સર્વમાં જે જે વસ્તુઓની જરૂર પડી હતી તે તેણે ફિરોજાબાદ અને પુરાણા કીલ્લામાંથી મંગાવી હતી એમ કહેવામાં આવે છે. આ ઇમારતો પૂરી બંધાઇ રહી નહોતી, એટલામાં જ શાહજહાનનો મોટો પુત્ર દારાશેકો પોતાના પિતાને આગ્રા ખાતે ઉપાડી ગયો, જ્યાં ઔરંગજેબે તેને ઈ. સ. ૧૬૫૮ માં કેદ કર્યો. પોતે વસાવેલા શહેરમાં ઉક્ત ઇમારતો કેવા પ્રકારની બંધાઈ છે તે જોવાને માટે યમુના નદીમાં નૌકામાં બેસારીને પોતાને લઇ જવાની શાહજહાને ઉત્કટ ઇચ્છા ઔરંગજેબ પાસે પ્રદર્શિત કરી, પરંતુ ઇતિહાસ જણાવે છે કે એ પિતૃદ્રોહી પુત્રે તે બિલકૂલ માન્ય કરી નહિ. ઔરંગજેબના સમયથી તે મોગલવંશના અંત પર્યંત દિલ્હી ખાતે જ રાજધાની કાયમ રહી હતી.

**ઔરંગજેબના સમયનું દિલ્હી.**

ઔરંગજેબની રાજકારકીર્દીમાં બર્નીયર ( Bernier ) અને ટાવર્નીઅર ( Tavernier ) નામના બે પ્રવાસીઓ દિલ્હીમાં આવીને રહ્યા હતા. તેમણે ઉત્તર હિંદુસ્તાનનું અતિ મનોરંજક ભાષામાં બોધપ્રદ વર્ણન કરેલું છે. પુરાણા કીલ્લાને "પુરાના શહેર' અને શાહજહાનાબાદને 'જહાનાબાદ' અથવા 'નયાશહેર' પણ

કહેવામાં આવે છે. તે વખતે બાદશાહ અને વ્યાપારીઓ એ નવા શહેરમાં અને ગરિબ ગુરબાં પુરાણા શહેરમાં રહેતાં હતાં એવું ઉક્ત પ્રવાસીઓના વર્ણનમાં લખેલું જોવામાં આવે છે. ઔરંગઝેબના સમયમાં દિલ્હી શહેર વૈભવના શિખરે ચઢી ગયું હતું. માત્ર દારાશેકોહનો દિલ્હીના રસ્તા ઉપર શિરચ્છેદ થએલો, એટલી જ કાળી ટીલી તેને ચોંટી હતી. એમ કહેવામાં આવે છે કે એ સુસંસ્કૃત મનના અને ઉદાત્ત અંતઃકરણના રાજપુત્ર દારાને પોતાના પિતા હુમાયૂનની કબરમાં જ સૂવાડવામાં આવ્યો છે.

**કત્લે–આમ.**

ઔરંગઝેબના વંશજ મહમુદશાહના સમયમાં ઈરાનના નાદિરશાહે હિંદુસ્તાન ઉપર સ્વારી કરીને દિલ્હીમાં લૂટ ચલાવી હજારો લોકોનો ધાણ કાઢયો હતો, જે ઇતિહાસમાં 'કત્લે–આમ' થી પ્રસિદ્ધ છે. દિલ્હી ખાતે ૫૮ દિવસ લૂટ ચલાવી નવ કરોડ રૂપીઆની મીલકત એકઠી કરી; તે તથા પ્રસિદ્ધ મયુરાસન, કોહિનૂર હીરો અને મોગલ બાદશાહોના વૈભવની સાક્ષી આપનારી બીજી પણ ઘણી વસ્તુઓ તે ઇરાન લઇ ગયો હતો. મહમુદશાહના પછી દિલ્હીની પાદશાહી માત્ર નામની જ રહી હતી.

**મોગલાઇનો અંત.**

દિલ્હીનો બાદશાહ કોઈ વાર રોહીલા લોકો તો કોઈ વાર મરાઠાઓને અધીન થઇ રહેતો. જે મોગલ બાદશાહત એકવાર સર્વોપરિ મનાતી તેની આવી દીન અવસ્થા થઇ પડી હતી. છેવટે ૧૮૦૩ માં અંગ્રેજોએ બાદશાહને પોતાના આશ્રય નીચે લીધો અને તેનો રાજ્યકારભાર પોતે સંભાળવા લાગ્યા. તે વખતે બાદશાહ શાહઆલમ હતો. તેના મરણ પશ્ચાત્ તેના પુત્ર અકબર ( બીજા ) ને અંગ્રેજોએ ગાદી ઉપર બેસાર્યો. તે ૧૮૩૭ માં મરણ પામ્યો એટલે બહાદૂરશાહ ગાદી ઉપર આવ્યો. આ જ દિલ્હીનો છેવટનો બાદશાહ હતો. આ બાદશાહ તથા તેના શાહજાદાઓ ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજોની વિરૂદ્ધ ઉઠવાથી અંગ્રેજોએ દિલ્હી શહેર કબજે કરી લીધું અને શાહજાદાઓ તથા બાદશાહનાં સગાંઓને ઠાર કરી બાદશાહને કેદ કરી રંગુનમાં રાખ્યો, જ્યાં તે ૧૮૬૨ માં મરણ પામ્યો.

## બળવા પછીનું દિલ્હી.

બળવા પછી કેટલાક વખત સુધી દિલ્હી શહેર લશ્કરના અમલ નીચે હતું તે વખતે અંગ્રેજ સિપાઇઓનાં ખૂન થવાથી ત્યાંના રહેવાસીઓને શહેર બહાર હાંકી કાઢવામાં આવ્યા હતા. પ્રથમ હિંદુ લોકોને શહેરમાં પાછા આવવાની પરવાનગી મળી હતી. ૧૮૫૮ ના આરંભમાં લશ્કરી અમલ બંધ થયો એટલે બધાને પાછા દિલ્હીમાં દાખલ થવા દેવામાં આવ્યા ત્યારથી અત્યાર સુધી હાલની નવીન સુધરેલી પદ્ધતિ પ્રમાણે દિલ્હીની સર્વતઃ પ્રગતિ ચાલી રહી છે.

૧૮૭૫–૭૬ ની સાલમાં આપણા મર્હુમ શાહનશાહ એડવર્ડ સપ્તમ પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે હિંદુસ્તાનમાં પધાર્યા ત્યારે દિલ્હી શહેરની મુલાકાત તેમણે લઇ તેની શોભા વધારી હતી. મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરીઆને કૈસરે–હિંદનું પદ આપવામાં આવ્યું તે જાહેર કરવાને સને ૧૮૭૭ ના જાન્યુઆરીની પહેલી તારીખે દિલ્હીમાં મોટો સમારંભ કરવામાં આવ્યો હતો અને ૧૯૦૩ માં મર્હુમ શાહનશાહ એડવર્ડ સપ્તમ સાર્વભૌમ પદાભિરૂઢ થયા એ માજી વાઇસરોય લોર્ડ કર્ઝને દિલ્હી ખાતે દરબાર ભરીને હિંદુસ્તાનમાં જાહેર કર્યું હતું. ૧૯૧૧ ના મહાન્ દરબારનો સમારંભ પણ દિલ્હીમાં જ થયો હતો.

આ પ્રમાણેના દિલ્હીના સંક્ષિપ્ત ઇતિહાસથી તે શહેર પ્રથમ કયાં હતું, તેની જગ્યા કેવી કેવી રીતે બદલાતી ગઇ તથા જુદા જુદા સમયે તે કયા કયા નામથી પ્રસિદ્ધ હતી અને તેને કેવા કેવા પ્રકારનાં સુખ દુઃખ અનુભવવાં પડયાં છે એ વાચકોના લક્ષમાં આવ્યું હશે. દિલ્હી ઘણા જુના વખતનું અસલી શહેર હોવાથી તેમાં પ્રાચીન સ્થળો ઘણાં હોવાં જોઇએ એવું અનુમાન સહજ જ થઇ શકશે, તથાપિ ઇતિહાસની દૃષ્ટિથી કે શિલ્પ શાસ્ત્રની દૃષ્ટિથી જોવા લાયક ઝાઝાં સ્થળો ત્યાં નથી. જો નિયમિત રીતે જોવામાં આવે તો ત્રણ દિવસમાં ત્યાંનાં જોવા લાયક સ્થળોનું સારી રીતે નિરીક્ષણ કરી શકાય. અત્ર અમુક ખાસ સ્થળોનું વર્ણન કરવામાં આવે છે. તમામ સ્થળોનું વર્ણન આપતાં લંબાણ થવાનો ભય છે, તે સાથે વાચકોને પણ તેમાં રસ પડે તેમ નથી. દિલ્હી જનાર પ્રવાસીઓ નીચે આપેલા કાર્યક્રમને અનુસરે તો તેમના મનમાં ત્યાંનું અમુક અગત્યનું સ્થળ જોયા વિના રહી ગયું એમ રહેવા પામે નહિ.

**જોવા લાયક સ્થળો.**

પહેલા દિવસે સ્હવારે દિલ્હીનો કીલ્લો, રાજમહેલ, જુમામસ્જીદ અને ચાંદની ચોકની મુલાકાત લેઇ થોડો સમય વિશ્રાંતિમાં ગાળી બપોરે કાશ્મિર દરવાજો, જનરલ નિકલસનનું બાવલું ઇત્યાદિ ૧૮૫૭ ની સાલના બળવાને યોગે પ્રસિદ્ધ થએલાં સ્થળો જોઇ લેવાં.

બીજા દિવસે સ્હવારે અજમેર દરવાજે થઇ સફદરજંગના રોજા સુધી જતાં માર્ગમાં કુતુબમિનારાનું તથા આસપાસનાં અન્ય સ્થળોનું નિરીક્ષણ કરવું. બપોર પછી શહેરના મુખ્ય મુખ્ય રસ્તાઓની મુલાકાત લેવી.

ત્રીજા દિવસે સ્હવારે પુરાણો કીલ્લો, હુમાયૂનની કબર અને તે તરફનાં સ્થળોની રચના નિહાળી બપોરના દિલ્હી શહેરના અન્ય સ્થળોમાં ફરી વળવું.

**દિલ્હીનું વર્ણન.**

આધુનિક દિલ્હી અથવા શાહજહાનાબાદનો પરિઘ અર્થાત્ ઘેરાવો આશરે ૩ા માઇલ છે. તેની ઉત્તરે કાશ્મિર દરવાજો છે, જે ૧૮૫૭ ના બળવાના વખતથી પ્રસિદ્ધિમાં આવ્યો છે. પશ્ચિમ તરફ કાબુલ દરવાજો, લાહોર દરવાજો, ફરાસખાના દરવાજો અને અજમેર દરવાજો એમ ચાર દરવાજા હતા, જેમાંના બે તોડી પાડવામાં આવ્યા છે. દક્ષિણ દિશાએ તુર્કમાન દરવાજો અને દિલ્હી દરવાજો એ બે દરવાજા છે. તેની પૂર્વે યમુના નદી વહે છે. તે બાજુએ સાત દરવાજા હતા, જેમાંના બે તોડી પાડયા છે તથા ત્રણ બંધ કર્યા છે અને બાકીના ખૈરાતી તથા રાજઘાટ નામના બે દરવાજા હાલમાં ઉપયોગમાં લેવાય છે. શહેરોનાં મકાનો મોટે ભાગે ઇંટોનાં બાંધેલાં છે. ત્યાંની ગલ્લીઓ ઘણી સાંકડી અને સર્પાકારે વાંકીચૂંકી છે, પરંતુ મોટા રસ્તા જેવા દિલ્હીમાં ઉત્તમ છે તેવા આખા હિંદુસ્તાનમાં બીજે કોઇ સ્થળે નથી એમ કહીએ તોપણ કાંઇ હરકત જેવું નથી. તે સીધા અને એક સરખા બનાવવામાં આવ્યા છે. રસ્તાપર ઉભી કરવામાં આવેલી બત્તીઓનો સારો પ્રકાશ પડે છે. ડ્રેનેજ (ગટર) ની વ્યવસ્થા પણ ઉત્તમ કરવામાં આવી છે. તેમાં મુખ્ય રસ્તો ચાંદની ચૌકનો ગણાય છે. તે કીલ્લાથી ઠેઠ લાહોર દરવાજા સુધી પૂર્વ-પશ્ચિમ જાય છે. આ રસ્તો પોણો માઇલ લાંબો અને ૭૪ ફીટ પહોળો છે. જો દિલ્હીગરાઓની ખરી મોજ અને દિનચર્યા જોવી હોય

તો અવશ્ય આ ચાંદની ચૌકમાં એક–બે કલાક ગાળવા. મુંબઈમાં પણ ભાગ્યે જ જોવામાં આવે એવાં રંગબેરંગી કપડાં પહેરેલાં સ્ત્રી પુરૂષો અહીં દ્રષ્ટિએ પડે છે. અહીંની ચિત્રવિચિત્ર એક્કાગાડીઓ પણ જોવા લાયક છે. એક્કા અને બેલગાડીનો ગડગડાટ સંભળાય છે અને વચ્ચે વચ્ચે ધીર સ્વભાવે મંદમંદ ગતિએ ડોલતો જતો એકાદો હાથી પણ જોવામાં આવે છે. આ ચાંદની ચાકમાં દિલ્હીની હજારો પ્રકારની ખૂબીઓ માલૂમ પડે છે. એ રસ્તાનો પોણો ભાગ પસાર કર્યા પછી એક ઉંચો ઘડિયાળનો બુરજ Clock–Tower ) નજરે પડે છે. ચાંદની ચૌકની દક્ષિણે પ્રસિદ્ધ જુમામસ્જીદ છે. તે સિવાય કાલી મસ્જીદ અને રોશનુદ્દૌલા મસ્જીદ નામની બીજી બે મોટી મસ્જીદો પણ ત્યાં આવી રહેલી છે. આધુનિક ઇમારતો પૈકી જુની રેસીડેન્સી જોવા લાયક છે. ત્યાં હાલમાં સરકારી હાઇસ્કૂલ છે. અહીં એક ટાઉનહોલ પણ છે અને તેમાં એક દરબારહોલ, ચિત્રસંગ્રહ, અજબખાનું, તથા પુસ્તકાલય છે. પ્રથમ અમીર ઉમરાવોનાં જે ભવ્ય મકાનો હતાં અને જેનાથી દિલ્હી શહેરને મોટી શોભા અને વૈભવ પ્રાપ્ત થયાં હતાં, તે હાલમાં નષ્ટપ્રાયઃ થઈ ગયાં છે અને તેની જગ્યાએ સાદી ઇમારતો બાંધવામાં આવી છે.

શહેરની બહાર ચારે બાજુએ મોટાં મોટાં પરાં ( Suburbs ) પ્રસરેલાં છે. શહેરની ઉત્તરે કાશ્મિર અને મોરી દરવાજા છે. મોરી દરવાજા બહાર અંગ્રેજ લોકોના બંગલા ઠેઠ રિજ ( Ridge )× પર્યંત પ્રસરેલાં છે. ત્યાં બળવાના સમયમાં પ્રસિદ્ધિ પામેલી પુષ્કળ જગ્યાઓ છે.

શહેરની દક્ષિણે દિલ્હી દરવાજાથી અર્ધો માઇલ દૂર ફિરોઝાબાદનો જુનો કીલ્લો છે. આ સ્થળે ફિરોઝશાહે અશોક રાજાનો લાટ–સ્તંભ ઉભો કર્યો હતો, જે અદ્યાપિ પણ વિદ્યમાન છે. તેની દક્ષિણે એક માઇલના અંતરે પુરાણો કીલ્લો–ઇંદ્રપત પ્રસરેલો છે. તેની પણ દક્ષિણે બે માઇલના છેટા ઉપર હુમાયુનની કબર છે. આ જગ્યાએથી પશ્ચિમ બાજુએ વળતાં પ્રથમ શેખ નિઝામુદ્દીન ઓલીયાની દરગાહ આવે છે. ૧૮૫૭ ના બળવા સુધી મોગલ બાદશાહોની આ સ્થળે સ્મશાનભૂમિ હતી. દરગાહથી અઢી માઇલ ઉપર દક્ષિણે મુબારિકપુર અને ઉત્તરે લોદીવંશની સ્મશાનભૂમિ હતી. શહેરની પશ્ચિમે લાહોર

× અરવલી ( આડાબલા ) પર્વતની ઉત્તર તરફની છેવટની ટેકરીને રિજ ( Ridge ) કહેવામાં આવે છે.

દરવાજાની પેલીમેર સરકારબઝાર તથા ઉત્તરે સબ્જીમંડી અને રોશન-આરા બાગ છે.

**લાલ કીલ્લો.**

આ પ્રમાણે દિલ્હી શહેર અને તેની આસપાસ આવેલાં પરાં-ઓનું સંક્ષિપ્ત વર્ણન થયું. ઉપર જણાવવામાં આવેલું જ છે કે પ્રવા-સીઓએ પ્રથમ દિવસ હાલનું દિલ્હી શહેર જોવામાં ગાળવો અને સ્હવારે કીલ્લાની તથા જુમામસ્જીદની મુલાકાત લેવી. આ કીલ્લો લાલ કીલ્લાના નામથી પ્રસિદ્ધ છે. તેનું કારણ એ છે કે તે લાલ પત્થર ((Sand-stone) નો બનાવવામાં આવ્યો છે. આ કીલ્લો બાંધ-વાની શરૂઆત સને ૧૬૩૮ માં કરવામાં આવી હતી અને તે દશ વરસે પૂરો થયો હતો. લાહોર દરવાજાથી વાયવ્ય ખૂણા તરફ વળતાં તથા દિલ્હી દરવાજાથી નદીની નજીક અગ્નિ ખૂણામાં આવેલા બુરજ તરફ જતાં આ રમણીય કીલ્લાના તટનું સારી રીતે નિરીક્ષણ કરી શકાય છે. જુમામસ્જીદ ઉપરથી આ કીલ્લાનો દેખાવ વિશેષે કરીને સાયંકાળે અપ્રતિમ લાગે છે.

કીલ્લાની અંદર દાખલ થવાને માટે બે દરવાજા છે. દક્ષિણે દિલ્હી દરવાજો તથા ઉત્તરે લાહોર દરવાજો. આ લાહોર દરવાજો મુખ્ય દરવાજા તરીકે ગણાય છે. શાહજહાનના સમયમાં લાહોર દ-રવાજાની સામે એક બાગ, તથા તે બાગની સામે એક ચોક હતો. બાદશાહની મુલાકાતને માટે જુદે જુદે સ્થળેથી ઉમરાવો, રાજા, મન-સબદાર વગેરે કોઇ ઘોડા ઉપર, કોઈ હાથી ઉપર તો કોઈ પાલખીમાં બેસીને પોતપોતાની પદવી પ્રમાણે ચોકમાં આવીને કેવી રીતે દાખલ થતા તેનું રસીલું અને ચટકદાર વર્ણન બર્નીઅરે કરેલું છે. લાહોર દરવાજેથી અંદર દાખલ થતાં ચોતરફથી ઢાંકેલો કમાનદાર લાંબો રસ્તો આવે છે. તેની મધ્યે ઉત્તર કિંવા દક્ષિણ તરફ બહાર પડવાને માટે એક આઠ ખૂણાનો ફાટક બનાવવામાં આવ્યો છે. આ ફાટક-માંથી ઉત્તર તરફ ઉતર્યાં કે લાહોર દરવાજાની ઉપરના ખંડમાં જ-વાનો જીનો આવે છે. આ ખંડમાં ૫૭ ના બળવામાં કીલ્લાના સૈ-નાધ્યક્ષ કેપ્ટન ડગલાસ, જેનિંગ્સ નામક એક પાદરી અને બીજા ત્રણ મળી પાચ અંગ્રેજોનાં ખૂન થયાં હતાં. જીનાની નીચે બળવાખો-રોએ ત્યાંના કમિશ્નર સાયમન ફ્રેજરને ઠાર કર્યો હતો. સદહુ કમાનદાર રસ્તો ૩૭૫ ફીટ લાંબો છે. તે પૂરો થતાં ખુલ્લો ચોક આવે છે.

બાદશાહી વખતમાં આ ચોકની ઉત્તરે અને દક્ષિણે મોટું બજાર હતું. તે બજારને માટે બંધાવવામાં આવેલી બે મજલાની ઉંચી ઇમારત અદ્યાપિ વિદ્યમાન છે. આ બજાર દક્ષિણે ઠેઠ દિલ્હી દરવાજા સુધી પ્રસરેલી હતી અને ઉત્તરે કીલ્લાના ભાગ પર્યંત હતી. ચોકની પેલી મેરની બાજુએ નૌબતખાનું છે. નૌબતખાનાના ભોંયતળીએ એક કઠેરો છે. પૂર્વે બાદશાહને મળવાને આવતા લોકો પોતાના વાહનમાંથી ઉતરીને બૂટ, જોડા, પગરખાં વગેરે કાઢીને પછી આગળ જતા. બળવા વખતના સિપાઇઓ ત્યાં જ્યારે બાદશાહનો ઉદ્ધાર કરવાને આવ્યા હતા ત્યારે પરંપરાના રીવાજનો ભંગ કરીને તેઓ પોતાના ઘોડાની સાથે નૌબતખાનાથી ઠેઠ દીવાને–ખાસ સુધી જતા અને ત્યાં ઘોડા ઉપરથી ઉતરી જોડા વગેરે કાંઇ પણ ન કાઢતાં દીવાને–ખાસમાં દાખલ થતા હતા. આવું બેઅદબ વર્તન ખુદ નાદિરશાહ, અહમદશાહ દુરાની કે બ્રિટિશ ગવર્નર જનરલે પણ કદી કર્યું નહોતું એમ દિલ્હીનો છેલ્લો બાદશાહ બહાદૂરશાહ જેની તેની પાસે અશ્રુપુરિત નેત્રો સાથે કહેતો હતો. ખરેખર સમયની બલિહારી છે !

અમીર ઉમરાવો બાદશાહને મળવા આવતા ત્યારે પોતાના હાથીઓ વગેરેને નૌબતખાના પાસે ઉભા રાખતા તેથી તેને હાથીપોળ નામ આપવામાં આવ્યું છે. આ નૌબતખાનાની ઇમારત અતિ સુંદર અને પ્રશંસનીય છે. તેની વચલી કમાન મોટી અને ભવ્ય છે તથા એની બહારની બાજુએ ફૂલોનું કોતરકામ પણ અનુપમ છે. ઉપલા મજલા ઉપર નૌબત વગાડનારા બેસતા.

**દિવાને–આમ.**

નૌબતખાનાની આગળ ચાલતાં દિવાને–આમ–સાર્વજનિક દરબાર હોલનો ચોક આવે છે. તેની સામે ત્રાંબાના જેવા રંગની બનેલી ગુલાલ બારી આવેલી છે. દરબાર ભરાયો હોય ત્યારે મોટા મોટા સરદાર દરકદાર આ દિવાને–આમની અંદર અને ઓછા દરજ્જાના અધિકારી તથા બાદશાહના હજુરીઆ વગેરે ગુલાલ બારીમાં બેસતા. બાકીના પ્રેક્ષકો ગુલાલ બારીના કઠેરાની બહાર ઉભા રહેતા. દિવાને–આમની લંબાઇ ૧૦૦ ફીટ અને પહોલાઇ ૬૦ ફીટ છે. તેના અંદરના ભાગમાં ભીંતોને ચુનાથી સફેદ બનાવી તેના ઉપર સોનાનો ઓપ ચડાવ્યો હતો. તેની પ્રત્યેક મહેરાબ અગીયાર કમાનોની કરવામાં આવી છે. આ દિવાનખાનું જેવું ભવ્ય છે, તેવું મજબુત પણ છે. આ

દિવાનખાનાની પાછલી ભીંતે એક મોટી જગ્યા કરવામાં આવી છે, જ્યાં એક નકશીદાર ચોરસ ઓટા ( Platform ) ઉપર મોગલવંશનું સુપ્રસિદ્ધ તખ્ત મયૂરાસન મૂકવામાં આવતું હતું. તે તખ્તની પાછળ બે મોરની આકૃતિ હોવાથી તેનું નામ મયૂરાસન પાડવામાં આવ્યું હતું. પાનાં, માણેક, ઇંદ્રનિલ, મોતિ ઇત્યાદિ રત્નો એ મોરનાં પિંછાંમાં એવી ખૂબીથી જડી લેવામાં આવ્યાં હતાં કે તે મોર જાણે જીવન્ત હોય નહિ એવા જણાતા હતા. ટેવર્નિઅર નામનો એક પ્રવાસી અને ઝવેરી સને ૧૬૬૫ માં દિલ્હી ખાતે આવ્યો હતો તેણે મયૂરાસનનું વર્ણન લખેલું છે; તેમાં તે જણાવે છે કે એ તખ્ત એક પલંગ જેવું હતું. તેની લંબાઈ ૬ ફીટ અને પહોળાઇ ૪ ફીટ હતી તથા આશરે ૨૫ ઈંચની ઉંચાઇના ચાર પાયા હતા. તે પાયા ઉપરની પટ્ટીઓમાં જુદી જુદી જાતનાં રત્નો જડવામાં આવ્યાં હતાં. પટ્ટીઓ ઉપર બાર નાના નાના સ્તંભ હતા, જે મુક્તામાળાથી સુશોભિત બનાવવામાં આવ્યા હતા. ટેવર્નિઅરના મત મુજબ એ તખ્તમાં બીજા બધા કરતાં એ સ્તંભ જ અધિક મૂલ્યવાન્ હતા. મયૂરાસનની કીંમત રૂ. ૯૦૦,૦૦,૦૦૦ કરતાં ઓછી નહોતી. ઇ. સ. ૧૭૩૯ માં નાદિરશાહ એ તખ્ત ઇરાન લઈ ગયો હતો, જે અદ્યાપિ પણ ઈરાનના જવાહિરખાનામાં છે એમ કહેવામાં આવે છે, પરંતુ આપણા માજી વાઇસરોય લોર્ડ કર્ઝન જ્યારે ઇરાનના પ્રવાસે ગયા હતા, ત્યારે ત્યાંનું જવાહિરખાનું પૂરેપૂરૂં જોવાની સંધિ તેમને પ્રાપ્ત થઇ હતી. તેમાં મયૂરાસન તેમના જોવામાં આવ્યું નહોતું. ‘ કદાચ તે તખ્તમાંનો એકાદો ભાગ હાલના ઇરાનના શાહના એકાદા તખ્તમાં જોડી દેવામાં આવ્યો હશે ’ એવું મત લોર્ડ કર્ઝને પ્રદર્શિત કર્યું હતું.

જે સંગે મરમરના ઓટા ( Platform ) ઉપર ઉક્ત મયૂરાસન મૂકવામાં આવતું હતું તે ઓટાનું નકશીકામ ભવ્ય અને ઉંચા દરજ્જાનું હતું. તે ઇટાલી દેશના કારીગરોએ તૈયાર કરેલું હોવું જોઇએ એવું પુરાણી વસ્તુઓનું સંશોધન કરનારાઓનું માનવું છે. બળવા પછી કેપ્ટન સર જોન જોન્સ તેનાં બે ચોકઠાં ઉખાડીને પોતાની સાથે ઇંગ્લાંડ લઈ ગયો હતો, જ્યાંની સરકારને તે ચોકઠાં તેણે રૂ. ૭૫૦૦ ની કીંમતે વેચ્યાં હતાં. તે ચોકઠાં સાઉથ કેનિંગ્સ્ટન મ્યુઝીયમમાં મૂકવામાં આવ્યાં છે. તેમાંના એકની ઉપર ઓર્ફિઅસ નામનો એક ગંધર્વ વાયોલીન નામનું વાજીંત્ર વગાડે છે અને તેના ઉ-

પરના પોતાના કાબુથી સર્વે વનપશુઓને તલ્લીન કરી મેલે છે એવા પ્રકારનો દેખાવ છે. એમ કહેવામાં આવે છે કે આ મૈકયેલ નામના એક ઇટાલીઅન ચિત્રકારે કાઢેલા ઓર્ફિઅસના ચિત્રનો આબેહુબ નમૂનો છે.

**દિવાને–ખાસ.**

દિવાને–આમની ઉત્તર બાજુએ દિવાને–ખાસ આવેલો છે. આને ખાસ મહેલ પણ કહેવામાં આવે છે. આ આખી ઇમારત સંગે મ-રમરના પત્થરની બાંધેલી છે અને સૂર્યપ્રકાશથી તે વિલક્ષણ રીતે ઝળકી ઉઠે છે, પરંતુ જેમણે તેની અંદરનો ભાગ નિહાળેલો છે તે-મને આ ઝળકાટથી વિશેષ આશ્ચર્ય ઉપજતું નથી. આ ઠેકાણે મોગ-લ સમયના જડાવ કામ કરનારા કારીગરોએ પોતાના કૌશલ્યની ક-માલ કરી મૂકી છે એમ કહેવામાં કાંઈ પણ હરકત નથી! ભીંતો, છત, સ્તંભ, મહેરાબ વગેરેમાં નાના પ્રકારનાં સુંદર રત્નો જડવામાં આવ્યાં હતાં. તેમ જ તેમાં કેટલાક અજાયબી ઉત્પન્ન કરે તેવા પા-રદર્શીક પત્થરો પણ જડેલા છે. તેનું વર્ણન કરવું પણ અશક્ય થઇ પડે તેવું છે. તેના કાંગરા અને તેમની આસપાસનો સર્વ ભાગ સોનાથી મઢી લેવામાં આવ્યો હતો. તેના મધ્ય ભાગમાં પર્શિયન ભાષામાં નીચેનો લેખ લખેલો છેઃ–

* "અગર ફ્રદુસ્ બારૂએ જમિન અસ્ત, વા હમિન અસ્ત, વા હમિન અસ્ત, વા હમિન અસ્ત."

દિવાને ખાસને હાલની સ્થિતિમાં જોનારને પણ તે ઇંદ્રભવન છે કે શું એવો ભાસ થાય છે! તો પછી બાદશાહોના સમયમાં કે જે વેળા તેની પુરતી સંભાળ લેવાતી હતી તે સમયે શાની ઉપમાને યોગ્ય હશે તેની કલ્પના કરવી પણ અશક્ય છે.

આ દિવાને–ખાસમાં જ ઇરાનના નાદિરશાહે દિલ્હીના બાદશાહ અહમદશાહની મુલાકાત લીધી હતી. આ જ ઠેકાણે ગુલામકાદિર રો-હિલાએ શાહઆલમ બાદશાહની આંખો ફોડી હતી. આ જ મહેલમાં જાટ, મરાઠા અને રોહિલાઓ દંગો–ફીસાદ મચાવી રૂપેરી છતના ટુ-કડા કાઢીને તેમ જ ભીંતો, મહેરાબ વગેરેમાં જડેલાં રત્નો ઉખાડીને લઇ ગયા હતા. આ જ મહેલમાં ૧૮૦૩ માં તે સમયના દિલ્હીના

* પૃથ્વી ઉપર જો કોઈ પણ સ્થળે સ્વર્ગલોક હોય તો તે અહીં છે, તે અહીં છે; તે અહીં છે.

બાદશાહે પોતાનું રક્ષણ કરનાર અંગ્રેજ સરદાર લોર્ડ લેકનો, દરબાર ભરી આદરસત્કાર કર્યો હતો અને તેના ઉપર પુષ્કળ ઇલ્કાબોનો વર્ષાદ વર્ષાવ્યો હતો. આ જ સ્થળે ૧૮૫૭ ની સાલના મે માસમાં બંડખોર સિપાઇઓએ બહાદુરશાહને દિલ્હીનો સ્વતંત્ર બાદશાહ સ્થાપિત કર્યો હતો. તે જ સાલના સપ્ટેમ્બર માસની તા. ૨૯ મીના રોજ આ જ મહેલમાં દિલ્હીને હસ્તગત કરનાર કર્નલ જોન્સે મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરીઆનો જયજયકાર પોકાર્યો હતો. બહાદુરશાહ પદચ્યુત થયા પછી તેની તપાસ પણ દિવાને-ખાસમાં જ થઇ હતી અને મર્હુમ શાહાનશાહ એડવર્ડ સપ્તમ, પ્રિન્સ ઓફ વેલ્સ હતા ત્યારે દિલ્હી ખાતે પધારેલા તે વખતે આ જ મહેલમાં નૃત્યસમારંભ (Ball) કરવામાં આવ્યો હતો.

થોડા વર્ષ પૂર્વે દિવાને-આમ તથા દિવાને-ખાસ તદ્દન કંગાલ અને જીર્ણ અવસ્થામાં આવી પડયા હતા, પરંતુ માજી વાઇસરોય લોર્ડ કર્ઝનની કારકીર્દીમાં તેની મરામત શરૂ થઇ હતી, જેથી હવે તે ઠીક લાગે છે.

દિવાને-ખાસની સામે જલૌખાનું છે અને ઉત્તરે મોતી મસ્જીદ તથા હમામખાનું છે. બાદશાહના હજુરીઆ જ્યારે તહેનાતમાં હોય ત્યારે જલૌખાનાના દરવાજા પાસે ઉભા રહેતા. હમામ એટલે સ્નાન કરવાનું સ્થાન. ત્યાં રાજકુટુંબનાં માણસો ન્હાવાને માટે આવતાં. અહીં ત્રણ ઓરડીઓ છે, જેમાં સ્નાન કરવા માટે હોજ, પાણીની ટાંટી, ફુવારા વગેરેની વ્યવસ્થા કરવામાં આવી હતી. આની ભીંતોમાંનું જડાવકામ પણ ઉત્તમ અને પ્રેક્ષણીય છે. આની છતો પ્રથમ રંગીન હતી, પરંતુ હાલમાં વારંવાર ચુનો દેવરાવવાથી તેની સુંદરતા નાશ પામી છે.

## મોતી મસ્જીદ.

હમામની સમીપમાં જ મોતી મસ્જીદ છે. આ ખાનગી મસ્જીદ ઔરંગજેબે સને ૧૬૪૦ માં બંધાવી હતી. તેનું કામ શાહાજહાને બંધાવેલાં મકાનો કરતાં ઉતરતી પંક્તિનું છે, પરંતુ તેના પીતળના દરવાજાનું કામ પ્રશંસનીય છે અને તે કોઇપણ ઇટાલીયન કારીગરની કુશળતાનું પરિણામ છે એવો તર્ક કરવામાં આવે છે. મસ્જીદની ઉત્તર તરફની ભીંતે એક ચોર દરવાજો છે, જે જનાનખાનાની સ્ત્રીઓને

માટે બનાવવામાં આવ્યો હતો. આ મસ્જીદમાં રૂ. ૧,૬૦,૦૦૦ નું ખર્ચ થયું હતું. આ મસ્જીદની ઉત્તરે હયાત બાગ અને મહેતાબ બાગ નામના બગીચા છે.

**રંગમહેલ.**

દિવાને આમની પાછળના ભાગમાં રંગમહેલ છે. ત્યાં પૂર્વે જનાનો હતો પરંતુ હાલમાં લશ્કરી અમલદારને માટે વ્યવસ્થા કરવામાં આવી છે. તેની અંદરની ભીંતો ઉપર જુદા જુદા અને સુંદર રંગનાં ચિત્રો કાઢેલાં હતાં, તેથી જ તેને રંગમહેલ કહેવામાં આવતો હતો. હાલમાં તે ચિત્રો પૈકીનાં થોડાંજ ચિત્રો સારી સ્થિતિમાં રહેલાં છે. આ રંગમહેલની સામે સંગે મરમરનો સ્નાન કરવાનો હોજ હતો, જે દિલ્હીના કિંગ્સ ગાર્ડનમાં રાખવામાં આવ્યો છે.

**જુમા મસ્જીદ.**

ઉપર વર્ણવેલી ઇમારતો સિવાય કીલ્લામાં વિશેષ જોવા લાયક બીજું કાંઇ નથી. કીલ્લાની બહાર જુમા મસ્જીદ બાંધવામાં આવી છે તે **શાહાજહાને** બંધાવી છે, પરંતુ આ મસ્જીદ તેણે કીલ્લાની અંદર ન બાંધતાં બહાર કેમ બંધાવી એ એક આશ્ચર્યની જ વાત છે. અકબરે ફતેહપુર સીક્રીમાં રાજમહેલ બંધાવ્યો ત્યારે તેની અંદર જ એક મસ્જીદ બંધાવી હતી. **શાહજહાને** પણ આગ્રાના રાજમહેલને બંધાવતી વખતે તેની અંદર જ એક મસ્જીદની વ્યવસ્થા કરી હતી, જેને પણ મોતી મસ્જીદ કહેવામાં આવે છે. **ઔરંગજેબે** પણ દિલ્હીના રાજમહેલમાં મોતી મસ્જીદ બંધાવ્યાનું આપણે ઉપર જણાવી ગયા. ત્યારે **શાહાજહાને** જ્યારે દિલ્હીનો રાજમહેલ બંધાવ્યો ત્યારે ત્યાં એક મસ્જીદ તેણે કેમ ન બંધાવી તે સમજી શકાતું નથી.

**ઔરંગજેબ** બાદશાહ શુક્રવારને રોજ મ્યાનામાં બેસી નિમાજને માટે જુમા મસ્જીદમાં કેવી રીતે જતો હતો તેને લગતું વર્ણન ટેવર્નિયરે આપેલું છે. બાદશાહની બાજુમાં ઘોડેસ્વાર થયેલો એક છોકરો અને સરદાર લોક પગે ચાલતા હતા. રાજવંશનું નિશાન ધારણ કરેલા ચાર અને ખાલી હોદ્દાવાળા ચાર એમ આઠ હાથીઓ પણ સ્વારીમાં રહેતા. તેમની પાછળ પાંચસો–છસો બરછીવાળા અને ત્રણસો–ચારસો બંધુકવાળા રહેતા. બાદશાહ ઘોડા ઉપર બેસતો ત્યારે સરદારો પગપાળા ચાલતા. જ્યારે બાદશાહની સ્વારી હાથી ઉપર બિરાજી હોય તો તેઓ ઘોડેસ્વાર થતા.

પ્રાતઃકાળે સૂર્યપ્રકાશના સમયે અથવા રાત્રે ચંદ્રપ્રકાશના વખતે જુમામસ્જીદની શોભા અપૂર્વ લાગે છે અને તેના સૌંદર્યનો પૂર્ણ આસ્વાદ લઇ શકાય છે. અંદર જતાં દક્ષિણ, પૂર્વ અને ઉત્તર તરફ ત્રણ દરવાજા તથા પગથીઆં છે. તેમાં પૂર્વ તરફની બાજુનો દરવાજો તથા પગથીઆં સર્વોત્કૃષ્ટ છે, પરંતુ આ દરવાજો તે વખતે બાદશાહ સિવાય બીજા કોઇને માટે ખોલવામાં આવતો નહિ. હાલમાં પણ બાદશાહના નજીકના કોઇ સગા, વાઇસરોય અને પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર એટલાને જ માટે આ દરવાજો ફક્ત ખોલવામાં આવે છે. આ મસ્જીદની બહારની ભીંતો લાલ પત્થરની બનાવવામાં આવી છે. આગળ અને બાજુએ એક કઠેરો છે જે ખુલ્લી કમાનોનો બનાવવામાં આવ્યો છે. અંદરની બાજુમાંના મુખ્ય દ્વારની પાસેની કમાનમાંથી બહાર નજર કરતાં કીલ્લાનો અને દિલ્હી દરવાજાનો જે દેખાવ નજરે પડે છે તે અવર્ણનીય જ છે. તેમ જ બહારથી આ મસ્જીદની ભવ્ય દીવાલોનું પણ અવલોકન કરવા જેવું છે. પશ્ચિમ તરફ દુકાનો જ દુકાનો આવી રહેલી હોવાથી મસ્જીદનું દ્રશ્ય એટલા પુરતું બગડયું છે, પરંતુ બીજી સર્વ બાજુએ તેનો દેખાવ વિસ્મયજનક અને આ-લ્હાદજનક લાગે છે. અંદર દાખલ થતાં એક મોટો ચોક આવે છે. તે ચોકમાં નિમાઝ પઢવાને જતાં પહેલાં હાથ, પગ અને મુખ ધોવા માટે એક હોજ છે. પશ્ચિમ તરફની બાજુએ આ ઇમારતોનો મુખ્ય ભાગ છે, કેમકે તેમાં મહેરાબ અને મિનબાર છે. તેનો બાહ્ય ભાગ સફેદ સંગે મરમરના પત્થરોની પટ્ટીઓનો તથા ભોયતળીઉં કાળા સંગે-મરમરના પત્થરની ચોકડીનું બનાવેલું છે. ઉપરના ભાગને ત્રણ ગુંબ-જોથી સુશોભિત કરવામાં આવ્યો છે. ગુંબજો પણ સફેદ સંગે મરમરના ગોળાકાર પત્થરના છે અને દરેક બે પત્થરની વચ્ચે એક નાની ગોળા-કાર કાળી પટ્ટી બેસારવામાં આવી છે. મંડપના ઇશાન ભાગમાં એક કોટડી છે. તેમાં મહમુદ પયગંબરના શરીરનો શેષભાગ ( Relics ) રાખવામાં આવ્યો છે. આ મસ્જીદને માટે એક વ્યવસ્થાપક મંડળ નિમવામાં આવ્યું છે. તેના અધ્યક્ષ દિલ્હીના ડેપ્યુટી કમિશનર છે. એંશી વર્ષ પૂર્વે પુષ્કળ પૈસા ખર્ચીને સરકારે આ મસ્જીદની મરામત કરી હતી, અને આશરે દશ–બાર વર્ષ પહેલાં પણ તેની પુનઃ દુરસ્તી થઇ હતી. તેમાં રામપુરના નવાબે એક લાખ રૂપીઆ આપ્યા હતા. આ વેળાએ ના. સરકારની પૂર્ણ દેખરેખ હોવાને લીધે તેનો જીર્ણો-દ્ધાર શિલ્પકામના જ્ઞાતાઓને પસંદ પડે એવા પ્રકારનો થયો હતો.

**બળવાનાં સ્મારક.**

દિલ્હીની મુલાકાતે જનારાઓએ પહેલે દિવસે સ્હવારે કીલ્લો અને જુમામસ્જીદ જોઇ લેવાં તથા બપોર પછી બળવા વખતનાં સ્મારકનું અવલોકન કરવું એમ ઉપર જણાવવામાં આવ્યું છે. તેમાં કીલ્લાનું તથા જુમામસ્જીદનું વર્ણન થયું. હવે બળવા વખતનાં ક્યાં ક્યાં સ્મારક જોવા લાયક છે તે તપાસીએ. તે પૂર્વે દિલ્હીના બળવાને લગતી થોડીક હકીકત અત્રે આપવી આવશ્યક છે.

**બળવાનો ઇતિહાસ.**

૧૮૫૭ ના મે માસની ૧૦ મી તારીખે મીરતમાં બળવાનો પ્રારંભ થયો. મીરતથી દિલ્હી ૩૫ માઇલ જ દૂર હોવાથી બીજે દિવસે સ્હવારે બળવાખોર સિપાઇઓ દિલ્હી આવી પહોંચ્યા. તાબડતોબ દિલ્હી શહેરના લોકો પણ તેમની સાથે જોડાયા, અને કમિશ્નર ફ્રેઝર, કલેકટર હચિન્સન, કેપ્ટન ડગલાસ અને પાદરી જેનિંગસને ઠાર કર્યા. તે વેળાએ દેશી પલટણની ત્રણ ટુકડીઓ અને કેટલાક ગોલંદાજ માત્ર અંગ્રેજ સૈન્યની છાવણીમાં હતા. દેશી લોકો બળવાખોરોને જઇ મળ્યા અને તેમણે પોતાના અમલદારોનાં ખૂન કર્યાં. દિલ્હીનો દારૂગોળો લેફ્ટેનન્ટ વિલોબીના સ્વાધીનમાં હતો અને તેની નીચે બે મોટા દરજ્જાના તથા છ નાના દરજ્જાના અમલદાર હતા. આ નાની ટોળીએ ઘણો વખત સુધી મોટા શૌર્યપૂર્વક દારૂગોળાનું સંરક્ષણ કર્યું, પરંતુ હવે ટકી શકાશે નહિ એમ લાગવાથી તેમણે દારૂગોળાને સળગાવી મેલ્યો. આ ભયંકર ધડાકાથી એ નવ જણામાંથી પાંચ માણસોનો નાશ થયો. લે. વિલોબીને પણ ભારે જખમ થવાથી તે પણ થોડા દિવસમાં મરણ પામ્યો. બાકીના ત્રણનું જ માત્ર તેમના સારા નસિબે રક્ષણ થયું. મીરતના બળવાખોરના કબજામાં દિલ્હી આવ્યા પછી અન્ય સ્થળોની પલટણો પણ તેમને આવીને મળી અને ધીમે ધીમે બળવાખોરોની સંખ્યા ૭૦૦૦૦ પર્યંત વધી ગઇ. જે બહાદૂરશાહને અંગ્રેજ સરકારે તખ્તનશિન કર્યો હતો અને જે તેમની સત્તા નીચે હતો, તેની, સ્વતંત્ર બાદશાહ તરીકે દુવાઇ પણ ચારે તરફ ફેરવવામાં આવી, અને તેના રાજપુત્રોને બળવાખોરોએ પોતાના લશ્કરના મોટા અમલદાર બનાવ્યા. આશરે ૫૦ યુરોપીઅન અને યુરેઝીઅન જેમાં કેટલીક સ્ત્રીઓ પણ હતી, તેઓ પોતાનો જીવ બચાવવાને માટે પ્રયત્ન કરતાં હતાં, તેમને પકડી-

ને રાજમહેલમાંની એક અંધારી કોટડીમાં પદર દિવસ પર્યંત પૂરી રાખ્યાં અને પછી તેમને ચોકમાં ઊભાં કરીને બળવાખોરોએ તેમની કતલ ચલાવી. આ બનાવ બન્યાને એક મહિનો થયો ત્યારે જુન માસની તા. ૮ મીના રોજ સર બર્નાર્ડ અંગ્રેજ, શીખ અને ગુર્ખાની ટુકડીઓ લઇને આવ્યો. તેણે બાદલી–કી–સરાઇ નામના શહેરમાં બળવાખોરોની દાણાદાણ ઉડાવી તથા એકદમ દિલ્હી શહેર તરફ ચાલતી પકડી. ત્યાં રિજ ( Ridge ) નામની ટેકરીનો આશ્રય લઇ ત્યાં પોતાનું થાણું નાંખ્યું અને કેટલાક દિવસ સુધી સ્વસ્થપણે બેસી રહ્યો. કેમકે તે વખતે ત્યાં કાંઇ તોફાન નહોતું, તેમ જ તેની ફોજમાં માણસો પણ ઓછાં હતાં. જુલાઇ માસમાં સર બર્નાર્ડ મરણ પામ્યો. તેની જગ્યાએ જનરલ આર્ચડેલ વીલ્સન આવ્યો. સપ્ટેમ્બરના આરંભમાં બીજી પલ્ટણની મદદ આવી મળી અને તોપખાનું પણ આવી પહોંચ્યું. તે માસની તા. ૧૪ મીના રોજ અંગ્રેજ લશ્કરે કાશ્મિર બુરજ, મોરી બુરજ, કાશ્મિર દરવાજા, લાહોર દરવાજા વગેરેપર હલ્લા શરૂ કર્યા, અને તા. ૨૦ મીના રોજ તેમણે દિલ્હી શહેરને પાછું પોતાને કબજે કર્યું. આ લડાઇમાં અંગ્રેજ સરકારની તરફના અમલદાર તથા સિપાઇ મળી ૧૦૧૨ નાશ પામ્યા અને ૩૮૩૭ ઘાયલ થયા, જેમાં જનરલ જોન નિકલસન નામનો એક પ્રખ્યાત યોદ્ધો પણ હતો. જ્યારે હલ્લો કરવાને માટે બીજા માણસો ડરતા હતા ત્યારે તેણે મોટા શૌર્યપૂર્વક પ્રાણની પરવા નહિ કરતાં આગળ ચલાવ્યું હતું અને પોતાની ટોળીને હલ્લો કરવાની ફરજ પાડવા સાથે બીજાને પણ પ્રોત્સાહિત કર્યા હતા, પરંતુ દુર્દૈવે પહેલે દિવસે જ ગોળી લાગવાથી તે જખમી થયો હતો, સદ્‌ભાગ્ય માત્ર એટલું જ કે દિલ્હી હસ્તગત થયું ત્યાંસુધી તે જીવતો રહ્યો હતો. દિલ્હી પાછું કબજે થયાના શુભ વર્તમાન શ્રવણ કરી તે તા. ૨૩ મી સપ્ટેમ્બરના રોજ આનંદપૂર્વક આ લોકનો ત્યાગ કરી ગયો. બહાદૂરશાહ અને તેની સાથેનાં માણસો હુમાયુનના કબરસ્તાન તરફ નાસી ગયા હતા, પરંતુ તેમનો જીવ લેવામાં નહિ આવે એવું આશ્વાસન મળવાથી તેઓ આવીને અંગ્રેજોને તાબે થયા. અંગ્રેજોએ તેને રંગુનમાં જીવતાં સુધી નજરકેદ રાખ્યો હતો.

**મ્યુટિનિ–મેમોરિઅલ.**

હવે આપણે બળવાના લીધે પ્રસિદ્ધ થએલાં ક્યાં ક્યાં સ્થળો

છે તે જોઇએ. આ સ્મારકોમાં રિજ પાસે બળવાનું સ્મારક (Mutiny–Memorial) નામનું જે મકાન બાંધવામાં આવ્યું છે તેને અગ્રસ્થાન આપવું જોઇએ. આ ઇમારત લાલ પત્થરની બાંધવામાં આવી છે. બળવાખોરોના વખતમાં અંગ્રેજ ફોજે જે મર્દાનગી દર્શાવી હતી તેના યોગ્ય સ્મારક તરીકે આ ઇમારત નથી એમ ઘણાનું કહેવું છે અને આ ઇમારત જેમ તેમ કરીને બનાવેલી એક સાધારણ દુર્બિનના આકારની છે એમ પણ કેટલાક અંગ્રેજ લોકો ચેષ્ટાપૂર્વક કહે છે. હાલ છે તેના કરતાં જો વીશ–ત્રીશ ફીટ વધારે ઉંચી તે ઇમારત બાંધવામાં આવી હોત તો તે બળવાના ઉત્તમ સ્મારક તરીકે શોભત. રિજ ઉપર જે જે જગ્યાએ અંગ્રેજોએ તોપો ગોઠવી હતી તે સર્વ જગ્યાઓ પણ વ્યવસ્થાપૂર્વક જાળવી રાખવામાં આવી છે. તેમાં હાલમાં લક્ષમાં રાખવા જેવી લુડલોકેસલ (જ્યાં હાલ દિલ્હીક્લબ છે) પાસે જગ્યા છે. દિલ્હી કબજે કરતી વખતે આ સ્થળે સીજ બેટરી નં. ૨ વાળી જે ટુકડી હતી તે એ સમયે પ્રસિદ્ધ થએલા લોર્ડ રોબટર્સ સબ આલ્ટર્નના તાબામાં હતી. મોર્ટરી બેટરી અને સીજ બેટરી નં. ૩ ની જગ્યાઓ કુદસીયા બાગમાં બતાવવામાં આવે છે.

**નિલકસનનું બાવલું.**

દિલ્હી ઉપર પ્રથમ હલ્લો કરનાર વીર પુરૂષ નિકલસનનું યોગ્ય સ્મારક રાખવામાં આવ્યું છે એ એક આનંદની જ વાર્ત્તા છે. કાશ્મિર દરવાજા નજીક નિકલસન બાગમાં તેનું બાવલું ઉભું કરવામાં આવ્યું છે. આ બાવલું ટોમ્સ બ્રોકે બનાવ્યું છે. આગ્રામાંનું મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરીઆનું અને મુંબઇમાંનું સર રિચર્ડ ટેંપલનું બાવલું પણ તેણે બનાવેલું છે. તેણે બનાવેલાં બાવલાંમાં નિકલસનની મૂર્તિ પ્રથમ પંક્તિએ આવે છે. નિકલસન કાબૂલ દરવાજા પાસે ઘાયલ થઇને પડ્યો તેનાથી આ બાવલું દૂર છે ખરૂં, તથાપિ જે સ્થળે તેના શબને દાટવામાં આવ્યું છે, ત્યાંથી તે બાવલું નજીકમાં છે.

**જુનું દારૂખાનું.**

કીલ્લાના લાહોર દરવાજાથી અર્ધો માઇલ દૂર હાલની તાર ઓફીસ અને પોસ્ટ ઓફિસ છે, તેની નજીક જુનું દારૂખાનું હતું. તેમાંનો દારૂગોળો બંડખોરોના હાથમાં ન જવા દેવા માટે લે. વિલો-

બી અને બીજા આઠે તેને અગ્નિદેવને સ્વાહા કરી દીધો હતો, તે સ્થળે રાખેલા સ્મારકમાં અને તખતીમાં નીચે મુજબનો અંગ્રેજી લેખ કોતરવામાં આવ્યો છે.

*On 11th May 1857.

NINE RESOLUTE ENGLISHMEN.

LT. GEN. DOBREC WILLOUGHBY, BENGAL ARTILLERY, IN COMMAND.

| | |
|---|---|
| Lieutenant | William Raynor. |
| Conductor | G. William Shaw. |
| Conductor | John Scully. |
| Sergeant | Bryan Edwards. |
| Lieutenant | George Forrest. |
| Conductor | John Buckley. |
| Sub-Conductor | William Crow. |
| Sergeant | Peter Stewart. |

Defended the Magazine of Delhi for more than four hours against large numbers of the rebels and mutineers, until the walls being scaled, all hope of succour gone, these brave men fired the Magazine. Five of the gallant band perished in the explosion, which at the same time destroyed many of the enemy.

* તા. ૧૧ મી મે ૧૮૫૭ ના રોજ ૯ દૃઢાગ્રહી અંગ્રેજો લે. જ. ડોબ્રેક વિલોબી, બેંગાલ આર્ટીલરી અને તેની નીચેના લેફ્ટેનન્ટ વિલીઅમ રેનોર, કન્ડકટર જી. વિલીઅમ શો, કન્ડકટર જોહોન સ્કલી, સારજન્ટ બ્રેન એડવર્ડસ, લે. જ. ફોરેસ્ટ, કન્ડકટર જોહોન બકલી, સબ-કન્ડકટર વિલીઅમ ક્રાઉ અને સારજન્ટ પીટર સ્ટુઅર્ટ દિલ્હીના દારૂખાનાનું ચાર કલાક કરતાં વધુ વખત સુધી બળવાખોરોની મોટી સંખ્યા સામે રક્ષણ કર્યું; અંતે બળવાખોરો જ્યારે દિવાલ ઉપર નિસરણીઓ માંડી ચડવા લાગ્યા અને બચવાની સર્વ આશાઓ નષ્ટ થઇ ત્યારે આ બહાદૂર વીરોએ દારૂગોળો સળગાવી મૂકયો. તેના ધડાકાથી આ બહાદૂર ટોલકીમાંના પાંચ જણા નાશ પામ્યા. તેમાં દુશ્મનોનાં ઘણાં માણસોનો પણ કચરઘાણ નીકળી ગયો હતો. આ તખતી દારૂખાનામાં દાખલ થવા માટેના આગલા દરવાજાના સ્થળે હિંદુસ્તાનની સરકાર તરફથી મૂકવામાં આવેલી છે.

**THIS TABLET**

**marking the former entrance gate to the Magazine is placed here by the Government of India.**

**તારખાતાનું સ્મારક.**

તાર ઓફિસની સામે એક સ્તંભ ઊભો કરવામાં આવ્યો છે. એ બળવાના વખતમાં જેઓ તાર ઓફિસમાં કામ કરતા હતા, તેમનું સ્મારક છે. બંડખોરોએ જ્યારે અંગ્રેજોને ઠાર કરવા માંડયા ત્યારે આ લોકોએ મોટા ધૈર્યપૂર્વક ઓફિસમાં રહીને **લાહોર** તથા **અંબાલાના** અધિકારીઓને દિલ્હીના બળવાની ખબર આપી હતી. તેથી જ "The electric telegraph has saved India (વિજળિના તારયંત્રે હિંદુસ્તાનનો બચાવ કર્યો)" એવા ઉદ્ગારો સર રૉબર્ટ **મોંટગોમરીના** મુખમાંથી નીકળ્યા હતા. આ લોકોએ જે તાર કર્યો હતો તેનો મુસદ્દો **લાહોરના** સરકારી દફતરખાનામાંના એક પત્રમાંથી સને ૧૯૦૬ માં મળી આવ્યો હતો. તે નીચે પ્રમાણે છે.

*Date 11th May 1857, from Umballa, to all stations; the following just received from Delhi. 'We must leave office. All the bunglows are being burnt down by the sepoys of Meerut. They came in this morning. We are off, don't roll today. Mr. C. Todd is dead. We think, he went out this morning and has not returned yet. We heard that nine Europeans were killed. Good-Bye."

**સેંટ જેમ્સીસ મેમોરીઅલ ચર્ચ.**

બળવાના વખતમાં કાશ્મિર દરવાજા પાસે થએલી લડાઇમાં અંગ્રેજોએ અપ્રતિમ શૌર્ય દાખવ્યું હતું. આ દરવાજા પાસે સ્મારકની

---

* તા. ૧૧ મી મે, ૧૮૫૭; અંબાલાથી તમામ સ્થળોએ; નીચેનો સંદેશો દિલ્હીથી હમણાં જ મળ્યો છે; "અમારે ઓફિસ છોડી દેવી જોઇએ. મીરતના સિપાઇઓએ બધા બંગલા બાળી નાખ્યા છે. તેઓ આજ સ્હવારે અહીં આવ્યા છે. અમે આજે નોકરી ઉપર નથી. અમે ધારીએ છીએ કે મી. સી. ટોડ મરણ પામ્યા છે. તે આજ સ્હવારે બહાર ગએલા તે હજી સુધી પાછા આવ્યા નથી. અમારા સાંભળવામાં આવ્યું છે કે નવ યુરોપીઅનોને ઠાર કરવામાં આવ્યા છે. સલામ."

તખ્તી ( memorial tablet ) ઉભી કરવામાં આવી છે, તેમાં લેફ્ટેનન્ટો હોમ અને સાલ્ટકેલ્ડની ટૂકડીઓની બહાદૂરીની પ્રશંસા કરવામાં આવી છે.

કાશ્મિર દરવાજા પાસેના સેંટ જેમ્સીસ મેમોરિઅલ ચર્ચને નિહાળીને આપણે બળવાને લગતાં સ્થળોની યાત્રા પૂર્ણ કરીશું. હલ્લામાં માર્યા ગએલા અંગ્રેજોને આ દેવળ પાસે દાટવામાં આવ્યા હતા. આ દેવળનો સ્થાપક એટલો ઉદાર મતવાદી હતો કે તેણે મુસલમાનો માટે એક મસ્જીદ અને હિંદુઓ માટે મંદિર બંધાવ્યાં હતાં. ઉક્ત દેવળની પાસે તેને દાટવામાં આવ્યો છે. ત્યાં એક તખ્તીમાં પોતે મૃત્યુકાળે ખ્રિસ્તી હતો એવું લખેલું છે.

**કુતુબ મસ્જીદ.**

બીજે દિવસે દિલ્હીના પ્રવાસીએ દિલ્હી શહેરથી ૧૨ માઇલ દક્ષિણે આવેલી કુતુબ મસ્જીદ, કુતુબ મિનારો વગેરે સ્થળો જોવાનું આપણે ઉપર સૂચવી ગયા છીએ, તે સ્થળો તરફ હવે વળીએ. કુતુબ મસ્જીદ ગુલામ વંશના સંસ્થાપક કુતબુદ્દીન ઐબેકે બંધાવેલી છે, જે અત્યારે ‘ મસજિદી કુતુબુલ ઇસ્લામ ’ ના નામથી મશહુર છે. પરંતુ તેની અંદરના એક મહેરાબ ઉપરના લેખથી તેને જુમા મસ્જીદ કહેવામાં આવતી એમ જણાય છે. ૧૧૯૧ માં દિલ્હીનો કબજો લીધા બાદ તેણે ઉક્ત મસ્જીદ બંધાવવાની શરૂઆત કરી હતી. તેની આગલા ભાગની ભિંત આઠ ફીટ જાડી છે અને તેમાં પાંચ મોટી કમાનો છે. વચલી કમાન ૨૨ ફીટ પહોળી અને ૫૩ ફીટ ઉંચી છે, જ્યારે બાજુની દરેક કમાન ૧૦ ફીટ પહોળી અને ૨૪ ફીટ ઉંચી છે. તે મસ્જીદમાંનો મંડપ ૫૩ ફીટ પહોળો છે. આ મંડપ અને મસ્જીદના પશ્ચિમ તરફના ભાગની વચ્ચે ૧૪૫ ફીટ લાંબો અને ૯૬ ફીટ પહોળો ચોક છે. તે ચોકની પશ્ચિમે બરોબર મધ્યમાં દિલ્હીનો પ્રખ્યાત લોહસ્તંભ છે. મસ્જીદના પૂર્વ તરફના દ્વાર ઉપરાંત તેની દક્ષિણે અને ઉત્તરે બીજાં બે દ્વાર પણ હતાં, જેમાંનું દક્ષિણ દ્વાર હાલમાં નષ્ટપ્રાયઃ થએલું છે.

આ મસ્જીદમાંના સ્તંભ હિંદુ લોકોનાં જુનાં મંદિરોમાંહેના છે. આબુ પર્વત ઉપર જૈનોનાં જે સુપ્રસિદ્ધ મંદિરો છે તેના થાંભલાના આકારના આ સ્તંભ છે, અને તે અગીયારમા સૈકામાં બનાવવામાં આવેલા હોવા જોઇએ એવું તેના ઉપરના શિલ્પકામથી કલ્પી

શકાય છે. આ સ્તંભો ઉપર નીચેથી ઠેઠ ઉપર સુધી એક ઇંચ પણ જગ્યા નકશીકામ સિવાયની રહેવા દેવામાં આવેલી જણાતી નથી. નકશીકામ પણ બહુ જ ઝીણું અને નાજુક છે. મસ્જીદનું પૂર્વદ્વાર મુખ્યદ્વાર છે અને તેની પાસે અરબ્બી ભાષામાં લખેલો એક લેખ છે. તે લેખમાં એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે ૨૭ મૂર્તિપૂજકોનાં મંદિરો કે જે બંધાવવામાં દરેક દીઠ ૨૦,૦૦,૦૦૦ દીલીઆલ નાંણાંનું ખર્ચ થાય તેને જમીનદોસ્ત કરીને આ મસ્જીદ બાંધવામાં આવી છે. હિંદુ કે જૈનોનાં મંદિરોમાં મૂર્તિઓ પણ હશે, અને તે મૂર્તિઓની તેના વિરોધી મુસલમાનોએ કેવી દુર્દશા કરી મૂકી હશે એ પ્રશ્ન સાહજીક જ ઉદ્ભવે છે. સ્તંભો ઉપર પુષ્કળ ચુનો લગાવીને તેના ઉપર કોરેલી મૂર્તિઓ ન દેખાય એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે, પરંતુ મસ્જીદમાં આવનારની દૃષ્ટિ જે ઠેકાણે જવાનો સંભવ ઓછો હતો તે સ્થળોની મૂર્તિઓ જેવી ને તેવી રાખવામાં આવેલી જણાય છે. દાખલા તરીકે મંડપના ઇશાન ખુણામાં અંદર અને બહાર બે શિલ્પના ટુકડા છે, તેમાંના પહેલા ઉપર વિષ્ણુ, ઇંદ્ર, બ્રહ્મા અને શંકરની નાની મૂર્તિઓ છે જ્યારે બીજા ઉપર કૃષ્ણચંદ્ર, યશોદા આદિની મૂર્તિઓ છે.

આ મસ્જીદના સ્તંભો હિંદુ અને જૈન મંદિરોના છે એટલું જ નહિ પરંતુ ઉપર આપણે જેના વિષે ઉલ્લેખ કરેલો છે તે પાંચ કમાનોનું કામ પણ હિંદુ શિલ્પકારોના હાથનું જ જણાય છે. તેના ઉપર ફુલ અને જાળીનું જે નકશીકામ છે એ પણ નિઃસંશય હિંદુ લોકોની જ કારીગરી છે કેમકે કેટલાક જુનાં હિંદુ મંદિરોમાં એવું નકશીકામ માલુમ પડી આવે છે. કમાનોના પત્થર ઘટ્ટ અને મજબુત હોવાથી તેના ઉપરનું કોતરકામ અદ્યાપિ સુધી જેવી ને તેવી સ્થિતિમાં રહેલું જણાય છે અને શિલ્પજ્ઞ ડો. ફર્ગ્યુસન, સર અલેકઝાંડર કનિંગહેમ વગેરેએ પણ તેની વિલક્ષણ તારીફ કરેલી જણાવી છે, અને આ મસ્જીદમાં જો કાંઈ પ્રેક્ષણીય હોય તો એ જ એવું તેઓ જણાવી ગયા છે.

### કુતુબ મિનારો.

કુતુબુદ્દીનના જમાઇ અલ્તમશે તેની ઉત્તર અને દક્ષિણ તરફ નવીન કામ તૈયાર કરાવી તેને મસ્જીદ સાથે જોડી દીધાં છે. તેમજ પૂર્વે મંડપ નજીક એક ચોક તૈયાર કરાવી મસ્જીદનો વિસ્તાર વધાર્યો

છે. અલ્તમશે વધારેલા દક્ષિણ ભાગના અગ્નિખૂણામાં જગતપ્રસિદ્ધ કુતુબમિનારો આવેલો છે. આ ઇમારત મુસલમાનોની છે કે પ્રથમ હિંદુની હોઇ પાછળથી મુસલમાનોએ તેને પોતાની બનાવી તે વિષયમાં ઘણાં વર્ષોથી વાદવિવાદ ચાલે છે. રાય પિથોરા (પૃથ્વીરાજ) એ પોતાની કુંવરી હમેશાં યમુના નદી જોઇ શકે તે માટે તેણે આ ઇમારત બંધાવી હતી એમ દિલ્હીના હિંદુ લોકો કહે છે. યમુના નદી રોજ દેખાવા લાગી એટલે પૃથ્વીરાજની કુંવરીને ગંગા નદી જોવાની ઇચ્છા થઇ, તેથી કુતુબમિનારા કરતાં પણ બમણી ઉંચી ઇમારત બંધાવવાનો વિચાર પૃથ્વીરાજે કર્યો હતો પરંતુ એટલામાં મુસલમાન લોકોનો હલ્લો થયો અને તેને લીધે તે લડાઇમાં જોડાયો. તેથી તેનો વિચાર મનમાં જ રહ્યો એમ પણ કેટલાક લોક કહે છે. હાલમાં શિલ્પવેત્તાઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે આ ઇમારત મૂળથીજ મુસલમાનોનાં છે અને તે કુતુબુદ્દીને બંધાવી છે. આ પ્રકારની હિંદુ લોકોએ બંધાવેલી એક પણ ઇમારત જણાઇ નથી; અને જે છે તે માત્ર ચિતોડગઢ ઉપરનો કુંભારાણાનો કીર્તિસ્તંભ, પરંતુ આ સ્તંભ અને કુતુબમિનારાના શિલ્પકામમાં કોઇ પણ પ્રકારનું સામ્ય નથી. તેનાથી ઉલટું ગીઝનીમાં કુતુબમિનારાના જેવા અને તેનાથી થોડાજ વર્ષ પૂર્વેના બે મિનારા છે. તે સિવાય કુતુબમિનારામાં નીચે તથા ઉપર જે લેખો છે તે પણ મુસલમાન બાદશાહોના જ છે. અબુલફેદા નામનો ઇતિહાસકાર જણાવે છે કે કુતુબમિનાર જુના દિલ્હીની જુમામસ્જીદ અર્થાત્ કુતુબમસ્જીદ 'મોઝિનાહ' અર્થાત્ *મુઆઝિનના ઇમિલા માટે બાંધેલો હતો.

કુતુબમિનારો ગોળાકાર તથા નીચેથી વિશાળ અને ઉત્તરોત્તર સાંકડો થતો ગએલો છે. તેનો વ્યાસ નીચે ૪૭ ફીટ ૩ ઇંચ છે અને ઉપર આશરે માત્ર ૯ ફીટ જ છે. સને ૧૭૯૪ માં તેની ઉંચાઇ ૨૪૨ ફીટ હતી. તે વખતે પણ તેનો શિરોભાગ તો તદ્દન તૂટી પડેલો હતો. તેથી તેની પ્રથમની પૂરેપૂરી ઉંચાઇ બીજા ૧૫ ફીટ વધારે હશે એમ લાગે છે. બે ફીટ ઉંચા ઓટા ઉપર આ મિનારો બાંધવામાં આવ્યો છે, જે ઓટો ૨૪ ખૂણાવાળી આકૃતિનો છે. તેને પાંચ માળ છે, જેમાંનો નીચલો ૯૫ ફીટ, બીજો ૫૧, ત્રીજો ૪૧, ચોથો

*નિમાઝ પઢવાને માટે મુસલમાનોને મોઢેથી બાંગ પોકારીને આમંત્રણ કરનારને મુઆઝિન કહેવામાં આવે છે.

૨૫ અને ઉપરનો પાંચમો ૨૨ ફીટ ઉંચો છે. ફક્ત મીનારાના પાંચે માળનાં થઈને કુલ ૩૭૯ પગથીઆં છે. તેની ઠેઠ ઉપર ચઢીને જોતાં આસપાસનું દ્રશ્ય મનોહર અને રમણીય લાગે છે. એક તરફ નિલવર્ણીય યમુના સર્પ પ્રમાણે વાંકીચુંકી ચાલી જાય છે. સુવિશાળ દિલ્હી શહેરનાં ભવ્ય મકાનો આસપાસનાં ખંડેરો અને હરિયાળી ભૂમિ એ સર્વ કુતુબમિનારા ઉપરથી જોતાં દિલ્હીની પ્રાચીન ભવ્યતાનું પ્રેક્ષકોને ભાન કરાવે છે. ૧૩૬૮ માં થએલા વજ્રપાતથી તેના શિખરનો ભાગ પડી ગયો હતો, જે ફિરોજશા તઘલકે સમરાવ્યો હતો. સિકંદર લોદીના સમયમાં સને ૧૫૦૩ માં પણ આ મિનારા ઉપર વિજળી પડવાથી કેટલુંક નુકસાન થયું હતું. ઇ. સ. ૧૭૮૨ અને ૧૮૦૩ માં થએલા ધર્તીકંપોથી મિનારાનો ઉપરનો થોડોક ભાગ પડી ગયો હતો, જે કેટલાક સમય સુધી તો એવી ને એવી દશામાં રહ્યો, પરંતુ ૧૮૨૯ વાળા ધર્તીકંપ પછી તેનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો હતો. કુતુબમિનારનો ઇતિહાસ તેની બહારની લેખાત્મક તખ્તીઓ અને અંદરના શિલાલેખોમાં સમાયેલો છે. નીચલા માળમાં એવી ૬ તખ્તીઓ છે. તેમાંની ત્રીજી તખ્તીમાં મુઆજુદ્દીન અબુલ મુજાફર મહમદ બીન સામ (મહમુદ ઘોરી) નું નામ અને તેનું પ્રશંસાત્મક વર્ણન કોતરવામાં આવ્યું છે. તે મિનારામાં દાખલ થવાના દ્વાર ઉપર "સુલતાન શામસુદ્દિન અલ્તમશે બનાવેલો આ મિનારો નાદુરસ્ત થવાથી બહલોલના શાહજાદા સિકંદરશાહ લોદીની કારકીર્દીમાં ખવાસખાનાના પુત્ર ફતેહખાને હીજરી સન ૯૦૯ અર્થાત્ ઇ. સ. ૧૫૦૩ માં તે દુરસ્ત કર્યો." એવા પ્રકારનો એક લેખ છે. બીજા અને ત્રીજા માળના દ્વાર ઉપર "અલ્તમશે આ મિનારો પૂરો કરાવ્યો" એવા લેખો છે. પાંચમા મજલા ઉપર "વિજળીથી મિનારાનો કાંઇક ભાગ પડી જવાથી તેની દુરસ્તી મહમુદ ફિરોજ બાદશાહે સને ૧૩૬૮ માં કરાવી" એવું કોતરાવવામાં આવ્યું છે. તેની અંદરના ભાગમાં જે લેખ છે, તેમાંના ઘણા નાગરી ભાષામાં છે. તેમાંનો સહુથી મોટો લેખ ચોથા મજલાના દક્ષિણ દિશાના પ્રવેશદ્વાર ઉપર કોતરાવવામાં આવ્યો છે. તેમાં ફિરોજશાહનું નામ હોવા સાથે સંવત્ ૧૪૨૬ લખવામાં આવ્યો છે તથા "ચાહડદેવના સુત નાનાસલ્હ શિલ્પીએ વિશ્વકર્માની કૃપાથી મિનારો દુરસ્ત કર્યો" એવું લખેલું છે. આ સર્વ લેખોનું તાત્પર્ય એ સમજાય છે કે આ ઇમારત

બાંધવાની શરૂઆત કુતુબુદ્દીન ઐબેકે પોતાના માલીક મહમુદ ઘોરીની કારકીર્દીમાં સને ૧૨૦૦ માં કરી જે અલ્તમશે ૧૨૨૦ માં પૂરી કરી. ૧૮૦૩ પછી અંગ્રેજ સરકારે આ મિનારાની મરામત કરાવેલી, તેની દેખરેખનું કામ કેપ્ટન સ્મિથને સોંપવામાં આવ્યું હતું.

તે મિનારાના ફરતા ચાર મોટા ઝરૂખા છે. જેની ઉંચાઇ અનુક્રમે ૯૭ ફીટ, ૧૪૮ ફીટ, ૧૮૮ ફીટ અને ૨૧૪ ફીટની છે. આ મિનારાના ઘુમટનું અનુકરણ કોના ઉપરથી કરવામાં આવ્યું છે તે સ્પષ્ટ થઇ શકતું નથી, તદપિ એટલું તો જણાય છે કે તેના જેવો બીજો એક પણ મિનારો એ કાળે હસ્તી ધરાવતો નહોતો. તેની હરિફાઇ કરે એવો મિનારો ફ્લોરેન્સ ખાતે ગીઓટ્ટોએ બંધાવેલો છે. આ મિનારા કરતાં ઉંચામાં ઉચું મુસલમાનોએ બંધાવેલું મકાન ફક્ત મિસર દેશના પાયતખ્ત કેરોમાં એક હુસન મસ્જીદ છે. એમ કહેવામાં આવે છે કે આ મિનારાનો નીચેનો ભાગ મુલ્લાની બાંગને માટે ઉપયોગમાં લેવાતો હશે, પરંતુ ઉપરનો ભાગ તો મહોમેડનોએ 'જયસ્થંભ' સ્થાપવાના હેતુથી જ વધારેલો જણાય છે. તેની ઉત્તરે ૪૭૦ ફીટ દૂર અલ્લાઉદ્દિને આ મિનારાથી બમણા ઘેરાવાનો મોટો મિનારો બંધાવવાનું શરૂ કર્યું હતું, પરંતુ તેને ફક્ત ૪૦ ફીટ સુધી ઉંચો લઇ ગયા પછી તે કામ એમનું એમ પડતું મૂકવામાં આવ્યું હતું. આ મિનારો આખી દુનિયામાં અદ્વિતીય છે એમ કહીએ તો પણ ચાલી શકે તેમ છે.

**લોહસ્તંભ.**

કુતુબમસ્જીદના આંગણામાં એક લોહસ્તંભ છે જે ઉપર જણાવવામાં આવ્યું છે. તે લોહસ્તંભ ઉપર "સંવત દિલ્હી ૧૧૦૯ અનંગપાલ વહી" એવું કોતરવામાં આવ્યું છે. આ તુંવાર વંશનો બીજો અનંગપાલ હતો એ પણ અગાઉ જણાવી ગયા છીએ. આ લોહસ્તંભ પ્રથમ મથુરામાં હતો અને ત્યાંથી દિલ્હી ખાતે આણવામાં આવ્યો હતો એવી એક દંતકથા છે. વળી એમ પણ કહેવાય છે કે તે પ્રથમથી જ એ સ્થળે ઊભો કરવામાં આવ્યો હતો. તે જમીનની બહાર ૨૨ ફીટ અને જમીનની અંદર ૨૦ ઇંચ ગએલો છે. તેનો વ્યાસ નીચે ૧૬.૪ ઇંચ અને ઠેઠઉપર ૧૨.૦૫ ઇંચનો છે. આ સ્તંભ લોઢાનો જ બનાવવામાં આવ્યો છે એ વિષયમાં બિલકુલ શંકા નથી. રસાયનશાસ્ત્રીઓએ તેના નાના નાના ટુકડા લઇને તેનું પરીક્ષણ

કરેલું છે તથા તે અમિશ્ર લોહ ધાતુનો છે એવો પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે. કળાકૌશલ્યમાં પ્રવીણ સાંપ્રત યુરોપખંડમાં પણ કદી ન બન્યો હોય એવો લાંબો અને જાડો આ લોઢાનો સ્તંભ છે અને તે ઇસ્વી સનના ચોથા સૈકા જેટલા પુરાતન કાળમાં બનાવવામાં આવેલો હોવા માટે શિલ્પશાસ્ત્રવિશારદ ડૉ. ફર્ગ્યુસને મોટું આશ્ચર્ય પ્રદર્શિત કર્યું છે. ઓડીસા પ્રાંતના કોણારક ગામમાં જે પ્રચંડ સૂર્યનું મંદિર છે તેના સભા મંડળના છાપરામાં પણ નજીક નજીક મોટા લાંબા લાંબા લોઢાના ટૂકડાનો ઉપયોગ કરેલો જણાય છે. આ મંદિર અગીઆરમા સૈકામાં બનાવવામાં આવ્યું છે. તે ઉપરથી પ્રાચીન કાળથી ભરતખંડમાં લોહઘટનકળા પ્રચલિત હતી એમ માનવામાં આવે છે. સર્વથી વિશેષ આશ્ચર્ય સરખું તો એ છે કે આ લોહસ્તંભ ઉપર ચૌદ સૈકાંઓ પર્યંત વર્ષાદ, વિજળી, ધર્તીકંપ વગેરેનાં ઘણાં તોફાનો પસાર થઇ ગએલાં હોવા છતાં તેના ઉપર તેનું કાંઇ પણ પરિણામ થયું નથી. તેના ઉપરના શિલાલેખ વગેરે હજુ પણ જેવી ને તેવી જ સ્થિતિમાં છે. ભાઉ દાજી તેની સ્થાપના પાંચમા સૈકાના અંતમાં કે છઠા સૈકાના પ્રારંભમાં થએલી જણાવે છે, જ્યારે ડૉ. ફર્ગ્યુસન કહે છે કે તે ઇ. સ. ૩૬૩ થી ૪૦૦ સુધીમાં બનાવવામાં આવ્યો હશે.

એ સ્તંભ ઉપર છ લીટીઓનો જૂનો લેખ કોતરવામાં આવેલો જણાય છે. 'ચંદ્ર નામક એક રાજાએ વિષ્ણુપદ નામના ગિરિ ઉપર વિષ્ણુને અર્પણ કરેલી એક ધ્વજા ઊભી કરી' એવો તે લેખનો આશય છે. આ ચંદ્રરાજા ગુપ્તવંશનો હતો અને તે સાર્વભૌમ હતો, કેમકે તેણે બંગદેશ પાદાક્રાંત કરીને સિંધુ નદીનાં સપ્ત મુખ ઓળંગીને ત્યાં રહેતા વાલ્હિક લોકોનો પરાભવ કર્યો હતો, તેમ જ પોતાના વીરત્વરૂપી વાયુથી દક્ષિણ સમુદ્રને પણ સુગંધિત કર્યો હતો એવું તે લેખમાં વર્ણવેલું છે. તેમાં કાંઇ પણ સંવત આપવામાં આવેલો નથી, પરંતુ તેની લિપીશૈલી ઉપરથી તે ચોથા સૈકાનો લાગે છે; અને તે વેળાએ ચંદ્ર નામનો સાર્વભૌમ રાજા ગુપ્તવંશનો બીજો ચંદ્રગુપ્ત એક જ હતો એવું પ્રાચીન ઈતિહાસવેત્તાઓએ ઠરાવેલું છે.

**અલ્તમશની કબર.**

જુના દિલ્હીમાં બીજી પણ એક પ્રેક્ષણીય ઇમારત છે, જે અલ્તમશ બાદશાહની કબર છે. આ ઇમારત કુતુબમિનારાની સમકાલિત

છે. કુતુબ મસ્જીદના વાયવ્ય ખૂણાની નજીકમાં જ તે કબર છે. તે અંદરથી ચતુષ્કોણાકૃતિની અને તેનું મુખ્ય દ્વાર પૂર્વાભિમુખ છે. તે સિવાય બીજાં બે દ્વાર છે જે દક્ષિણાભિમુખ અને ઉત્તરાભિમુખ છે. તેની સર્વ ભિંતો અંદરથી અત્યંત સુંદર અને નકશીદાર છે. આ નકશીકામ ઉપરથી તે હિંદી કારીગરીની બનાવટ હોય એમ લાગે છે. આ ઇમારતનું છાપરૂં અર્ધું જ છે અને તે અધૂરૂં જ રહેલું જણાય છે. તે કારણથી તેને કેટલુંક નુકસાન થવાથી થોડીક સૌંદર્ય-હાની પણ થયેલી જણાય છે. તે કબર અંદરના નકશીકામને લીધે તો પ્રસિદ્ધ છે જ પરંતુ ખાસ જાણવાજોગ એ છે કે તે ઇ. સ. ૧૨૩૭ માં હિંદુસ્તાન ખાતે સહુથી પહેલી કબર બાંધવામાં આવી હતી.

**અલ્લાઉદ્દીનની કબર.**

મુસલમાનોએ દિલ્હી ઉપર વિજય મેળવ્યા બાદ એક સૈકા પછી અલ્લાઉદ્દીનની કબર બાંધવામાં આવી હતી. તેના શિલાલેખ ઉપરથી જણાય છે કે ઇ. સ. ૧૩૧૦ માં તે અલ્લાઉદ્દીન ખીલજીએ બંધાવી હતી. આ કબર બહારથી ચોરસ ચોરસ ૫૩ અને અંદરથી ૩૪ ફીટ છે. તેના જેવી સુંદર બાંધણીવાળું મકાન તે વખતથી મોગલ સમય સુધીમાં બીજું એક પણ બંધાયેલું હોય એવું જણાયું નથી, જો કે બહારથી આ કબરને કેટલુંક નુકસાન પહોંચ્યું છે.

ત્રીજે દિવસે સવારે ફિરોજાબાદ અને પુરાણો કિલ્લો જોવો એવું ઉપર જણાવેલું છે. ફિરોજાબાદ દિલ્હી શહેરની દક્ષિણે અર્ધો માઇલ ઉપર યમુના નદીને કાંઠે છે. ત્યાં ફિરોજશાહનો કીલ્લો છે જેને હાલમાં 'કોટિલા' પણ કહેવામાં આવે છે. આ કીલ્લો સને ૧૧૫૦–૭૦ માં બંધાવવામાં આવ્યો તે વખતે તે 'કુશકી–ફિરોજશાહ' નામથી પ્રસિદ્ધ હતો. આ શહેરના રસ્તા અત્યારે તો શૂન્ય અને ઉજડ જણાય છે પરંતુ પૂર્વે ફિરોજશાહના મરણ પછી મારામારી અને દંગાફિસાદને લીધે આ રસ્તા ઉપર લોહીનું પૂર વહ્યું હતું. ફિરોજાબાદ ઉજડ થઈ ગયા પછી ત્યાંની હવેલીઓના મોટા મોટા પત્થર શાહ-જહાનાબાદ બાંધવાના કામમાં ઉપયોગમાં લેવામાં આવ્યા હતા.

**અશોકની લાટ.**

અહીં મુખ્ય જોવા જેવાં અશોકની લાટ ( સ્તંભ ) અને જુની જુમામસ્જીદ છે. અશોકની લાટ દિલ્હીમાં ફિરોજશાહની લાટ એ

નામથી પ્રસિદ્ધ છે, કારણ કે આ લાટ પહેલાં સલોરા જીલ્લામાં ખિ-જરાબાદ નજીક યમુના નદીના તીર પાસે હતી, ત્યાંથી ફિરોજશાહે દિલ્હી આણીને ઊભી કરી. એવડી મોટી લાટ કેવી રીતે આણવામાં આવી હશે એવું પ્રશ્ન વાચકોના હૃદયમાં સહજ ઉદ્ભવશે. તેના નિ-રસન માટે શામસિ-સિરાજે તે લાટ લાવવા સંબંધી હકીકત પોતાના પુસ્તકમાં લખેલી છે, તે અત્ર આપવામાં આવે છે. ઉક્ત ગામની આસપાસના ઘણા માણસોને વેઠે પકડવામાં આવ્યા હતા. તેમ જ ઘાસની ગાંસડીઓ મંગાવી તેમાંનું ઘાસ સ્તંભની એક બાજુએ પ્રસારી મોટું બિછાનું તૈયાર કર્યું. પછી લાટના તળીઆની તમામ માટી ધીમે ધીમે ખણી કાઢવામાં આવી. લાટના અંદરના મૂળના પાયા પર્યંત લોકો ખોદતા ગયા તો ત્યાં ઠેઠ નીચે ચોરસ પત્થર જણાયો કે જેની ઉપર ઉક્ત લાટ બેસારવામાં આવી હતી. વળી રસ્તામાં લઇ જતાં લાટને કોઇ જાતની હરકત ન આવે તે માટે પણ સારી વ્યવસ્થા કરવામાં આવી હતી. તે લાટને પેલા બિછાના ઉપર આડી મૂકવામાં આવી હતી. બેંતાળીશ પૈડાંનો એક મોટો લાંબો ખટારો તૈયાર કરવામાં આવ્યો અને હજારો માણસોએ તે લાટને ઉચકીને ખટારા ઉપર મૂકી. પ્રત્યેક પૈડાને અકેક મજબુત દોરડું બાંધ્યું હતું અને બસો-બસો માણસ અકેક રસી ખેંચતા હતા. એમ કરતાં ખ-ટારાને યમુનાના કાંઠે લઇ ગયા. ત્યાં ૭૦૦૦ મણનો ભાર ઉપાડી શકે એવી હોડીઓ તૈયાર કરવામાં આવી હતી, તેના ઉપર તે લાટને મૂકી નદી રસ્તે ફિરોજાબાદ લાવવામાં આવી અને ત્યાંના રાજમહેલ પાસે લાવીને મૂકી. લાટને માટે જુમામસ્જીદ પાસે એક મોટી ઇ-મારત તૈયાર કરવામાં આવી હતી. એક મજલો તૈયાર થતો કે તેના ઉપર લાટને ચઢાવતા, અને બીજો મજલો તૈયાર થતાં પહેલે માળથી બીજે માળે ચઢાવતા; એ પ્રમાણે છેવટનો માળ તૈયાર થતાં લાટને ત્યાંસુધી ચઢાવીને ઊભી કરી. લાટ ઊભી કર્યા બાદ તેના ઉપર હિંદુ-ઘાટનો સોનાનો કળશ મૂક્યો હતો, જેથી તેને 'મિનાર-ઝરિન' પણ કહેવામાં આવે છે. તે લાટના ઉપર જે અક્ષરો લખ્યા હતા તે વાં-ચવાને બાદશાહે પુષ્કળ વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવ્યા હતા પરંતુ તે લેખ કોઇ પણ વાંચી શક્યું નહોતું. એક ધૂર્ત બ્રાહ્મણે તે અક્ષર પોતે ઉકેલી શકે છે એવું મિષ કરીને બાદશાહ પાસે ગપ ઠોકી જ-ણાવ્યું કે તેમાં, આ લાટ એટલી મોટી અને મજબૂત છે કે સુલતાન

ફિરોજશાહ નામનો એક બાદશાહ થશે ત્યાં સુધી કોઈ પણ તેને હલાવી શકશે નહિ, એવું લખેલું છે.

આ સ્તંભ પ્રથમ અશોક રાજાએ ઊભો કર્યો હતો અને તેના ઉપર આ રાજાના સાત આદેશ ( edicts ) કોરવામાં આવ્યા છે. તેમાં એવું જણાવવામાં આવ્યું છે કે રાજ્યાભિષેક પછી ૨૭ અને ૨૮ મા વર્ષમાં અશોક રાજાએ આ આદેશો કોતરાવ્યા હતા. પોતાના આદેશોને અશોક ધર્મલિપી કહેતો અને તે ખરેખર ધર્મલિપી જ હતી. કારણકે તેના તમામ આદેશ આધ્યાત્મિક ઉન્નતિ દર્શક છે. આ સ્તંભના છેવટના આદેશમાં માત્ર પોતે ૨૭ વર્ષમાં ધર્મપ્રચારને માટે શો શો પ્રયત્ન કર્યો, તેનું કથન અશોકે કરેલું છે. અશોકના એ આદેશ સ્તંભના જે ભાગ ઉપર કોતરેલા છે, તેની ઉપર એક તથા નીચે એક એવા બે લેખો છે. વસ્તુતઃ એ બન્ને લેખો જુદા જુદા નહિ પણ એ બન્ને મળીને એક જ લેખ હતો. આ લેખમ ચહુઆણ તિલક વિશળદેવ અથવા વિગ્રહરાજની પ્રશંસા કરવામાં આવી છે, અને તેણે હિમાલયથી વિંધ્યાચળની વચ્ચેનો તમામ પ્રદેશ સર કર્યો હતો એવું લખેલું છે. તેમાં સંવત ૧૨૨૦ ના વૈશાખ સુદી ૫ મ ગુરૂવાર એવી લેખની મીતિ પણ આપેલી છે.

## જુની જુમામસ્જીદ.

ફિરોજશાહે બાંધેલી જુની જુમામસ્જીદ એક વેળાએ ઘણી સુંદર ઈમારત હતી. તેના અંદરના આંગણાની મધ્યમાં એક નાનું અષ્ટકોણી મંદિર હતું, જેના ઉપર આ બાદશાહે લોકોપયોગી જે જે કામો કર્યાં હતાં તેની યાદી લખવામાં આવી હતી. સને ૧૩૯૮ માં જુની દિલ્હીને યથેચ્છ લૂટયા પછી મીરત તરફ જતાં પહેલાં આ મસ્જીદમાં આવી તૈમુરલંગે પોતાને લૂટ મેળવી આપવા માટે ખુદાની બંદગી કરી આભાર માન્યો હતો. મોગલ બાદશાહ બીજા આલમગીરને આ મસ્જીદમાં એક મોટો પવિત્ર અને દર્શનીય ફકિર આવ્યો છે, એવું મિષ કરીને તેને મળવા માટે લલચાવવામાં આવ્યો હતો. તે આ મસ્જીદમાં આવતાં ત્યાંજ તેનું ખૂન કરવામાં આવ્યું હતું. ચોસઠ સ્તંભ નામની એક બીજી મસ્જીદ પણ જોવા યોગ્ય છે. ત્યાંનો લાલ દરવાજો પણ જોયા વિના રહેવું જોઇએ નહિ. આ શેરશાહના સમયના દિલ્હીનો ઉત્તર તરફનો દરવાજો હતો. તેની નજીક ફરીદખાનની ધર્મશાળા હતી, જ્યાં હાલમાં કેદખાનું આણવામાં આવ્યું છે.

**પુરાણો કિલ્લો-ઇન્દ્રપ્રસ્થ.**

પુરાણો કિલ્લો હુમાયૂન બાદશાહે અસલ જ્યાં ઈન્દ્રપ્રસ્થ હતું ત્યાં બાંધ્યો છે. હુમાયૂને એ કિલ્લો બાંધીને નવું દિલ્હી વસાવવાનો ઇરાદો કરેલો, પરંતુ તે બાદશાહનો શેરશાહે પરાજય કર્યો તેથી તે નાસી ગયો; ત્યાર બાદ શેરશાહે તે શહેરને અતિ ત્વરાથી પૂર્ણ કરાવ્યું. હુમાયૂને તેને 'દિનપનાહ' નામ આપ્યું હતું, જ્યારે શેરશાહના વખતમાં તેને શેરગઢ કહેવામાં આવતું. કિલ્લાનો એક માઇલનો પરિઘ છે. તેમાં દાખલ થવાને માટે દક્ષિણ દિશાએ દરવાજો છે. જે જગ્યાએથી રસ્તો કિલ્લામાં જાય છે, ત્યાં સામી બાજુએ રાતા રેતાળ પત્થરના દરવાજાવાળો એક વાડો છે, અને અંદર એક મસીદ છે, જેને 'ખેરન-ઉલ-મનઝીલ' અથવા લાલચોળ કહેવામાં આવે છે. ઇ. સ. ૧૫૬૧ માં અકબરને ઉછેરનારી એક ધાત્રી તે આદમખાનની માતા માહમ અનગાહે બંધાવી હતી. એ મસીદમાં કોઇ બાણુધારીએ અકબર બાદશાહનું ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હતો. તે કિલ્લાનો દરવાજો ઘણો ઉંચો અને ભવ્ય છે, તથા તે ઉપરનું રંગીન કામ આકર્ષક બનાવવામાં આવ્યું છે. કિલ્લાની અંદર એક ગામડું છે, જે બહુ જ ગંદુ છે. કિલ્લાની ઉત્તર દિશાએ એક પુરાઇ ગએલો દરવાજો છે, જેને લાલ દરવાજો કહેવામાં આવે છે. તેના માટે એવી દંતકથા ચાલે છે કે તે દરવાજાને ચક્રવર્તી રાજા સિવાય બીજો કોઇપણ ઉઘાડી શકે તેમ નથી. આ દંતકથા ભોમીઆઓ પાસેથી સાંભળવામાં આવે છે. લાલ દરવાજાની દક્ષિણે જમણી બાજુએ ફરિદખાનની ધર્મશાળા છે, જેનો હમણાં જેલ તરીકે ઉપયોગ કરવામાં આવે છે. તેનાથી આગળ ચાલીએ તો મહોબતખાન નામના એક વટલેલા રજપૂતની મસીદ આવે છે. આ મહોબતખાને જહાંગીર બાદશાહને લાહોરમાં કેદ પકડયો હતો. તેની કબર સફદરજંગના મકબરાના અગ્નિ ખૂણામાં છે. યુધિષ્ઠિરે જ્યાં અશ્વમેધ કર્યો હતો તથા જે સ્થળે શિવજીએ વેદનો ઉદ્ધાર કર્યો હતો તે બે જગ્યાઓ પુરાણા કિલ્લાની ઉત્તરે બતાવવામાં આવે છે. ત્યાં આગળ કોઇપણ માસના શુકલ પક્ષની બીજને રોજ સોમવાર હોય તો મેળો ભરાય છે.

**હુમાયૂનનો મકબરો.**

આ મકબરો પુરાણા કિલ્લાની દક્ષિણે અને નિઝામુદ્દીન ઓલીઆના મકબરાની પૂર્વ બાજુએ આવેલો છે. તે જમના નદીના

કિનારા ઉપર છે. આ મકબરાનો ઘાટ બીજા જુના મકબરાઓ કરતાં કાંઇક જુદો પડે છે. તે સ્થાન અતિ રમણીય લાગે છે. *તે પઠાણુ શૈલી અને મોગલ શૈલીની ભિન્નતાનું પ્રથમ ચિન્હ છે. એક ચોરસ ઓટલો કમરપુર ઉંચાઇનો બાંધવામાં આવ્યો છે અને તેના ઉપર મકબરો ચણવામાં આવ્યો છે. તમામ કામ પાકું કરેલું છે. તે ઓટલો ઘણોજ વિશાળ છે. આ મકબરાને બાંધતાં સોળ વર્ષ લાગ્યાં હતાં. લાહોરમાં જહાંગીરની કબર, દિલ્હીમાં સફદરજંગનો મકબરો, આગ્રામાં તાજમહેલ વગેરે ઉક્ત મકબરાની ઢબે જ બાંધેલાં છે. એ મકબરાનો પહેલો ઓટલો ચઢતાં જ સામે એક માર્ગ દેખાય છે, જે હુમાયુન બાદશાહની જ્યાં કબર છે, ત્યાં નીચે જાય છે. જો કે સૌંદર્યમાં આ મકબરાને તાજમહેલની સ્પર્ધામાં મૂકી શકાય તેમ નથી, તોપણ તેની મજબુત બાંધણી તો જોનારને આશ્ચર્યચકિત કરી નાંખે તેવી છે. અકબરના સિકંદ્રાના અને જહાંગીરના શાહદરાના મકબરા કરતાં આ મકબરો સાદો છે પરંતુ કેટલાક ઘેરા રાતા પત્થરમાં સફેદ આરસને જડેલા, અને એકલા આરસના મકબરાને વધારે પસંદ કરે છે, તેમાંનો એક આ છે. તેનો ઘાટ પણ વિલક્ષણ છે. બે બાજુપરના આઠ ખૂણાઓ, વચ્ચેના ચોરસ ભાગના ચાર ખૂણામાંથી બહાર ખેંચી કાઢેલા છે. મધ્યભાગ અષ્ટકોણી છે, જેના ઉપરનો ઘુમટ આરસપહાણનો છે. આ જ મકાનમાં ચારે ખૂણે અષ્ટકોણી મીનારાઓ પહેલાં જોવામાં આવે છે. અંદર દાખલ થવાને માટે ફક્ત એક જ માર્ગ છે. બાકીની બાજુઓના સંગેમરમરના પત્થરને કોરીને તેમાં જાળી બનાવવામાં આવી છે. તેની નીચે ભંડારમાં હુમાયુનની કબર છે, અને તેની પત્ની તથા અકબરની મા હાજીબેગમની કબર ઇશાન ખૂણામાં છે. આ હાજીબેગમે આ મકબરો ચણાવ્યો હતો. બીજા ખૂણામાં જે કબરો છે, તે કોની છે એ કોઇના જાણવામાં નથી, પરંતુ એમ કહેવાય છે કે તે કબરો ઔરંગજેબના મોટા ભાઇ દારાશિકોહ, શાહઆલમ બહાદૂરશાહના બે ભાઇઓ, તેમના ત્રણ દીકરાઓ, તથા જહાંદારશાહ અને આલમગીર બીજાની

*તે દ્રષ્ટિગોચર થતાં એક પ્રકારના દ્રઢપણાનો ભાવ મનમાં ઉપજે છે. જે મોગલ બાદશાહોનાં જીવનચરિત્રમાં નાના પ્રકારના સ્વર્ગીય ભોગવિલાસ દ્રષ્ટિએ પડે છે તે શૂર અને ધીરોદાત્ત પુરૂષના છેવટના ધામને આવું દ્રઢપણું નથી છાજતું એમ કોણ કહી શકશે?

છે. આ મકબરો મોગલાઇ બાંધકામમાં સહુથી પહેલો છે. તેની પાછળ રૂ. ૧૫૦૦૦૦૦ નું ખર્ચ થયું હતું.

**વેધશાળા.**

શાહજહાનાબાદના અજમેરી દરવાજાથી દોઢેક માઇલ દૂર જયપુરના જયસિંહ રાજાએ એક વેધશાળા બંધાવી છે. સવાઇ જયસિંહ એક વિદ્વાન્ જ્યોતિષી હતો. હજી પણ તેની વિદ્વતા પ્રત્યે માનદ્રષ્ટિથી જોવામાં આવે છે. હાલનું જયપુર, તેનું જ વસાવેલું છે. દિલ્હીના બાદશાહની દરબારમાં તેનો સારો લાગવગ હતો. તેના લીધે જ મરાઠાઓને ચોથ અને સરદેશમુખની સનદ મળી હતી. વળી તેણે મોટા બાજીરાવ પેશ્વાને માળવાની સુબેદારી પણ અપાવી હતી. જયપુર, ઉજ્જયની, કાશી, દિલ્હી આદિ સ્થળોએ તેણે વેધશાળાઓ બંધાવી છે. જ્યોતિષ વિષય સંબંધી કલ્પદ્રુમ આદિ ગ્રંથો પણ તેણે લખેલા કહેવામાં આવે છે. આ વેધશાળા ઇ. સ. ૧૭૨૪ માં બંધાવવામાં આવી હતી, પરંતુ તે પછીનાં ૫૦ વર્ષોમાં જાટ લોકોએ તેની ભાંગફોડ કરી હતી. ના. અંગ્રેજ સરકારે તેને સમરાવવાને પ્રયત્ન કરેલો છે, પરંતુ તે હજી પૂર્ણ થયો નથી. મધ્ય રેષાનું ઘડિયાળ હજી છે, પરંતુ ચક્રના ઘેરાવના આરસનું કામ કે જેની ઉપર અંશોના ચિન્હ કાઢેલાં હતાં તે અને તે જ પ્રમાણે કમાનનાં ચિન્હો સર્વ નષ્ટપ્રાય: થઇ ગયાં છે. તેને સમારવાનો સહજ પ્રયત્ન ઇ. સ. ૧૭૯૦ માં થયો હતો. કમાનોવાળા ત્રણ માળનાં બે મકાનો સાધારણ દ્રષ્ટિએ આગમાં બળી ગએલાં મકાનો જેવાં લાગે છે, પરંતુ એ તારાઓનાં ascension અને declension નું માપ કાઢવાને ખાસ બાંધવામાં આવ્યાં છે. એ મકાનને છાયાયંત્ર કહેવામાં આવે છે. વેધશાળાની આખી યોજના સવાઇ જયસિંહની બુદ્ધિનું પરિણામ છે. આ વેધશાળાનું ખરૂં નામ સમ્રાટ્-યંત્ર છે, પરંતુ લોકો તેને 'જંતરમંતર' કહે છે.

**કોલેજ.**

ત્રીજે દિવસે બપોરે દિલ્હી શહેરનાં અન્ય સ્થળો નિહાળવાનું અગાઉ સૂચન કરવામાં આવ્યું છે. તે દરેકે પોતપોતાની પસંદગી પ્રમાણે જોઇ લેવાં. તથાપિ જુની રેસીડેન્સી, ટાઉન હોલ, કાલી મસ્જીદ, રોશનુદૌલા મસ્જીદ વગેરેનાં નામો અત્રે સૂચવવામાં કાંઇ હરકત નથી. અત્રેની કોલેજ પણ જોવા લાયક છે. તેનો પૂર્વ ઇતિહાસ અતિ

વિચિત્ર છે. આ સંસ્થા પ્રથમ મુસલમાન લોકોની મદ્રેસા પાઠશાળા હતી. તેની સ્થાપના ૧૭૯૨ માં થઇ હતી અને ૧૮૭૭ પર્યંત દિલ્હી શહેરમાં એ મુખ્ય સંસ્થા હતી. ૧૮૨૯ થી ત્યાં અંગ્રેજી શિખવવામાં આવતું હતું. ૧૮૫૫ માં તે સરકારી શિક્ષણ ખાતાના અમલ નીચે ગઇ હતી. તેના પુસ્તકાલયમાં અતિ મહત્ત્વ ધરાવતાં અને મહાપ્રયાસે મળી શકે તેવાં ફારસી અને અરબ્બી પુસ્તકો હતાં. તે સર્વે બળવાખોરોએ લૂંટી લીધાં હતાં અને તેનું મકાન પણ જમીનદોસ્ત બનાવી મેલ્યું હતું. ત્યાર પછી બીજું મકાન બાંધવામાં આવ્યું હતું.

**સામાન્ય હકીકત.**

હવે અર્વાચીન દિલ્હીની સામાન્ય પરિસ્થિતિને લગતી કેટલીક જાણવાજોગ હકીકત પણ અત્રે આપેલી નકામી નહિ જાય. પંજાબ પ્રાંતમાં દિલ્હી જીલ્લાનું દિલ્હી મુખ્ય શહેર છે. તે યમુના નદીને કીનારે, કલકત્તાથી ૯૫૬ માઇલિ અને મુંબઇથી ૯૮૨ માઇલ દૂર છે. તેની વસતિ સને ૧૮૮૧ માં ૧,૭૩,૩૯૩, સને ૧૮૯૧ માં ૧,૯૨,૫૭૯ અને સને ૧૯૦૧ માં ૨,૦૮,૫૭૫ ની હતી. ત્યાં મિલઉદ્યોગની પ્રગતિને લીધે વસતિસંખ્યામાં પણ દિવસે દિવસે વૃદ્ધિ થતી જાય છે. સને ૧૯૦૧ માં ત્યાં હિંદુઓ ૧,૧૪,૪૧૭, મુસલમાનો ૮૮,૪૬૦, જૈનો ૩૨૬૬, ખ્રિસ્તી ૨૧૬૪ અને શિખ ૨૨૯ હતા. હાલનું દિલ્હી શહેર આશરે સવાત્રણ માઇલના વિસ્તારમાં છે. સત્તાવનના બળવામાં પ્રસિદ્ધ થએલો ઉત્તર તરફનો કિલ્લો લગભગ પોણા માઇલમાં છે અને તે “ વોટર બેશન ” થી “ મોરી બેશન ” સુધી આવેલો છે. તે કીલ્લામાં કાશ્મિરી દરવાજો હતો એ મરાઠાઓએ બંધાવેલો હતો, જેને હાલમાં પ્રથમની જગ્યાએથી ખસેડવામાં આવ્યો છે. દિલ્હી શહેરના ચાંદની ચોક, નાના મોટા બે ભાગ પાડે છે. શહેરમાં ઇગર્ટન અને બિલીમારન વગેરે મોટા રસ્તાઓ પણ છે. અગ્નિખૂણામાં દરિયાગંજમાં આવેલી છાવણીમાં દેશી લશ્કરની એક ટૂકડી રહે છે. બીજું લશ્કર કિલ્લામાં રહે છે. લાહોર દરવાજાની બાજુએ સદર બજાર આવેલું છે. તેની પાસે કાદમશરિફ અને ઇદગાહ આવેલાં છે. જુનો કેમ્પ રિજ તરફ હતો. આ કેમ્પનો બળવાના વખતમાં નાશ કરવામાં આવ્યો હતો. પશ્ચિમે યમુના નદીની નહેર છે. આ નહેરની વચ્ચે અને રાજમાર્ગની ઉત્તરે બવારીનું મેદાન છે. દિલ્હીમાં સને ૧૮૫૦ માં મ્યુનિસિપાલીટીની સ્થાપના થઇ હતી અને સને ૧૯૦૩–૪

માં તેની વાર્ષિક આવક આશરે ૬ લાખ રૂપીઆની અને ખર્ચ ૫ લાખનું હતું. સાધારણ લશ્કરમાં બ્રિટિશ સિપાઇઓની એક ટૂકડી તથા થોડું તોપખાનું છે. દરિયાગંજમાં દેશી ઘોડેસ્વારોની એક ટૂકડી રહે છે.

શહેરમાં ઘણી જાતના ઉદ્યોગો છે. રૂપા ઉપરની કારીગરી, કસબ ટીકીનું કામ, તાંબા પીતળનાં વાસણો, હાથીદાંત ઉપરનું કોતરકામ વણાટકામ, સોના રૂપાનું ભરતકામ, નાની છબીઓનું ચિત્રકામ વગેરે હુનર ઉદ્યોગો ઠીક છે. પરંતુ પ્રથમ મોગલ બાદશાહતના સમયમાં જે ઉંચા પ્રકારની કારીગીરી હતી એવી હાલમાં જણાતી નથી. તદુપરાંત દિલ્હી શહેરમાં કાપડની તેમજ બીજી કેટલીક મીલો પણ છે, જેનો ઉદ્યોગ સારો ચાલે છે. સને ૧૯૦૪ માં ત્યાં બધાં મળી ૨૨ કારખાનાં હતાં અને તેમાં ૩૪૬૦ માણસો કામ કરતાં હતાં. ત્યાંથી મુખ્યત્વે કરીને કાપડ, રેશમ, અનાજ, ચામડાં, રાસાયણિક પદાર્થો, તંબાકુ, ખાંડ, તેલ, જરીકામ તથા સોનારૂપાની કારીગરીનું કામ પરદેશ ખાતે જાય છે. તેનો વ્યાપાર સિંધ, કાબુલ, પંજાબનાં શહેરો, જયપુર તથા અલવર સાથે ઠીક ચાલે છે.

દિલ્હી શહેરમાં એક મ્યુનિસિપલ હાઇસ્કૂલ છે. તે સિવાય એંગ્લો–અરેબિક, એંગ્લો–સંસ્કૃત તથા શાહજાદા હાઇસ્કૂલ વગેરે નિશાળો છે. સ્ટેશનથી એક માઇલને છેટે એલ. ચુન્નામલે બંધાવેલી ધર્મશાળા તથા બીજી પણ કેટલીક ધર્મશાળાઓ છે. જુની દિલ્હી પાસે આરોલી નજીક ચોમાસામાં મોટા મેળા ભરાય છે.

ઉપરના તમામ વર્ણનથી સ્વાભાવિક રીતે જણાઇ આવશે કે દિલ્હી આધુનિક શહેર નહિ પણ ઘણા પુરાતન કાળનું છે અને સામ્રાજ્યની દ્રષ્ટિએ વિચાર કરીએ તો એ રોમ, મોસ્કો અને બગદાદની કક્ષામાં મૂકવા યોગ્ય છે. પૂર્વથી જ દિલ્હી શહેર હિંદુસ્તાનના સામ્રાજ્યનું મુખ્ય સ્થાન છે. તેથી મોગલ બાદશાહતનો લય થયા પછી અંગ્રેજ સરકારનું સામ્રાજ્ય સ્થાપન થયું ત્યાર પછીથી પણ તે જ રાજધાનીનું શહેર હોવું જોઇતું હતું, જે ખામી આપણા સાંપ્રત શાહાનશાહ જ્યોર્જ પાંચમાએ તે શહેરને રાજ્યધાનીપદે સ્થાપીને દૂર કરી છે. હજી પણ દિલ્હીનું નામ લેતાં હિંદુ અને મુસલમાન દરેકને એક સરખું કૌતુક જ ઉપજે છે અને તેના પ્રત્યે આદરબુદ્ધિ રહે છે તેથી નામદાર શાહાનશાહે દિલ્હીને પાટનગર બનાવ્યું તે માટે હિંદી પ્રજા

તેમની ઋણી છે એ કહેવાની બિલકૂલ જરૂર નથી. આ નવીન દિલ્હીને જો 'જયોર્જાબાદ' નામ આપવામાં આવે તો પછી તેમાં કોઇ પણ બાબતની ઉણપ રહેવા પામે નહિ.

**આ હિંદુસ્તાનનું પ્રાચીન પાટનગર, હિંદુ, મુસલમાન આદિ તમામ પ્રજાને અતિપ્રિય છે, તે તથા બ્રિટિશ સામ્રાજ્ય "યાવત્ ચંદ્ર દીવાકરૌ" રહો એવી સર્વ શક્તિમાન્ પરમાત્મા પાસે હિંદી પ્રજાની અંતઃકરણપૂર્વકની પ્રાર્થના છે.**

---

## પ્રકરણ ૯ મું.

---

### નામદાર શાહાનશાહનો પ્રવાસ.

**ઇંગ્લાંડથી પ્રયાણ.**

નામદાર શાહાનશાહ જ્યોર્જ પંચમ, શાહાનશાહબાનુ મેરી સાથે સને ૧૯૧૧ ના નવેમ્બર માસની ૧૧ મી તારીખે હિંદુસ્તાન આવવાને માટે ઇંગ્લાંડથી નિકળ્યા હતા. હિંદુસ્તાનના સિંહાસન ઉપર આરૂઢ થવાને આવનાર આ પહેલા જ બાદશાહ હોવાથી તેમનો હિંદુસ્તાનનો પ્રવાસ સુખકર થાઓ એવી ઇચ્છા પ્રદર્શિત કરવાને પોર્ટસ્મથ ખાતે, વિકટોરીઆ સ્ટેશન ઉપર અને રસ્તે રસ્તે આંગ્લ નાગરિકો મોટી સંખ્યામાં જમા થયા હતા.

નામદાર શાહાનશાહ હિંદુસ્તાન આવવાને માટે નિકળ્યા તે પહેલાં તેમની ગેરહાજરીમાં રાજ્યકારભાર ચલાવવાને ઇંગ્લાંડમાં, લોર્ડ મોર્લી ( અધ્યક્ષ ), પ્રિન્સ આર્થર ઓફ કોનોટ, આર્ચબિશપ ઓફ કેન્ટરબરી ( ધર્મગુરૂ ) અને લોર્ડ લોરબર્નનું એક કમિશન ( મંત્રીમંડળ ) નિમવામાં આવ્યું હતું. શાહાનશાહના આ મંત્રીમંડળની સભા પ્રયાણના આગલા દિવસે બકિંગહામ મહેલમાં મળી હતી. મંત્રીમંડળનું કામ અર્ધો કલાક સુધી ચાલ્યું હતું. તે પછી વડા પ્રધાન મી. એસ્કવીથને શાહનશાહે મુલાકાત આપી હતી.

તા. ૧૧ મી નવેમ્બર સને ૧૯૧૧ ના રોજ શાહાનશાહ, પ્રિન્સ ઓફ વેલ્સ અને શાહાનશાહબાનુની સાથે લેંડો જાતની ખુલ્લી ગાડીમાં બેસીને બકિંગહામના રાજમહેલથી વિકટોરીઆ સ્ટેશન જવાને નિકળ્યા. ગાડીની આગળ ઘોડેસ્વારોની એક ટુકડી ચાલતી હતી.

રસ્તાની બન્ને બાજુએ રાજદર્શનાર્થે નાગરિક સ્ત્રીપુરૂષોનો પ્રચંડ સમુદાય જમા થયો હતો. તેમણે રાજદંપતીનો જયજયકાર પોકાર્યો. વિકટોરીઆ સ્ટેશન ઉપર તેમનું સ્વાગત કરવાને માટે ૩૦૦ નામાંકિત ગૃહસ્થો હાજર હતા. શાહાનશાહની સ્વારી વિકટોરીઆ સ્ટેશન ઉપર આવી કે કોલ્ડસ્ટ્રીમ ગાર્ડોની ટૂકડીએ તેમનું સન્માન કર્યું અને બેન્ડનું–રાજગીતનું સુસ્વરે–વાદન શરૂ થયું. તે પછી શાહાનશાહે સ્ટેશન ઉપર પોતાના સ્વાગત માટે હાજર થએલા ગૃહસ્થો સાથે થોડો સમય સંભાષણ કર્યું. પછી શાહાનશાહ, શાહાનશાહબાનુ તથા તેમની સાથે હિંદુસ્તાન આવનાર સર્વે આગબોટમાં બેઠાં એટલે 'રક્ષ રક્ષ પરમેશ્વર ચક્રવર્તીને' એ અર્થનું ગીત બેન્ડમાં ગાવામાં આવ્યું. રાજમાતા અલેકઝાન્ડ્રા અને પ્રિન્સ આર્થર પણ શાહાનશાહ અને શાહાનશાહબાનુને સફળ સફર ઇચ્છવા તથા અભિનંદન આપવાને પોર્ટસ્મથના બંદર ઉપર આવ્યાં હતાં.

પોર્ટસ્મથમાં શાહાનશાહ અને શાહાનશાહબાનુનું લશ્કરી અમલદારો અને આરમારના અમલદારોએ મોટા ઠાઠપૂર્વક સન્માન કર્યું હતું. તેઓશ્રી મદિના આગબોટ તરફ જવાને નિકળ્યા કે 'વિકટરી (વિજ્યા)' નામની આગબોટના શિરોભાગ ઉપર રાજચિન્હવાળું નિશાન ફરકવા લાગ્યું અને તોપોની સલામીના બહાર થવા લાગ્યા. આગબોટ ચાલુ થઇ તે પહેલાં રાજમાત્રા અલેકઝાન્ડ્રા, નોર્વે દેશનાં રાણી, પ્રિન્સેસ વિકટોરીઆ, પ્રિન્સ ઓફ વેલ્સ, શાહાનશાહબાનુ મેરી અને રાજકુટુંબના બીજા કેટલાક જનોએ સાથે બેસીને ખાણું લીધું હતું.

બંદર ઉપરની તમામ નૌકાઓને ધ્વજાપતાકાથી શણગારવામાં આવી હતી. શાહાનશાહ અને શાહનશાહબાનુની સ્વારી મદિના આગબોટ ઉપર ચઢી કે નૌકાઓ ઉપરથી તોપોની સલામી અપાવા લાગી. મદિના આગબોટ ઉપર સ્વાગતસમારંભ અને ઉપહારોત્સવ થયા બાદ આ સાર્વભૌમ દંપતીએ સર્વે રાજવંશી જનોની રજા લીધી ને પછી આગબોટ ચાલુ થઇ કે મેઘરાજાએ પોતાની ગર્જનાથી સલામી આપી, આગબોટ ઉપર અમૃતવૃષ્ટિ કરવા માંડી, તોપોનો ગડગડાટ શરૂ થયો, નૌકા ઉપરનાં તથા કિનારા ઉપરનાં બેન્ડોમાંથી રાજગીતોનો મધુર આલાપ બહાર પડવા લાગ્યો, તેમજ બંદરમાં નૌકા ઉપર અને કિનારા ઉપર ઊભેલા પ્રચંડ જનસમુદાય તરફથી જયજયકારસૂચક ધ્વનિ થવા લાગ્યો.

મદિના આગબોટ બંદરમાંથી નિકળી કે એક મોટો અકસ્માત થતો સહજમાં રહી જવા પામ્યો હતો. ગોદીમાંની એક આગબોટની સાથે મદિના આગબોટને અથડાવાની જરા પણ વાર નહોતી, પરંતુ એટલામાં મદિના આગબોટને બહુ ઝડપ અને કુશળતાથી અન્ય દિશાએ વાળવામાં આવી અને મોટું સંકટ ટળી ગયું. તે આગબોટ સ્પિટહેડ પહોંચી એટલે ઇંગ્લાંડની પહેલી લડાયક આગબોટ તરફથી શાહાનશાહનું સ્વાગત કરવામાં આવ્યું. આ આગબોટ ઇંગ્લિશ ચેનલ સુધી મદિના આગબોટને પહોંચાડવાને માટે ગઇ હતી. તેની પાછળ પાછળ આખી દુનિયામાં સર્વોત્તમ બીજી પણ દશ લશ્કરી આગબોટો હતી.

તા. ૨૧ મી નવેમ્બરના રોજ શાહનશાહની સ્વારી પોર્ટસૈયદ ખાતે આવી પહોંચી. ત્યાં તેઓશ્રીના સ્વાગતાર્થે ૧૦૧ તોપોની સલામી આપવામાં આવી. લોર્ડ કિચનર, સર ફ્રાન્સીસ વિંગેટ, જનરલ મેકસવેલ વગેરે પોતાના પરિવારસહ મદિના આગબોટ ઉપર ગયા હતા. તે પછી ઇજીપ્તના ખેદિવ, તુર્કસ્તાનના સુલતાનના વડા શાહજાદા ઝીયા–એદ્દિન અને અહમુદઅલ્વીએ શાહાનશાહની મુલાકાત લીધી હતી. ઝીયા–એદ્દીને પોતાના પિતા તરફનો પત્ર રજુ કર્યો, જેમાં નામદાર શાહાનશાહનો પ્રવાસ સુખકર નિવડે એવી શુભેચ્છા પ્રદર્શિત કરવામાં આવી હતી. તે પત્રમાં નીચેના આશયના ઉદ્ગાર પ્રકટ કરવામાં આવ્યા હતાઃ—

"આપને હિંદુસ્તાન જવાનો સુયોગ પ્રાપ્ત થયો છે, તે પ્રસંગે આપના પ્રત્યેનો મારો સ્નેહભાવ અને ઇંગ્લાંડના વૈભવ વિષેની સદિચ્છા જાહેર કરવાને મારા વડા શાહાજાદાને આપની પાસે મોકલવામાં આવ્યો છે. **ઇંગ્લાંડ અને તુર્કસ્તાનનો સ્નેહસંબંધ હમેશાં કાયમ રહે એવું હું ઇચ્છું છું**, તથા આપ દંપતી પ્રત્યેની મારી પૂર્ણ નિષ્ઠા છે તે માન્ય કરશો એવી વિનતિ છે."

આ સંદેશાના ઉત્તરમાં શાહાનશાહ જ્યોર્જે નીચેના આશયના ઉદ્ગાર પ્રકટ કર્યા હતાઃ—"ઝીયા–એદ્દિનના વડિલે (તુર્કસ્તાન સુલતાન) મારા સમાચાર પૂછાવ્યા છે તેથી મારા હૃદયમાં અત્યંત આલ્હાદ પ્રકટ થયો છે. તેમણે શાહાનશાહબાનુ માટે જે ઉદ્ગાર પ્રદર્શિત કર્યા છે તે માટે હું તેમનો આભાર માનું છું. ઇંગ્લાંડ અને તુર્કસ્તાન વચ્ચેનો સ્નેહસંબંધ ચિરકાલ પર્યંત નભે એવી મને ઉમેદ છે."

સુલતાને મોકલેલા પત્ર માટે શાહાનશાહે તેમનો આભાર માનીને ઝીયા-એદ્દિનને તેના જવાબનો એક મહોરબંધ લખોટો આપીને કહ્યું કે તમે મારો શુભેચ્છાદર્શક સંદેશો તમારા પિતાશ્રીને જણાવશો. ત્યારપછી લોર્ડ કિચનરે કામીલ પાશા, સૈયદ બે, રૂચડી પાશા અને મોટા મોટા અંગ્રેજ તથા ઇજીપ્તના અમલદારોની શાહાનશાહ સાથે ઓળખાણ કરાવી. તે પછી શાહાનશાહે ખેદિવની બોટમાં જઇને તેમને વળતી મુલાકાતનું માન આપ્યું, અને ત્યાં જમીન ઉપર ઉતરીને ગાર્ડ ઓફ ઓનરની ટૂકડીનું નિરીક્ષણ કર્યું હતું. શાહાનશાહ સાથે ખેદિવ, ઝીયા-એદ્દિન, મહમુદઅલ્લી, લોર્ડ કિચનર, સર ફ્રાન્સીસ વિંગેટ, જનરલ મેક્સવેલ, કામીલ પાશા, સૈયદ પાશા અને રૂચડી પાશા વગેરેએ ખાણું લીધું હતું. રાત્રે મદિના આગબોટ ઉપર લોર્ડ કિચનર, સર ફ્રાન્સીસ વિંગેટ અને જનરલ મેક્સવેલને નામદાર શાહાનશાહ સાથે પંક્તિભોજનનું માન મળ્યું હતું.

બાબલમાંડબના કિનારા પાસે મદિના આગબોટ આવી કે ત્યાંના લશ્કરી સિપાઇઓની પેરેડ ભરવામાં આવી હતી અને તોપોની સલામી આપવામાં આવી હતી આ સમયે ઈટાલી અને તુર્કસ્તાન વચ્ચે લડાઇ ચાલતી હતી. તેથી તુર્કસ્તાને તમામ દીવાદાંડીઓની બત્તીઓ રાત્રે બૂઝાવી નાંખવાનું ફરમાન કરેલું, પરંતુ જ્યાં સુધી ત્યાં થઇને મદિના આગબોટ પસાર થાય તેટલો વખત સુધી બત્તીઓ રાખવાનો ઠરાવ કર્યો હતો. તેમ જ ઈટાલીએ પણ તે વખત દરમિયાન પોતાની આરમારોની હીલચાલ બંધ કરી દીધી હતી. તે સંબંધે ઇટાલીને કાંઇ પણ લખવામાં આવ્યું નહોતું, પરંતુ તેણે પોતાની મેળે જ શિષ્ટાચારને અનુસરી ઉક્ત ગોઠવણ કરી હતી.

### એડનમાં સ્વાગતસમારંભ.

નામદાર શાહાનશાહ રાતા સમુદ્રમાં થઇને એડન આવી પહોંચ્યા ત્યારે ત્યાં તેમના સ્વાગતને અર્થે જે સમારંભ કરવામાં આવ્યો હતો, તેનું વર્ણન કરતાં પહેલાં એડન સંબંધી થોડી માહિતી આપવામાં આવે તો તે અસ્થાને ગણાશે નહિ. હિંદુસ્તાન તરફથી જતાં રાતા સમુદ્રમાં દાખલ થવાય છે તે સ્થળે એડન બંદર છે. યુરોપમાં જનારી તથા ત્યાંથી આવનારી આગબોટો આ બંદર ખાતે કોલસા ભરવાને માટે થોભે છે. બ્રિટિશ હિંદુસ્તાનનું આ પ્રથમ દ્વાર છે. અહીંઆ જ પાશ્ચાત્ય જનોને પ્રથમ પૌરસ્ત્ય લોકોનાં દર્શન થાય છે. અહીંઆ

વસનારાઓ મુંબઇવાસીઓની માફક જુદા જુદા ધર્મ, વર્ણ અને દેશના છે. તેઓમાં આફ્રિકાના સોમાલી, સ્વાહિલી, ડંકાલી, ન્યુબિયન, આબિસીનિયન, આર્મેનિયન, સુદાની, બુદાઇન્સ વગેરે લોકોની પુષ્કળ ભરતી છે. તેમજ અરબસ્તાનના, અબદાલી, ફાદહાલી અને યાફયાસ લોકોની વસતિ પણ છે. ગ્રીક, તુર્ક, ઇજીપ્શીઅન અને ઇરાની લોકો પણ છૂટા છવાયા છે. સને ૧૮૩૯ માં બ્રિટિશ સરકારે એડન સર કર્યા પછીથી હિંદુસ્તાનથી પણ પારસી, વ્હોરા, ખોજા, મેમણ અને જુદી જુદી જાતના હિંદુ લોકો વ્યાપાર વગેરે કરવાના ઉદ્દેશથી ત્યાં જઇને રહેલા છે. આ જુદા જુદા ધર્મ અને વર્ણની પ્રજાએ ૧૯૧૧ ના નવેમ્બર માસની તા. ૨૭ મીના રોજ અહીં નામદાર શાહનશાહ અને શાહાનશાહબાનુનું મોટા ઉત્સાહપૂર્વક સ્વાગત કર્યું હતું.

મદિના બોટ તે દિવસની બપોરે અગીયાર વાગે એડનમાં આવીને દાખલ થઇ; જે વખતે કિનારા ઉપરથી ૧૦૧ તોપોની બાદશાહી સલામી થઇ હતી. કિનારા ઉપર લોકોની ઘણી જ ગર્દી થઇ હતી. એડનના પોલિટિકલ રેસીડેન્ટ બ્રિગેડીયર જનરલ જે. એ. બેલ, ચીફ પોલિટિકલ ઓફિસર મેજર જેકબ, સ્ટાફ ઓફિસર મેજર બેસેવી, એ. ડી. સી. કે. હંફ્રે અને સીનીયર નેવલ ઓફિસર સાથે મદિના ઉપર શાહાનશાહની મુલાકાતે ગયા હતા. બપોરે સાડાત્રણ વાગે શાહાનશાહ અને શાહાનશાહબાનુ પોતાના પરિવારમંડળ સહિત પ્રિન્સ ઓફ વેલ્સ નામના ધક્કા ઉપર ઉતર્યાં. તે વખતે રેસીડેન્સી ઓફિસમાં યુનિયન જેકનું નિશાન ઊભું કરવામાં આવ્યું અને ફરીથી બાદશાહી સલામી આપવામાં આવી. ધક્કા ઉપર ઉતર્યા પછી શાહાનશાહ અને શાહાનશાહબાનુ ત્યાં ઊભા કરવામાં આવેલા શામિયાનામાં ગયાં. અત્રે તેઓ દાખલ થયાં કે રેસીડેન્ટ તેમનાં પત્ની, એડનના બીજા મુખ્ય અધિકારીઓ, લિંકનશાયર પલ્ટણની ટૂકડી અને ગાર્ડ ઓફ ઓનર તરફથી તેમનું યોગ્ય પ્રકારે સ્વાગત થયું. તત્પશ્ચાત્ જુદા જુદા અધિકારીઓની શાહાનશાહ અને શાહાનશાહબાનુ સાથે ઓળખાણ કરાવવાનો વિધિ પૂર્ણ થયા બાદ તેઓ ત્યાંથી ક્રિસેંટમાં સ્વાગત હોલમાં જવાને નિકળ્યાં. તેઓશ્રી જે રસ્તે થઇને પસાર થનાર હતાં તે રસ્તા ઉપર લશ્કરને હારબંધ ઉભું કરવામાં આવ્યું હતું. રસ્તા ઉપર તેમનાં દર્શન અર્થે પુષ્કળ માણસો જમા થયા હતા. આ સ્વારી જો કે નાના પ્રમાણમાં કાઢવામાં આવી હતી તોપણ તે અતિ પ્રેક્ષણીય હતી.

રસ્તામાં અને મકાનો ઉપર સ્વાગતવચનોથી અંકિત ધ્વજાઓ ફ-રકતી હતી. ક્રિસેંટના દરવાજા અંદર સ્વારી દાખલ થઇ કે **સરકારી ગુજરાતી શાળાના વિદ્યાર્થીઓએ ગુજરાતી રાષ્ટ્રગીત ગાયું.** મહારાણીના બાવલા પાસે શાહાનશાહે ૧૦૮ મી પાયદળ પલટણના ગાર્ડ ઓફ ઓનરની તપાસ લીધી. તે પછી રેસીડેન્ટે શાહાનશાહ અને શાહાનશાહબાનુને સ્વાગત હોલમાં લઈ જઈને એક ઉચ્ચાસન ઉપર બેસાર્યા. તે ઠેકાણે મોટા મોટા અધિકારીઓ અને એડનના જુદી જુદી જાતના પ્રમુખ ગૃહસ્થો હાજર હતા. તેમાંના સ્વાગતમંડળીના અધ્યક્ષ મી. હોરમસજી કાવસજી દિનશાહ અને તે મંડળીના આઠ સભાસ-દોની શાહાનશાહ સાથે ઓળખાણ કરાવવામાં આવી અને સ્વા-ગતમંડળીના અધ્યક્ષે એડનના રહેવાસીઓની તરફથી માનપત્ર વાંચી સંભળાવ્યું.

**માનપત્ર.**

"અમારા એડન બંદરને આપ રાજાધિરાજનો ચરણસ્પર્શ થવાથી હર્ષભરિત થઇને અમે એડનના રહેવાસીઓ અંતઃકરણપૂર્વક અને રાજનિષ્ઠાસહ આપનું સ્વાગત કરીએ છીએ. આ અમારૂં બંદર આપ નામદારના પ્રચંડ હિંદી સામ્રાજ્યનું મુખ્ય દ્વાર છે.

"રાજાધિરાજનું પ્રત્યક્ષ દર્શન થવાથી અમોને અત્યાનંદ થયો છે. અમારા એડનના ઇતિહાસમાં આ કેવળ અપૂર્વ યોગ છે. આ વાતનું અમને ચિરકાળ પર્યંત સ્મરણ રહેશે તથા આ માન મળવા માટે મોટું અભિમાન પણ થશે, તેમ જ આપના પ્રત્યેની રાજનિષ્ઠા દ્રઢપણે ટકી રહેશે. કિંબહુના આ અપૂર્વ વાતનું સ્મરણ અમને વંશપરંપરા રહ્યાં કરશે.

"આપના પ્રચંડ સામ્રાજ્યના અને આપની સત્તા નીચેના દ્વિ-પાંતરનાં સંસ્થાનોના લોકો પ્રમાણે અમને પણ એવી પૂર્ણ ઉમેદ છે કે રાજાધિરાજ રાજપદ ઉપર આરૂઢ થવાથી પ્રચંડ બ્રિટિશ સામ્રા-જ્યનો ઉત્કર્ષ અને શાંતિ ઉત્તરોત્તર અધિકાધિક વૃદ્ધિંગત થતાં રહેશે.

"આપના સમાન રાજાધિરાજ અમોને ઇશ્વરકૃપાથી પ્રાપ્ત થયા છે તેથી અમોને મોટો સંતોષ અને સમાધાન પ્રાપ્ત થયાં છે. આપની સત્તા નીચેના પ્રજાજનો ઉપર આપની પૂર્ણ મમતા છે અને તેમને માટે આપ હૃદયમાં અત્યંત લાગણી ધરાવો છો.

"અમે આપ નામદારના સુપાત્ર પ્રજાજન છીએ એવું જગતને બતાવવાની અમારી ઉત્કટ ઇચ્છા છે. બ્રિટિશ સામ્રાજ્ય ઉત્તરોત્તર પ્રબલતર થાય અને તેનું એકીકરણ દ્રઢતર થાય તે માટે અમારામાંનો દરેક જણ ભક્તિપુરઃસર અને રાજનિષ્ઠાપૂર્વક પોતાનાથી બને તેટલો પ્રયત્ન કરવાને સર્વકાળ ઉદ્યુક્ત રહેશે.

"અમોને અતિપ્રિય એવાં શાહાનશાહબાનુ મેરીને પણ અમે માનપૂર્વક અભિનંદન આપીએ છીએ. પૂર્વે એક વખત નામદાર શાહાનશાહબાનુનાં દર્શનનો લાભ અમને પ્રાપ્ત થયો હતો. તેમના મમતાળુપણાનો અને સહૃદયતાનો અમને અનુભવ થયો છે, જેનું અમારા હૃદયમાં દ્રઢ સ્મરણ રહેલું છે.

"છેવટે સર્વ શક્તિમાન્ પ્રભુ પાસે અમારી એવી પ્રાર્થના છે કે તે આપ નામદારો તથા રાજકુટુંબી જનોને સર્વ ઉત્કૃષ્ટ સુખોની અનુકૂળતા કરી આપે અને આપની રાજકારકીર્દીમાં આપની રાજપરંપરા અક્ષય અને અવ્યાહત રહેવામાં વિશેષ સહાય્ય આપે તથા બ્રિટિશ સામ્રાજ્યનો ઝુંડો સર્વત્ર ફરકતો રાખી તેની સત્તા આજ સુધી પૃથ્વીતલ ઉપર અને મહાસાગર ઉપર જે પ્રમાણે અબાધિત રહેલી છે, તે પ્રમાણે ચિરકાલપર્યંત રાખે.

"રાજાધિરાજ, મહારાણી અને રાજકુટુંબી જનોને પરમાત્મા દિર્ઘાયુષી કરો, તેમનો વૈભવ વૃદ્ધિંગત કરો અને તેમને આનંદ અને સુખનો સતત અનુભવ કરાવો એવું અમે આપના પરમ રાજનિષ્ઠ અને વિશ્વાસુ પ્રજાજન ઇચ્છીએ છીએ."

**શાહાનશાહનું ઉત્તર.**

તે માનપત્ર શાહાનશાહને અર્પણ થયા પછી તેઓશ્રીએ તેનું નીચે મુજબ ઉત્તર આપ્યું હતું:—"આપે રાજનિષ્ઠાપૂર્વક જે માનપત્ર મને આપ્યું છે તથા એડનના રહેવાસીઓએ અંતઃકરણપૂવક જે સ્વાગત કર્યું છે તે માટે શાહાનશાહબાનુ અને હું આપનો આભાર માનીએ છીએ. મારાં પરમપૂજ્ય પિતામહી વિકટોરીઆના બાવલા પ્રત્યે તમે તમારો પ્રેમ અને પૂજ્યભાવ વ્યક્ત કર્યો છે. આ પ્રેમ અને પૂજ્યભાવ વ્યક્ત કરવાને આંના કરતાં અધિક યોગ્ય બીજું કોઇ સ્થળ તમોને મળી શકત નહિ. આ પ્રસિદ્ધ બંદરમાં પુનઃ આવીને તેની એકસરખી પ્રગતિ થતી જતી પ્રત્યક્ષ જોઇને મને અત્યંત આનંદ થયો છે. એડન બંદર હિંદુસ્તાનમાં

દાખલ થવાનો ઉંબરો છે અને ગ્રેટબ્રિટન તથા આસ્ટ્રેલીઆને જોડનારી સાંકળ છે, તેથી આખા બ્રિટિશ રાજ્યમાં એડન બંદર વિશેષ મહત્ત્વ ધરાવે છે, તેમ જ સામ્રાજ્યના નાગરિક તરીકેની તમારા ઉપર રહેલી જવાબદારીનું મહત્ત્વ પણ દિવસોદિવસ વધતું જાય છે. તમારો વ્યાપાર ધીમે ધીમે વધતો જતો જોઈને મને સંતોષ થાય છે. પાણી પૂરૂં પાડવાના સંબંધમાં ચાલુ થએલી તપાસ પૂરી થઈ છે અને એ નવી યોજનાથી તમારા આરોગ્ય અને જરૂરીયાતને માટે અત્યંત આવશ્યક પાણી હવે તમોને થોડા વખતમાં પૂરતું મળી શકશે. સમુદ્રનો થોડોક ભાગ પૂરી નાંખવામાં આવેલો હોવાથી તમારા શહેરનો વિસ્તાર વધારવાને તમને અધિક જગ્યા અને સગવડ મળશે. આ જગ્યામાંથી થોડીક જગ્યા રમતગમત અને કસરતને માટે ખૂલ્લી રાખવાનો તમારો ઠરાવ જાણીને મને ઘણો સંતોષ થાય છે. તમે મારા માટે જે સદ્દિચ્છા પ્રદર્શિત કરી છે તે માટે હું તમારો આભાર માનું છું. તમારા કલ્યાણ માટે તથા ઉન્નતિને માટે મારા મનમાં સદા લાગણી રહ્યાં કરે છે એવી તમે પૂર્ણ ખાત્રી રાખજો."

આ પ્રમાણે સ્વાગતસમારંભ પૂર્ણ થયા પછી શાહાનશાહની સ્વારી ત્યાંથી નિકળી રેસીડેન્સી તરફ ગઇ. આ રસ્તાને પણ ઉત્તમ પ્રકારે શણગારવામાં આવ્યો હતો. રેસીડેન્સીના દિવાનખાનામાં શાહાનશાહ અને શાહાનશાહબાનુનો ચહા આદિથી સત્કાર કર્યા બાદ બધા બહાર ઊભા કરવામાં આવેલા તંબુમાં આવ્યાં; જ્યાં એડનનાં જુદા જુદા મોટા ગૃહસ્થો અને સ્ત્રીઓની ઓળખાણ રેસીડેન્ટે શાહાનશાહ તથા શાહાનશાહબાનુ સાથે કરાવી. આ વેળાએ એડનના યાહુદીઓના પ્રમુખ ગૃહસ્થ મેનાહિમ મેસિરે શાહાનશાહબાનુને શાહામૃગની પાંખોનો એક ગળપટ્ટો નજર કર્યો હતો. હાજર રહેલા લોકો સાથે થોડીવાર સંભાષણ કર્યા બાદ સ્વારી સાંજે સાડાપાંચ વાગે રેસીડેન્સીમાંથી નિકળીને ૬ વાગે મદિના બોટમાં જઈ પહોંચી. રાત્રે એડનમાં સુંદર રોશની કરવામાં આવી હતી અને દારૂખાનું ફોડવામાં આવ્યું હતું.

**વાઇસરોયનો સંદેશો.**

હિંદુસ્તાનના નામદાર વાઇસરોય લોર્ડ હાર્ડિંજે શાહાનશાહનું સ્વાગત કરનારો એક તારનો સંદેશો એડન ખાતે તેમનાપર મોકલાવ્યો હતો, જેનો આશય નીચે મુજબ હતો:-" આપ હિંદી મહાસાગરમાં

સુખરૂપ પધાર્યા તે માટે હું આપના હિંદુસ્તાનની વતી આદરપૂર્વક સ્વાગત કરૂં છું. સમસ્ત હિંદી પ્રજાજનો પોતાના શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી સુખરૂપ અત્ર આવી પહોંચે એવી સદિચ્છા સાથે ભારે ઉત્કંઠાપૂર્વક આપની માર્ગપ્રતીક્ષા કરી રહ્યા છે."

આ સંદેશાનો શાહાનશાહે નીચેના આશયનો જવાબ તત્કાળ મોકલાવ્યો હતો:—"હિંદી મહાસાગરમાં દાખલ થતાં જ મારી કુશળતા પૂછાવનારો જે સંદેશો હિંદુસ્તાનના પ્રજાજનો વતી આપે મોકલાવ્યો છે તે માટે શાહાનશાહબાનુ તથા હું તેમનો તથા આપનો મનઃપૂર્વક આભાર માનીએ છીએ. આવતા શનિવારે ( તા. ર જી ડિસેંબર સને ૧૯૧૧ ) થનારા આગમનની અને આપની મુલાકાતની હું આનંદપૂર્વક વાટ જોઇ રહ્યો છું."

## ગવર્નરનો સંદેશો.

મુંબઇના તે વખતના નામદાર ગવર્નર સર જ્યોર્જ ક્લાર્કે પણ નીચેના આશયનો સંદેશો મોકલાવ્યો હતો:—

"આપ નામદારોની સ્વારી મુંબઇ શહેરના સમીપમાં આવી પહોંચી તે માટે મુંબઈની સરકાર તથા નાગરિકો અંતઃકરણપૂર્વક અને રાજનિષ્ઠાપૂર્વક આપ ઉભયનું સ્વાગત કરે છે."

તેના જવાબમાં નામદાર શાહાનશાહે જણાવ્યું કે "આપે મુંબઈ ઇલાકાના પ્રજાજનોના કૃપાપૂર્ણ સ્વાગતવિષયનો જે સંદેશો મોકલાવ્યો તે માટે આપનો અને તેમનો શાહાનશાહબાનુ તથા હું હૃદયથી આભાર માનીએ છીએ. તે સંદેશાથી મને ઘણો આનંદ પ્રાપ્ત થયો છે."

## કોંગ્રેસ તરફનો સંદેશો.

વળી તે વખતે આપણી ૨૬ મી પ્રજાકીય કોંગ્રેસના સ્વાગતમંડળના અધ્યક્ષે પણ શાહાનશાહના ખાનગી સેક્રેટરી ઉપર સંદેશો મોકલ્યો હતો. તેમાં નીચે મુજબ લખવામાં આવ્યું હતું:—

"કલકત્તામાં મળનાર પ્રજાકીય કોંગ્રેસનું સ્વાગતમંડળ શાહાનશાહ અને શાહાનશાહબાનુનું અત્યાદરપૂર્વક સ્વાગત કરે છે. તેમ જ શાહાનશાહ, શાહાનશાહબાનુ અને બ્રિટિશ ગાદી તરફ પોતાનો પૂજ્યભાવ અંતઃકરણપૂર્વક પ્રદર્શિત કરે છે. તેઓ નામદારશ્રીનો હિંદુસ્તાનનો

પ્રવાસ સુખકર થાઓ અને આ પ્રવાસના પરિણામે હિંદવાસીઓને કાયમનો લાભ પ્રાપ્ત થાઓ એવી અમારી પ્રાર્થના છે."

આ સંદેશાનો શાહાનશાહના ખાનગી સેક્રેટરીએ એડનથી નીચે મુજબના આશયનો જવાબ વાળ્યો હતો:-"હિંદી પ્રજાકીય કોંગ્રેસના સ્વાગત મંડળે મોકલાવેલા રાજનિષ્ઠાપ્રદર્શક સંદેશાને માટે નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુ સ્વાગતમંડળનો આભાર માને છે, અને પોતાના હિંદુસ્તાનના પ્રવાસના પરિણામે હિંદુસ્તાનના લોકોને કાયમનો લાભ પ્રાપ્ત થાય એવી તેઓ પણ ઉમેદ ધરાવે છે."

આ પ્રમાણે સ્વાગત મેળવતાં ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ પરિવારમંડળસહ મદિના આગબોટમાં હિંદુસ્તાનના મુખ્ય મોરચાના બંદર મુંબઇ ખાતે તા. ૨ જી ડિસેમ્બર ૧૯૧૧ શનિવારના રોજ આવી પહોંચ્યાં.

---

## પ્રકરણ ૧૦ મું.

---

## મુંબઇની રચના.

મુંબઇ હિંદુસ્તાનનું સુપ્રસિદ્ધ અને પહેલી પંક્તિનું નગર છે. પ્રથમ તે નગર માછીમારોનું એક નાનું બેટડું હતું પરંતુ પોર્ચ્યુગીઝો પાસેથી તે અંગ્રેજોના સ્વાધીનમાં આવ્યું ત્યારથી અંગ્રેજોએ તેને ધીમે ધીમે ખિલવીને એવું આબાદ બનાવ્યું છે કે અત્યારે તે દુનિયાનાં સુપ્રસિદ્ધ નગરોની સાથે પણ ટક્કર લે એવા પ્રકારની અપૂર્વ રચનાવાળું બન્યું છે. તેની પ્રગતિ શરૂઆતમાં તો બહુ ધીમી હતી. સને ૧૭૩૬ માં મી. જેમ્સ ફોર્બ્સ મુંબઇમાં આવેલ તેણે પોતાના ગ્રંથમાં મુંબઇનું વર્ણન આપેલું છે. તે લખે છે કે "મુંબઇ માત્ર અઢી માઇલના વિસ્તારવાળું, ખસેડી લેવાય એવા પૂલવાળું અને કેટલાંક છીછરાં બંદરોવાળું શહેર છે." અત્યારે તો તે બહુ વધી ગયું છે. નામદાર શાહાનશાહ જે માર્ગે થઇને પસાર થયા હતા તે રસ્તો જ સાત માઇલની લંબાઇનો હતો. મી. ફોર્બ્સ લખે છે કે એ વખતે મુંબઇમાં કાંઇ પણ કળા, શાસ્ત્રીય જ્ઞાન, સખાવતી કામો કે સંસ્થાઓ નહોતાં, તેમ જ ખાનગી સખાવતથી ચાલતાં દવાખાનાં કે અશક્તોને મદદ આપવાનાં સ્થળો પણ નહોતાં. અત્યારે

આપણને ઉક્ત સર્વ સ્થળો મુંબઇમાં જણાય છે. હાલમાં તેની વસ્તિ લગભગ ૧૦,૦૦,૦૦૦ માણસોની છે. ઇંદ્રપ્રસ્થ આદિ આર્યાવર્ત્તનાં પ્રાચીન શહેરોની દિવ્ય રચનાનાં જે પ્રશંસાત્મક વર્ણનો કરેલાં છે, તે વર્ણનો પણ આ મુંબઇ શહેરને જોતાં એક વાર તો ભૂલી જવાય છે. કેટલાક તેને 'મોહમયી' કહે છે! ખરેખર તે મોહ પમાડે તેવી જ છે. એકવાર જેને મુંબઇનો મોહ લાગ્યો તે ભાગ્યેજ તેનાથી છૂટો પડી શકે છે. મુંબઇનું પાણી ભારે ગણાય છે અને ઘણા લોકોને તેનું પાણી લાગવાથી સંગ્રહણી આદિના ભયંકર રોગો થાય છે. તેથી તેઓ એકદમ પોતાના દેશમાં ચાલ્યા જાય છે ખરા, પરંતુ રોગમુક્ત થયા પછી તેમને મુંબઇ સિવાય બીજે ક્યાંય પણ ચેન પડતું નથી અને પાછા મુંબઇ તરફ ઝુકાવે છે! એ મુંબઇ મોહમયીનો પ્રભાવ!

આ મુંબઇ એવા મોખરાનું બંદર છે કે યુરોપ, અમેરિકા કે આફ્રિકાથી આવતી સ્ટીમરને ત્યાં થોભ્યા સિવાય ચાલતું નથી. તેથી પરદેશો સાથે તેનો સારો સંબંધ છે અને તેને લીધે ઉદ્યોગ પણ વધી ગયો છે. તેની બાહ્ય રચના જેવી સુંદર છે, તેવી જ રીતે તે વ્યાપાર, ઉદ્યોગ અને કળાકૌશલ્યમાં પણ આગળ વધેલું છે. ત્યાં સુતરાઉ અને રેશમી કાપડનાં તેમજ બીજી ઘણા પ્રકારની ચીજો બનાવવાનાં નાનાં મોટાં સેંકડો કારખાનાં છે. આખી દુનિયામાં ભાગ્યે જ એવો કોઇ પણ ભાગ હશે કે જ્યાંના થોડા ઘણા લોકો પણ મુંબઇમાં વસતા નહિ હોય. આ બાબતમાં તે અપૂર્વતાનું માન ધરાવે છે. આવા પ્રકારનું અલબેલું મુંબઇ નગર હિંદુસ્તાનનું બલકે આખા એશિઆ ખંડનું કેંદ્રસ્થાન છે. આ નગરમાં આપણા નામદાર શાહાનશાહ હિંદુસ્તાનમાં દાખલ થતાં, પ્રથમ આપણી ભૂમિને ચરણસ્પર્શ કરનાર હોવાથી તથા થોડા દિવસ રહેનાર હોવાથી તેઓશ્રીના સત્કારને માટે મુંબઇની સરકારે તથા નાગરિક જનોએ ભારે ધામધૂમ કરી હતી. આબાલવૃદ્ધ સર્વમાં એક પ્રકારનો ઉત્સાહ ફેલાઇ રહ્યો હતો. દેશ પરદેશથી લાખો માણસો આ રચના જોવાને તથા રાજદર્શનને માટે મુંબઇમાં આવ્યાં હતાં. એકંદર બહારથી પાંચ–છ લાખની સંખ્યામાં લોકો આવ્યાં હતાં. ત્યાં વિજળિક ટ્રામની સગવડ પૂરી પાડવામાં આવી છે. તે ટ્રામ લોકોની સગવડ પૂરી પાડવાને પોતાનું બનતું કરતી હતી. તેમ જ જી. આઇ. પી. અને બી. બી. સી. આઇ. રેલ્વેની લોકલ ટ્રેનો પણ હમેશ કરતાં વધારે સંખ્યામાં દોડાવવામાં આવતી હતી,

તોપણ તેમાં એટલી બધી ભીડ થતી કે લોકોને બીજી ગાડીઓનો આશ્રય લેવો પડતો હતો. વિકટોરીઆ ગાડીઓવાળાને આ વખતે સારો તડાકો પડયો હતો. પ્રથમ જેટલે દૂર લઈ જવાને તેઓ છ કે આઠ આના લેતા તેના તેઓ આ સમયે પાંચથી દશ રૂપીઆ સુધી લેતા હતા. લોકોની આટલી બધી ગર્દી હોવા છતાં પોલિસનો બંદોબસ્ત સારો હતો, તેથી ચોરી ચપાટી કે અકસ્માતો ઘણા ઓછા થવા પામ્યા હતા.

તા. ૧૪ મી સપ્ટેમ્બર ૧૯૧૧ ના રોજ ટાઉનહોલમાં તે સમયના ગવર્નરના અધ્યક્ષપણા નીચે મુંબઈના શહેરીઓની એક ગંજાવર સભા નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુનું સ્વાગત કેવા પ્રકારે કરવું તત્સંબંધી વિચાર ચલાવવાને મળી હતી. તેમાં જુદી જુદી કોમના વજનદાર ગૃહસ્થોની એક કમિટી નિમવામાં આવી હતી અને આ સ્વાગતને માટે થનારા ખર્ચ સારૂ એક ફંડ કરવામાં આવ્યું હતું. આ કમિટીએ મુંબઇમાં જે સ્થળ મેદાનને નામે પ્રસિદ્ધ છે તે સ્થળે જુની મુંબઈનું પ્રદર્શન કરવાનો વિચાર કર્યો. શહેરમાં પણ જે જે રસ્તા ઉપર થઇને નામદાર શાહાનશાહની સ્વારી પસાર થનાર હતી તે તે રસ્તાઓને સરકારે, તથા દુકાનો, ઘરો વગેરેને બ્યાપારીઓ તથા રહેનારાઓએ શૃંગારવાનું ઠરાવ્યું. આ સર્વ રચના થઇ ગયા પછી હિંદુસ્તાનનું આ પહેલું શહેર પોતાના નામ મુંબઈ–'મોહમયી'–મુજબ ખરેખર અપ્રતિમ જ જણાવા લાગ્યું. તે સમયનો મુંબઇ શહેરનો કેવો અપૂર્વ અને રમ્ય દેખાવ ! જે રસ્તાઓ ઉપર થઇને નામદાર શાહાનશાહની સ્વારી પસાર થનાર હતી તે રસ્તાઓપર સ્થળે સ્થળે આરકાંઓ બનાવવામાં આવ્યાં હતાં, અને રસ્તાની બન્ને બાજુએ શાળાઓના વિદ્યાર્થીઓ માટે નાની નાની બેઠકો ઊભી કરવામાં આવી હતી. એપોલો બંદર જે પાલવા બંદરને નામે પ્રસિદ્ધ છે ત્યાંથી બોરીબંદર સુધી ઘણી જ ઠાઠદાર રચના કરવામાં આવી હતી. હિંદુસ્તાનના મહાદ્વાર પાલવા બંદરના રમણીય કિનારા ઉપર મધ્ય ભાગમાં મસ્જીદના આકારની ઘુમટદાર ઈમારત બાંધવામાં આવી હતી. સમુદ્રમાંથી તેનો દેખાવ અત્યંત મનોહર લાગતો હતો. આ સ્થળે નામદાર શાહાનશાહ બંદર ઉપર ઉતરે ત્યારે તેમનું તથા નામદાર શાહાનશાહબાનુનું સ્વાગત વાઇસરોય, દરિયાઈ લશ્કરના સેનાપતિ, મુંબઇના ગવર્નર અને સાંસ્થાનિકો આદિ તરફથી કરવામાં

આવનાર હતું. આ ઇમારત સામે અર્ધચંદ્રાકૃતિની એક ભવ્ય બેઠક તૈયાર કરવામાં આવી હતી, જેમાં ત્રણ હજાર માણસો બેસી શકે એવી ગોઠવણ કરવામાં આવી હતી. તેના મધ્ય ભાગમાં ઉપર છત બાંધીને એક ચોતરો (Platform) તૈયાર કરવામાં આવ્યો હતો, જેના ઉપર શાહાનશાહ, શાહાનશાહબાનુ તથા તેમના પરિવાર મંડળને બેસવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. અહીંઆ મુંબઇ તરફનું માનપત્ર મ્યુનિસિપલ કોર્પોરેશનના તે સમયના અધ્યક્ષ ઓનરેબલ સર ફિરોજશાહ એમ. મહેતાએ નામદાર શાહાનશાહને અર્પણ કર્યું હતું. પાલવા બંદરથી બોરીબંદર પર્યંત બન્ને બાજુએ દશ દશ ફીટના અંતરે નાના નાના ઘુમટોવાળા સ્તંભ ઊભા કરવામાં આવ્યા હતા. પહેલી બે કમાનો રેયલ યાટ કલબ ચેમ્બર નજીક ઊભી કરવામાં આવી હતી. પછી સેલર્સ હોમ નજીક દિલ્હી દરવાજાના જેવો એક મોટો દરવાજો બનાવવામાં આવ્યો હતો. તેમાંથી બહાર પડતાં 'પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમ ઓફ વેસ્ટર્ન ઇંડિયા' નામના પદાર્થસંગ્રહાલયના મકાનનો અધુરો પરંતુ પ્રેક્ષણીય ભાગ નજરે પડતો હતો. આ ઇમારતની આગલી જગ્યામાં આપણા શાહાનશાહ જ્યોર્જનું બાવલું ઊભું કરવામાં આવ્યું છે. આગળ ચાલતાં ગહુમ શાહાનશાહ એડવર્ડના બાવલા પાસે બે આરકો બનાવવામાં આવ્યાં હતાં. તેજ પ્રમાણે નેશનલ બેંક પાસેની કમાન પસાર કર્યા બાદ ટ્રેચર કંપની નજીક પ્રચંડ દિલ્હી દરવાજાના જેવી એક સુંદર કમાન ઊભી કરવામાં આવી હતી. ત્યાંથી સરઘસનો રસ્તો ઓરિઅંટલ લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીની ઇમારત પાસે થઇને ક્રુકશેંક રસ્તા તરફ વળતો હતો. ત્યાં ફ્લોરા ફાઉન્ટનના મધ્ય ભાગમાં નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુની તસબિરો અને રાજચિન્હાંકિત ચિત્રો રાખવામાં આવ્યાં હતાં તથા રાત્રે વિજળીની રોશનીથી તેમને પ્રકાશિત કરવાની વ્યવસ્થા પણ કરવામાં આવી હતી. અહીં નાના પ્રકારની રંગબેરંગી ધ્વજાપતાકાઓથી શણગારેલા ટાઉનહોલનો દેખાવ ચિત્તાકર્ષક લાગતો હતો. ત્યાં ચર્ચગેટ સ્ટ્રીટમાં આવેલા સેંટ થોમસ ચર્ચમાં તા. ૩ જી ડિસેમ્બર ૧૯૧૧ રવિવારના રોજ નામદાર શાહાનશાહ અને શાહનશાહબાનુ ઇશ્વરપ્રાર્થનાને માટે જનાર હોવાથી ત્યાં પણ મોટા મોટા વ્યાપારીઓએ ઉત્તમ પ્રકારની રચના કરવાની વ્યવસ્થા કરી હતી. આગળ વ્હાઇટવે લેડલો અને કંપની, મેજેસ્ટી થીએટર અને મ્યુનિસિપલ

ઓફિસ પાસે મજેદાર કમાનો અને દરવાજા ઊભા કરવામાં આવ્યા હતા. આ જ સ્થળે મ્યુનિસિપલ ઓફિસ, આખા હિંદુસ્તાનમાં સુંદર ગણાતું જી. આઇ. પી. રેલ્વેનું વિક્ટોરીઆ ટર્મીનસ નામનું મુંબઇમાં બોરીબંદર નામથી ઓળખાતું ભવ્ય સ્ટેશન, નવી પોસ્ટ ઓફિસ, મી. બ્લેનીનું બાવલું, મી. તાતાનું નવું બાવલું, અને જુની મુંબઇના પ્રદર્શનનો દરવાજો, એ સર્વ આવી રહેલાં હોવાથી અહીંની રોશની અને રચના અત્યંત મનોહર અને આકર્ષક બની હતી. પ્રદર્શનમાં પણ જુની મુંબઈના કિલ્લાનો કાળા પાષાણોનો ગઢ બહુ જ ભવ્ય લાગતો હતો. આ પ્રદર્શને મેદાનનો મોટો ભાગ રોકી લીધો હતો. જ્યાં બારે માસ સાયંકાળે ક્રિકેટ કે પોલોની રમત રમાતી ત્યાં અત્યારે એક સુંદર નગરી અવતીર્ણ થઇ હોય એવો ભાસ થતો હતો. રાત્રે ત્યાં રંગ–બેરંગી વિજળીના દીવાની રોશની થતી ત્યારે તે દીપક ગગનમંડળમાં ચમકતાં નક્ષત્રોના જેવા લાગતા હતા. એકંદર મ્યુનિસિપલ ઓફિસથી એલફિન્સ્ટન હાઇસ્કૂલ સુધી પ્રદર્શનનો અલૌકિક ઠાઠ થઇ રહેલો હોવાને લીધે તે ભાગ શાહાનશાહના સ્વાગતસમારંભનું કેન્દ્રસ્થાન બન્યો હતો. વળી કાલબાદેવી, પાયધૂણી, પરેલ રોડ, સેંડહર્સ્ટ રોડ, કવીન્સ રોડ, ચર્ચગેટ સ્ટ્રીટ અને મેયોરોડ વગેરે રસ્તા ઉપર પણ વચ્ચે વચ્ચે આરકાંઓ ઊભાં કરવામાં આવ્યાં હતાં. સેંડહર્સ્ટ રોડમાં ખેતવાડીની ૬ઠી ગલ્લીના નાકા ઉપર રૂની ગાંસડીઓની કમાન ઊભી કરવામાં આવી હતી. તેમાં આશરે ૧૭૦૦–૧૮૦૦ ગાંસડીઓ હતી. આ કમાન મુંબઇના મુખ્ય વ્યાપારની દર્શક હતી. આ પ્રમાણે શાહાનશાહ અને શાહાનશાહબાનુના સ્વાગતને માટે મુંબઇ શહેરની મનોવેધક રચના કરવામાં આવી હતી.

**શાહાનશાહનું પહેલું બાવલું.**

આપણા શાહાનશાહ જયોર્જ પાંચમા સને ૧૯૦૫ માં પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે યુવરાજ્ઞી સહિત હિંદુસ્તાનની મુલાકાતે આવ્યા હતા ત્યારે તેઓશ્રીના આગમનના સ્મરણાર્થે મુંબઇ શહેરના સુપ્રસિદ્ધ દાનવીર યાહુદી ગૃહસ્થ સર સાસુન જે. ડેવિડે તે નામદારનું બાવલું પ્રિન્સ ઓફ વેલ્સ નામક પદાર્થસંગ્રહાલય જે એલ્ફિન્સ્ટન કોલેજની સામે અર્ધચંદ્રાકૃતિવાળી જગ્યાએ બાંધવામાં આવ્યું છે ત્યાં ઊભું કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી, જે મુંબઇની સરકારે કબૂલ રાખી હતી. તદનંતર તે બાવલું વિલાયતથી તૈયાર કરી

મંગાવવામાં આવ્યું અને તા. ૨૭ મી નવેમ્બર ૧૯૧૧ ના રોજ તે ખુલ્લું મૂકવાની ક્રિયા એક મેળાવડો ભરી ના. ગવર્નર સર જ્યોર્જ ક્લાર્કના હસ્તે કરાવવામાં આવી હતી. નિયમિત સમયે ના. ગવર્નર પોતાનાં પત્ની સહવર્તમાન આવી પહોંચ્યા કે સર સાસુન ડેવિડે તેમનું સ્વાગત કરી તેમને માટે ખાસ તૈયાર કરવામાં આવેલા ઉત્તમાસને વિરાજવાની વિનતિ કરી.

ગવર્નર અને તેમનાં પત્ની સ્વસ્થાને વિરાજમાન થયા પછી સર ડેવિડે પ્રાસ્તાવિક ભાષણમાં પ્રથમ ગવર્નર અને તેમનાં પત્નીનું સન્માન કરી, શાહાનશાહનું બાવલું ના. ગવર્નરના હસ્તે ખુલ્લું મૂકવાના પ્રાપ્ત થએલા સુયોગ માટે આનંદ પ્રદર્શિત કર્યો. પછી તેમણે જણાવ્યું કે

" નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુ ૧૯૦૫ ની સાલમાં યુવરાજ અને યુવરાજ્ઞી તરીકે આ શહેરમાં પધાર્યાં હતાં ત્યારે તેમના આગમનના સ્મારક તરીકે તે નામદારનું બાવલું આ શહેરને ભેટ કરવાની મેં ઇચ્છા પ્રદર્શિત કરી હતી. મુંબઈ સરકારે મારી ઇચ્છા માન્ય કરીને ભેટનો સ્વીકાર કર્યો. એટલે બાવલું ઘડવાનું કામ ઇંગ્લાંડના એક નામાંકિત પ્રતિમાકાર મી. જ્યોર્જ ઈ. વેડને સુપ્રત કરવામાં આવ્યું. આ બાવલું એક વર્ષ પૂર્વે તૈયાર થઇને મુંબઇ આવ્યું હતું. તેને ક્યાં ઊભું કરવું તે નામદાર ગવર્નર સાહેબે ઠરાવીને તેની યોગ્ય સ્થળે યોજના કરી છે તે જોઇને મને અત્યાનંદ થાય છે. આ સ્થળ ઇતિહાસપ્રસિદ્ધ સ્થળોના જેવું મહત્ત્વ પ્રાપ્ત કરશે. આ જ સ્થળે ૭ વર્ષ પહેલાં એક પ્રચંડ સંગ્રહાલયનો પાયો નાંખવાની ક્રિયા આપણા સાંપ્રત શાહાનશાહે કરી હતી. આપણને થોડા વખતમાં જ તેઓશ્રીના શુભ દર્શન થવાનાં છે. તેમની દ્રષ્ટિએ હિંદુસ્તાનમાં સૌથી પહેલાં તેમનું પહેલું જ બાવલું પડશે એથી મને ઘણો જ હર્ષ થાય છે. તે જ પ્રમાણે આ સ્થળને વિશેષ મહત્ત્વ પ્રાપ્ત થવાનું કારણ એ છે કે શાહાનશાહના પૂજ્ય પિતા મર્હુમ શાહાનશાહ એડવર્ડનું બાવલું પણ આ સ્થળથી નજીકમાં જ છે. તે બાવલું આ શહેરને મર્હુમ સર આલ્બર્ટ સાસુને ભેટ કર્યું છે. સરકારના શિલ્પશાસ્ત્રી મી. વિટેટે આ બાવલું ઊભું કરવાની વ્યવસ્થાના સંબંધમાં જે મહત્ત્વની સૂચનાઓ કરી છે તે માટે હું તેમનો આભારી છું. તેમ જ આજના સમારંભની ઉત્તમ વ્યવસ્થા રાખવાને માટે હું મુંબઇ ઇલા-

કાના કાર્યકારી શિલ્પશાસ્ત્રી મી. ઈ. એમ. ગ્રોજનો પણ આભાર માનું છું. છેવટે નામદાર ગવર્નરે આજના સમારંભમાં પધારવાની લીધેલી તસ્દી માટે, તેમજ આ બાવલું ઊભું કરવાના કામમાં તેમણે પ્રસંગોપાત જે ઉપયોગી સલાહ આપેલી છે તે માટે તે નામદારનો પણ હું આભાર માનું છું. આપણાં પૂજ્ય શાહાનશાહ અને શાહાનશાહબાનુનું સ્વાગત આ શહેરમાં થવાનું છે, તેનો આ સમારંભ એક સૂચક ભાગ છે અને તે સ્વાગત સમારંભના સુમુહૂર્ત પ્રસંગમાં જ આ એક સુયોગ પ્રાપ્ત થવા માટે હું મને કૃતકૃત્ય માનું છું. બ્રિટિશ સામ્રાજ્યનો હિંદુસ્તાનની સાથે જે સંબંધ જડેલો છે તે શાહાનશાહના આગમનથી દ્રઢતર થશે તથા દિલ્હીદરબારના રાજ્યારોહણ પ્રસંગે તેમના પ્રત્યક્ષ આગમનને લીધે આ દેશના લોકોની શાહાનશાહ અને શાહનશાહબાનુ પ્રત્યેની જે રાજનિષ્ઠા છે તે ઉત્તમ પ્રકારે સ્પષ્ટ થઇ શકશે. હવે હું નામદાર ગવર્નરને આદરપૂર્વક એવી પ્રાર્થના કરૂં છું કે તેઓશ્રી આ બાવલું ખુલ્લું મૂકવાની કૃપા કરશે. વળી હું એવી ઇચ્છા પ્રદર્શિત કરવાની રજા લઉં છું કે આ શહેર અને આપણા સાંપ્રત શાહાનશાહ વચ્ચે જે નિકટનો સંબંધ છે, તેનું આ બાવલું યથાર્થ સ્મારક છે એમ મારા શહેરી બંધુઓ અને તેમના વંશજો માનતા રહેશે. ”

ત્યાર પછી નામદાર ગવર્નરે બાવલું ખુલ્લું મેલતાં પહેલાં ભાષણ કર્યું હતું. તેમાં તેમણે પ્રથમ શાહાનશાહના બાવલાને સુમુહૂર્ત પ્રસંગે ખુલ્લું મૂકવામાં આવે છે તે માટે પોતાનો આનંદ પ્રદર્શિત કરીને તેમનું હિંદુસ્તાનમાંનું પહેલું બાવલું પોતાના હસ્તે ખુલ્લું મેલવાનો સુયોગ પ્રાપ્ત થવા માટે ધન્યતા પ્રદર્શિત કરી હતી. તે પછી એ બાવલા સંબંધી થોડોક ઇતિહાસ કહી, તેને યોગ્ય સ્થળે ઊભું કરવામાં આવેલું જણાવી, તેને ઉત્તમ પ્રકારનું તથા દરિયાઇ લશ્કરી પોષાકવાળું બનાવવાને સર સાસુને લીધેલી કાળજી બદલ તેમની ગુણગ્રાહકતાની પ્રશંસા કરી હતી ના. શાહાનશાહને દરિયાવર્દીની તાલિમ મળેલી હોવાને લીધે તથા બ્રિટિશ નૌકાસૈન્યની શરૂઆત આલ્ફ્રેડ ધી ગ્રેટના સમયથી થયા પછીથી બ્રિટિશ લોકોના સમુદ્ર ઉપરના સત્તાબળે તેમના રાજ્યનો દુનિયામાં વિસ્તાર થયો, તેથી આ નૌકાસૈન્યના સન્માન દાખલ દરિયાઇ લશ્કરી પોશાકવાળું બાવલું જ તેનું યોગ્ય સ્મારક છે એમ જણાવી ગવર્નરે બ્રિટિશ નૌકાસૈ-

ન્યનો ઇતિહાસ ટૂંકમાં જણાવ્યો હતો. તદુપરાંત તેમણે જણાવ્યું કે બ્રિટિશ નૌકાસૈન્યના પ્રતાપે જ ઈંગ્લાંડ હાલની સ્થિતિએ પહોંચ્યું છે તથા તેને લીધે જ હિંદુસ્તાન દેશ પણ સુસ્થિતિને પ્રાપ્ત થયો છે. તેમ જ વ્યાપારના મુખ્ય સ્થળ રૂપ બનેલા મુંબઇ શહેરનું મહત્ત્વ પણ આરમારને લીધે જ છે. તે પછી તેમણે ના. શાહાનશાહના મુંબઇમાં સ્વાગત સમારંભ સંબંધે વિવેચન કર્યું હતું તેમાં તેમણે જણાવ્યું હતું કે મુંબઇ શહેરમાં બ્રિટનના રાજ્યાસનપર વિરાજેલી ત્રણ મહાન્ વિભૂતિઓનાં બાવલાં છે. પહેલું બાવલું મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરીઆનું છે જે મેયો અને એસ્પ્લેનેડ રોડના નાકા ઉપર ઊભું કરવામાં આવ્યું છે. બીજું આ સ્થળની નજીકમાં જ મર્હુમ શાહાનશાહ એડવર્ડ સાતમાનું અશ્વારૂઢ બાવલું છે, જે ૧૮૭૫ માં તેઓશ્રીનું આ શહેરમાં આગમન થયું હતું તેના સ્મારક તરીકે ઊભું કરવામાં આવ્યું હતું. ત્રીજું પુતળું જે આજે હું ખુલ્લું મૂકનાર છું તે આપણા સાંપ્રત શાહાનશાહ પંચમ જ્યોર્જનું છે. અર્થાત્ અહીંના નાગરિકોને ત્રણ પેઢીથી ત્રણ પ્રજાહિતતત્પર રાજકર્ત્તાઓનાં બાવલાંનો લાભ થયો છે. હિંદુસ્તાનના રાજનિષ્ઠ પ્રજાજનો, રાજાને પુરાતન કાળથી દેવનો અંશ સમજે છે. બ્રિટિશ સિંહાસન ઐક્યદર્શક છે અને તેને લીધે બ્રિટિશ સામ્રાજ્યનાં સર્વ પ્રજાજનો એકજીવ બની ગયા છે; અને શાહાનશાહના આગમનથી એ સંબંધ વિશેષ દ્રઢ થશે. તે ઉપરથી શાહાનશાહ અને શાહાનશાહબાનુને હિંદી પ્રજા માટે કેટલી કાળજી છે તે સ્પષ્ટ દેખાઇ આવે છે. આવા ન્યાયી, લાગણીવાળા અને પ્રગતિપ્રિય શાહાનશાહના અમલ નીચે બ્રિટિશ હિંદુસ્તાન તથા દેશી સંસ્થાનોની ઉન્નતિ થઈ રહી છે અને તેઓ પોતે પ્રથમ આપેલું આશ્વાસન દ્રઢ કરવાને માટે અત્રે પધારે છે, તે પ્રસંગે અહીંના શહેરીઓ તરફથી આવતા શનિવારે ( તા. ૨-૧૨-૧૯૧૧ ) મુંબઇ શહેરની યોગ્યતાને અનુરૂપ રીતે અને રાજનિષ્ઠાપૂર્વક આ મહાન્ રાજદંપતીનું સ્વાગત કરવામાં આવશે. સર સાસુન જે. ડેવિડે શહેરને આ બાવલું ભેટ કરવાથી તેની શોભામાં વૃદ્ધિ થઇ છે. તે સિવાય **તેમણે સરકારને રૂ. ૮૦૦,૦૦૦ આપ્યા છે, જેના વ્યાજમાંથી ખેતીવાડીને ઉત્તેજન આપવામાં આવનાર છે.** તેમની આ બીજી ઉદાર મદદ માટે હું તેમનો આભાર માનું છું. જેનાથી પ્રજાજનોની સ્થિતિ સુધરે એવી એકાદી સંસ્થાને

અસ્તિત્વમાં આણવાથી તે શાહાનશાહના હિંદુસ્તાનમાં થએલા આગમનનું યોગ્ય સ્મારક ગણાશે અને આ ઉદાર મદદનું ઉમજ જેનાથી પ્રજાની સ્થિતિ સુધરે એવા જ કામમાં વાપરવામાં આવશે. તેમણે આઠ લાખ રૂપીઆની કરેલી આ ઉદાર મદદરૂપ બક્ષિસને તેમની હયાતીમાં જ સુફળ પ્રાપ્ત થાઓ એવું હું ઇચ્છું છું.

આ પ્રમાણે ભાષણ કર્યા પછી ગવર્નરે બાવલા ઉપરનું આચ્છાદન બાજુએ ખસેડી લઇ તેને ખુલ્લું મૂકાએલું જાહેર કર્યું તથા શાહાનશાહનો હિંદુસ્તાનનો પ્રવાસ સુખદાયક નિવડો તથા તેમના સ્વાગતસમારંભનું તેમને ચિરકાલ પર્યંત સ્મરણ રહો એવી ઇચ્છા દર્શાવી.

બાવલું ખુલ્લું મૂકાયા પછી સર્વ સભાજનોએ તેના તરફ માનબુદ્ધિ પ્રદર્શિત કરી અને રાજગીત ગવાયા પછી મેળાવડો બરખાસ્ત થયો હતો.

આ બાવલું કાંસાનું બનાવવામાં આવ્યું છે અને તેની ઉંચાઈ ૧૦॥ ફીટ છે. શાહાનશાહને દરિયાઇ લશ્કરી પોષાક પહેરાવવામાં આવ્યો છે અને તેમના એક હાથમાં દૂરબિન તથા બીજા હાથમાં તલવાર છે. તે બાવલાને ૧૩ ફીટ ઉંચા ઓટલા ઉપર ઊભું કરવામાં આવ્યું છે, જેની એક બાજુએ શાહાનશાહનું સંપૂર્ણ નામ તથા બીજી બાજુએ સર સાસુન જે. ડેવિડનું સંપૂર્ણ નામ છે. ત્રીજી બાજુએ તેઓશ્રી ૧૯૦૫ માં અત્રે પધારેલા ત્યારે મુંબઇની મ્યુ. કાર્પોરેશને આપેલા માનપત્રને લગતો દેખાવ છે જ્યારે ચોથી બાજુએ તેઓશ્રી પદાર્થ સંગ્રહાલયનો પાયો નાખવાની ક્રિયા કરે છે, એ દેખાવ કોરવામાં આવ્યો છે.

## મુંબઇનું પ્રદર્શન.

શાહાનશાહના આગમનોત્સવ પ્રીત્યર્થે મુંબઇના મેદાનમાં જે અપૂર્વ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તે ખુલ્લું મૂકવાનો સમારંભ તા. ૨૯ મી નવેમ્બર સને ૧૯૧૧ ના રોજ સાંજે કરવામાં આવ્યો હતો. આ સમારંભમાં મુંબઇના મોટા મોટા શહેરીઓ અને સ્ત્રીઓ હાજર થયાં હતાં. નામદાર ગવર્નર અને તેમનાં પત્ની લેડી ક્લાર્ક નિમેલા સમયે પ્રદર્શનસ્થાનમાં આવી પહાંચ્યાં કે પ્રદર્શનકમિટીના અધ્યક્ષ સર શાપુરજી ભરૂચાએ તેમનું સન્માન કરી પ્રદર્શનકમિટીની વિનતિ માન્ય કરવા માટે ગવર્નરનો આભાર માન્યો હતો અને જણાવ્યું હતું કે આપણા લોકપ્રિય

ગવર્નરે પોતાની કારકીર્દીમાં મુંબઈ શહેરની સુધારણાના કામમાં તથા શાસ્ત્રીય શિક્ષણ પદ્ધતિને પ્રચારમાં આણી ખેતીવાડીની સુધારણા કરવાના કામમાં અતિ પરિશ્રમ કરેલો છે; તેથી આજનું પ્રદર્શન ખુલ્લું મૂકવાનો તેમનો વિશેષ હક છે. માટે તે બાબત હું તેમને વિનતિ કરૂં છું. તત્પશ્ચાત્ મી. મિલને પ્રદર્શન સંબંધી કેટલીક માહિતી આપ્યા બાદ નામદાર ગવર્નરે ભાષણ કર્યું હતું, જેની મતલબ નીચે પ્રમાણે હતી.

શાહાનશાહના સ્વાગતાર્થે શી વ્યવસ્થા કરવી તત્સંબંધે વિચાર કરવાને ટાઉનહોલમાં જાહેર સભા ભરવામાં આવી હતી. તે પ્રસંગે અધ્યક્ષસ્થાનનું માન મને મળ્યું હતું. એ સભામાં મેં કરેલી સૂચના મુજબ શાહાનશાહના સ્વાગતાર્થે સર્વ તૈયારી કરવામાં આવી છે. વિશેષે કરીને બાળકોને શાહાનશાહ અને શાહાનશાહબાનુના દર્શનનો લાભ પ્રાપ્ત થાય એવી સૂચના મેં કરી હતી, તે પ્રમાણે બાળકો સંબંધી પણ યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી છે, જે માટે મને આનંદ ઉપજે છે. આવતા સોમવારે ( તા. ૪-૧૨-૧૧ ) બાળકોનું સંમેલન ભરવામાં આવનાર છે. તેમાં ૩૦,૦૦૦ બાળકોને શાહનશાહની ભેટ લેવાનો લાભ મળશે તથા રાજદર્શનોત્સવનું તેમને જીવન પર્યંત સ્મરણ રહેશે. આટલું કહી ગવર્નરે મુંબઈ શહેરની ચિત્તાકર્ષક રચના માટે આનંદ પ્રદર્શિત કરી આ અલૌકિક મહોત્સવ પ્રસંગે ગરીબ ગુરબાંને માટે પણ આનંદોત્સવની વ્યવસ્થા કરવામાં આવેલી જણાવી પ્રદર્શન સંબંધી વિસ્તૃત વિવેચન કર્યું હતું અને મી. મિલન આદિ પ્રદર્શનના ઉત્પાદકોએ તેની કરેલી ઉત્તમ પ્રકારની વ્યવસ્થાની તારિફ કરી હતી. પછી જુની અને નવી મુંબઈનું વર્ણન કરી હાલમાં આ શહેરમાં કેવો સ્થિત્યંતર થયો છે તત્સંબંધે વિવેચન કર્યું હતું. **અહીંના લોકોના ઔદાર્યને લીધે આ શહેરની ઉન્નતિ માટે જેટલી સાર્વજનિક સંસ્થાઓ અસ્તિત્વમાં આવે છે, તેટલી દુનિયાના બીજા કોઇ પણ શહેરમાં અસ્તિત્વમાં આવતી હશે કે નહિ તેની મને શંકા છે,** એવું અભિમાનપૂર્વક જણાવી તેમણે હજી પણ અહીંના લોકો આ શહેરની અધિક સુધારણા કરવા માટે પોતાનો સુપ્રયત્ન ચાલુ રાખશે એવી આશા દર્શાવી હતી. તે પછી પ્રદર્શનનું વર્ણન કરતાં જમશેદજી જીજીભાઈ સ્કૂલ ઓફ આર્ટ ( ચિત્રશાળા ) તથા ઔદ્યોગિક પ્રયોગશાળા અને તળેગામના કાચના કારખાનાનો મુખ્યત્વે કરીને ઉલ્લેખ કર્યો હતો. પ્રદર્શનની બાંધણીની

પ્રશંસા કરી તેના સંબંધમાં તેમણે એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી કે આ પ્રદર્શનને નામદાર શાહાનશાહે પોતાનો ઉદાર આશ્રય આપ્યો છે તેના યોગે કરીને સર્વ દરજ્જાના લોકોને આનંદ પ્રાપ્ત થશે તથા આ પ્રદર્શન આ શહેરની ભાવી સ્થિતિ સુધારવામાં સર્વેને પ્રવૃત્ત કરશે. તેમ જ જેમણે અવિશ્રાંત પરિશ્રમપૂર્વક પ્રદર્શનની તૈયારી કરી છે તેમને પણ પોતે મહત્ કાર્ય કર્યું છે એવું લાગશે. આટલું કહ્યા પછી ગવર્નરે પ્રદર્શન ખુલ્લું મેલાયેલું જાહેર કર્યું અને તે જ વખતે એકદમ પ્રદર્શનમાં વિજળીના દીવાનો ઝગઝગાટ થઇ રહ્યો હતો, જેથી લંકાપુરીની સુધારેલી દ્વિતીય આવૃત્તિ અવતીર્ણ થયાનો ભાસ થવા લાગ્યો.

આ પ્રસંગે સરતો પણ કરાવવામાં આવી હતી. તેમાં યશસ્વી નિવડનારાઓને લેડી કલાર્કના હસ્તે બક્ષિસો અપાવવામાં આવી હતી. છેવટે કેપ્ટન વિંટરે લેડી કલાર્કનું અને મી. ફિરોજ શેઠનાએ સર જયોર્જ કલાર્કનું અભીષ્ટ ચિંતન કર્યા બાદ આ સમારંભ સમાપ્ત થયો હતો; જે પછી ગવર્નર અને લેડી કલાર્ક પ્રદર્શન જોવાને પધાર્યાં હતાં.

**જુની મુંબઇનું પ્રદર્શન.**

આ પ્રદર્શને મુંબઇના મેદાનનો પોણો ભાગ રોકી લીધો હતો. તેના બે મુખ્ય ભાગ કરવામાં આવ્યા હતા, અને તેના ફરતી દેવદારના પાટીઆની દીવાલ બનાવવામાં આવી હતી. તેનું એક પ્રવેશદ્વાર બોરીબંદરની બાજુએ અને બીજું મરિનલાઇનના રસ્તાની સામે હતું. એક ભાગમાં ક્રીડાંગણ ( stadium ) બનાવી ત્યાં પ્રેક્ષકોને બેસવાની વ્યવસ્થા કરી હતી. અહીં હમેશાં સાંજે અને રાત્રે મર્દાનગીના ખેલો, લશ્કરી ખેલો અને લડાઇઓ થતી, જે જોવાને માટે પ્રેક્ષકો પાસેથી ફી લેવામાં આવતી. બીજા ભાગના બે પેટા વિભાગ કરવામાં આવ્યા હતા. તેમાંના એક ભાગમાં જુની મુંબઇના કોટના દેખાવની રચના કરવામાં આવી હતી. આ કિલ્લાની દીવાલો પણ દેવદારનાં પાટીઆંની બનાવવામાં આવી હતી, પરંતુ તેને એવી ખુબીથી રંગવામાં આવ્યાં હતાં કે દૂરથી તે પત્થરની જ ભીંત છે એવું લાગતું હતું. આ કિલ્લાની અંદર જતાં ચારે બાજુએ દુકાનો માંડવામાં આવી હતી. અહીં એક ઠેકાણે આંધળાં બાળકોને લખતાં તથા વાંચતાં કેવી રીતે શિખવવામાં આવે છે તે બતાવવાની વ્યવસ્થા કરી હતી. કેટલાક આંધળા બાળકો અને

આંધળી બાળાઓ દેખતા માણુસની પેઠે હારમોનિયમ, તબલાં આદિ વાજીંત્રો વગાડતાં હતાં તેમ જ દેખતાં માણુસોની પેઠે પુસ્તકો વાંચતાં હતાં, એ જોઇને તેમને માટે જે બુદ્ધિમાને તેઓ સ્પર્શેન્દ્રિયદ્વારા ઓળખી શકે એવા મૂળાક્ષરોની શોધ કરી છે તેને ધન્યવાદ આપ્યા સિવાય રહી શકાતું નહોતું. કિલ્લાના મધ્ય ભાગમાં ડેલહાઉસીના સ્મારકનું દર્શક એક ઘુમટની આકૃતિનું મકાન હતું, જેમાં સને ૧૬૭૨ માં નાના નાના બેટોનો બનેલો મુંબઇ બેટ કેવો હતો તથા સને ૧૯૧૧ માં મુંબઇ શહેરની રચના કેવી હતી તે દર્શાવવાને એ બન્નેના નકશા મૂકવામાં આવ્યા હતા. તે સિવાય માટીનાં રંગીન ચિત્રો કાઢીને જુના મુંબઇ શહેરનો ખ્યાલ આપવા યત્ન કરવામાં આવ્યો હતો. તે સિવાય કીલ્લામાં એક થોડોક અરણ્યનો ભાગ દર્શાવવામાં આવ્યો હતો અને તે જ પ્રમાણે જુના ચર્ચગેટ સ્ટેશનનો તથા તે વખતની મુંબઈની બજારનો પણ ખ્યાલ આપવામાં આવ્યો હતો. પ્રદર્શનનો બીજો પેટાવિભાગ એ જ તેનો મુખ્ય ભાગ હતો એમ કહીશું તો ચાલશે. પ્રદર્શનનો મુખ્ય દરવાજો મરિન લાઇન તરફના રસ્તા ઉપર રાખવામાં આવ્યો હતો. તેના ઉપરના ઘુમટને લીધે તથા રંગબેરંગી વિજળિક દીવાઓને લીધે રાત્રે આ દરવાજો અત્યંત ચિત્તાકર્ષક લાગતો હતો. ત્યાં થઇને અંદર દાખલ થતાં સ્થળે સ્થળે નાની મઝેદાર ઇમારતો નજરે પડતી હતી. અહીં એક વિસ્તૃત પટાંગણમાં બેન્ડ વગાડનારાઓ માટે ગોળ બેન્ડ-સ્ટેન્ડ બાંધવામાં આવ્યું હતું. તેની આગળ તમાશગીર મંડળને માટે ખુરસીઓ મૂકવામાં આવી હતી. અહીંઆ યુરોપીઅન લશ્કરના બેન્ડ ઉપરાંત મહિસુરના મહારાજાનું કર્ણાટક બેન્ડ પણ હાજર હતું. આ બેન્ડના દ્વારા નિકળતો હિંદુસ્તાની રાગરાગણીઓનો આલાપ અત્યંત કર્ણમધુર લાગતો હતો અને પાશ્ચાત્ય તથા પૌરસ્ત્ય લલિતકલાનો સંયોગ કરવાની ઇચ્છા રાખનાર રસિક શ્રોતાજનોને તલ્લીન કરી મૂકતો હતો. આ જ ભાગમાં એક સ્થળે અમદાવાદ અને મુંબઇની મિલોના કાપડના નમૂના મૂકવામાં આવ્યા હતા. તેમ જ એક તરફ તળેગામના કાચના કારખાનામાં તૈયાર કરવામાં આવેલાં કાચનાં વાસણો દ્રષ્ટિએ પડતાં હતાં. તેની પછવાડે એક નાનું કારખાનું બનાવી તેમાં કાચનાં વાસણો કેવી રીતે બનાવવામાં આવે છે તે સપ્રયોગ દર્શાવવામાં આવતું હતું.

જુના મુંબઇના કિલ્લાની દીવાલ પાસે પ્રથમ શ્રીનગરનું સીસમના લાકડા ઉપરનું નકશીદાર કામ વગેરે હતું. ભાવનગરનું લાકડા ઉપરનું કોતરકામ પણ પ્રેક્ષણીય હતું. કાશીક્ષેત્રનાં પિતળનાં નકશીદાર વાસણો અને મહિસુર દરબારે મોકલેલું જરીની વેલબુટ્ટીનું કામ પણ ઉત્તમ હતું. આ પદાર્થોના વિભાગમાં વડોદરા દરબારમાંથી પણ ઘણા પદાર્થો આણવામાં આવ્યા હતા. વડોદરાની જણસોમાં મર્હુમ ખંડેરાવ ગાયકવાડના સમયનો એક મોટો ગાલીચો હતો. તેના ખૂણામાં અને મધ્યમાં હીરા જડવામાં આવ્યા હતા. તેની કીમત રૂ. ૬૮,૫૦૦ની લખવામાં આવી હતી. આ બહુમૂલ્ય ગાલીચાની બીજી બાજુએ દૃષ્ટિ ફેરવીએ કે સાંપ્રત ગાયકવાડ સયાજીરાવની મોટી છબી નજરે પડતી હતી. તેની આગળ સ્કૂલ ઓફ આર્ટનાં ચિત્રો મૂકવામાં આવ્યાં હતાં. આ ચિત્રોની નજીકમાં એ ખાતાના મધ્ય ભાગમાં વડોદરાના સ્વ. યુવરાજ ફતેહસિંહરાવની સુંદર રંગિત છબી હતી. આ છબી તથા સંપતરાવ ગાયકવાડ અને રાજકુમાર શિવાજીરાવની તેમ જ રાધાકૃષ્ણની છબી વડોદરા દરબારમાંથી આણીને મૂકવામાં આવી હતી. વડોદરા સંસ્થાનની આ છબીઓ સિવાય, શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ મરાઠા અને પેશવાના વખતનાં આપેલાં કેટલાંક ઐતિહાસિક ચિત્રો પણ હતાં. આ જુનાં અને નવીન ચિત્રો તથા તેમાં ચિત્રકારોએ દર્શાવેલું કૌશલ્ય જોતાં જોતાં જઇએ તો મુંબઇ શહેરના લગ્નસમારંભનાં બે રંગિત ચિત્રો દ્રષ્ટિએ પડતાં હતાં. ચિત્રકારોનું કૌશલ્ય નિહાળી જરા આગળ જઇએ કે શિલ્પકારોની કૃતિ નજરે પડતી હતી. રા. મહાત્રેએ અમદાવાદ શહેરમાં મોકલેલા મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆના ભવ્ય અને સુંદર બાવલાનો આબેહુબ નમૂનો પ્રદર્શનમાં મૂકવામાં આવ્યો હતો. તેની પડખે વડોદરા સરકારે આપેલાં રંગબેરંગી રથ, પાલખી, રેંકડા ગાડી વગેરે દ્રષ્ટિએ પડતાં હતાં.

આ પ્રદર્શનમાં વિમાન ઉડાડવાનો પ્રકાર અપૂર્વ હતો. આ વિમાન હર્બટ સ્પેન્સર નામક એક પ્રસિદ્ધ વૈમાનિકે આણ્યું હતું. તે વિમાનના ગોળાનો વિસ્તાર ૭૫૦૦૦ ઘનફીટ ગેસ થાય તેટલો હતો. આ વિમાનને ૧૦૦ ફીટની લંબાઇની સાંકળથી જમીન સાથે બાંધી લીધું હતું, કે તેથી તે જમીનથી ૧૦૦૦ ફીટ ઉંચાઇ કરતાં વધારે જાય નહિ તેમ જ તે સ્થળેથી આમ તેમ આગળ પણ ચાલ્યું જઇ શકે નહિ. વિમાનમાં બેસવાની ફી પ્રથમ ૫ રૂપીઆ હતી પરંતુ પછીથી ૨॥

રૂપિઆ કરી નાંખવી પડી હતી. વળી વિમાનમાં બેસનારને વૈમાનિક સ્પે-ન્સર તરફથી એક લેખી સર્ટિફિકેટ પણ મળતું. જ્યારે પ્રશાંત વાયુ વાતો હોય ત્યારે વિમાન આકાશમાં ઉડાડવામાં આવતું. તેને બાંધેલી સાંકળ વિજળિક શક્તિથી ધીમે ધીમે સરતી સરતી વિમાનની પાછળ પા-છળ પતંગની દોરીની પેઠે જતી હતી. આ વિમાનના પ્રચંડ ગોળા નીચે પાંચ દશ ફીટના અંતરે પારણા જેવી એક મોટી ટોપલી બાંધી હતી, જેમાં માણસોને બેસવાની સોઇ કરવામાં આવી હતી. સંધ્યાકાળને સુમારે પ્રદર્શન ઉઘડે તે વખતે વાયુનું જોર કેવું છે તેની અજમાયશ લેવાને માટે એક મોટો પતંગ ઉડાડવામાં આવતો હતો. તેને ઉડાડવામાં ઝીણી દોરીને બદલે જાડી સુતળીનો ઉપયોગ કરવામાં આવતો હતો. તે સુતળીને લીધે પતંગ ઉડાડનારના હાથમાં કાપા ન પડી જાય તે માટે તે જાડાં મોજાં પહેરતો હતો. પવન અનુકૂળ હોય તો વિમાનને હવામાં ઉડાડવામાં આવતું. તે ધીમે ધીમે ઉપર જવા લાગે એટલે ત્યાંથી શહેરનો દેખાવ અત્યંત મનોવે-ધક લાગતો હતો. જમીન ઉપર ઊભા રહીને જોતાં મુંબઇની જે ઉંચી ઇમારતો આકાશની સાથે સ્પર્ધા કરતી જણાતી હતી, તે ઇમારતો જ્યારે આ વિમાન ઉપર જતું ત્યારે ત્યાંથી જોતાં કેમ જાણે નમ્રીભૂત બની ગઈ હોયની અથવા તો જમીનદોસ્ત થઈ ગએલી હોય એવી લાગતી હતી. વળી આકાશની પાસે હિમાલયના જેવા પર્વતરાજનો પણ હિસાબ નહિ, તો પછી બીજાની તો શી ગણત્રી, એવો મનને બોધ પ્રાપ્ત થતો. વિમાન જ્યારે વધારે ઉંચું જતું ત્યારે સર્વ ઇમારતો, ઝાડો વગેરે ઉચ્ચનીચનો ભાવ વિસરી જઇને સમપ્રમાણ બની જમીન-દોસ્ત થએલાં જણાતાં તથા રંગવૈચિત્ર્યને લીધે એક સુંદર ઇરાની ગાલીચો જમીન ઉપર પથરાયેલો હોય એવો ભાસ થતો. એકંદરે આ વિમાનમાં ઉડવાનો પ્રકાર આનંદદાયક અને બોધપ્રદ હતો. જ્યાં આ વિમાન ઉડાડવામાં આવતું હતું તેની નજીક એક નાના પટાંગણમાં મુંબઇની પાઠારે પ્રભુજ્ઞાતિની દક્ષિણી સ્ત્રીઓ રંગોળીનું પ્રેક્ષણીય કામ કરતી હતી. આ મંડપના મધ્ય ભાગમાં એક વર્તુલાકાર આંગણું હતું અને તેની આસપાસ પાંચ પાંચ ફીટના અંતરે ૭ ચોરસ આંગણાં હતાં. આ આંગણાંમાં બે કે ત્રણ દિવસ પહેલાં જુદી જુદી સ્ત્રીઓ પાસે અનેક પ્રકારની રંગોળીઓ કઢાવવામાં આવી હતી. તે જ પ્રમાણે આ આંગણાંની આસપાસ વચ્ચે વચ્ચે પાણીથી ભરેલાં મોટાં પાત્રો

મૂકવામાં આવ્યાં હતાં અને તેમાં પાણી ઉપર પણ રંગોળી કાઢવામાં આવી હતી. રંગવલ્લિકાની કળા જો કે ઘણા પુરાતન કાળની છે તો પણ તે કળાનું પોષણ અને વર્ધન જો કોઇ પણ હિંદુ જાતિએ કરેલું હોય તો તે મુંબઇની પાઠારે પ્રભુ જ્ઞાતિની સ્ત્રીઓએજ કર્યું છે, એવું આ પ્રદર્શન ઉપરથી સર્વ લોકોના જાણવામાં આવતું.

આપણે ત્યાં પણ કેટલાંક ઘરોમાં તહેવારો પ્રસંગે રંગોળીઓ પૂરવામાં આવે છે, પરંતુ તેમાં બહુ તો સાથીઆ, ચોકઠાં કે ફુલો પાડવામાં આવે છે અને જો પતરાંનાં બીબાં હોય છે તો સિંહ કે મોરની આકૃતિઓ પાડી શકાય છે, પરંતુ આ રંગોળીના કામના સંબંધમાં વિશેષ લક્ષમાં રાખવા યોગ્ય વાત એ હતી કે જુના પ્રકારની ટીપકીની રંગોળીના કામ ઉપરાંત આ સ્ત્રીઓ તરફથી ચોકમાં અને પેલાં પાણીનાં પાત્રોમાં ઓઇલ પેઇન્ટિંગ કે વોટર પેઇન્ટિંગના જેવું કામ કરવામાં આવ્યું હતું. શાહાનશાહ, શાહાનશાહબાનુ અને બીજા મહાન્ પુરૂષોનાં તથા પૌરાણિક દેવ દેવીઓનાં ચિત્રો, વનશ્રીના દેખાવો, જુદાં જુદાં પશુ, પક્ષી, વૃક્ષ, ફૂલો આદિનાં ચિત્રો ચોકમાં તેમ જ પાણી ઉપર પણ કાઢવામાં આવ્યાં હતાં. તેમણે દરેક વર્ગના પ્રેક્ષકોનું સારૂં આકર્ષણ કર્યું હતું.

આ પ્રદર્શનમાં બીજો એક અપૂર્વ પ્રકાર હિમાલય પર્વત ઉપર ચાલનારી ગાડીનો હતો. પ્રદર્શનના ઉત્તર તરફના ભાગમાં પૃથ્વીમાં સહુથી ઉંચા ગણાતા આ પર્વતની આબેહૂબ નકલ કરવામાં આવી હતી. વાસ્તવિક રીતે જોઇએ તો આ પર્વત લાકડા અને કપડાનો બનાવવામાં આવ્યો હતો. પરંતુ પ્લાસ્ટર ઓફ પારિસ અને જુદા જુદા રંગોનો ઉપયોગ એવા કૌશલ્ય પૂર્વક કરવામાં આવ્યો હતો કે તેથી એ બરફથી ઢંકાયેલા મહાન્ પર્વતની એક નાની સરખી પ્રતિમા છે એવો ભાસ થતો હતો. આ પર્વતની ઉપર ગાડીનો રસ્તો ૪૦૦૦ ફીટ એટલે પોણો માઇલ લાંબો હતો અને આમ તેમ વાંક ખાતો ગયો હતો. આ પર્વતને બરફથી આચ્છાદિત બનેલો દર્શાવવાને ૩૦ ટન એટલે ૧૬૮૦ મણ પ્લાસ્ટર ઓફ પારિસ વાપરવામાં આવ્યો હતો. આ પર્વત ઉપર એક બેપે બે ગાડીઓ ફરતી હતી. ઉભી ટેકરી ઉપરથી નીચે ભોંયરામાં અને નીચે ભોંયરામાંથી ઉંચી ટેકરી ઉપર ગાડી જતી ત્યારે કેટલાક બેસનાર બીતિથી તો કોઇ મોજથી બુમબરાડા અને સીટીઓવડે એક જ પ્રકારનો કલકલાટ

મચાવી મૂકતા હતા. ગાડીમાં બેસનારાઓને પોતે પ્રત્યક્ષ હિમાલય પર્વત ઉપર જ પ્રવાસ કરી રહ્યા છે એવો ભાસ થયો હતો. તે વખતે પ્રત્યેક ઉતારૂ પાસેથી આઠ આના ફી એક વખત બેસવાને માટે લેવામાં આવતી હતી, જે પાછળથી ઘટાડીને ચાર આના તથા બે આના સુધી પણ કરી નાંખવામાં આવી હતી. એક કલાકમાં ૨૫૦૦ માણસો આ ગાડીમાં મુસાફરી કરી શકતાં હતાં. એ ગાડીને માત્ર પ્રથમ જ ધક્કો મારવો પડતો હતો. પછી તે ચાલુ થયા બાદ ઉંચે ચઢતી અને ત્યાંથી જેટલા જોશથી નીચે ઉતરતી તેટલા જ જોશથી એની મેળે કાંઇ પણ યંત્રની મદદ સિવાય ઉપર ચઢી જતી હતી. એ પ્રમાણે તેને મળતી ગતિથી ને કોઇની પણ મદદ સિવાય ચાલતી હતી. આ હિમાલય પર્વત ઉપર રાત્રે ૬૦૦૦ વિજળીના દીવાને પ્રકાશિત કરવામાં આવતા ત્યારે તેનો દેખાવ અત્યંત ચિત્તાકર્ષક થઇ પડતો હતો. આ મોજ મેળવવાનું સાધન લોકોને ઘણું પ્રિય થઇ પડયું હતું અને તેથી પ્રદર્શન ખલાસ થયા પછી પણ ૧૯૧૩ ના મે માસ સુધી તેને ચાલુ રાખવામાં આવ્યું હતું. આમાં રૂ. ૭૫૦૦૦ નું ખર્ચ થયું હતું. આ યોજના એક અમેરિકન વ્યાપારીએ કાઢી હતી.

આ સિવાય તેમાં વિજળીક ફુવારો, ગોળ ફરતી કરોળીઆની જાળ, હાઉસ ઓફ નોનસેન્સ (ભૂતખાનું), જોયવ્હીલ, ભ્રમ કરાવનારા દેખાવો, મોટોરયંત્રની મદદથી ચાલનારો ચકડોળ, કેકવોક, સીનેમેટોગ્રાફ વગેરે ગમતનાં સાધનો પણ હતાં. વળી એકાદા ઉંચા મકાનમાં આગ લાગી હોય ત્યારે ઘરની અંદરના માણસો સુરક્ષિત બહાર કેવી રીતે નીકળી શકે તે દર્શાવવાને 'ફાયર એસ્કેપ'–અગ્નિમાંથી બચવાની યુક્તિ કાઢવામાં આવી છે, તેના પણ પ્રયોગ કરી બતાવવામાં આવતા હતા.

સંધ્યાકાળ થતાં જ આખા પ્રદર્શનમાં રંગબેરંગી વિજળીના દીપકો પ્રકાશી રહેતા તે વખતે આકાશમાં ચમકતા તારાગણ નીચે ઉતરી આવ્યા હોય એવો ભાસ થતો હતો. પ્રદર્શનની વ્યવસ્થા પણ સારી રીતે રાખવામાં આવી હતી. જે બારણેથી દાખલ થવાનું ત્યાંથી નિકળી શકાતું નહિ. નિકળવાનો દરવાજો જુદો હતો. પ્રદર્શનમાં આવનારાઓની ક્ષુધાતૃપ્તિ અર્થે ઉપહારગૃહો–હોટલો પણ હતાં. એકંદરે આ પ્રદર્શન આજ પર્યંત મુંબઇમાં ભરવામાં આવેલાં પ્રદર્શનો કરતાં જુદા પ્રકારનું હતું. તે પ્રદર્શને પ્રેક્ષકોને નવીન વસ્તુઓ નિહાળવાનો

તથા અનુભવ મેળવવાનો લાભ આપ્યો હતો. ખરેખર આ પ્રદર્શન નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુના આગમનનું એક મહત્ત્વનું સ્મારક ગણાવું જોઇએ.

## પ્રકરણ ૧૧ મું.

### ના. શાહાનશાહનો અપૂર્વ સત્કાર.

તા. ૨ જી ડિસેમ્બર સને ૧૯૧૧ ને શનિવારની સ્હવારે દશ વાગતાં રાજદંપતીને સપરિવાર લઇને મદિના આગબોટ મુંબઈના બારામાં દાખલ થઈ. તે આગબોટ તા. ૧૧ મી નવેમ્બરે પોર્ટ્સમથ બંદરેથી નીકળી હતી, તેથી તેને મુંબઇ આવી પહોંચતાં ૨૧ દિવસ લાગ્યા. શરૂઆતમાં મેઘની વૃષ્ટિ તેની સામે થઇ હતી તથા વાયુદેવે પણ તોફાન જગાવી પોતાના જાતિસ્વભાવનું નિરીક્ષણ કરાવ્યું હતું. પરંતુ તે મદિનાનો પરાજય કરી શક્યા નહિ અને તે આગબોટ સુખરૂપ મુંબઇ આવી પહોંચી. આ આગબોટ નામદાર શાહાનશાહ માટે ખાસ હોવાથી તેમાં સારી વ્યવસ્થા કરવામાં આવી હતી અને તે જોવા લાયક હતી. મુંબઇમાં ઘણા લોકોએ તે જોવાનો લાભ લીધો હતો. જેઓ તેને નિહાળી શક્યા નથી તેમને માટે તેનું અત્ર આપેલું વર્ણન સંતોષકારક થઇ પડશે.

**‘મદિના’ આગબોટ.**

મદિના પી. એન્ડ ઓ. કંપનીની ઉત્તમ આગબોટોમાંની એક છે. તેનું વજન ૧૨૫૦૦ ટનનું છે અને તેનું એંજીન ૧૨૦૦૦ ઘોડાના પાવરનું છે. આ આગબોટને બ્રિટનના નૌકાખાતાએ પોતાના તાબામાં લઇને પોર્ટસ્મથની ગોદીમાં આણી હતી, જ્યાં તે આગબોટપર બાદશાહી ઢાડની વ્યવસ્થા કરવામાં આવી હતી. તે આગબોટમાં પી. એન્ડ ઓ. કંપનીના એક ચીફ ઓફિસર, લે. વિલીયમ પી. સ્ત્રીની આર. એન. આર., ચીફ એન્જીનીયર થોમ્સ થોર્નબૂર આર. એન. આર. અને તેના હાથ નીચે બીજા એન્જીનીઅરની નિમણુક કરવામાં આવી હતી. આ આગબોટ ઉપર એકંદર ૬૭૫ માણસો હતાં. શાહાનશાહના પરિવાર મંડળની સંખ્યા ૨૫ ની હતી અને તેમની સાથે ૬૫ નોકરો હતા. આ આગબોટપર શાહાનશાહી દિવાનખાનું ઉત્તમ રીતે શણગારવામાં આવ્યું હતું. પ્રકાશ આવવાને માટે તેના આગલા ભાગમાં અને બન્ને બાજુએ મોટી બારીઓ મૂકવામાં આવી હતી.

આ દિવાનખાનાને 'આકાશી રંગમહેલ' નું નામ આપીશું તો તે યોગ્ય ગણાશે, કેમકે તેનો તમામ ભાગ આકાશી રંગથી રંગવામાં આવ્યો હતો તેમ જ તેમાંનાં ખુરસી, કોચો વગેરે ઉપર પણ વાદળી રંગનું રેશમી કાપડ આચ્છાદિત કરવામાં આવ્યું હતું. બારણાં ઉપર પણ એજ રંગના પડદા ટાંગવામાં આવ્યા હતા. ત્યાં તામ્ર રંગનો મજેદાર ગાલીચો પાથરવામાં આવ્યો હતો. આ દિવાનખાનામાં એક મોટો પિઆનો રાખવામાં આવ્યો હતો. દિવાનખાનાની પડોશમાં ભોજનગૃહ હતું. તેને પણ ઉત્તમ પ્રકારે શૃંગારવામાં આવ્યું હતું. તેની આગલી બાજુએ શાહાનશાહબાનુને માટે બેસવાને, સૂવાને, વસ્ત્રો પરિધાન કરવાને તથા સ્નાનને માટે જુદા જુદા ખંડોની યોજના કરવામાં આવી હતી. અહીંઆ પણ ગાલીચા પાથરવામાં આવ્યા હતા અને ત્યાં બધું લાકડકામ સાટીનવુડનું હતું. નામદાર શાહાનશાહ માટે પણ એવા ચાર ખંડો હતા, જેમાં આસ્માની રંગના ગાલીચા પાથરવામાં આવ્યા હતા. આગબોટના જે ભાગમાં સમુદ્રના વેગની બિલકૂલ અસર ન થાય તે સ્થળે પણ નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુને માટે નાના નાના ખંડો તૈયાર રાખવામાં આવ્યા હતા. દરિયો તોફાની થાય તો તેમને માટે ત્યાં રહેવાની સોઇ કરવામાં આવી હતી અને સમુદ્રના તોફાનને લીધે આગબોટ ગમે તેટલી હાલકડોલક થાય તો પણ સૂનારને જરા પણ ત્રાસ ન પડે એવા કમાનોવાળા પલંગો પણ ત્યાં રાખવામાં આવ્યા હતા. આગબોટ ઉપર 'હરિકેન ડેક' ના ભાગમાં અન્ય જનોને રહેવાની સોઇ કરવામાં આવી હતી. શાહાનશાહના આરામસ્થાનમાં તેમની શિકારી પોશાકના દેખાવવાળી મનોહર છબીઓ ટાંગવામાં આવી હતી. વળી શાહાનશાહના સેવકજનો માટે પણ ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી હતી. રાજદંપતીને હમેશાં તાજું દુધ મળે તે માટે **વિંડસરની ત્રણ ઉત્તમ ગાયો** પણ બોટમાં રાખવામાં આવી હતી. આગબોટપર વિજળીના ચૂલા ઉપર રસોઈ કરવાની વ્યવસ્થા રાખવામાં આવી હતી. તે પ્રમાણે સર્વત્ર વિજળીના પંખાની ગોઠવણ પણ કરવામાં આવી હતી. સર્વ ઠેકાણુના કિનારા ઉપરના દોરડા વગરનાં તારનાં યંત્રો સાથે મદિના આગબોટ ઉપરના એ યંત્રનું જોડાણ કરવામાં આવ્યું હતું. આગબોટ ઉપરના લોકોને પ્રવાસ દરમિયાન આખી દુનિયાની તાજી ખબરો મળી શકે તે માટે એક નાનું વર્તમાનપત્ર પણ હમેશાં

પ્રસિદ્ધ કરવામાં આવતું, જેને માટે છાપખાનાની વ્યવસ્થા પણ સારી હતી. આ પ્રમાણે મદિનાને સમુદ્રપર ઝુલતા રાજમહેલ જેવી બનાવવામાં આવી હતી. મદિનાને પ્રથમ તોફાન નડયું હતું ખરૂં પરંતુ હિંદી મહાસાગરની મુસાફરી બહુ મજેની થઇ પડી હતી. તે દરમિયાન રમતગમતો પણ થઇ શકી હતી. તા. ૨૯ અને ૩૦ મી નવેમ્બરના રોજ બે જણાના એકેક પગને સાથે બાંધી દોડવાની, મરઘાંની લડાઇની તથા જયુજીત્સુ વગેરેની રમતો થઇ હતી, જેમાં પ્રથમ આવનારાને ના. શાહાનશાહબાનુના હસ્તે ઇનામો વહેંચાવવામાં આવ્યાં હતાં. રવિવાર સિવાય હમેશાં રોયલ મેરિન આર્ટીલરીનું બેન્ડ ત્રણ વખત વાગતું હતું. સ્હવારે ૮॥ વાગે નાસ્તો, બપોરે એક વાગે લંચ, સ્હાંજે ૪॥ વાગે ચહા અને સાડાસાત વાગે ખાણું, એ પ્રમાણે ભોજનનો ક્રમ હતો. હમેશાં સ્હવારે ચેપલેન ઇશ્વર પ્રાર્થના કરતા, જેમાં સ્ટીમરના સર્વજણ, નામદાર શાહનશાહ અને શાહાનશાહબાનુ સાથે હાજર રહેતા. આ આગબોટપર કોઇ પણ ઉપયોગી વસ્તુની ખામી રહી ગઇ હોય એવું જણાતું નહોતું.

**નામદાર શાહાનશાહનું આગમન.**

તા. ૧ લી ડિસેમ્બર ને શુક્રવારના રોજ મુંબઇમાં તમામ દેખાવો અને વૈભવોને સંપૂર્ણતાએ પહોંચાડવાની તડામાર ચાલતી હતી. બીજે દિવસે તો શાહાનશાહ પધારવાના હતા. આડી ફક્ત રાત્રીજ હતી. એટલે બાકી રહેલું કામ જલ્દીથી પૂરૂં કરવામાં આવતું હતું. મુંબઇમાં સામાન્ય રીતે માત્ર રાત્રીના એકથી પાંચ વાગ્યા સુધી શાંત હોય છે, પરંતુ શુક્રવારની રાત્રીએ તો એટલી પણ શાંતિ નહોતી. લોકોનાં ટોળે ટોળાં મુંબઇની રચના નિહાળવાને નિકળી પડયાં હતાં. તે રાત્રે મુંબઇ શહેરમાં થોડાએ જ શાંત નિદ્રા અનુભવી હશે.

શનિવાર સ્થિરવારનું પ્રાતઃકાળ! સર્વજનોમાં એક સરખું કુતુહલ પ્રસરી રહ્યું. 'આજે શાહાનશાહ પધારવાના છે.' 'આજે સ્થિરવાર છે, તેથી આજે તેમના પધારવાથી તેમની સત્તા હિંદુસ્તાન ઉપર સ્થિર થશે.' 'જલ્દી કરો નહિ તો બેસવાની જગ્યા નહિ મળે; અથવા વખત થઇ જશે તો પોલિસ રસ્તા ઉપર થઇને પસાર નહિ થવા દે અને સ્વારી જોયા વગર રહેશો' એવા એવા ઉદ્ગારો ઘણાં ઘરોમાં થતા હતા. લોકો વહેલા વહેલા ઘરમાંથી બહાર નીકળી પડયા અને અગાઉથી નક્કી કરી રાખેલી જગ્યાએ જઇને સરઘસની રાહ

જોતા બેઠા. બરોબર નવ વાગે કોટમાં સેક્રેટરીએટથી તે એપોલો બંદર સુધીનો રસ્તો બંધ કરી દેવામાં આવ્યો. ગમે તેવો મોટો માણસ હોય તો પણ તેને એ રસ્તેથી પસાર થવાની બંધી કરવામાં આવતી. રસ્તાની બન્ને બાજુએ ઘોડેસ્વાર પલટણના સિપાઇઓ હારબંધ ગોઠવાઈ ગયા હતા.

કોલાબાની દીવાદાંડી ઉપર મુંબઇના બારામાં મદિના બોટનું આગમનસૂચક નિશાન ફરકવા લાગ્યું કે સલામી આપનાર તોપખાના તરફથી નૃપાગમનસૂચક ત્રણ તોપોની સલામી આપવામાં આવી. શાહાનશાહ પધાર્યાની ખબર વિજળીની માફક બધે પ્રસરી ગઇ અને રાજદર્શનોત્સુક મુંબઇ આનંદાતિશયથી ખળભળી રહ્યું. મદિના આગબોટે નાંગર કરી પોતાની ગતિ કુંઠિત કરતાં–તે ઉભી રહેતાં જ બારામાંની બાદશાહી આગબોટમાંથી ૧૦૧ તોપોની સલામી આપી, જેની ગર્જનાથી આખું શહેર હચમચી રહ્યું, અને નાગરિક જનો રાજદંપતીના સ્વાગતાર્થે તૈયાર થઇ રહ્યા. લશ્કરના અને પોલિસના સીપાઇઓ પોતાનું કર્ત્તવ્ય બજાવવાને તૈયાર થઇ રહ્યા. આશરે ત્રીશ હજાર વિદ્યાર્થીઓ આ અપૂર્વ સમારંભને અનુરૂપ વસ્ત્રો ધારણ કરીને પોતાના શિક્ષકોની સાથે સરઘસ જોવાને નિકળ્યા. સ્વારીના રસ્તા ઉપરનાં મકાનોમાં તથા તેની સામે લોકોને માટે ખાસ તૈયાર કરવામાં આવેલી બેઠકોમાં આબાલવૃદ્ધ પ્રેક્ષક જનોની ગર્દી વધવા લાગી. વાઇસરોય લોર્ડ હાર્ડિંજ અને ગવર્નર સર જ્યોર્જ કલાર્કની સ્વારી વાલકેશ્વરના સરકારી બંગલામાંથી મોટારમાં નિકળી વાલકેશ્વર રોડ, સેંડહર્સ્ટ પૂલ અને કવીન્સરોડને રસ્તે થઇને સેક્રેટરીએટમાં આવી અને ત્યાંથી તેઓ એપોલો બંદર ઉપર જઇ પહોંચ્યા. વાઇસરોય સ્ટીમ લોંચમાં બેસીને મદિના બોટ ઉપર જવાને નિકળ્યા, તે વખતે તેમને સરકારી તોપખાના તરફથી ૩૧ તોપોની સલામી આપવામાં આવી. તે જ પ્રમાણે પંદર મીનીટ પછી ગવર્નર મદિના બોટ ઉપર જવાને નિકળ્યા ત્યારે તેમને પણ ૧૭ તોપોનું માન આપવામાં આવ્યું હતું. મદિના ઉપર પહોંચતાં વાઇસરોયે ગવર્નરની શાહાનશાહ સાથે મુલાકાત કરાવી. પછી બાર વાગે તે બન્ને બંદર ઉપર પાછા આવ્યા. બપોરે ક. ૩–૫૦ મીનીટે નામદાર શાહાનશાહ, શાહાનશાહબાનુ, હિંદી પ્રધાન માર્કિવસ ઓફ ક્રુ અને બીજા પરિવાર મંડળ સાથે એક ધ્વજાપતાકાથી શણગારેલી સ્ટીમ લોંચમાં બેસીને બંદર તરફ આવવાને નિકળ્યાં. બરો-

બર ચાર વાગે ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ સ્ટીમ લોંચમાંથી નિકળીને તેમને માટે ખાસ તૈયાર કરેલા પાટીઆના પૂલને રસ્તે બંદરની સીઢીને મથાળે આવી પહોંચ્યાં કે તેમનાં સન્માનાર્થે ૧૦૧ તોપોના બહાર કરવામાં આવ્યા. બંદર ઉપર આવતાં ગાર્ડ ઓફ ઓનરની ટૂકડીએ માન આપ્યું.

**શાહાનશાહનું સ્વાગત.**

બંદર ઉપરના સ્વાગત મંડપમાં તેમને વાઇસરોય, ગવર્નર અને તેમનાં પત્ની, કમાંડર ઇન ચીફ, લેડી સ્લેડ, હાઇકોર્ટના ચીફ જસ્ટિસ, લોર્ડ બિશપ, ગવર્નરની કાઉન્સીલના સભાસદો, હાઇકોર્ટના જડજ, મુંબઇ સરકારના મુખ્ય સેક્રેટરી, છઠ્ઠા ડીવીઝનના જનરલ ઓફીસર, ઉત્તર વિભાગના કમિશનર, મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના પ્રમુખ, મુંબઇના શેરિફ, મુંબઈ સરકારના રાજકીય ખાતાના સેક્રેટરી, પરરાજ્યોના એલચીઓ, સર્જન જનરલ, કસ્ટમ ખાતાના કમિશનર, મુંબઈ યુનિવર્સિટીના વાઈસ ચેન્સેલર, રોયલ ઇંડિયન મેરિનના ડાયરેક્ટર, રોમન કેથોલિક આર્ચબિશપ, મુંબઇના આર્કડિકન, બોમ્બે બ્રિગેડના જનરલ ઓફિસર અને મુંબઇ સરકારના સેક્રેટરીઓએ આવકાર આપ્યો. આ મોટા મોટા અધિકારીઓ ઉપરાંત કેટલાક રાજવંશીઓ, ઠાકોરો અને સરદારો પણ આવકાર આપવાને માટે સ્વાગતભુવનમાં તથા તેની સામેના અર્ધચંદ્રાકૃતિ મંડપમાં હાજર હતા.

આ વખતે ના. શાહાનશાહે પોતાને અતિપ્રિય નૌકાસેનાધિપતિનો સાદો અને શ્વેત પોષાક ધારણ કર્યો હતો અને મસ્તિક ઉપર સફેદ ટોપી પહેરી હતી. શાહાનશાહબાનુએ પણ ખાખી બદામી રંગનો રેશમી પોશાક અને સ્હેજ ભૂરા રંગનો પટ્ટો ધારણ કર્યો હતો. રાજદંપતીની મુખમુદ્રા પ્રશાંત અને ગંભીર હોવા છતાં, તેઓ ખુશમિજાજમાં હોય એમ લાગતું હતું. તેઓ તંદુરસ્ત હતાં અને દરિયાઇ સફરની કાંઇ અસર થયેલી જણાતી નહોતી. સ્વાગતભુવનમાં આવકાર મેળવ્યા બાદ તેઓશ્રી સભામંડપમાં જવાને નીકળ્યાં. સભામંડપમાં ઉત્તમ આસનોવાળા ચોતરા ઉપર શાહાનશાહ અને શાહાનશાહબાનુ બિરાજમાન થયાં કે સર્વ સભાજનોએ તાળીઓની પ્રચંડ ગર્જનાથી રાજદંપતી પ્રત્યેની પોતાની રાજનિષ્ઠા વ્યક્ત કરી. આ ચોતરા ઉપર મધ્ય ભાગમાં ખાસ તૈયાર કરાવવામાં

આવેલાં મૂલ્યવાન્ આસનો ઉપર શાહાનશાહ અને શાહાનશાહબાનુ બિરાજમાન થયાં હતાં. તેમની બાજુએ વાઇસરોય, માર્કિવસ ઓફ ક્રયુ, સર જ્યોર્જ કલાર્ક, તેમનાં પત્ની, કમાન્ડર ઇન–ચીફ, લેડી સ્લેડ અને શાહાનશાહનું પરિવારમંડળ વગેરે ઊભાં હતાં. મ્યુ. કોર્પોરેશનના સભાસદો, લશ્કરી અને નૌકાખાતાના અમલદારો, પરદેશોના એલચીઓ, બીજા વર્ગના સરદારો તથા તમામ કોમોના અગ્રગણ્ય શહેરીઓ અને સ્ત્રીઓથી સભામંડપ ચિકાર ભરાઇ ગયો હતો. તે વખતનો દેખાવ અત્યંત ચિત્તવેધક લાગતો હતો. સર્વ સભાજનોની દ્રષ્ટિ ગ્રેટબ્રિટનના રાજા અને હિંદુસ્તાનના શાહાનશાહ જ્યોર્જ પંચમ અને તેમનાં પત્ની શ્રી મેરી પ્રતિ કેંદ્રીભૂત થઇ હતી. મંડપમાં સર્વત્ર શાંતિ પ્રસરી એટલે મ્યુ. કોર્પોરેશનના અધ્યક્ષ ઓન. સર ફિરોજશાહ મહેતાએ પ્રબળ અને ખુલ્લા સ્વરે અસ્ખલિત પ્રવાહભરી વાણીએ મ્યુ. કોર્પોરેશન તરફનું માનપત્ર વાંચી સંભળાવ્યું.

**મ્યુ. કોર્પોરેશનનું માનપત્ર.**

નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુના ચરણમાં અતિ નમ્રતા પૂર્વક વિનતિ છે કે,

“આપ નામવર આ દેશના કિનારે સુખરૂપ પધાર્યા, તે પ્રસંગે અમે મુંબાઇ શહેરની મ્યુ. કોર્પોરેશનના અધ્યક્ષ અને સભાસદ આ શહેરના તમામ નાગરિકોની ઉત્કટ રાજભક્તિ પ્રદર્શિત કરવાને માટે રજા માગીએ છીએ. આ અતિ મહત્વનો અને પરમ શુભ પ્રસંગ પ્રાપ્ત થવા માટે અમને અતિશય અભિમાન અને પરમ હર્ષ થાય છે.

આવો શુભ પ્રસંગ માત્ર એકલા ભરતખંડના જ ઇતિહાસમાં નહિ પરંતુ આપ નામદારની સત્તા નીચેના અખિલ સામ્રાજ્યના ઇતિહાસમાં કેવળ અપૂર્વ જ છે. આ પૂર્વે કદી પણ બ્રિટિશ સાર્વભૌમ ભૂપતિએ આખા સામ્રાજ્યનું કેંદ્રસ્થાન જે ગ્રેટબ્રિટન તેને છોડીને સ્વસત્તા નીચેના કોઇ પણ મુલકને દર્શન આપવાને માટે જળપ્રવાસ કર્યો નહોતો. આપશ્રીના આ આગમનનું મહત્ત્વ અમે પૂર્ણપણે સમજીએ છીએ. આપે રાજ્યપદારોહણ કર્યું તે, જાતે પધારીને હિંદુસ્તાનના લોકોમાં જાહેર કરવાનો સંકલ્પ કર્યો છે, તેથી આપની સત્તા નીચેના વિસ્તીર્ણ સામ્રાજ્યમાં હિંદુસ્તાનનું મહત્ત્વ વધ્યું છે અને આથી આખા જગતમાં પ્રસિદ્ધ થશે કે આપ નામદારના હૃદયમાં હિંદી લોકો માટે અત્યંત લાગણી છે. તેજ પ્રમાણે આપના રાજછત્ર નીચેના ભિન્ન ભિન્ન

પ્રદેશોમાં વસતા જુદી જુદી કોમો અને વર્ણોના લોકોને એકત્ર કરી એક સ્નેહસૂત્રથી બદ્ધ કરવાનું આપનામાં અદ્ભુત સામર્થ્ય છે એ પણ સર્વના જાણવામાં આવશે. આ બ્રિટિશ રાજ્યનું કૃપાછત્ર ન્યાય, સદ્બુદ્ધિ અને પ્રગતિનું દ્યોતક છે.

આપ નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુએ આ નગરમાં પ્રથમ ચરણકમલ ધર્યાં છે, તેથી આખા ભરતખંડમાં અમારૂં અધિક ગૌરવ છે એમ કહેવાનો અમને પૂર્ણ હક્ક છે. આ મુંબઈ શહેર બ્રિટિશ નૃપતિને લગ્ન સમયે પહેરામણીમાં મળ્યું હતું. તે કાંઈ કોઇ રાજા કે સંસ્થાનિક પાસેથી વેચાતું લઇને વસાવવામાં આવ્યું નથી; અથવા બીજે કોઇ સ્થળે ઠેકાણું ન પડ્યું, તેથી વ્યાપારીઓ ત્યાંથી ન્હાસી આવીને અહીં રહેવા લાગ્યા એમ પણ કહી શકાશે નહિ. આ શહેરને આગળ જતાં મોટું મહત્ત્વ પ્રાપ્ત થશે અને તેનો વૈભવ વૃદ્ધિને પામશે એવું તે કાળના ચતુર મુત્સદ્દીઓએ ભવિષ્યકથન કર્યું હતું. આ બેટ મેળવવા વિષેનો કરાર બ્રિટિશ સરકારે કર્યો, ત્યાર પછીથી જ આ દેશના રાજ્યકારભારમાં હાથ નાંખવાનો બ્રિટિશ સરકારને પ્રસંગ મળ્યો હતો, અર્થાત્ તે પહેલો જ પ્રસંગ હતો. આ બેટ જે મુત્સદ્દીઓએ મેળવ્યો હતો તથા જે ગવર્નરોએ તેની સ્થાપના અને વ્યવસ્થા કરી હતી તેમના મનમાં આ સ્થળના સંબંધમાં જે આશા હતી તે ઉત્કૃષ્ટ પ્રકારે પૂર્ણ થઇ છે એમ કહેવામાં અમને બિલકુલ પ્રત્યવાય લાગતો નથી. આ નગરી પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વિદ્યાચારને સંબંધમાં આણનારી મજબૂત ગાંઠ છે. આ ઉભય પ્રકારની વિદ્યાચાર સંપન્નતાનો યોગ્ય મેળાપ કરવો એવો બ્રિટિશ સરકારનો પ્રથમથી જ ઉદ્દેશ છે.

ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ અમો વચ્ચે બિલકુલ અજાણ્યાં નથી એ વાર્તાનું સ્મરણ થતાં અમને હર્ષ થાય છે. જ્યારે છ વર્ષો પૂર્વે આપ નામદારો આ દેશમાં પધાર્યાં હતાં ત્યારે આપે આ દેશના લોકો, રાજકીય બાબતો, કળા અને ધનોત્પાદક ઉદ્યોગો વગેરે વિષયો સંબંધી માહિતી મેળવવાના કામમાં બિલકુલ આળસ કરી નહોતી. તે વખતે આપનાં દર્શન થયાં ત્યારપછીથી અમોને ઉચ્ચ પ્રતિના હક્કો અને સગવડોની પ્રાપ્તિ ધીમે ધીમે થતી રહી છે. વ્યાપાર અને ઉદ્યોગની સ્થિતિમાં કુદરતી રીતે કેટલોક ફેરફાર થયો છે, જેથી અમારી આર્થિક પ્રગતિ ઉપર કાંઇક અસર થઇ છે ખરી, તથાપિ તે અસરથી

એ પ્રગતિ કાંઈ બંધ પડી ગઇ નથી. વળી આ પ્રગતિની સાથે ગરીબ જનોની સ્થિતિ સુધારવાની ઇચ્છા પણ પ્રબળ થતી ગઇ છે, અને આ બેટની કુદરતી સગવડો વધારવાનો પ્રયત્ન ચાલુ છે. અમારી મુંબઇ નગરીનો પાયો ઘણો વિસ્તૃત અને અતિશય મજબુત છે. અહીં ઐક્યભાવ પ્રસરી રહ્યો છે અને અહીં વસતા જુદી જુદી કોમો અને વર્ણના લોકોમાં સમાન શહેરીપણાની વૃત્તિ અતિપ્રબળપણે વાસ કરી રહેલી છે.

નામદાર શાહાનશાહબાનુ, આપ સ્ત્રીત્વને અત્યંત અનુરૂપ સર્વ પ્રકારના ઉત્કૃષ્ટ ગુણોથી મંડિત છો. આપે કૃપા કરી આ ભૂમિને પુનરપિ દર્શન દીધાં, તેથી આ દેશના પ્રજાજન સંબંધે આપના હૃદયમાં કેટલી બધી લાગણી છે, એ વ્યક્ત થાય છે. આપની આ કૃપાને લીધે અમારા હૃદયમાં આપના પ્રત્યેની કૃતજ્ઞતાની બુદ્ધિ અને પ્રેમભાવ વૃદ્ધિને પામે છે.

નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુ, આપે આ સામ્રાજ્યના આધિપત્યનો સ્વીકાર કર્યો તેનું દિગ્દર્શન કરવાને માટે આ દેશમાં જે આગમન આપે કર્યું છે, તેનું આ દેશના પ્રજાજનોને હમેશાં સ્મરણ રહેશે. મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆ અને મર્હુમ શાહાનશાહ એડવર્ડ સપ્તમના હૃદયમાં અહીંના લોકો પ્રત્યે જેવો પ્રેમ અને તેમના સુખદુઃખ પ્રસંગે સહાનુભૂતિ હતાં, તેમ જ તેમના સંબંધી માહિતી હતી, તે જ પ્રમાણે આપ નામદારોના હૃદયમાં પણ અમારા પ્રત્યેનો પ્રેમ અને સહાનુભૂતિ સર્વદા જાગ્રત રહો અને આપની રાજ્યકારકીર્દી આપના રાજછત્ર નીચે એકત્ર થએલા સર્વજનોને સુખકારક અને કલ્યાણકારક નિવડો એવી અમારી અંતઃકરણપૂર્વકની પ્રાર્થના છે."

**નામદાર શાહાનશાહનો જવાબ.**

"હું તમારી નગરીમાં કાંઈ અજાણ્યો નથી એવું જે તમે કહ્યું તે યથાર્થ છે. તમારી સુંદર નગરીમાં મને જરા પણ પારકાપણું લાગતું નથી એમ હું હૃદયપૂર્વક જણાવું છું. ૭ વર્ષ પૂર્વે અહીં આવ્યો ત્યારે તમારાથી હું તદન અજાણ્યો હતો, તેમ છતાં તમોએ અંતઃકરણની લાગણીપૂર્વક મારૂં જે આદરમાન કર્યું હતું તેનું મને અદ્યાપિપર્યંત સ્મરણ છે. તમારી નગરીના કિનારાની નજીક આવતાં જે વિલક્ષણ ચમત્કૃતિજનક દશ્ય દષ્ટિગોચર થાય છે—જાણે તાડના વૃક્ષો

સમુદ્રના પેટામાંથી ફુટી નીકળીને બહાર આવેલાં હોયની તેનું પ્રથમ દર્શન થાય છે, એનું મને વિસ્મરણ થયું નથી, તેમજ તેનું પુનર્દર્શન મને જરી પણ ઓછું મોહક લાગ્યું નથી. સને ૧૯૦૫ માં હું અહીં આવ્યો હતો ત્યારે તમોએ મારૂં જે પ્રેમપૂર્વક સ્વાગત કર્યું હતું, તેથી ઉત્તેજન પામીને હું આ વિસ્તીર્ણ દેશના કેટલાક ભાગોમાં ફરવાને માટે ગયો અને મેં આ દેશના લોકોની થોડી માહિતી મેળવવાનો પ્રયત્ન કર્યો. તે વખતે એ જે કાંઇ માહિતી મને મળી તેને લીધે આ દેશના ભિન્ન ભિન્ન જાતિ અને ધર્મના લોક તરફ મારી સહાનુભૂતિ દ્રઢતર થએલી, તેથી, મારા પરમપ્રિય પિતાનું શોચનીય અવસાન થવાથી હું મારા પૂર્વજોની ગાદી ઉપર બેઠો, ત્યારે હિંદુસ્તાનમાં એકવાર પુનઃ જઇને મારી સુજન પ્રજાને ભેટવું એવી ઉત્કટ ઇચ્છા મારા મનમાં થઇ આવી.

હું શાહાનશાહબાનુ સાથે આજે ફરીથી અત્રે આવેલો હોવાથી મારી ઉક્ત ઇચ્છા પૂર્ણ થવા માટે મને ઘણો આનંદ થાય છે. આ ઇલાકામાં કેટલેક ઠેકાણે મોટો દુષ્કાળ પડશે એવી ભીતિ રહેતી હતી, તે યોગ્ય વખતે સારો વરસાદ થવાથી દૂર થઇ છે અને ખરિફનો પાક આ પ્રાંતમાં સારો થશે એવી આશા રાખવામાં આવે છે, જે માટે હું પરમેશ્વરનો ઘણો આભાર માનું છું.

તમે તમારા ઉત્કૃષ્ટ માનપત્રમાં મુંબાઇ એક વખતે લગ્નની પહેરામણીમાં મળ્યું છે એ વાતનું મને સ્મરણ કરાવ્યું છે. તે સમયે અર્થાત્ ૨૫૦ વર્ષ પહેલાં ઇંગ્રી ફૂકે તેને પોતાના તાબામાં લીધું એ વખતે એ કોળી અને માછીમારોથી વસેલું એક માત્ર નાનું ગામડું હતું. તમારા વડીલોએ તથા તમોએ તેનું રૂપાંતર કરીને તેને બ્રિટિશ રાજ્યના મુકુટનું એક દિવ્ય રત્ન બનાવી દીધું છે. આ નગરીની સુંદર અને ભવ્ય ઇમારતોની રચના પુનરપિ જોઇને મને અત્યંત આનંદ થયો છે. વળી આ શહેરમાં આ વખતે કેટલાક સુધારા થએલા મારી દ્રષ્ટિએ પડે છે. તે એટલા બધા ભવ્ય નથી તોપણ વિશેષ હિતકારક તો છે જ. આ નગરીના સર્વ દરજ્જાના લોકો શાંતિ, સૌખ્ય અને ઉત્કર્ષની વૃદ્ધિ કરવાના પ્રયત્નો ચલાવી રહ્યા છે તે જાણીને હું વિશેષ મગરૂર થાઉં છું. આવા આ અપ્રતિમ રત્નની પ્રભા તમારા ઉક્ત પ્રયત્નોથી જ વૃદ્ધિંગત થશે.

આજે તમોએ અમને આવી ઉત્કૃષ્ટ રીતે આવકાર આપ્યો છે તે માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

અમારા આ હિંદી સામ્રાજ્ય ઉપર પરમાત્માનો પૂર્ણકાળ આશીર્વાદ હો, અને આ દેશના નિવાસીઓને શાન્તિ અને સમૃદ્ધિ સર્વ કાળ અખંડિત રીતે પ્રાપ્ત થાઓ એવી અમારી પરમાત્માને પ્રાર્થના છે.

**માનપત્ર મંજુષા.***

ત્યારપછી તે માનપત્ર તેને માટે ખાસ તૈયાર કરવામાં આવેલી મંજુષામાં મૂકીને શાહાનશાહને અર્પણ કરવામાં આવ્યું; જે વખતે સભાજનોએ તાળીઓની પ્રચંડ ગર્જનાથી પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો હતો. આ મંજુષાનો કેટલોક ભાગ સુવર્ણનો અને કેટલોક રૂપાનો બનાવવામાં આવ્યો હતો. તે જ પ્રમાણે તેના જુદા જુદા ભાગ ઉપર હિંદુ, મુસલમાન અને પારસી, એ મુંબઇની મુખ્ય જાતિઓ દર્શાવનારાં ચિત્રો કાઢવામાં આવ્યાં હતાં. એક બાજુએ ઉંચે વિમાનમાંથી જણાતા મુંબઇ શહેરનો દેખાવ કાઢવામાં આવ્યો હતો. બીજી બાજુએ મ્યુનિસિપાલિટીની ઇમારત, યુનિવર્સિટીનો મિનારો, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ અને કાફર્ડમારકીટનો દેખાવ કાઢવામાં આવ્યો હતો. એમ કહીએ તો ચાલે કે આજપર્યંત આખા હિંદુસ્તાનમાં આવા પ્રકારની મંજુષા બનાવવામાં આવી નહોતી. આવી માનપત્રયુક્ત મંજુષાનો શાહાનશાહે સ્વીકાર કર્યા બાદ સર ફિરોજશાહ મહેતાનાં પત્નીએ શાહાનશાહબાનુને સુંદર પુષ્પગુચ્છ અર્પણ કર્યો, જેનો તેમણે સ્વીકાર કરતાં જ તેમને તાળીઓથી વધાવી લેવામાં આવ્યાં હતાં. બાદ સર ફિરોજશાહે કોર્પોરેશનના સભાસદોની શાહાનશાહ સાથે ઓળખાણ કરાવી હતી.

**વૈભવશાળી સરઘસ.**

ઉક્ત શિષ્ટાચાર પૂર્ણ થયા પછી નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુ ચાર સુંદર અશ્વો જોડેલા રથમાં બિરાજમાન થયાં એટલે પ્રેક્ષકવર્ગે તેમને ખુશાલીના પોકારોથી વધાવી લીધાં અને સરઘસ ચાલુ થયું. આ સરઘસને પાલવાબંદરથી કોટમાં જે જે રસ્તે થઇને જવાનું ઠર્યું હતું, તે તે રસ્તા ઉપર તમામ સરકારી ઓફિસો, બેંકોનાં મકાનો અને મોટાં મોટાં વિક્રયાલયો (દુકાનો) ને વિવિધ રંગનાં વસ્ત્રો, રાજચિન્હો અને શુભેચ્છાદર્શક વચનોથી અલંકૃત

*માનપત્ર મૂકવાનો ડાબડો–કાસ્કેટ.

કરવામાં આવ્યાં હતાં. પાલ્વા બંદરથી બોરી બંદર સુધીના સરઘસના રસ્તા ઉપર બન્ને બાજુએ સ્તંભ ઊભા કરવામાં આવ્યા હતા અને તેને રંગ બેરંગી પુષ્પમાળાથી સુશોભિત કરવામાં આવ્યા હતા. વળી વચ્ચે વચ્ચે સુંદર દરવાજા અને કમાનો કરવામાં આવી હતી, તેથી કોટના એ ભાગનો કઠેરો દીપી નિકળતો હતો. પાલવા બંદરથી સેલર્સ હોમ સામેની કમાન પર્યંત નેવલ બ્રિગેડની પલટણ, એસ્પ્લેનેડ રોડ ઉપર રોયલ ગેરિસન આર્ટિલરી, હોર્નબી રોડ ઉપર ફર્સ્ટ બેટેલિયન વોરિકશાયર રેજીમેંટ, ફૂકશૅંક રોડ ઉપર બોમ્બે વોલંટીયર આર્ટિલરી, જી. આઇ. પી. રેલ્વેના વોલંટીઅર્સ અને ૧૦૫ મી લાઇટ ઇન્ફન્ટ્રીના સિપાઇઓ ઊભા રહેલા હતા અને તમામ ઇમારતોની અગાસી ઉપર તથા રસ્તાપરની બેઠકો ઉપર રાજદર્શનોત્સુક પ્રેક્ષકવર્ગ તેમ જ શાળાનાં ઉત્સાહી વિદ્યાર્થીઓ પણ મોટી સંખ્યામાં બેઠા હતા. આથી એ ભાગને જે શોભા પ્રાપ્ત થઇ હતી તે અવર્ણનીય જ હતી. એવા પ્રકારના મુંબાઇના વૈભવદુર્ગમાંથી નામદાર શાહાનશાહની સ્વારી પસાર થતાં રાજગીતનું ગાયન, બેન્ડનું સુસ્વર વાદન અને જયજયકારસૂચક ઉદ્ગારો, એ સર્વનું પ્રદર્શન થઇ રહ્યું હતું. સાધારણ પણ ભવ્ય લશ્કરી પોશાક ધારણ કરેલા શાહાનશાહ અને ચિતાકર્ષક વસ્ત્રાભુષણોથી શોભતાં શાહાનશાહબાનુ હસતે મુખડે પ્રજાજનોના સ્વાગતનો સ્વીકાર કરતાં હતાં. અહા, ! તે વખતનો રાજનિષ્ઠા અને પ્રજાવત્સલતાના મેળાપનો કેવો અપૂર્વ દેખાવ ! ભૂલા પડેલા વાછરડાને તેની માતા—ગાયના દર્શન થતાં તે જે પ્રમાણે આનંદાતિશયથી નાચવા અને ગેલ કરવા મંડી જાય છે, તે જ પ્રમાણે આજ ઘણા સૈકા થયાં સાર્વભૌમરાજદર્શનથી વંચિત થએલા હિંદી લોકોને પ્રથમ વાર જ હિંદુસ્તાનના પહેલા શહેરમાં રાજદર્શનનો અપૂર્વ લાભ પ્રાપ્ત થતાં તેમના હૃદયમાં હર્ષ સમાતો નહોતો.

**સરઘસનો દેખાવ.**

આ સરઘસમાં પહેલી ગાડીમાં શાહાનશાહ અને શાહાનશાહબાનુ, બીજી ગાડીમાં નામદાર ગવર્નર—જનરલ (વાઇસરૉય) અને હિંદી પ્રધાન લોર્ડ ક્રયુ, ત્રીજી ગાડીમાં મુંબઈના ગવર્નર, તેમનાં પત્ની, લોર્ડ સ્ટૅમ્ફોર્ડહામ અને લે. જનરલ સર હેરિસ સ્મિથ ડેવિન તથા બાકીની ચાર ગાડીઓમાં શાહાનશાહનું પરિવારમંડળ હતું. સરઘસને મોખરે બ્રિટિશ કેવલરીના ઘોડેસ્વારોનું બેંડ વાગતું હતું.

ઘોડા ઉપરની નોબત પ્રેક્ષણીય હતી. તેની પાછળ રોયલ હોર્સ આ-ર્ટિલરી અર્થાત્ બાદશાહી તોપખાનાનો દેખાવ પણ ભવ્ય જણાતો હતો. તેની પાછળ બ્રિટિશ ઘોડેસ્વારોની ત્રણ ટૂકડીઓ, બેઅે લાઇટ હોર્સ અને લાલ પોશાકમાં સજ્જ થએલા દેશી ઘોડેસ્વાર બોડીગા-ર્ડોની ટૂકડીઓ હતી. બોડીગાર્ડોમાંના અડધા શાહાનશાહની ગાડીની આગળ અને અડધા પાછળ હતા. શાહાનશાહના પરિવારમંડળની ગાડીઓ પછી જનરલ કમાંડિંગ ઓફિસરની સ્વારી હતી. તેમની પાછળ જનરલ એંડરસન તથા તેમની પછી ૨૬ મી કેવલરીની ચાર ટૂકડીઓ હતી. આ સરઘસમાં હિંદી ઘોડેસ્વારોની ચાર પલટણો હતી. તેમાં ચાર ઘોડાવાળી ચાર ગાડીઓ અને બે ઘોડા જોડેલી ત્રણ મળી કુલ્લે સાત ગાડીઓ હતી.

આ સરઘસ ચાલુ થઇને એપોલો (પાલવા) બંદર પાસેની પહેલી કમાનમાંથી પસાર થયું કે તે નામદારોના દર્શન કરવાને ઉત્સુક બની રહેલા લોકોએ હર્ષગર્જના કરી મૂકી, અને તે જ પ્રમાણે સરઘસ આગળ વધતાં આસપાસનાં મકાનોની બારીઓ, છાપરાં, છજાં વગેરે સ્થળે જમા થએલા માણસો તે નામદારોને 'હુર્રે' ના પોકારોથી વધાવી લેતા હતા, જેના પ્રત્યુત્તરમાં ના. શાહાનશાહ સ્મિત વદને મસ્તક ન-માવતા જણાતા હતા. ના. શાહાનશાહની સ્વારી કોટમાં થઇને કા-લબાદેવીમાંથી પસાર થઇ પાયધુણી, પરેલ રોડ, ભીંડી બજાર, સેંડ-હર્સ્ટ રોડ વગેરે રસ્તા ઉપર થઇ મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆનું નામાભિધાન ધારણ કરનાર 'ક્વીન્સ રોડ' ઉપર આવી તે વખતે નામદાર શાહાનશાહના અપૂર્વ સરઘસનો અપ્રતિમ ઠાઠ નિહાળીને તે પશ્ચિમ ગોળાર્ધમાં રહેનારાને વિદિત કરવાને સૂર્ય ભગવાને પશ્ચિમ ત-રફ પ્રયાણ કર્યું; ત્યાંથી આ સરઘસ ચર્ચગેટ સ્ટેશન આગળ થઇને ચર્ચગેટ સ્ટ્રીટમાં વળ્યું. ત્યાંથી મેયોરોડ ઉપર થઇને પાલવા બંદર ત-રફ ગયું. શાહાનશાહે લશ્કરી ટૂકડીની તપાસ લીધી અને ત્યારપછી તેઓશ્રી શાહાનશાહબાનુ સાથે મુંબઇની નિસ્સીમ રાજનિષ્ઠાથી સં-તુષ્ટ થઇને પોતાના દરિયાઇ રાજમહેલ (મદિના આગબોટ) માં જવાને ઉપડી ગયા. તે વખતે ૧૦૧ તોપોની સલામી આપવામાં આવી હતી. ગવર્નર-જનરલ તથા ગવર્નર પણ સરકારી મહેલમાં જવા વિદાય થયા અને ના. શાહાનશાહની સ્વારી શહેરમાં ફરીને પાછી વળી ત્યાંસુધી બંદર ઉપરના એમ્ફી થીએટરમાં બેસી રહેલા ગૃહસ્થો પણ છૂટા થયા.

**રોશની.**

રાત્રે આખા મુંબઈ શહેરમાં અપ્રતિમ રોશની કરવામાં આવી હતી. મુંબઈની પ્રજાને પોતાના શહેરમાં અગાઉ આવી રોશની જોવાની સંધિ પ્રાપ્ત થઇ નહિ હશે. આ ભવ્ય રોશની જોવાને રાત્રે લોકો ટોળાબંધ ફરતા હતા. રોશની પણ પ્રેક્ષણીય જ હતી. તેનું અત્ર વર્ણન આપી તેનો ચિતાર આબેહુબ રીતે રજુ કરવાનું કાર્ય અશક્ય છે. નજરે જોયાથી જ તેની ખરી ખૂબીનો ખ્યાલ આવી શકે. આ રોશની તા. ૨ જી ડિસેમ્બરને શનિવારે કરવામાં આવી હતી. તે જ પ્રમાણે તા. ૫ મી ડિસેમ્બરને મંગળવાર સુધી દરરોજ તથા તા. ૧૨ મી ડિસેમ્બર અને મંગળવારે રાજ્યાભિષેકના દિને કરવામાં આવી હતી. શનિવારની રાત્રીએ પોલિસે રોશની જોવા માટે ગાડીઓનું સરઘસ નિકળવા દીધું હતું પરંતુ તેને શહેરના અમુક ભાગમાં જ ફરવાની સૂચના કરવામાં આવી હતી. મધ્યરાત્રી વીતી જવા છતાં પણ રોશની પ્રત્યેનો લોકોનો મોહ ઓછો થયો નહોતો.

**શાહાનશાહે આપેલી મીજબાની.**

શનિવારની રાત્રે ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ તરફથી મદિના આગબોટ ઉપર મીજબાની આપવામાં આવી હતી. તેમાં નીચેનાં ગૃહસ્થો તથા સન્નારીઓને આમંત્રણ કરવામાં આવ્યું હતું. ના. ગવર્નર–જનરલ, તેમના લશ્કરી ખાતાના સેક્રેટરી, એડમિરલ સ્લેડ, લેડી સ્લેડ, ઓન. મી. એમ. બી. ચૌબલ, ઓન. જસ્ટિસ સર નારાયણ ગણેશ ચંદાવરકર, તેમનાં પત્ની, ઓન. જસ્ટિસ સર દિનશા દાવર, ઓન. જસ્ટિસ મી. હીટન અને તેમનાં પત્ની, ઓન. જસ્ટિસ મી. મેકલાઉડ અને તેમનાં પત્ની, ઓન. સર સાસુન જે. ડેવિડ, ઓન. સર વિઠ્ઠલદાસ, ઓન. મિ. આર્મસ્ટ્રોંગ અને તેમનાં પત્ની, મી. ડબલ્યુ. એચ. લ્યુકાસ, મીસીસ એંડરસન, રોમન કેથોલિક આર્ચબિશપ, પોર્ચ્યુગાલના એલચી, મી. રતન તાતા અને તેમનાં પત્ની, લે. કર્નલ સર જેમ્સ ડનલોપ સ્મિથ અને આર્ગાઇલ કાક્રેન, નેટલ અને ડિફેન્સ નામક બાદશાહી આગબોટોના કેપ્ટનો.

આ સર્વ પરોણાઓને રાત્રે સાડાસાત વાગે એક ખાસ સ્ટીમ લોંચમાં બેસારીને સ્ટીમર ઉપર લઇ જવામાં આવ્યા હતા. ત્યાં લે. કર્નલ સર ડનલોપ સ્મિથે તેમને દરેકને રાજદંપતી સમક્ષ રજુ કરીને તે નામદારો સાથે હસ્તમેલાપ કરાવ્યો હતો. ખાણું ડેક ઉપર લેવામાં

આવ્યું હતું, જ્યાં શાહાનશાહ અને શાહાનશાહબાનુએ પરોણા સાથે છૂટથી વાતચિત કરી હતી. શાહાનશાહબાનુએ મીસીસ તાતાને જણાવ્યું કે આજે અમારો સત્કાર કરવાને માટે એકત્રિત થએલા સંખ્યાબંધ લોકોએ અમોને આપેલા આવકારથી અમારાપર ઉંડી અસર થઇ છે. ના. શાહાનશાહે સર ચંદાવરકર સાથે ન્યાયખાતાને લગતી વાતચીત ચલાવી હતી. લોર્ડ ક્રુએ સર વિઠ્ઠલદાસ સાથે વાતચીત કરતાં વ્યાપારઉદ્યોગને લગતી ઉપયોગી માહિતી મેળવી હતી. ના. શાહાનશાહ તથા શાહાનશાહબાનુ અને તેમના પરિવારમંડળે સ્ટીમર ઉપરથી રોશની નિહાળી હતી.

## બીજા દિવસનો કાર્યક્રમ.

રવિવાર તા. ૩ જી ડિસેમ્બરના રોજ સ્હવારે અદિના ઉપર થએલી પ્રાર્થના વખતે શાહાનશાહ અને શાહાનશાહબાનુએ હાજરી આપી હતી. બપોરે એક વાગ્યા પછી તેઓશ્રી સ્ટીમરમાંથી નિકળી બંદર ઉપર આવીને મોટારકારમાં સરકારી મહેલ તરફ હંકારી ગયા હતા, જ્યાં તેમણે ગવર્નર સર જ્યોર્જ કલાર્ક તથા તેમનાં પત્નીને વળતી મુલાકાતનું માન આપ્યું હતું અને તેમની સાથે ખાણું લીધું હતું. સાંજે પાંચ વાગે તેઓશ્રી કોટમાં સેંટ થોમ્સ ચર્ચમાં થએલી પ્રાર્થનામાં હાજર થયાં હતાં. ત્રણ વાગ્યાથી દેવળની આસપાસના રસ્તા લોકોના વ્યવહાર માટે બંધ કરવામાં આવ્યા હતા. ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ લશ્કરી રસાલા સાથે આવી પહોંચ્યાં હતાં. આજે પણ આગલા દિવસના જેવું જ સરઘસ કાઢવામાં આવ્યું હતું. માત્ર તેમાં તોપખાનું નહોતું.

તે રોજ રાત્રે અદિના ઉપર ભોજનસમારંભ થયો હતો, જેમાં ના. સર જ્યોર્જ કલાર્ક અને તેમનાં પત્ની, ઓન. જસ્ટિસ સર બેસિલ સ્કોટ, મુંબઇના લોર્ડ બિશપ, ઓન. સર રિચર્ડ લેંબ અને તેમનાં પત્ની, ઓન. મી. ડબલ્યુ. ટી. મોરિસન, ના. આગાખાન, ઓન. જસ્ટીસ મી. રૂસેલ અને તેમનાં પત્ની, ઓન. જસ્ટિસ મી. બેચેલર અને તેમનાં પત્ની, બોમ્બે બ્રિગેડના મુખ્ય અધિકારી, ઓન. સર હેન્રી પ્રોક્ટર, રોયલ ઈંડિયન મરિનના ડાયરેક્ટર, મીસીસ લંપરડેન, સર જમશેદજી જીજીભાઈ, મી. સી. એ. કીંકેડ અને તેમનાં પત્ની, મી. પી. આર. કેડેલ, સર શાપુરજી બરજોરજી ભરૂચા, કેપ્ટન ફોકસ અને કેપ્ટન ફુલાયર વગેરે હાજર હતા.

ત્રીજે દિવસે એટલે તા. ૪ થી ડિસેમ્બરને સોમવારના રોજ સ્હવારે મેદાનમાં જુની મુંબઇનું પ્રદર્શન જે સ્થળે કરવામાં આવ્યું હતું તેની પાસે બાંધવામાં આવેલા મંડપમાં ના. શાહાનશાહના સન્માનાર્થે મુંબઇ શહેરની તમામ શાળાઓના વિદ્યાર્થીઓનું સંમેલન ભરવામાં આવ્યું હતું. આ સંમેલનમાં ૩૦ હજારથી વધુ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. આવું ચિત્તાકર્ષક અને ભવ્ય બાલસંમેલન આ પૂર્વે મુંબઇ શહેરમાં તો શું પરંતુ આખા હિંદુસ્તાનમાં કોઇ સ્થળે ભરવામાં આવ્યું નહોતું એમ કહીશું તોપણ તેમાં જરાયે અતિશયોક્તિ ગણાશે નહિ. ના. શાહાનશાહના દર્શન માટે ઉત્સુક થઇ રહેલાં બાળકો મોટા પરોઢમાં ઉઠીને ન્હાઇ ધોઇ પોતપોતાનાં માબાપોની શક્તિ પ્રમાણેનો પોશાક પહેરીને આ સંમેલનમાં જવાને તૈયાર થઇ રહ્યાં હતાં. કેટલાંક બાળકો તો રાત્રીમાં પણ ઘણીવાર જાગી જઇને 'અમારે જવાનો વખત થયો ?' એવા પ્રશ્નો પોતાનાં માતપિતાને કરતાં હતાં! સ્હવારે પાંચના આશરે શહેરમાં દરેક વિભાગમાંથી જુદી જુદી શાળાઓનાં વિદ્યાર્થીઓ કારબંધ હાથમાં યુનિયન જેકના વાવટા લઇ રાજગીત ગાતાં ગાતાં મેદાન તરફ જવા લાગ્યાં. ટ્રામો તથા લોકલ ટ્રેનો બાળકોથી ભરપુર થઇ રહી હતી. સંમેલનની જગ્યાએ મ્યુનિસિપલ કમિશનર મી. કેડેલ અને તેમની નીચેના અધિકારીઓ બાળકો જેમ જેમ આવતાં જતાં હતાં, તેમ તેમ તેમને તેઓને માટે મુકરર કરેલી જગ્યાઓએ ક્રમવાર બેસારવાની વ્યવસ્થા કરતા હતા. સ્હવારના આઠ વાગતામાં તો જીમખાનાથી જુની મુંબઇના પ્રદર્શન સુધીનો મેદાનનો જે ભાગ ખુલ્લો હતો તે અંગ્રેજ, ખ્રિસ્તી, હિંદુ, મુસલમાન અને પારસીઓનાં બાળક બાલિકાઓથી ગીચ્ચ બની ગયો. ' रंगः शुक्लपटे यथा ' એ ન્યાયે એક તરફ અંગ્રેજ છોકરાંઓના સફેદ પહેરવેશ ઉપર અને બીજી બાજુએ હિંદુ બાળક બાલિકાનાં રંગબેરંગી પહેરવેશ ઉપર પ્રાતઃકાલના બાલાર્કનાં સુવર્ણરંગી કિરણો પડતાં હતાં, જેથી તે પ્રકાશિત થતાં; અને એ ખિલેલાં કમળોવાળું એક મોટું જળાશય હોયની એવો ભાસ થઇ રહેતો હતો. તેની સામે આંગ્લ ક્રિડાભુવન ( બોમ્બે જીમખાના ) ના પેવેલીયન સન્મુખ મધ્ય ભાગમાં શ્રી રાજદંપતીને માટે એક નાનો સુંદર મંડપ બાંધ્યો હતો. તેમાં તે નામદારોને માટે તખ્તો ગોઠવ્યાં હતાં, અને મંડપને માથે એક વાવટા-

કાઢી ઊભી કરવામાં આવી હતી. તે મંડપની જમણી બાજુએ યુરોપીયન લશ્કરી બેંડ અને ડાબી બાજુએ બાલકોત્સવને યુરોપીયન વિદ્યાર્થીઓની હથીઆરબંધ વેલંટીયરોની ટૂકડી હતી. તે મંડપની સામે જુદાં જુદાં મહાવિદ્યાલયોની પારસી તથા હિંદુ બાળાઓ હાથમાં નિશાનો ધારણ કરીને વર્તુલાકારે ઉભી હતી. તે વર્તુલની વચમાં હિંદુ લોકોમાં નવરાત્રીના ગરબા ગાતી વખતે રૂપાનો ગરબો મૂકવામાં આવે છે તથા પારસીઓમાં સાકરનો ત્રિકોણાકાર પુડો મૂકવામાં આવે છે, એવી ગોઠવણ કરવામાં આવી હતી. મોટા વર્તુલની અંદરના ભાગમાં એક પછી એક એમ બીજાં ત્રણ વર્તુલોમાં કન્યાઓને ઊભી કરવામાં આવી હતી. તે ચારે વર્તુલમાં ૨૫૦ બાળાઓને ગોઠવવામાં આવી હતી, જેમાં પારસી બાળાઓની સંખ્યા બહુ મોટી લાગતી હતી. તેની આગેવાની મુંબાઈના શેરીફ મી. નરોત્તમદાસ મોરારજી ગોકળદાસને આપવામાં આવી હતી. આ વર્તુલની એક બાજુએ અંગ્રેજી રાજગીત ગાવાને માટે અંગ્રેજ બાળક બાલિકાઓને ઊભા રાખવામાં આવ્યાં હતાં. વર્તુલમાંની પારસી બાળાઓને ગુજરાતી રાજગીત ગાવાનું હતું. તેની બીજી બાજુએ ઉર્દુ તથા મરાઠી રાજગીત ગાનારાં છોકરા છોકરીઓને ઊભા રાખવામાં આવ્યાં હતાં.

ના. ગવર્નર સાહેબ સર જ્યોર્જ ક્લાર્ક તેમનાં બાનુ લેડી ક્લાર્કની સાથે બરોબર સ્હાડાનવ વાગે આવી પહોંચ્યા. તેમની મોટોરગાડી દ્રષ્ટિએ પડતાંની સાથેજ ત્યાં હાજર રહેલા બેન્ડે તેમને સલામી આપી અને બાળકોએ તાળીઓની ગર્જનાથી તેમને વધાવી લીધાં. ગવર્નર સાહેબે અને લેડી ક્લાર્કે બાળકોનો પ્રચંડ સમુદાય જોઈને પોતાનો આનંદ વ્યક્ત કર્યો. રાજદર્શન માટે ઉત્સુક બનેલાં બાળક બાલિકાઓ વચ્ચે વચ્ચે પોતાના હાથમાંનાં નિશાન ફફડાવતાં અને આનંદોદ્દગાર પ્રદર્શિત કરતાં હતાં. વચ્ચે વચ્ચે ચાર પાઇપર્સ, બેન્ડપાઇપ નામની એક જાતની સરણાઇ વગાડતા હતા અને વચ્ચે વચ્ચે બેન્ડ પણ વાગતું હતું. આ વેળાએ કેટલીક છોકરીઓ ભૂલી પડેલી અને રઝળતી જણાતાં કારોબારીઓએ તેમને ઠેકાણે પહોંચાડી હતી. એક દશ વર્ષની બાલિકાની તબીયત ખરાબ થઈ આવતાં તેણીને બાનુ શિક્ષકના જીમખાનામાં લઈ જવામાં આવી હતી, જ્યાં એક યુરોપીયન નર્સે આવી તેને શુદ્ધિમાં આણી હતી. બાળકોને તડકામાંથી બચાવવાને માટે કાંઈ પણ સગવડ કરવામાં આવી નહોતી.

આથી બપોરના દોઢ વાગ્યા સુધી બાળકોને સખ્ત તાપ સહન કરવો પડયો હતો; છતાં ઉત્સાહને લીધે બાળકોએ તેની કાંઇ પણ દરકાર કરી નહોતી. સવા નવ વાગે એક હિંદુ છોકરો બેહોશ થઇ જતાં તેને પારસી એમ્બ્યુલન્સ બ્રિગેડવાળા તુરત જ ઉપાડીને પેવેલીયનની પછવાડે સારવારને માટે લઇ ગયા હતા અને ત્યાં તેની સારવાર કરી હતી.

મેદાનમાં છોકરાઓને દાખલ કરવાને માટે સાત દરવાજા રાખવામાં આવ્યા હતા. ત્રણ દરવાજા વોડબી રોડ ઉપર અને ચાર દરવાજા એસ્પ્લેનેડ રોડ ઉપર રાખવામાં આવ્યા હતા, જે દરેકને જુદો જુદો રંગ આપવામાં આવ્યો હતો. દરેક શાળાને જે રંગની ટીકીટ આપવામાં આવી હોય તે રંગવાળા દરવાજામાંથી દાખલ થવાનું ફરમાવવામાં આવ્યું હતું. વળી મેદાનના વિભાગોમાં પણ બાંબુ અને દોરડાં ઉપર જુદા જુદા સાત રંગનાં કપડાં લપેટી લેવામાં આવ્યાં હતાં, જેથી દરેક નિશાળવાળાને પોતપોતાની ટીકીટના રંગ મુજબ પોતાને માટે નિર્ણીત કરેલા વિભાગમાં જવાની સગવડ મળતી. કુલ્લે ૩૦૦૦૦ વિદ્યાર્થીઓને આમંત્રવામાં આવ્યા હતા. સાત વિભાગો પૈકી દરેક વિભાગમાં પાંચ છ વોલંટીઅરો ( સ્વયંસેવકો ) ફરતા રહ્યા હતા. તેઓ જે વિભાગનું કામ કરતા હોય તે વિભાગના રંગવાળું ફુમતું તેમના ડાબા ખભા ઉપર લટકાવવામાં આવ્યું હતું. ૧૧ નર્સો પણ જુદે જુદે ઠેકાણે ફરતી રહી હતી. તે ઉપરાંત પારસી એમ્બ્યુલન્સ બ્રિગેડના ૨૦ જુવાનીઆઓ પણ હાજર હતા. તે સઘળાઓએ પ્રસંગોપાત બહુ કીમતી મદદ આપી હતી. કોઇ પણ બાળક કે બાળકી બેહોશ થતાં, કે કાંઇ પણ બિમારીનાં ચિન્હો જણાતાં, તો તુરત જ તેમને ફુલની માફક ઉપાડીને પેવેલીઅનની પછવાડે લઇ જતા, જ્યાં નર્સો તેમની સારવાર કરતી હતી. કેટલાએક છોકરાની તબીયત બગડી આવી હતી તથા ૧૫ બાળકો ભૂલાં પડયાં હતાં. તે બધાંને એક સ્થળે એકઠાં કરવામાં આવ્યાં હતાં અને બપોરે તેમને મથકે પહોંચાડવામાં આવ્યાં હતાં.

## રાજદંપતીનું આગમન.

ના. શાહાનશાહ અને શાહનશાહબાનુની સ્વારી બરોબર રહાડા નવ વાગે પાલવા બંદર ઉપર ઉતરી. ત્યાં તેમને ગાર્ડ ઓફ ઓનરની બલુચી ટૂકડીએ ખડી તાજીમ આપી. બાદશાહે પ્રથમ ગાર્ડ ઓફ

ઓનરની ટૂકડીનું નિરીક્ષણ કર્યું. પછી રાજદંપતી ચાર ઘોડાની સરકારી ગાડીમાં બેસીને સરઘસના આકારમાં જીમખાના પાસે આવ્યાં. ત્યાં લતાપતાકાથી સુશોભિત બનેલી કમાનમાં થઇને ના. શાહાનશાહની ગાડી બાલસંમેલનની જગ્યાએ આવતાં જ બાળકોએ આનંદોદ્‌ગારથી મેદાનને ધ્રુજાવી મેલ્યું હતું. પછી ના. ગવર્નર સાહેબ, સર બેસિલ સ્કોટ, રોયલ ફંડ કમિટીના અધ્યક્ષ, મી. કેડેલ સેક્રેટરી, સર શાપુરજી ભરૂચા, પ્રદર્શન કમિટીના અધ્યક્ષ અને મી. મિલન-તેના સેક્રેટરી—આદિએ ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુનું સ્વાગત કર્યું એટલે ના. ગવર્નરે તે સર્વની ના. શાહાનશાહ સાથે મુલાકાત કરાવી. તદ્‌ પશ્ચાત્‌ રાજદંપતીને બાલસંમેલનનો દેખાવ બતાવવાને ના. ગવર્નરે તેમને માટે ગોઠવેલાં આસનો ઉપર પધરાવ્યાં; એટલે તે મંડપના ઉપર રાજનિશાન ફરકવા લાગ્યું. ત્યાં ઊભા રહીને ના. શાહાનશાહ ચારે તરફ દ્રષ્ટિ ફેરવીને ટોપી ઉતારી બાળકોને સલામ કરવા લાગ્યા, અને ના. શાહાનશાહબાનુ મસ્તક નમાવી તેમને અભિનંદન કરવા લાગ્યાં. તે વખતે બાળકોના પ્રચંડ સમુદાયના આનંદોદ્‌ગારનો એક જ કમકમાટ ચાલુ થઇ ગયો, અને અંગ્રેજ બાળાઓ ગંભીર વાણી પૂર્વક "God save the King" વાળું રાજગીત ગાવા લાગી. વ્યવસ્થાપક મંડળની સૂચનાથી સર્વ બાળકો શાંત થઇ ગયાં અને ઇંદ્રધનુષ્ય જેવા રંગવાળાં વસ્ત્રોથી અલંકૃત પારસી બાળાઓએ "રક્ષ દેવ તું મહારાજા" વાળું ગુજરાતી રાજગીત સુસ્વરે ગાઈ બતાવ્યું. ત્યાર બાદ મહારાષ્ટ્રીય હિંદી બાળાઓએ "શ્રી જ્યોર્જ શ્રી મેરી હિંદેચ્યા સ્વાગતા સ્વીકારાવે" વાળું મરાઠી રાજગીત અને મુસલમાન કોમની બાળાઓએ "ખુદા આ શહેનશાહકો માહ ફુઝરખ" વાળું ઉર્દુ રાજગીત ગાયું. ત્યાર પછી ગરબો શરૂ થયો. ચારે વર્તુલમાંની ૨૫૦ બાળાઓએ* "જુગ જુગ જીવો જ્યોર્જ તું મેરી સહિત મહારાજ" વાળો ગરબો

---

*એ ગરબો અત્ર આખો આપવામાં આવ્યો છેઃ—

"જુગ જુગ જીવો જ્યોર્જ તું મેરી સહિત મહારાજ;
ભલે પધાર્યા ભાવથી, હરખી હિંદ સમાજ ! ૧

ધર્મધુરંધર ધીરવીર જગ જય જય હિંદપતિ.
ચક્રવર્તી નૃપ ! અમલ અમર રહો, ભારત જન વદતિ !
વિજયી માત વિક્ટોરીઆ સમી કળા રહો ચડતી,
એડવર્ડ સમ શાંતિ સદા રહો, બ્રિટિશ ધ્વજ ઠરતી ! ૨

સાભિનય ગાઇ બતાવ્યો. આ ગાયનનો અપૂર્વ પ્રકાર જોઇને રાજદંપતીને ઘણો આનંદ થયો હોય એમ લાગતું હતું.

બાળાઓએ ગરબો પૂર્ણ કર્યા પછી ફરીથી એક વાર ના. શાહાનશાહે અને શાહાનશાહબાનુએ ચોમેર દૃષ્ટિ ફેરવીને મોટા કૌતુકપૂર્વક સર્વ શિશુજનો તરફ જોયું અને બાળકોએ કરેલા જયઘોષને ગદ્‌ગદિત અંતઃકરણપૂર્વક માન્ય કર્યો. પછી રાજદંપતી રથારૂઢ થઇને સંમેલનની મધ્યમાં તેમને માટે રાખવામાં આવેલા માર્ગમાં થઇને બન્ને બાજુએ ઊભાં રહેલાં બાળકોને પોતાનાં દર્શનનો લાભ આપતાં અને તેમના તરફથી થતા જય જયકારનો સ્વીકાર કરતાં પ્રદર્શનની જગ્યાએ ગયાં કે તેમના માનમાં દારૂખાનું ફોડવાનું શરૂ થયો. એ સમયે દિવસ હતો તેથી દિવસે પણ જોઇ શકાય એવું એ દારૂકામ હતું. પ્રથમ ના. શાહાનશાહના માનમાં ૧૦૧ અવાજ કરવામાં આવ્યા હતા. ત્યારબાદ દારૂકામમાં રંગબેરંગી બલૂન, યુનિયન જેકનાં નિશાનો, ચિત્રવિચિત્ર ફુલો, હાથી, ઘોડા વગેરે ચોપગાં પશુઓ વગેરે મનોહર પ્રકારના દેખાવો આકાશમાં બતાવવામાં આવ્યા હતા. દારૂખાનું બે કલાક સુધી ચાલુ રહ્યું હતું, જેથી બાળકોને ઘણો આનંદ થયો હતો. અર્ધું દારૂકામ થયું

---

રક્ષ તું પ્રભુજી ! શહેનશાહ જ્યોર્જ પાંચમા,
શહેનશાહ બાનુ મેરી વધાવીયે કુસુમે—
અખંડ ભક્તિભાવમાં. ૩
તાજ ધરે હિત હિંદનો, જઇ દિલ્હી દરબાર,
યાદ રહે ઇતિહાસમાં જવ થઇ જય જયકાર ! ૪
હિંદ-શહેનશાહ જ્યોર્જ જીવજો બહુ બહુ,
શહેનશાહબાનુ મેરી સહ સુખ ભોગવો સહુ !
જ્યાં જ્યાં રવિકિરણ હોયે, ત્યાં ત્યાં તુજ તેજ સ્હોયે,
અવિચળ પદ ઇંદ્ર જેમ, મેરૂ સમ અડગ રહો ! ૫
હિંદ પતિ જ્યોર્જ અને મહારાણી મેરીને શીશ નમાવો—
મંગળ ગીત હળી મળી ગાઓ,
સજની લહો સુખભર લ્હાવો;
અવસર રૂડો અતિ આવ્યો,
સફર સફળ થાઓ, વિઘ્ન સકળ જાઓ,
વિજય વધુ ફેલાવો, જગતમાં, હર વખતમાં, નિજ તખ્તમાં
જય જય જય થાઓ-હિંદ પતિ-રક્ષ તું— ૬

કે ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુને પ્રદર્શનના અધ્યક્ષ સર શાપુરજી ભરૂચા અને પ્રદર્શનના સેક્રેટરીએ જુની મુંબઇનો દેખાવ બતાવ્યો હતો. તેમની સાથે ના. ગવર્નર સાહેબ અને લેડી કલાર્ક પણ હતાં. પછી મી. જે. એમ. વોર્ડલા મિલન જનરલ સેક્રેટરીએ ના. શાહાનશાહને જુના અને નવા મુંબઇનો સોના–રૂપાનો બનાવેલો મોડેલ રજુ કરી તે ભેટ તરીકે સ્વીકારવાની અરજ કરી હતી, જે તે નામદારે હર્ષથી સ્વીકારી હતી. આ મોડેલ (નમૂના)માં મુંબઇ સાત ટાપુઓ સાથે દેખાડવામાં આવ્યું હતું. ટાપુઓ સોનાના અને દરિયો રૂપાનો બનાવવામાં આવ્યો હતો. ત્યાર પછી રાજદંપતી પ્રાચીન વસ્તુઓનું સંગ્રહાલય જોવાને માટે ગયાં હતાં. પ્રાચીન હિંદુસ્તાનની કેટલીક જુની વસ્તુઓની ના. શાહાનશાહને સારી માહિતી હોય એમ લાગતું હતું. વડોદરાનો હીરામોતીનો ગાલિચો જોઇને ના. શાહાનશાહને ઘણો આનંદ થયો હતો. એમ કહેવામાં આવે છે કે આ પ્રદર્શનમાં ફરતાં રાજદંપતીની દ્રષ્ટિ બનારસ અને મહિસુર તરફથી આવેલા કેટલાક નમૂનાઓમાં તે નામદારોની પોતાની છબીઓ ઉપર પડી. ના. શાહાનશાહ તો કાંઇ પણ ટીકા કર્યા સિવાય શાંત ઊભા રહ્યા હતા, પરંતુ ના. શાહાનશાહબાનુએ પોતાની છબીનું બારીકીપૂર્વક અવલોકન કરી સહેજ ચૂપકીદી પછી પાછા ફરતાં કહ્યું કે "ખચિત, મ્હારો ચ્હેરો કાંઇ આ છબીમાં છે એવો લાગતો નથી." પછી જુની મુંબઇનો દેખાવ નિહાળ્યો. જ્યારે ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ અત્ર પ્રિન્સ અને પ્રિન્સેસ ઓફ વેલ્સ તરીકે આવેલાં, તે સમયે તેમણે ખુલ્લી મૂકેલી પ્રિન્સેસ સ્ટ્રીટના દેખાવના ચિત્રની તથા પ્રદર્શનની પ્રશંસા કરી, તેમજ તે માટે આનંદ પ્રદર્શિત કરી, રાજદંપતી રથમાં વિરાજી વોર્ડબીરોડ ઉપર મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરીઆના બાવલા પાસે થઇને પાલવા બંદર ઉપર પધાર્યાં અને ત્યાંથી તેમના દરિયાઈ મહેલ–સ્ટીમર 'મદિના' ઉપર ગયાં.

તે નામદારોની વિદાયગીરી પછી બાળકોને પ્રદર્શન જોવાને માટે તેમાં દાખલ કરવામાં આવ્યાં. દરેક બાળકને એક નાનું કપ, કોઇને પેપરમીંટ તો કોઇને ચોકલેટનું પડીકું અને અકેક નાની વાટકી ભેટ આપવામાં આવી હતી, જેના ઉપર ના. શાહાનશાહની પધરામણીની યાદગીરીનો લેખ કોતરવામાં આવ્યો હતો.

**આતશબાજી.**

તે રોજ રાત્રે બેકબેના દરિયામાં પણ આતશબાજી છોડવામાં આવી હતી. આ વખતે પ્રેક્ષકોની ઘણી જ ભીડ થઇ હતી. બરાબર સ્હાડાનવ વાગે આતશબાજી શરૂ થઇ હતી. પ્રથમ આતશી ગોળાઓ-એ લોકોને સિગ્નલ આપી અને પછી ઉપરાછાપરી બાણો છોડવામાં આવ્યાં. બાણો ઉંચે મોટા ધડાકાથી ફાટતાં અને તેમાંથી રંગબેરંગી તારા દરિયાના પાણીમાં ખરતા. આ દેખાવ બહુ રમણીય લાગતો. આતશબાજીનાં ગોઠવેલાં આરકાંઓ, મરઘાની લડાઇ વગેરે દેખાવો પણ બતાવવામાં આવ્યા હતા. છેવટે ના. શાહાનશાહ અને શાહાન-શાહબાનુની આકૃતિઓ દેખાડવામાં આવી હતી. આ તમામ દેખાવ બહુ જ આકર્ષક થઇ પડ્યો હતો. ૧૧ વાગે એ ખલાસ થયું હતું, એટલે આતશબાજીનું કામ લગભગ ૧॥ કલાક સુધી ચાલ્યું હતું.

**ચિરસ્મરણીય દીપોત્સવ.**

પ્રથમથી કરી રાખેલી ગોઠવણ મુજબ રાજદંપતીના સ્વાગતાર્થે ડિસેમ્બરની તા. ૨ જી, ૪ થી અને ૫ મીના રોજ મુંબઇ શહેરમાં જે દીપોત્સવ થયો હતો તેનો ઠાઠ તો અવર્ણનીય જ હતો. પાલવા બંદર, કોટ, બોરીબંદર, એસ્પ્લેનેડ રોડ, કાલબાદેવી, પાયધુણી, ભીંડી બજાર, પરેલ રોડ અને સેંડહર્સ્ટ રોડ ઉપર લોકોના થોકનાં થોક દીપો-ત્સવ જોવાને માટે ફરતા હતા. પાલવા બંદરમાં લડાયક આગબોટોને તથા ના. શાહાનશાહની 'મદિના' આગબોટને વિજળીના દીવાથી પ્રકાશિત કર-વામાં આવી હતી. કિનારા ઉપરથી આ રોશનીનો દેખાવ નભોમંડ-ળમાં ચમકતી નક્ષત્રમાલિકા સરખો લાગતો હતો. ખુદ પાલવા બં-દરના કિનારા ઉપર સ્વાગતભુવન, અર્ધ ચંદ્રાકૃતિ રંગભૂમિ, યાટ-કલબ, તાજમહાલ હોટેલ, અને બીજાં ભવ્ય તથા ઉંચાં મકાનો ઉપર કરવામાં આવેલી રોશનીનો દેખાવ સમુદ્રમાંથી ચિત્તાકર્ષક લાગતો હતો. પાલવા બંદરના નાકે નાવિકગૃહ (સેલર્સહોમ)ની ઇમારતને તામ્રરંગી વિદ્યુદ્દીપકોવડે પ્રકાશિત કરવામાં આવી હતી. ત્યાંથી થો-ડાક અંતર ઉપર આવેલી એલ્ફીન્સ્ટન કોલેજ અને બીજી ઇમારતો ઉપર કરેલી શુભ્ર વર્ણની દીપમાલાને લીધે તે ભાગ હીરામાણેક જડિત પ્રચંડ પદકના જેવો લાગતો હતો. આગળ વધતાં સર કાવસજી જ-હાંગીર હોલની ઇમારતને તામ્રરંગી વિજળીક દીવાઓથી પ્રકાશિત

કરવામાં આવી હતી. શુભ્ર વિદ્યુદ્દીપથી પ્રકાશિત કરેલો રાજાબાઇટાવર દૂરથી એટલે પશ્ચિમ તરફના કિનારા ઉપરથી અને મલબારહિલ ઉપરથી જોતાં નખશિખાન્ત નાના પ્રકારનાં સુવર્ણાલંકારો, મુક્તાભરણ આદિથી વિભૂષિત પૌરસ્ત્ય નવ વધૂ પ્રમાણે ઝળકતો જણાતો હતો. તેની નજીક જ ના. મુંબઈ સરકારની કચેરી અને ન્યાય દેવતાના પ્રમુખ મંદિર ( હાઇકોર્ટ )ની ઇમારતો ઉપર પણ વિજળીક રોશની કરવામાં આવી હતી. હાઇકોર્ટ પાસેના પબ્લીક વર્કસ ખાતાના મકાન ઉપર લીલા રંગના દીવા કરવામાં આવ્યા હતા. તેથી અત્યાર સુધી તામ્ર અને ધોળા રંગના દીવાઓના તેજથી પ્રેક્ષકોની આંખો અંજાઇ ગઇ હતી. તેમની આંખોને આ પ્રકાશને લીધે તે મકાનનો દેખાવ લીલી લતાપતાકાથી આચ્છાદિત કરેલી પર્ણકુટી પ્રમાણે રમ્ય લાગતો હતો. ત્યાંથી આગળ વધતાં ફ્લોરા ફાઉન્ટનથી બોરીબંદર પર્યંત મોટા મોટા વ્યાપારીઓએ પોતાની ભવ્ય ઇમારતો ઉપર પણ ઉત્તમ પ્રકારની રોશની કરી હતી. વચ્ચે વચ્ચે વિદ્યુત્ પ્રકાશિત સ્વાગત સૂચક વચનમાળા, રત્નમાળા પ્રમાણે ઝળકતી હતી. આ રસ્તા ઉપર એક જગ્યાએ વહોરા કોમના ધર્મગુરૂએ પૌરસ્ત્ય રીવાજને અનુસરતો મંડપ ઊભો કર્યો હતો અને તેમાં હાંડી તથા ઝુમરની ચિત્તાકર્ષક રોશની કરી હતી. બોરીબંદરની પાસે તો રોશનીનો પાર જ નહોતો. વિક્ટોરીઆ ટર્મીનસના ભવ્ય સ્ટેશનની ઇમારત ઉપરની ચિત્તાકર્ષક રોશની, મ્યુનિસિપલ ઓફિસ ઉપરના મુકુટતુલ્ય ઘુમટનો દેખાવ, જનરલ પોસ્ટ ઓફિસના મકાન ઉપરની રોશની, પ્રદર્શનમાં વિજળીના દીપકોથી પ્રકાશતા હિમાલય પર્વતનો દેખાવ અને દ્વારિકા નગરી પ્રમાણે રંગબેરંગી રોશનીને લીધે ઝળકતા પ્રદર્શનનો દેખાવ, એ સર્વ એટલું મનોહર લાગતું હતું કે પ્રેક્ષકો ઘણી વાર સુધી તે જોતા ઊભા રહેતા હતા, પરંતુ તેમની આંખોને તૃપ્તિ થતી નહોતી. ત્યાંથી કાલબાદેવીના રસ્તા તરફ વળીએ તો ત્યાં પણ વ્યાપારીઓએ ચિત્તાકર્ષક રોશની કરેલી જણાતી હતી. તે જ પ્રમાણે સ્કૂલ ઓફ આર્ટ, સેંટ્રલ પોલિસ ઓફિસ,–કાફર્ડ મારકીટ વગેરે સ્થળોએ પણ ઉત્તમ પ્રકારની રોશની કરવામાં આવી હતી. ગ્રાંટરોડ ઉપરની તમામ નાટકશાળાઓને પણ સુશોભિત કરવામાં આવી હતી અને ત્યાં રોશની પણ કરી હતી.

**ઘારાપુરીની મુલાકાત.**

ચોથે દિવસે એટલે તા. ૫ મીને મંગળવારે બપોરે આશરે ચાર વાગ્યે ના. શાહાનશાહ, શાહાનશાહબાનુ અને પોતાના પરિવાર

મંડળની સાથે ધારાપુરીની ગુફાઓ જોવાને પધાર્યાં હતા. મુંબઇ શહેરમાં ત્રણ દિવસ સુધીના સ્વાગતસમારંભના ઔપચારિક બંધનમાંથી મુક્તિ મેળવીને ધારાપુરીમાં રાજદંપતીએ ગુફાઓની મુલાકાત લેવામાં પોતાનો સમય આનંદમાં પસાર કર્યો હતો. તે સ્થળે તેમણે વાંદરાને મિજબાની આપી હતી અને તેમની ચેષ્ટા જોઇને તે નામદારો ઘણાં ખુશ થયાં હતાં. તે વેળાએ એક નહિ વકી રાખી શકાય એવો બનાવ બનવા પામ્યો હતો. ના. શાહાનશાહબાનુ એક વાંદરાને ખાવાનું નાંખતાં હતાં, એટલામાં એ અટકચાળા પ્રાણીએ તે નામદારની ટોપી ઉપર ઝડપ મારી અને તેથી ઝાલરનો એક ભાગ મજબૂતીથી પકડી રાખ્યો, પરંતુ ના. શાહાનશાહબાનુ તેથી બિલકૂલ ન ગભરાતાં મોટેથી હસવા લાગ્યાં. એટલામાં એક મોટા અમલદાર તેમની પાસે જઈ પહોંચ્યા અને યુક્તિ પ્રયુક્તિથી તે માંકડા પાસેથી ટોપીની ઝાલર છોડાવવામાં આવી. ગુફાઓ જોયા પછી તે નામદારોએ પોતાનાં નામો પ્રેક્ષકોની યાદીમાં લખ્યાં અને તે ગુફાઓ જોયાથી પોતાને સંતોષ થએલો દર્શાવ્યો હતો.

**મુંબઇથી વિદાયગીરી.**

મંગળવારની રાત્રે ના. શાહાનશાહ અને શાહનશાહબાનુ મુંબઇથી દિલ્હી જવાને વિદાય થનાર હોવાથી પાલવાબંદરથી બોરીબંદરના સ્ટેશન પર્યંત દીપોત્સવ કરવામાં આવ્યો હતો. વિકટોરીઆ ટર્મીનસ સ્ટેશનને પણ સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું. પ્લેટફોર્મને એક બગીચાના રૂપમાં ફેરવી નાંખવામાં આવ્યો હતો અને સ્ટેશનના અંદરના ભાગને લાલ–પીળા રંગની ઝાલર અને ઝુલોથી શણગારવામાં આવ્યો હતો, તથા દરેક થાંભલાને પણ એવા રંગનું કપડું લપેટી લેવામાં આવ્યું હતું. રાત્રે દશ વાગ્યા પહેલાં એ ભાગના તમામ રસ્તા ઉપર લશ્કરી અને પોલિસ સિપાઇઓને બંદોબસ્ત રાખવાને માટે ગોઠવવામાં આવ્યા હતા. બરોબર દશ વાગતાં ના. શાહનશાહ અને શાહનશાહબાનુની સ્વારી 'મદિના' આગબોટપરથી બંદર ઉપર જવાને નીકળી. તેમની સાથે મીસ્ટ્રેસ ઓફ ધી રોબ્સ, માર્કિવસ ઓફ ક્રયુ, ડયુક ઓફ ટેક, લોર્ડ હાઇ સ્ટુઅર્ડ, અને રિઅર એડમિરલ સર કોલિન કેપલ હતાં. તેમના ઘરખટલાનાં બીજાં માણસો અગાઉથી જ પાલવાબંદર ઉપર આવી ગયાં હતાં. ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી બંદર ઉપર ઉતરતાં

ગાર્ડ ઓફ ઓનરની ટૂકડીએ તેમને ખડી તાજીમ આપી. ત્યારબાદ તે નામદારો રથારૂઢ થઇ સરઘસના આકારમાં બોરીબંદરના સ્ટેશન ઉપર ગયાં. સ્ટેશન ઉપર તે નામદારોનો ના. ગવર્નરે સત્કાર કર્યો અને હાજર રહેલાઓની તેમની સાથે મુલાકાત કરાવી. પછી તે નામદારો પોતાના ખાસ સલૂનમાં બિરાજ્યાં. પહેલી ગાડીમાં ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ તથા બીજી ત્રણ ગાડીમાં માર્કિવસ ઓફ ક્રુ વગેરે હતાં. ટ્રેન ઉપડતી વખતે લશ્કરી ટૂકડીએ હથિયાર નમાવી તે નામદારોને માન આપ્યું હતું. તે ટ્રેનનું એન્જીન લોકો-સુપરિન્ટેન્ડન્ટની દેખરેખ નીચે ચાલતું હતું. બાદશાહી ગાડીની આગળ એક માઇલ દૂર એક પાઇલટ એન્જીન રસ્તો સાફ છે કે નહિ તે તપાસવાને ચાલતું હતું. રેલ્વે લાઇન ઉપર દરેક જીલ્લાની પોલિસે ચોક્કસ કદમે દૂર ઊભા રહી પહેરો ભર્યો હતો. બાદશાહી ટ્રેન પછી ના. ગવર્નરની સ્પેશીયલ રાત્રે ૧૧ વાગે નીકળી હતી, અને તે પછી ૧૫ મીનીટે કોરોનેશન એકસપ્રેસ ટ્રેન દિલ્હી જવા માટે ઉપડી હતી. ના. શાહાનશાહની ટ્રેન સ્હવારના સ્હાડા ૭ વાગતાં વડોદરા સ્ટેશને પહોંચતાં ચહા-કાફી લેવામાં આવી હતી, જેની ગોઠવણ ત્યાંની રેસીડેન્સીએ કરી હતી. બુધવારે ક. ૯-૪૦ મીનીટે દાહોદ પહોંચતાં ત્યાં નાસ્તો લેવામાં આવ્યો હતો. બપોરે ૧૧ કલાકે નાગડા સ્ટેશને ખાણું લેવામાં આવ્યું હતું. ક. ૪-૩૫ મીનીટે ચહા લેવામાં આવી હતી અને રાત્રે સાત વાગે કાપરિન સ્ટેશને રાતનું ખાણું લીધું હતું. તા. ૭ મીને ગુરૂવારે સ્હવારે ૧૦ વાગે એટલે મુંબઇથી ઉપડયા બાદ લગભગ ૩૬ કલાકે બાદશાહી ગાડી દિલ્હીના સલિમગઢ નામના સ્ટેશને આવી દાખલ થઇ હતી.

**બાદશાહી આગગાડી.**

ના. શાહાનશાહને માટે તૈયાર કરવામાં આવેલી ખાસ આગગાડીને બહુ ભપકાદાર બનાવવામાં આવી હતી. તે આગગાડી નહિ પરંતુ પૈડાં ઉપર ચાલનારો એક રાજમહેલ જ હતો. તેમાં એકંદર ૧૦ ડબા જોડેલા હતા અને તેમની કુલ લંબાઈ ૭૦૦ ફીટની હતી. આ દશે ડબા શ્વેત રંગના હતા. તે આગગાડીનું એકંદર વજન ૪૩૭ ટન એટલે ૨૪૪૭૨ મણનું હતું. તેના પહેલા ડબામાં રેલ્વેના નોકરો હતા અને બીજા ડબામાં ના. શાહાનશાહના ઘરખટલાના હજુરીઓને માટે ગોઠવણ કરવામાં આવી હતી. તે ગાડીમાં બે

સલૂનો હતાં, જેમાંનું એક ના. શાહાનશાહબાનુ અને બીજું ના. શાહાનશાહ માટે હતું. આ સલૂનોની એકંદર રચના જોતાં તે ચક્રવર્તી નાના રાજમહેલ જેવાં લાગતાં હતાં. આ આગગાડીમાં ભોજનાલય, સ્નાનગૃહ, રસોડું, અને સેવકાશ્રમની વ્યવસ્થા કરવામાં આવી હતી. વળી સુવા બેસવાની પણ સારી સોઇ કરવામાં આવી હતી.

## પ્રકરણ ૧૨ મું.

### દિલ્હી–નગર–પ્રવેશ.

પુરાણપ્રસિદ્ધ ઇંદ્રપ્રસ્થ ! મોગલ બાદશાહીની દિલ્હી નગરી ! બ્રિટિશ સામ્રાજ્યનું દિલ્હી શહેર ! એ પ્રમાણે સર્વ કાળમાં પ્રસિદ્ધિ પામેલા શહેરને સને ૧૯૧૧ ના ડિસેમ્બર માસમાં કેટલું બધું મહત્ત્વ પ્રાપ્ત થયું હશે ! આખા હિંદુસ્તાનનો વૈભવ તે વખતે એક દિલ્હી શહેરમાં આવીને એકઠો થયો હતો. બ્રિટિશ સામ્રાજ્યના અધિપતિ, તેમનાં મહારાણી, તેમનું પરિવારમંડળ, તેમના હિંદુસ્તાનમાંના ગવર્નર જનરલ આદિ પ્રતિનિધિઓ, હિંદુસ્તાનના મુખ્ય સેનાપતિ, તેમના હાથ નીચેના મોટા મોટા અમલદારો અને અસંખ્ય સૈનિકો, હિંદુસ્તાનના મોટા મોટા સંસ્થાનિકો, દેશદેશના શ્રીમંત લોકો અને દિલ્હી શહેરના નાગરિકો, એ સર્વથી તે શહેર અને તેની આસપાસનો વિસ્તૃત પ્રદેશ ગાજી ઉઠયો હતો. મહાન્ સમ્રાટ, સમ્રાજ્ઞી, ગવર્નર જનરલ આદિ મોટા રાજ્યાધિકારીઓ, તથા તેમના સંસ્થાનિકાદિક સન્માનનીય પરોણા વગેરેને માટે તેમના દરજ્જાને અનુસરીને જે પ્રશસ્ત કેંપ ઊભો કરવામાં આવ્યો હતો, તેથી વ્યાપ્ત થએલા પ્રદેશને દૂરથી નિહાળતાં ત્યાં એક શ્વેત નગરી જ અવતીર્ણ થઇ હોયની એવો ભાસ થતો હતો. તેમાં વચ્ચે વચ્ચે લશ્કરી બેંડનું વાદન અને સૈન્યની કવાયત થતી હતી, તેથી એ નગરીને અપૂર્વ મહત્ત્વ પ્રાપ્ત થતું હતું. આ વૈભવશાળી અને ભાગ્યશાળી દિલ્હી શહેરમાં ઇ. સ. ૧૯૧૧ ના ડિસેમ્બર માસની તા. ૭ મીને ગુરૂવારના રોજ સ્હવારે દશ વાગતાં ચક્રવર્તી મહારાજા પાંચમા જ્યોર્જ અને મહારાજ્ઞી શ્રી મેરીનું શુભ આગમન થયું. મોગલ બાદશાહતના લોપ પછી અનાથ બની ગએલી દિલ્હી સનાથ થઇ. તે દિવસે સૂર્યોદયની પહેલાં જ આખું દિલ્હી શહેર જાગૃત થઇ ગયું હતું અને ના. શાહાનશાહ તથા શાહા-

નશાહબાનુના સ્વાગતને માટે તૈયારીઓ કરવામાં મગ્ન બની ગયું હતું. સાત વાગતાં પહેલાં તો બાદશાહી સ્વારીના માર્ગ ઉપર માંચડાઓ, મકાનોનાં ઝરૂખાં, બારીઓ વગેરે પણ પુરજનોથી તરવરી રહ્યાં હતાં. કીલ્લાના દિલ્હી દરવાજાથી તે ઠેઠ રીજ સુધીના રસ્તા ઉપર લશ્કરીઓની બેવડી હાર રૂઆબ સાથે ટટાર ઉભી રહી હતી. તેમાં પઠાણ, ગુરખા, વગેરે ખાસ ધ્યાન ખેંચતા હતા.

**નૃપાગમન.**

સલિમગઢ સ્ટેશન ઉપર બાદશાહી ગાડી બરોબર દશ વાગતાં આવીને દાખલ થઇ. તે સ્ટેશન ઉપર રાજદંપતીના સ્વાગતાર્થે હિંદુસ્તાનના ના. વાઇસરોય (ગવર્નર-જનરલ), મુંબઇ અને મદ્રાસના ગવર્નર, પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર, કમાન્ડર-ઇન-ચીફ, બંગાળ અને સંયુક્ત પ્રાંતોના લેફ્ટેનન્ટ ગવર્નરો તથા બીજા મોટા મોટા સરકારી અમલદારો હાજર હતા. ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ સ્ટેશન ઉપર ઉતર્યા કે ૧૦૧ તોપોની સલામી અને લશ્કરી સિપાઇઓના આનંદદર્શક ગોળીબારથી આખું દિલ્હી શહેર ગાજી રહ્યું. યમુના નદીના કીનારાથી તે સલીમગઢના બુરજ સુધી ના. શાહાનશાહના સ્વાગતાર્થે જુદી જુદી પલટણોના ૮૦૦ વૃદ્ધ સિપાઇઓ હાજર હતા. છેલ્લાં ૬૦ વર્ષોથી જે સિપાઇઓએ બ્રિટિશ સરકારની સેવા બજાવી તેને માટે પોતાના પ્રાણની પણ પરવા કરી નથી તેમના પ્રતિનિધિ તરીકે આ સિપાઇઓ હતા. તેમાં કેટલાક શીખ, ગુરખા, પઠાણ, મરાઠા અને ખ્રિસ્તી હતા. પ્લેટફોર્મ ઉપર ગવર્નર જનરલ, લેડી હાર્ડિંજ, મુલકી અને લશ્કરી અમલદારો અને રોયલ બર્કશાયર રેજીમેન્ટની ૨ જી પલટણની ગાર્ડ ઓફ ઓનરની ટૂકડી હતી. ના. શાહાનશાહે ફીલ્ડમાર્શલનો પહેરવેશ ધારણ કર્યો હતો. તે નામદાર ગાડીમાંથી પ્રથમ નીચે ઉતર્યા અને તેમની પાછળ ના. શાહાનશાહબાનુ ઉતર્યાં; એટલે ના. ગવર્નર જનરલ અને લેડી હાર્ડિંજ બન્ને આગળ આવ્યાં. તેમણે રાજદંપતીનું સ્વાગત કર્યું. લોર્ડ હાર્ડિંજના ચીરંજીવી ઓન. ડાયમંડ હાર્ડિંજે મહારાણી સાહેબને પુષ્પગુચ્છ અર્પણ કર્યો. જે વખતે ગાર્ડ ઓફ ઓનરની ટૂકડી ના. શાહાનશાહને ખડી તાજીમ આપતી હતી અને બેંડમાં રાજગીતનું વાદન ચાલુ હતું, તે વખતે ના. ગવનર જનરલ ના. શાહાનશાહ અને ના. શાહાનશાહબાનુને સ્વાગત મંડપમાં લઇ આવ્યા. ત્યાં ના. ગવર્નર જનરલે

તેમની સાથે નીચેના મુખ્ય મુખ્ય અમલદારોની મુલાકાત કરાવી:—મુંબઇ અને મદ્રાસના ગવર્નરો, પંજાબના લે. ગવર્નર, કમાન્ડર-ઇન-ચીફ, બંગાળ, બ્રહ્મદેશ, પૂર્વ બંગાળ, આસામ અને સંયુક્ત પ્રાંતોના લે. ગવર્નરો, બંગાળના ચીફ જસ્ટીસ, ના. ગવર્નર જનરલની કાર્યભારી કાઉન્સિલના સભાસદો, (ઓન. સર ગાય ફ્લીટવૂડ વીલસન, ઓન. સર જે. એલ. જેન્કીન્સ, ઓન. સર આર. ડબલ્યુ. કાર્લાઇલ, ઓન. સર એસ. એચ. બટલર, ઓન. મી. સૈયદઅલી ઇમામ, ઓન. મી. ડબલ્યુ. એચ. કલાર્ક.), નૌકા ખાતાના કમાન્ડર-ઇન-ચીફ, દક્ષિણમાંના સૈન્યના જનરલ ઓફિસર, મહિસુરના રેસીડેન્ટ, રાજપુતાનાના ના. ગવર્નર જનરલના એજન્ટ, કાશ્મીરના રેસીડેન્ટ, મધ્ય પ્રાંતના મુખ્ય કમિશ્નર, મધ્ય હિંદુસ્તાનના ના. ગવર્નર જનરલના એજન્ટ, બલુચીસ્તાનના મુખ્ય કમિશનર, હૈદ્રાબાદના રેસીડેન્ટ, ૭ મા ડિવિઝનના જનરલ ઓફિસર, રેલ્વે બોર્ડના અધ્યક્ષ, હિંદુસ્તાનના એજ્યુટંટ જનરલ, હિંદુસ્તાનના ક્વાર્ટર માસ્તર જનરલ અને દિલ્હીના કમિશ્નર.

**સંસ્થાનિકો તરફનું સ્વાગત.**

સ્ટેશન ઉપરની મુલાકાતનો સમારંભ સમાપ્ત થયો એટલે ગાર્ડ ઓફ ઓનરની ટૂકડીની તપાસ લેઇને ના. શાહાનશાહ અને ના. શાહાનશાહબાનુ સર્વ મંડળ સહવર્તમાન સ્ટેશનની નજીક કીલ્લાની અંદર સંસ્થાનિકોના સ્વાગત મંડપમાં પધાર્યા. તે નામદારોની સ્વારી ત્યાં જઈ પહોંચી કે બુરજ ઉપર રાજનિશાન ફરકવા લાગ્યું. મંડપના પ્રવેશ દ્વાર ઉપર ૧૬ મી રજપુત પલટણની ગાર્ડ ઓનરની ટૂકડીએ ખડી તાજીમ દીધી. મંડપમાં હિંદુસ્તાનના ઠેકઠેકાણેના મોટા મોટા સંસ્થાનિકો પોતપોતાના દરજ્જાને અનુસરતો રાજવંશી પોષાક ધારણ કરીને ના. શાહાનશાહની માર્ગપ્રતીક્ષા કરતા બેઠા હતા. હિંદુસ્તાનમાંના તમામ સંસ્થાનિકો એક સ્થળે એકઠા થવાનો આ સંયોગ અપૂર્વ જ હતો. ત્યાં પ્રથમ નીચેના સંસ્થાનિકોની ના. શાહાનશાહ સાથે ના. ગવર્નર જનરલે મુલાકાત કરાવી. પ્રથમ હૈદ્રાબાદના તરૂણ નિઝામ, પછી વડોદરાના શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ, મહિસુરના મહારાજા, અલિજા બહાદૂર માધવલાલ શિંદે, ઉદેપુર, જયપુર, જોધપુર, બુન્દી, બીકાનેર, કોટા, કૃષ્ણગઢ, ભરતપુર, જયસલમીર, અને અલવરના મહારાજા, ભાવલપુરના રાણા, શિરો-

ઢીના મહારાજા, ડુંગરપુરના મહારાવળ, કોલ્હાપુરના મહારાજા, કચ્છના રાવ, ઇડરના મહારાજા અને ખૈરપુરના મીર.

**બાદશાહી સ્વારી.**

ત્યાર પછી બાદશાહી સ્વારી નીકળી એટલે ૧૦૧ તોપોની સલામી આપવામાં આવી. સ્વારીનો દેખાવ અત્યંત ચિત્તવેધક હતો. તેના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા હતા. પહેલા વિભાગમાં ચીફ કમિશનરો, ગવર્નરો અને લેફ્ટેનન્ટ ગવર્નરોની ગાડીઓ અને તેમના ઘોડેસ્વારો ચાલતા હતા. તે રીજની ટેકરી પાસે પહોંચ્યા એટલે તેમની પાછળ ના. શાહાનશાહની સ્વારી નીકળી. તેમની અગાડી પંજાબના પોલીસ ઇન્સ્પેકટર જનરલ હતા. તેમની પાછળ લશ્કરી સિપાઇઓની પલટણ અને તોપોની ગાડીઓ ચાલતી હતી. તેમની પાછળ ના. વાઇસરોયના બોડીગાર્ડ, ગવર્નર જનરલ સાહેબનું પરિવાર મંડળ અને તે પછી હિંદુસ્તાનના સેનાપતિ સર ઓમુર ક્રીગની સ્વારી ચાલતી હતી. તે પછી ડયુક ઓફ ટેક ઘોડા ઉપર બેસીને ચાલતા હતા અને બરોબર તેમની પાછળ એક શ્યામવર્ણો અશ્વ ના. શાહાનશાહને પોતાની પીઠ ઉપર લઇને ડોલતો ડોલતો ચાલતો હતો. ના. શાહાનશાહે રણબહાદૂરનો પહેરવેશ ધારણ કર્યો હતો. તેમની પાછળ લોર્ડ હાર્ડિંજ અને માર્કિવસ ઓફ ક્રુ અશ્વારૂઢ થઇને ચાલતા હતા. તેમની પાછળ નામદાર શાહાનશાહબાનુની સુંદર ચાર ઘોડાની ગાડી હતી. તે ગાડી પાછળ હિંદી રાજકુમારોની ઘોડેશ્વાર ટુકડી ચાલતી હતી અને તેની પાછળ સંસ્થાનિકોની સ્વારીઓ ચાલતી હતી. ઉદેપુરના મહારાણાને ના. શાહાનશાહના ખાસ માનકરીનું માન આપવામાં આવ્યું હતું. રીજ પાસે સ્વારી આવી પહોંચી કે તે સ્થળે તૈયાર કરવામાં આવેલા એક મંડપમાં હિંદી પ્રજાના પ્રતિનિધિ તરીકે વડી ધારાસભાના સભ્યો તરફથી ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુને માનપત્ર અર્પણ કરવાનો સમારંભ કરવામાં આવ્યો. ત્યાં આગળ વડી ધારાસભાના સભાસદો જુદા જુદા પ્રાંતોના ગવર્નર અને તેમની ધારાસભાઓના સભાસદો, જડજો તથા બીજા મોટા મોટા પ્રાંતિક અધિકારીઓ હાજર હતા. ના. શાહાનશાહે પોતાના અશ્વને મંડપના મધ્ય ભાગમાં ઊભો કર્યો અને ના. શાહાનશાહબાનુની ગાડીને પણ તેમની પાસે ઊભી કરવામાં આવી. ત્યારબાદ એક સુશોભિત બનાવવામાં આવેલા ઉચ્ચાસન ઉપર

**ઓન. સર જે. એલ. જેન્કીન્સ ઊભા રહ્યા અને તેમને નીચેના** ભાવાર્થવાળું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું:—

**માનપત્ર.**

"નામદાર શાહાનશાહના ચરણમાં બ્રિટિશ હિંદુસ્તાનના લોકો તરફથી હું નામદાર ગવર્નર જનરલની ધારાસભાનો સભાસદ આદરપૂર્વક અને અંતઃકરણપૂર્વક પ્રણામ કરૂં છું. આ દેશની આ ઇતિહાસપ્રસિદ્ધ નગરીમાં આખા હિંદુસ્તાનના અધિપતિ તરીકે આપે જ પહેલ વહેલું આગમન કર્યું છે તે જોઇને મને અત્યંત આનંદ થાય છે. આ નગરીમાં ઘણા પ્રખ્યાત રાજા અને બાદશાહો થઇ ગયા છે, તેમનાં કેટલાંક ઉત્કૃષ્ટ સ્મારકો પણ અસ્તિત્વમાં છે, જે ઉપરથી આ નગરીના વૈભવની પ્રતીતિ થાય છે. પરંતુ તેમનામાં **અતિબલાઢ્ય બાદશાહો થઈ ગયા હતા, તેમની સત્તા પણ આપ નામદારના જેટલી અખંડ અને વિસ્તૃત** કદી પણ **નહોતી,** તેથી આપ નામદારનું આ નગરીમાં જે આગમન થયું છે તે અદ્વિતીય જ છે. આવો પ્રકાર હિંદુસ્તાનના ઇતિહાસમાં કદી પણ બન્યો નહોતો, તેથી તે ચિરસ્સ્મરણીય રહેશે.

રાજનિષ્ઠા એ હિંદી લોકોમાં એક અલૌકિક પ્રકારનો ગુણ છે. આ દેશમાં રાજા ઉપર નિષ્ઠા રાખવી એવો સદ્બોધ પ્રાચીન ઋષિમુનિઓ અને સાધુસંતે લોકોનાં મન ઉપર અનેક વાર ઠસાવ્યો છે. રાજાધિરાજની સત્તા નીચેના બીજા કોઇ **પણ દેશમાં હિંદુસ્તાનના પ્રજાજનો કરતાં વધારે રાજનિષ્ઠ અને ભાવિક લોકો મળી શકશે નહિ.** આપના આ હિંદી સામ્રાજ્યમાં જુદી જુદી વર્ણોના, જુદી જુદી જાતોના, જુદા જુદા ધર્મોના અને જુદી જુદી ભાષા બોલનારા લોકો છે. હિમાલયના શિખરથી તે રામેશ્વર પર્યંત અને પશ્ચિમ ઘાટથી તે ચીન, સીયામ સુધીની સીમાપર્યંત વાસ કરનારા અખિલ પ્રજાજનોનાં હૃદયમાં આપની ગાદી માટે તથા આપ નામદારને માટે પૂર્ણ નિષ્ઠા બેઠેલી છે અને આપ નામદારનો આ દેશમાં જે અલ્પકાળને માટે મુકામ છે, તેટલા સમય પર્યંત તમામ શહેરો અને ગામોમાં પ્રજાજનો આપના આગમન પ્રીત્યર્થે અભિમાનવૃત્તિ અને પ્રેમપુરઃસર આનંદોત્સવ કરનાર છે. જો કે આ ઉત્સવ તમામ સ્થળોએ એકસરખા ઠાઠથી ઉજવાશે નહિ, તોપણ તેથી લોકોના ઉત્સાહમાં યત્કિંચિત પણ કમીપણું જણાશે નહિ.

રાજાધિરાજના અત્રાગમનથી અમને જે હર્ષ થયો છે, તે નામદાર મહારાણી સાહેબે આપ નામદારની સાથે અત્રે પધારવાની કૃપા કરી છે, તેથી દ્વિગુણિત થયો છે. માત્ર તેઓ અમારા શાહાનશાહનાં ધર્મપત્ની છે, એટલા જ ખાતર નહિ, પરંતુ તે નામદારના સદ્ગુણો હિંદુસ્તાનની પ્રજામાં અત્યંત આદરણીય અને પ્રિય થઈ પડ્યા છે, તેથી તેઓને હિંદુસ્તાનની પ્રજા અત્યંત પૂજ્ય માને છે અને તેમનું પ્રેમપૂર્વક સ્વાગત કરે છે.

આપને ઉભયને સૌખ્ય અને આરોગ્યની પૂર્ણ પ્રાપ્તિ થાઓ તથા આપ નામદાર દિર્ઘાયુ રહો એવી અમારી પરમેશ્વર પાસે પ્રાર્થના છે; અને અમારી એવી ઉત્કટ ઇચ્છા છે કે આપના કૃપાછત્ર નીચે હિંદી સામ્રાજ્યની ઉત્તરોત્તર પ્રગતિ થાઓ અને શાંતિનો અધિકાધિક અનુભવ પ્રાપ્ત થાઓ. અહિંની પ્રજા સુખશાંતિમાં રહો એવી ઉત્કટ ઇચ્છા રાજાધિરાજના હૃદયમાં છે તે વિષયમાં પણ અમારી પૂર્ણ ખાત્રી છે. "

આ પ્રમાણેનું માનપત્ર વાંચીને ઓન. સર જે. એલ. જેન્કીન્સે તે માનપત્ર રૂપાની એક લંબગોળ *રકાબીમાં મૂકીને નામદાર શાહાનશાહને આદરપૂર્વક અર્પણ કર્યું. તેનો પ્રેમપૂર્વક હસતે મુખડે સ્વીકાર કરતાં ના. શાહાનશાહે સર્વજનો સાંભળી શકે તે પ્રમાણે અસ્ખલિત વાણીમાં તેનો ઉત્તર આપ્યો, જેમાંના ઉત્સાહજનક ઉદ્ગારોને લીધે શ્રોતાજનોને અત્યંત આનંદ અને સંતોષ થયો હતો.

**ના. શાહાનશાહનો ઉત્તર.**

આપે નિષ્ઠા અને સદ્ભાવપૂર્વક જે માનપત્ર અમને આપ્યું છે, તે માટે હું મહારાણી તરફથી તથા મારી પોતાની તરફથી આપનો મનઃપૂર્વક આભાર માનું છું. જ્યારે ઇંગ્લાંડ ખાતે મારા રાજ્યારોહણનો સમારંભ થયો તે વખતે મારી સત્તા નીચેના બીજા મુલકોની માફક હિંદુસ્તાનમાંથી પણ મારા ઉપર મને અભિનંદન આપનારા અસંખ્ય

---

* તે રકાબી ઉપર નીચે પ્રમાણે લેખ કોતરવામાં આવ્યો હતોઃ—

"નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુની દિલ્હી ખાતે સને ૧૯૧૧ ના ડિસેમ્બરની તા. ૭ મીએ પધરામણી થઈ, તે સમયે તે નામદારોને અવકાર આપનારૂં માનપત્ર બ્રિટિશ હિંદના રહેવાસીઓ તરફથી હિંદુસ્તાનના ના. વાઈસરોયની ધારાસભાના સભાસદોએ અર્પણ કર્યું, તેની સાથે ભેટ આપવામાં આવી."

તારો આવ્યા હતા; તેમાં મારા ઉપરની નિષ્ઠા અને પ્રેમ વ્યક્ત થયાં હતાં, તેનું સ્મરણ આજે તેમને આપેલા માનપત્રમાંના શબ્દો ઉપરથી થાય છે. વળી તમારા, આ દેશમાં મારૂં સાંપ્રત આગમન થયાથી પણ ઉપર જણાવેલા આશયના પુષ્કળ તાર મને મળ્યા છે. મારા ગવર્નર જનરલને તેમની ધારાસભાના લોકનિયુક્ત સભાસદો તરફથી કેટલી બધી ઉત્કૃષ્ટ સલાહ મળે છે તે એમણે મને જણાવ્યું છે. હિંદુસ્તાનના લોકોની વતી તમે મારૂં જે સ્વાગત કરો છો તે હું આદરપૂર્વક સ્વીકારૂં છું. હિંદી સામ્રાજ્યની શાંતિ, ઉન્નતિ અને સંતોષ ઉત્તરોત્તર વધતાં જાય એવી જે ઇચ્છા આપના માનપત્રમાં આપે પ્રકટ કરી છે, તેવી જ મારા મનમાં પણ પૂર્ણપણે રહેલી છે એમ આપ ખાસ ખાત્રી રાખજો."

આ પ્રમાણે માનપત્રનો પ્રત્યુત્તર વાળ્યા પછી સરઘસ આગળ વધ્યું. તેની સાથે આઠ હજાર સૈનિકો ચાલતા હતા અને જે જે રસ્તા ઉપર થઇને તે સરઘસ પસાર થયું તે તે રસ્તા ઉપર બન્ને બાજુએ હજારો લોકોની ઠઠ સરઘસ નિહાળવાને જામી હતી, જેઓ 'બાદશાહ અલ્લા હૈ' એવા જયસૂચક શબ્દની ગર્જના કરી મેલતા હતા. ના. શાહાનશાહની સ્વારી કેમ્પમાં આવી કે રાજનિશાન ફરકવા લાગ્યું; અને ગાર્ડ ઓફ ઓનરની ટુકડીએ ખડી તાજીમ આપી. પછી રાજગીતનું વાદન થયા બાદ સરઘસ આગળ ચાલ્યું અને બરોબર મધ્યાન્હના બાર વાગતાં તે બાદશાહી કેંપમાં પ્રવિષ્ટ થયું.

## સંસ્થાનિકોની મુલાકાત.

તા. ૮ મી ડિસેમ્બર ૧૯૧૧ ને શુક્રવારના રોજ સહવારે સંસ્થાનિકોના સન્માનાર્થ તોપોની સલામી ચાલુ હતી. આ સંસ્થાનિકોના નોકરોના ચિત્રવિચિત્ર રંગવાળા પોશાકની શોભા ઘણી જોવા લાયક હતી. ના. શાહાનશાહ આજે જુદા જુદા સંસ્થાનિકોની મુલાકાત લેવામાં ગરકાવ થઇ ગયા હતા. જે સંસ્થાનિકોને ના. શાહાનશાહે પોતાની મુલાકાતનું માન આપ્યું હતું, તેમાં નીચે મુજબ હતાઃ— હૈદ્રાબાદના ના. નિઝામ, વડોદરાના મહારાજા ના. ગાયકવાડ, મ્હૈસુરના મહારાજા, ઉદેપુરના રાણાજી, જયપુર, જોધપુર, બુન્દી અને બિકાનેરના મહારાજા, કોટાના મહારાણા, કિશનગઢ, ભરતપુર, જેસલમીર અને અલવરના મહારાજાઓ, ધોળપુરના રાણા, સીરોહીના મહારાજા, ડુંગરપુરના મહારાજા, કોલ્હાપુરના મહારાજા, કચ્છના રાવ, ઇડરના

મહારાજા અને ખૈરપુરના મીર. આ પ્રસંગે ઉદેપુરના મહારાણાને 'તહેનાતમાં રહેનારા રાજ્યકર્તા (Ruling Prince in waiting) નો ખિતાબ આપીને ના. શાહાનશાહના મંડળમાં નિમવામાં આવ્યા હતા.

આ વખતે ના. શાહાનશાહબાનુની સ્વારી કુતુબમિનાર અને આજુબાજુનાં પ્રેક્ષણીય સ્થળોનું અવલોકન કરવાને માટે ગઇ હતી.

### મર્હુમ શાહાનશાહનું સ્મારક.

તે જ દિવસે સ્હાંજના સ્હાડાત્રણ વાગ્યે ના. શાહાનશાહ જ્યોર્જ પંચમે સ્વહસ્તે મર્હુમ શાહાનશાહ એડવર્ડ સપ્તમના બાવલાની તખ્તીનો પત્થર યોગ્ય સ્થળે મેલવાની ક્રીયા કરી હતી. આપણા માજી વાઇસરોય અર્લ મીન્ટોએ મર્હુમ શાહાનશાહ એડવર્ડ સપ્તમનું આખા હિંદ તરફનું સ્મારક જાળવી રાખવાને માટે એક ફંડ ખોલ્યું હતું, જે ફંડમાં રૂ. ૫ લાખ લગભગ ભરાઇ ગયા હતા. તેમાંથી મર્હુમ શાહાનશાહ એડવર્ડ સપ્તમનું કાંસા (Bronze)નું એક ઘોડેસ્વાર બાવલું ઈંગ્લાંડના એક પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી પાસે તૈયાર કરાવવામાં આવ્યું હતું. તે બાવલું મૂકવાને માટે જુમામસ્જીદ અને કીલ્લાની મધ્યમાં આવેલા એક બગીચામાં સ્થળ પસંદ કરવામાં આવ્યું હતું. આ ક્રીયાને માટે એક મેળાવડો કરવામાં આવ્યો હતો, જેમાં હિંદી રાજકર્ત્તાઓએ પણ ભાગ લીધો હતો. તેમને માટે ના. શાહાનશાહની બાજુમાં વિરાજવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. બગીચો નાનો હોવાને લીધે જેઓ ટીકીટો ધરાવતા હોય તેમને જ અંદર દાખલ થવા દેવામાં આવતા હતા. ના. ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજે ના. શાહાનશાહને સ્મારક–બાવલાની તખ્તીનો પત્થર મૂકવાની વિનતિ કરતાં નીચેનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું:—

### માનપત્ર.

"આપના પરમપ્રિય તિર્થરૂપ મર્હુમ શાહાનશાહ એડવર્ડ સપ્તમનું આખા હિંદુસ્તાન તરફનું સ્મારક જાળવી રાખવાના કામને માટે નિમવામાં આવેલી કમિટી તરફથી હું આપ નામદારના ચરણમાં એવી વિનતિ કરૂં છું કે આ સ્મારકની સૂચક શીલા (તખ્તી) આપ બેસારશો. આ સ્મારકને માટે આપના હજારો પ્રજાજનોએ ફંડમાં રકમો ભરી છે. એ પ્રતાપશાળી રાજમણીનું નામ ચિરકાળ

પર્યંત અહીંના લોકોના સ્મરણમાં રહેશે. તેમના માટે આ દેશમાં રાજાથી રંક સુધી સર્વને કેટલો પ્રેમભાવ અને પૂજ્યબુદ્ધિ છે તે દર્શાવવાને નાણાં ભરનારાઓ અતિશય ઉત્કંઠિત છે. આ ચોતરા ઉપર મર્હુમ શાહાનશાહનું જે બાવલું બેસારવાનું છે, તે આ દેશની આપના કરોડો પ્રજાજનોની કૃતજ્ઞતાનું દ્યોતક થશે. જો કે મર્હુમ શાહાનશાહની કારકીર્દી અલ્પ કાળમાં ખલાસ થઇ ગઇ, તોપણ તેટલા સમય દરમીઆન લોકોને શાંતિ, ન્યાય અને આબાદાનીનો પૂર્ણ અનુભવ પ્રાપ્ત થયો હતો; અને તે નામદારે પોતાના રાજ અમલ દરમીઆન શાંતિપક્ષનો સ્વીકાર કરીને તેના દ્વારા અનેક પ્રકારે વિજય સંપાદન કર્યો હતો. તેમણે શાંતિનું સંસ્થાપન કરવા માટે લીધેલા અવિશ્રાંત પરિશ્રમ અને તેમાં દર્શાવેલી અવિરત કાર્યદક્ષતાનું તેમને યોગ્ય પારિતોષિક પ્રાપ્ત થયું છે. ઇતિહાસમાં યાદગાર રહી ગએલા શૌર્યના કૃત્યોથી વિભૂષિત થએલી આ પ્રાચીન નગરીમાં મહાપ્રતાપી એડવર્ડ સપ્તમનું બાવલું, ગતકાળમાં થઇ ગએલા મોટા રાજવંશીઓના ઇતિહાસની તથા આપની જુદા જુદા વર્ણ અને જુદા જુદા ધર્મની અસંખ્ય પ્રજાની રાજ્યનિષ્ઠાની નોંધનું રક્ષણ કરવાને ઊભું કરવામાં આવ્યું છે, એટલું જ નહિ, પણ ઇંગ્લાંડ અને તેના રાજ્યકર્ત્તાઓના, હિંદુસ્તાન અને તેના લોકો તરફના સ્નેહના ચિરંજીવ સ્નેહ તરીકે તથા ઉમદા ધારણાઓ અને ઉચ્ચ પ્રતિની અભિલાષાઓને માર્ગે હિંદને આગળ દોરી જવાની તેમની સત્તા અને ઇચ્છાની જામીનગીરી તરીકે એ બાવલું જળવાઇ રહેશે. આ સ્મારકની શીલાને આપ બેસારશો એવી હું વિનતિ કરૂં છું; અને તે સાથે એવી ઉત્કટ ઇચ્છા પ્રકટ કરૂં છું કે આ બાવલું જે અતિ વિખ્યાત અને મહા પ્રતાપી મર્હુમ શાહાનશાહનું ઉત્કૃષ્ટ સ્મારક છે, તે ભવિષ્યની પ્રજામાં આદરપાત્ર થાઓ અને અહીંના પ્રજાજનો તેનું રાજનિષ્ઠાપૂર્વક રક્ષણ કરો. ”

**ના. શાહાનશાહનો ઉત્તર.**

તે માનપત્રનો ના. શાહાનશાહે સર્વ કોઇ શ્રવણ કરી શકે એ પ્રમાણે નીચે મુજબ ઉત્તર વાળ્યો હતો.

“ તમે અત્યારે જે માનપત્ર મારી પાસે વાંચી સંભળાવ્યું તેથી મારૂં મન દ્રવીભૂત બની ગયું છે, અને મર્હુમ શાહાનશાહ—મારા વ-

ડિલનો આપણા સર્વ ઉપર, તેમાંએ બીજા કરતાં મારા ઉપર કેટલો બધો વિશેષ અનુગ્રહ થયો છે, તેની મને અત્યારે યાદ આવે છે.

**અમારા કુટુંબમાં તેઓશ્રી જ પહેલ વહેલા હિંદુસ્તાનમાં પધાર્યા હતા,** અને છેલ્લાં છ વર્ષ પૂર્વેજ હું તેઓશ્રીની આજ્ઞાથી આ મહાન્ અને અજાયબીમાં ગરકાવ કરી નાખનારા દેશમાં આવ્યો હતો. તે વખતે તેઓશ્રીના વિયોગ માટે મને આટલો બધો વ્હેલો શોક કરવાનો પ્રાપ્ત થશે, એવું બિલકુલ લાગતું નહોતું.

તમે મને જણાવો છો કે જે થોડાકોને મારા મર્હુમ પિતાશ્રીનો પરિચય થવાનો યોગ મળ્યો હતો, તે ગૃહસ્થોએ જ માત્ર આ સ્મારકમાં દ્રવ્યસહાય કરી હતી એવું નથી, પરંતુ તેમની અને મારી પ્રજાના હજારો માણસોએ તેમાં નાણાં ભર્યાં છે.

હિંદુસ્તાનના સંબંધમાં તેઓશ્રી જે સતત અને અતિશય લાગણી દર્શાવતા હતા, તેનો બદલો આ દેશના લોકો તરફથી તેઓશ્રીને આ પ્રમાણે સહૃદયતાપૂર્વક પ્રાપ્ત થયો છે એ જોઇને મને અત્યંત સંતોષ થાય છે.

આવા સુંદર અને ઇતિહાસપ્રસિદ્ધ સ્થાને તેમનું પુતળું ઊભું કરવામાં આવનાર છે, તેથી તમારા હૃદયમાં તેમને માટે કેટલી બધી નિષ્ઠા અને પ્રેમ છે તથા તેમના મનમાં તમારે માટે કેટલો વિશ્વાસ અને લાગણી હતાં તે ભાવી પ્રજાના ધ્યાનમાં ઉતરશે, એમ મારા મનમાં આવવાથી મને આનંદ થાય છે. આવી વૃત્તિ ઇશ્વરને પણ પ્રિય છે, અને તેનું પરિપોષણ મારા વંશના પુરૂષો તથા હિંદુસ્તાન તરફથી સર્વદા થતું રહેશે."

આ પછી ના. શાહાનશાહે ના. ગવર્નર જનરલની સાથે સ્મારકના પાયાની નજીક જઇને લોકોને સહેજ નમન કરી તખતીનો પત્થર યોગ્ય સ્થાને ગોઠવ્યો. પુતળાનું મ્હોં ઉત્તર દિશા તરફ રહે એવી ગોઠવણ કરી હતી. આ વખતે ૧૦૧ તોપોની સલામી આપવામાં આવી, અને બેન્ડમાં 'God save the King' વાળું રાજગીત ગવાયા બાદ આ સમારંભ પૂરો થયો.

**મર્હુમ શાહાનશાહના એ બાવલાની બેઠકની પૂર્વ તરફની બાજુએ નીચે પ્રમાણે લેખ કોતર્યો છે:—**

"એડવર્ડ સપ્તમ–રાજા અને શાહાનશાહ.

"તેમની સમગ્ર હિંદી શાહાનશાહતના હજારો પ્રજાજનોએ સ્વેચ્છાથી ઊભા કરેલા ફંડમાંથી આ પુતળું ઊભું કર્યું છે. તવંગરોએ પોતાની ધનાઢ્યતામાંથી અને ગરીબોએ પોતાની રંકતામાંથી નાણાં આપેલાં છે; તે તેમના સદ્‌ગુણો અને તેમના સામર્થ્ય પ્રતિની હિંદી પ્રજાના આભારપૂર્વક સ્મરણની સાક્ષી પૂરે છે.

"તેઓ પોતાની પ્રજાના પિતા હતા અને તેમના ભિન્ન ભિન્ન ધર્મો અને દ્રષ્ટિઓનું તેમણે નિષ્પક્ષપાતપણે રક્ષણ કર્યું હતું. દુનિયાના મંત્રીમંડળોમાં ડહાપણ રૂપે તેમની સલાહ મનાતી હતી. તેમનો દ્રષ્ટાન્ત, તેમના વાઇસરોયો, તેમના ગવર્નરો, તેમના કેપ્ટનો. તથા તેમની પ્રજાના સહુથી વિશેષ નમ્ર વર્ગોને ઉત્સાહ આપે તેવો હતો. તેમની સત્તા દુનિયાના વતનીઓના પાંચમા ભાગ ઉપર પ્રવર્તી રહી હતી.

"તેમની તરવાર હમેશાં જયવંત જ હતી. ઘણી કોમોના લોકો તેમના લશ્કરમાં નોકરી કરતા હતા અને તેમની પ્રતાપી આજ્ઞાઓને પાળતા હતા. તેમનાં વહાણો મહાસાગરના મહાન્ માર્ગોને સહિસલામત રાખતાં હતાં. અને સમુદ્ર તેમજ પૃથ્વી ઉપરનાં તેમનાં વિશાળ રાજ્યોનું રક્ષણ કરતાં હતાં. દુનિયાની પ્રજાઓ વચ્ચે તેમણે સ્નેહભાવ જાળવાવ્યો હતો; અને પોતાના વિશાળ સામ્રાજ્યની પ્રજાઓને સુવ્યવસ્થિત સુલેહ શાન્તિ આપી હતી. રાજાઓનાં માન અને નિરાધાર માણસોના હક તેમણે જાળવ્યા હતા. તેમનું રાજ્ય પોતાના સારીપેઠે પ્રિય એવા હિંદને આશીર્વાદ સમાન, મોટાઓને દ્રષ્ટાન્ત સમાન અને ગરીબોને ઉત્સાહ સમાન હતું અને **તેમનું નામ એક સામર્થ્યશીલ શાહાનશાહ, કૃપાવંત રાજ્યકર્ત્તા અને મહાન્ અંગ્રેજ તરીકે** સર્વ જમાનામાં પિતાથી પુત્રદ્વારા વંશપરંપરાગત ઉતરી આવશે."

આ લેખ અંગ્રેજી ભાષામાં છે અને તખ્તીની બીજી બાજુએ તે લેખનું ફારસી ભાષાંતર છે. લોર્ડ હાર્ડિંજે એક સફેદ ગુલાબનો ગજરો મૂક્યો હતો તેની નીચે તખ્તીમાં નીચેનું વાક્ય લખ્યું હતું:—

"એ નામદારની યાદમાં તેમના રાજભક્ત સેવક હાર્ડિંજ ઓફ પેન્સર્સ્ટ તરફથી."

તે પછી એક સરઘસ કાઢવામાં આવ્યું હતું અને ના. શાહાનશાહ પોતાના તંબુમાં પધાર્યા હતા.

## ભોજનસમારંભ.

તે દિવસે રાત્રે ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ તરફથી મોટા ઠાઠપૂર્વક ભોજનસમારંભ કરવામાં આવ્યો હતો. તે પ્રસંગે વડી ધારાસભાના ઘણા બિનસરકારી સભાસદોને રાજદંપતીની સાથે બેસવાનું માન મળ્યું હતું. જે ઠેકાણે ભોજનસમારંભની વ્યવસ્થા કરવામાં આવી હતી, તે દીવાનખાનાને ઉત્તમ પ્રકારે શણગારવામાં આવ્યું હતું. આ સમારંભમાં પુષ્કળ જનોએ ભાગ લીધો હતો. તેમાં નીચેના મુખ્ય મુખ્ય અમલદારો પણ હતાઃ—ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજ અને લેડી હાર્ડિંજ, સર આર્થર લેલે અને લેડી લેલે, અર્લ અને કાઉન્ટેસ ઓફ સેફ્ટન, જામનગરના ના. જામસાહેબ, ધ્રાંગધ્રાના ના. રાજસાહેબ, રાજપીંપળાના ના. રાજાસાહેબ, રાધનપુરના ના. નવાબ સાહેબ, ગોંડલના ના. ઠાકોર સાહેબ અને રાણી સાહેબ તથા જંજીરાના ના. નવાબ સાહેબ. આ સિવાય સરકારી અને બિનસરકારી સભ્યો વગેરે પણ હાજર હતા.

## તા. ૯ મી ડિસેમ્બર, શનિવાર.

તા. ૯ મી ડિસેમ્બરને શનિવારના રોજ ના. શાહાનશાહના કામકાજ સાથે સંબંધ ધરાવતો મેલ-ટપાલ, બોમ્બે બરોડા રેલ્વે લાઇને સરાસરી કલાકના ૪૦ માઇલની ઝડપે ૨૨ કલાકમાં પહોંચાડયો હતો. ના. શાહાનશાહે કેટલાક રાજાઓની મુલાકાત લીધી હતી. આ મુલાકાતનો લાભ નીચેના રાજાઓને મળ્યો હતોઃ—ત્રાવણકોરના મહારાજા, કોચીનના મહારાજા, કાશ્મીરના મહારાજા, ગ્વાલીયરના ના. સીંધીયા અને ઇંદોરના ના. હોલ્કર, ભોપાળનાં ના. બેગમ સાહેબ, રેવાના મહારાજા, ઓર્ચાના મહારાજા, ધારના રાજા, દેવાસના રાજા ( મોટી પાટી ), પતિયાલાના મહારાજા, ભાવલપુરના નવાબ, નાભાના રાજા, ભુતાનના નામદાર મહારાજા, સિકીમના મહારાજા અને ખિલાતના ખાનસાહેબ.

## ના. શાહાનશાહબાનુનું હિંદી સ્ત્રીઓ તરફનું સન્માન.

તે દિવસે બીજે પ્રહરે દિલ્હીમાં ના. શાહાનશાહબાનુની મુલાકાતે હિંદી સ્ત્રીયોનું પ્રતિનિધિમંડળ ગયું હતું. તે વખતે ના. શાહાનશાહબાનુને હિંદી સ્ત્રીયો તરફથી એક હીરામાં જડેલું મોટું ચોરસ લીલમ અને હીરામાં જડેલા સાત મોટા લીલમના ચકતાવાળો

તથા વચમાં લટકતા લીલમવાળો હાર, એ બે મૂલ્યવાન વસ્તુઓ પ-તિયાલાનાં મહારાણીએ અર્પણ કરી હતી. હિંદી સ્ત્રીઓ તરફનો આ સમારંભ પતિયાલાના ના. મહારાજા અને તેમના દિવાન ઝુલફીકાર અલીખાનના પ્રયત્નથી થવા પામ્યો હતો. તેમાં પુષ્કળ હિંદી સ્ત્રીઓ હાજર હતી; જેમાં નીચેની સન્નારીઓ પણ હતીઃ—પતિયાલાનાં મ-હારાણી સાહેબ, વડોદરાનાં મહારાણી અને રાજકન્યા ઇંદીરા રાજા, કપુરથલાનાં મહારાણી, પતિયાલાના મહારાજાની ત્રણ ભગિનીઓ, મોરભંજનાં મહારાણી, ખાલસિયાનાં મહારાણી, જંજીરાનાં બેગમ, લેડી હરમાનસિંગ, માલર કોટલાનાં રાણીસાહેબ, વિજયનગરનાં મહા-રાણી અને તેમની પુત્રી, લેડી ગજપતરાવ, લેડી તાતા, લેડી ફીરોજ-શાહ મહેતા, મીસીસ એમ. એ. એન. હૈદરી, મીસીસ દાદાભાઇ, મીસીસ સિંહ, મીસીસ સુધોલકર અને ઉત્તર હિંદુસ્તાનની બીજી પુષ્કળ સ્ત્રીઓ. દેશના જુદા જુદા વિભાગમાં વસતિ સ્ત્રીઓનાં ચિત્રવિચિત્ર અને મૂલ્યવાન્ વસ્ત્રો અતિમનોહર લાગતાં હતાં. સમારંભના પ્રારંભમાં ના. લેડી હાર્ડિંજે માનપત્ર વાંચી સંભળાવ્યું. તે માનપત્ર સોનેરી ઝીકથી ભરેલી સુંદર સફેદ સાટીન ઉપર છાપેલું હતું. એ માનપત્ર ના. શાહાનશાહબાનુને આપ્યા બાદ ઉપર જણાવેલા દાગીના પતિ-યાલાનાં મહારાણી સાહેબે નજર કર્યા હતા. ના. શાહનશાહબાનુએ તે સર્વનો સ્વીકાર કરીને તેનો જવાબ વાળતાં નીચેનું ભાષણ કર્યું હતુંઃ—

**ના. શાહનશાહબાનુનો ઉત્તર.**

તમારા તરફથી કરવામાં આવેલા મારા સ્વાગતમાં સમાયેલી સુંદર મનોભાવના મારા હૃદય ઉપર ગંભીર અસર કરનારી છે. આ કોમળભાવયુકત નિષ્ઠાદર્શક સ્વાગતના બદલામાં તમે મારો આ-ભાર હિંદી સામ્રાજ્યની આપની સર્વ ભગિનીઓને જણાવશો એવો મને ભરોસો છે. આ દેશના મહિલા વર્ગના સુખ અને કલ્યાણને માટે મને હમેશાં લાગણી રહ્યાં કરે છે તેની હું તમોને ખાત્રી આપું છું. હિંદુસ્તાનમાં સ્ત્રીઓએ પોતાના ગૃહના વાતાવરણમાં ઉજ્જવલ પ્રેરણાદાયક તત્ત્વોનો સંચાર કેવી રીતે કર્યો છે તેનો ઉત્તર ઇતિહાસ આપણને આપે છે; અને એકનિષ્ઠ ભક્તિ તથા ઉજ્જવલ સ્વામી-સેવાનાં કૃત્યો અનેકવિધ જાતિના લોકોએ કર્યાના દાખલા ઇતિહા-સમાંથી આપણને મળી આવે છે. માતાઓએ પોતાનાં બાળકોનાં

અંતઃકરણ ઉપર ઉચ્ચ પ્રકારના સંસ્કાર સંસ્થાપિત કરવાનું જ આ ફળ છે. પડદામાં રહેનારી સ્ત્રીઓની ધીમી પરંતુ ખાત્રીજનક ઉત્ક્રાન્તિ થતી જાય છે એ જાણીને મને સંતોષ થાય છે, અને મારી ખાત્રી છે કે તમારી પુત્રીઓને સુશિક્ષિત કરી, તેમને તેમના ભાવિ પતિઓની યોગ્ય સહચારિણી બનાવવાની તમારી સર્વની ઇચ્છા છે. તમોએ જે રત્નજડિત વસ્તુઓ મને આપેલી છે તે સદૈવ મારી દ્રષ્ટિએ મૂલ્યવાન્ જ રહેશે; અને જો કે આપણી વચ્ચે જમીન અને સમુદ્રનું હજારો માઇલનું અંતર છે, તો પણ જ્યારે જ્યારે હું આ રત્ન ધારણ કરીશ ત્યારે ત્યારે મારા વિચારો હમેશાં અત્યંત જોરપૂર્વક હિંદુસ્તાનનાં ગૃહો તરફ વળશે અને મારા મનમાં વારંવાર તમારી યાદ આવ્યા કરશે તથા તમોએ તમારા કોમળ અંતઃકરણનો જે પ્રેમ મને અર્પણ કર્યો છે તેનું સ્મરણ મને સદૈવ થયાં કરશે. તમારી આ રત્નજડિત ભેટ વંશપરંપરા શાહાનશાહી વારસ તરીકે ભવિષ્યના રાજકુટુંબને મળતી રહેશે અને તે હિંદી સ્ત્રીઓની સાથે અંગ્રેજ રાણીના થયેલા પહેલા સમાગમના ચિન્હ તરીકે સદા જળવાઈ રહેશે. ના. શાહાનશાહ અને મારૂં અભિનંદન કરીને તમે અમારા ઉભયને માટે જે સદિચ્છા પ્રદર્શિત કરી છે, તે માટે તમારો હું આભાર માનું છું; અને સર્વત્ર, સામ્રાજ્યનું બળ, સામ્રાજ્યનું ઐક્ય અને સામ્રાજ્યનું કલ્યાણ, આદિના સંવર્ધનના સંબંધમાં જે પ્રભુપ્રાર્થના થાય છે તેમાં હું પણ ભાગ લઉં છું. ”

આ કૃપાભરિત ઉત્તરનો મીસીસ ગ્રાન્ટે ઉર્દુમાં અનુવાદ કરી સંભળાવ્યો હતો. ત્યાર પછી ના. શાહાનશાહબાનુ સાથે હાજર રહેલી બાનુઓની મુલાકાત અને ઓળખાણ કરાવવામાં આવી હતી. તે સમયે પ્રત્યેક બાનુએ પોતપોતાના દેશના રીવાજ મુજબ નમન કર્યું હતું અને ના. શાહાનશાહબાનુનાં ઓવારણાં લીધાં હતાં. સમારંભની ક્રિયા પૂર્ણ થતાં ના. શાહાનશાહબાનુ મંડપમાંથી સિધાવ્યાં હતાં.

સાયંકાળે રાજદંપતી પોલો અને ફૂટબોલ ટૂર્નામેન્ટની જગ્યાએ રમતો નિહાળવાને ગયાં હતાં. પોલોગ્રાઉન્ડ ઉપર ના. શાહાનશાહ અને ના. શાહાનશાહબાનુની સ્વારી આવી પહોંચતાં ના. ગવર્નર જનરલ અને લેડી હાર્ડિંજે તેમનું સ્વાગત કર્યું. રાજદંપતીએ પોલો ટૂર્નામેન્ટની સેમી ફાઇનલની રમત જોઇ. રાત્રે સાડાનવ વાગે પોલોગ્રાઉન્ડ

ઉપર લશ્કરી ટટ્ટુ અને બેન્ડની રમતનો સમારંભ થયો હતો. તે જોવાને માટે ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી મોટર ગાડીમાં પધારી હતી. ના. ગવર્નર જનરલ અને લેડી હાર્ડિંજ પણ આ વેળાએ હાજર હતાં. આ ગમત જોવાને માટે એકંદર આઠ હજાર માણસો એકઠાં થયાં હતાં.

## રવિવારની ઉપાસના.

તા. ૧૦ મી ડીસેમ્બરને રવિવારના રોજ સ્હવારે ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ ચર્ચમાં પ્રાર્થના માટે પધાર્યાં હતાં. તે પ્રસંગે ચોથી ડિવિઝનની લાઇનમાં પરેડ ભરવામાં આવી હતી, અને તેના આઠ હજાર લશ્કરી તથા ૫૦૦ સિવિલીયનો હાજર હતા. પ્રાર્થના સમયે પ્રભુસ્તુતિની શરૂઆત થઇ અને "પ્રભુ પોતાના પવિત્ર દેવળમાં છે. સર્વ પૃથ્વીને તેની સમીપ શાંતિ રાખવા દો." એ કડીવાળું સ્તુતિગાન વંચાયું. લાહોરના બિશપ રેવરંડ જી. જે. ફીએ સેંટપિટરના ગોસ્પેલમાંથી ૧૩ મી તથા ૧૭ મી ટુંકોના પાઠ વાંચ્યા હતા અને ત્યાર બાદ મદ્રાસના બિશપે ઉપદેશ કર્યો હતો. પ્રાર્થનાકાળે ના. શાહાનશાહ જ્યોર્જ પંચમ અને ના. શાહાનશાહબાનુ મેરીના રાજ્યારોહણ નિમિત્તે પરમેશ્વરનો આભાર માનવાની એક વિશેષ પ્રાર્થના કરવામાં આવી હતી. બીજી પ્રાર્થના હિંદુસ્તાનમાંના રાજા રજવાડા માટે કરવામાં આવી હતી. આ રાજા રજવાડાના પ્રજાજનોને સુખ અને શાંતિનો લાભ મળે તે માટે એ પ્રાર્થના હતી. ત્રીજી પ્રાર્થના હિંદુસ્તાનના લોકોના કલ્યાણને માટે કરવામાં આવી હતી.

## ઉપદેશ.

મદ્રાસના બિશપે રેવેલેશન ભાગ ૧ લામાંના "આ જગતનું રાજ્ય આપણા પ્રભુનું અને તેના ક્રાઇસ્ટનું થએલું છે." એ વચનને આધારે રચાયેલો નીચેનો ઉપદેશ કર્યો હતો:—

બ્રિટિશ શાહાનશાહતના ઇતિહાસમાં મહાન્ ઐતિહાસિક પ્રસંગના અંશ રૂપ આ સ્હવારની ક્રિયા છે. આ મેળાવડો અહીંઆ આ સ્તુતિ કરે છે, એટલું નહિ પરંતુ આખા હિંદુસ્તાનમાં આપણા હજારો બંધુઓ અને યુરોપીઅનો પણ તેમાં ભાગ લે છે. તેથી એ વિશેષ અસરકારક છે. આજે સ્હવારે ગામડાં અને શહેરોનાં દેવળોમાં વીશ જુદી જુદી ભાષાઓમાં સ્તુતિઓ થશે; અને આ ઐતિહાસિક

પ્રસંગે સ્તુતિને અર્થે થયેલો મેળાવડો રાજ્યારોહણ સમારંભના દરબારમાં અંતર્હિત થયેલાં ધાર્મિક અને દૈવી સત્યો પ્રત્યેની આપણી ગંભીર લાગણી દર્શાવે છે. સઘળી સત્તા પરમેશ્વરથી જ ઉતરી આવે છે, એમ આપણે તમામ માનીએ છીએ. જે દેખાવોની મધ્યમાં આપણા શાહાનશાહ અભિષિક્ત થએલા છે તેની ભવ્યતા, પ્રભુના પ્રતિનિધિ તરીકે તે નામદાર રાજ્ય કરે છે, એ સત્યને ભાર સાથે પ્રદર્શિત કરે છે. આ દરબારની સઘળી ભવ્યતાની પાછળ ઇશ્વરનું સર્વોપરિ સામ્રાજ્ય રહેલું છે; અને પ્રભુની રાજગાદી સમક્ષ આજે પ્રાતઃકાળે આપણે સ્તુતિ કરીએ છીએ, જે મહાન્ અધિકાર માટે પ્રભુએ ખરેખર આપણા શાહાનશાહને નિમાર્ણ કરેલા છે. બ્રિટિશ સામ્રાજ્યનો મુકુટ પ્રભુના હાથમાંથી તેમણે લીધેલો છે, અને તેમના મહાન્ કાર્ય માટે પ્રભુના પવિત્ર આત્માએ તેમને બળ અને ડહાપણ આપીને અભિષેક કરેલો છે; એ આપણી ગંભીર માન્યતામાં રહેલી, આપણા રાજાના રાજ્યારોહણની સમગ્ર અર્થસૂચકતા, આ પ્રભુભક્તિ સર્વેને સૂચવે છે. હિંદની ખ્રિસ્તી કોમના પ્રતિનિધિ તરીકે જ હું બોલું છું, પરંતુ આપણા બિનખ્રિસ્તી સહચારી બન્ધુઓ પોતાના શાહાનશાહમાં દૈવી સત્તા રહેલી છે, એવી આપણી માનીનતામાં વિશેષ દ્રઢતાથી શ્રદ્ધા ધરાવે છે, અને પ્રભુના પ્રતિનિધિ તરીકે એ નામદાર આપણા ઉપર રાજ્ય ચલાવે છે એ માન્યતાથી જ સમગ્ર હિંદની પ્રજાની વફાદારી પ્રેરાયેલી છે.

આ ક્રિયા શાહાનશાહતને અંગે રહેલી વિશાળ જોખમદારી આપણને સચોટપણે સમજાવે છે. જેમ સઘળી સત્તા પરમેશ્વરથી ઉતરી આવી છે, તેમ પ્રભુનો હેતુ સંપૂર્ણ કરવાનું કાર્ય આપણને સોંપાયેલું છે. જગતનો ઇતિહાસ, માનવ વૃત્તિઓ અને અભિલાષાદ્વારા પણ, પ્રભુની શાશ્વત ઇચ્છાની ક્રમિક સંપૂર્ણતા દર્શાવે છે. તેની એકાગ્રતાથી જે બહાર છે તે નહિવત્ થશે, અને જે તેની વિરૂદ્ધ છે તે ભુંસાઇ જશે. જગતનું રાજ્ય આખરે આપણા પ્રભુનું અને તેના ક્રાઇસ્ટનું રાજ્ય થવું જોઇએ, કે જે રાજ્યમાં પ્રભુનું પિતૃત્વ અને મનુષ્યનું ભ્રાતૃત્વ સર્વોપરિ સત્તા ભોગવે છે. હાલમાં તે સાધ્ય ઘણું જ દૂર લાગે છે, પરંતુ તે સમય દૂર હોય તોપણ સૃષ્ટિના સર્વ જીવોને જે છેવટના સાધ્ય તરફ તેઓ દોરે છે, તે જ આ સાધ્ય છે. કોઇ પણ શાહાનશાહત કે સામાજીક સંસ્થાની જાહુકની કીમતનો

**આધાર ભ્રાતૃત્વના ઉચ્ચ આશયને જગત્‌માં વાસ્તવિક અસરકારક બનાવવા ઉપર જ રહેલો જોઈએ.**

ત્યારે અહીં આવતા વર્ષમાં આપણી આગળ ના. શાહાનશાહનું કાર્ય પડેલું છે. આ મહાન્ હેતુની પરિપૂર્ણતા કેવળ રાજ્યનીતિજ્ઞો અને રાજ્યદ્વારીઓના જ હાથમાં રહેલી નથી, પરંતુ જીવનના સામાન્ય વ્યવહારમાં પળોટાતા સામાન્ય મનુષ્યોના હાથમાં છે. હલકાં ધોરણોથી આપણે સંતોષ ધરવો જોઇએ નહિ. કાર્યસિદ્ધિ, કર્ત્તવ્ય અને ન્યાય સારૂ અંગ્રેજો હિંદમાં રહેલા છે. ક્રાઇસ્ટના સ્નેહ અને આત્મભોગ કરતાં બીજું કાંઈ પણ, શાહાનશાહનું જે મહાન્ કાર્ય પ્રભુએ આપણને સોંપેલું છે, તેમાં વિશેષ કામ લાગશે નહિ. અંતરો દૂર કરવા માટે અને મર્યાદાઓ તોડવાને માટે આપણને જે સત્તા સમર્થ બનાવે તે પ્રભુનો પ્રેમ અને આપણાં હૃદયમાં રહેલી જીવંત ક્રાઇસ્ટની સત્તાઓ સતત ચાલુ રહે એવી પ્રભુ બક્ષિસ આપો. આપણા રાજા–શાહાનશાહ પ્રતિની વફાદારીની સામાન્ય લાગણીમાં એકત્ર થએલા આટલા બધા લોકો અને કોમોનું દિલ્હીમાં મળેલું આ મંડળ, જ્યારે દબાણ અને તોફાનમાં, અથડાઅથડી અને આત્મભોગમાં, શ્રદ્ધા અને પ્રેમમાં આપણે ધીમે ધીમે આગળ વધીએ છીએ, અંતિમ સાધ્ય તરફ વળીએ છીએ, અને જ્યારે ભ્રાતૃત્વ કેવળ ઉચ્ચ આશયરૂપે વધુ સાધ્ય નહિ રહેતાં વસ્તુતઃ થશે અને જગત્‌નું રાજ્ય આપણા પ્રભુનું અને તેના ક્રાઇસ્ટનું રાજ્ય થશે, ત્યારે ભવિષ્યના દિવસોમાં વિશેષ ઉચ્ચ એકતામાં એ એકત્રતાનું કારણીભૂત થશે. ”

મદ્રાસના બિશપનો આ પ્રમાણેનો ઉપદેશ ખલાસ થયા બાદ આશીર્વાદ અને સંગીતના મધુર ધ્વનિઓ થયા હતા. બપોર પછી ના. શાહાનશાહ રાજ્યાભિષેકના દરબાર સારૂ ઉભા કરવામાં આવેલા વિશાળ મંડપની સર્વ વ્યવસ્થાનું નિરીક્ષણ કરવાને માટે ગયા હતા; તેમજ તે નામદારે કેટલીક રિહર્સલો ( તાલીમ ) માં પણ ભાગ લીધો હતો.

**નિશાનો ભેટ કરવાનો સમારંભ.**

સોમવાર તા. ૧૧ મી ડિસેમ્બરના રોજ પોલોના મેદાન ઉપર સાત બ્રિટિશ અને બે હિંદી પલટણોને નિશાનો ( વાવટા ) ની ભેટ કરવાનો સમારંભ કરવામાં આવ્યો હતો. તે વખતે પણ પ્રેક્ષકોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. આ નવ લશ્કરી ટુકડીઓમાં

જે ટૂકડીઓના ના. શાહાનશાહ મુખ્ય કર્નલ મનાય છે, તેના ખાસ પસંદ કરેલા પ્રતિનિધિઓ અને બળવાના સમયમાં આત્મભોગ આપનારા લડવૈયાઓને આગળ ઊભા રાખવામાં આવ્યા હતા. એક મેદાન ઉપર સાત બ્રિટિશ પલટણોને ઊભી કરી હતી, જ્યારે તેની પાસેના બીજા મેદાન ઉપર બે હિંદી પલટણોને ઊભી કરવામાં આવી હતી. વાવટાને પવિત્ર કરવાના હેતુથી મુખ્ય બિશપો અને પાદરીઓએ પણ હાજરી આપી હતી. ના. શાહાનશાહ ફીલ્ડ માર્શલનો પોશાક પહેરીને ઘોડા ઉપર બેસીને આવ્યા તથા તેમની પાછળ ના. શાહાનશાહબાનુ 'લેંડો' માં બેસીને પધાર્યાં. પછી પ્રથમ ના. શાહાનશાહે ઘોડા ઉપર બેઠાં બેઠાં પલટણોની તપાસ લીધી. બાદ નિશાનો આપવાના વિધિની શરૂઆત થઈ. એટલે સાત 'કમાંડિંગ ઓફિસરો' સામે ઊભા હતા તેમને ઉદ્દેશીને તે નામદારે નીચેનું ભાષણ કર્યું:—

"હું હિંદમાં આવ્યો છું તે વેળાએ પલટણોને નિશાનો આપવાની સંધિ મને મળી છે તેથી મને ઘણો આનંદ થયો છે. પલટણોના ઇતિહાસમાં નિશાનો આપવાનો પ્રસંગ મોટો ગંભિર ગણાય છે. નવીન નિશાનો ઉપર નવીન યશ વિષયના લેખ મૂકી જવા જેવી કૃતિ કરવાનું કામ તમારૂં છે. આ નિશાનો જે હું તમારે સ્વાધીન કરૂં છું, તે કાંઈ સામાન્ય નથી. આ નિશાનો કર્ત્તવ્યનાં ચિન્હો છે તથા પરમેશ્વર, તમારા તખ્તાધિપતિ અને તમારા દેશના સંબંધમાં તમારા અંતઃકરણમાં રહેલી એકનિષ્ઠતાનું ચિન્હ છે. આ નિશાનોનું સારી રીતે રક્ષણ કરીને તે જેવી ને તેવી સ્થિતિમાં ભવિષ્યના તમારા વારસોને મળે તેવી તજવીજ તમે કરજો."

ત્યારબાદ ૧૮ મી હિંદી અને ૯૦ મી પંજાબી પલટણને આપવાનો સમારંભ થયો. હિંદી પલટણોને નિશાનો આપતાં ના. શાહાનશાહે કહ્યું કેઃ—

"પલટણોનાં નિશાનો એ કેટલાંક વર્ષો સુધી લડાઇમાં લશ્કરી લોકોને એક ઠેકાણે એકઠા કરવાનાં કેન્દ્રસ્થાનમાં હતાં. હવે તેને કર્ત્તવ્યનાં ચિન્હો ગણવામાં આવે છે. તે પરમેશ્વર અને સામ્રાજ્યના સંબંધમાં તમારી એકનિષ્ઠા દર્શાવવાની સાથે પૂર્વે સમયમાં મેળવેલા જયની એક પ્રકારની નોંધ જ છે. તેને જોઇને જૂના સિપાઇઓનાં વીરત્વભર્યાં કૃત્યોનું સ્મરણ થાય છે અને તેમના તરૂણ બંધુઓને ન-

વીન પરાક્રમ કરવાની અને રાજાની એકનિષ્ઠાપૂર્વક સેવા કરવાની સ્ફુર્તિ આપ છે. તમને જે આ નિશાનો હું આપું છું તે સુરક્ષિત રાખશો જ. આ નિશાનોની સ્ફુર્તિથી—તમારા પૂર્વજોના અભિમાન કરવા યોગ્ય કૃત્યોને કાળી ટીલી લાગે એવું કાંઇ પણ ન કરતાં—પૂર્વના ગૌરવને તમે સદૈવ કાયમ રાખશો એવી મને ખાત્રી છે."*

આ પ્રમાણે ભાષણો થયા પછી નિશાનો ભેટ કરવાની ક્રિયા સમાપ્ત થઇ અને ૧૮૫૭ ના બળવા સમયના બહાદૂર સૈનિકો સાથે વાતચીતમાં પોણો કલાક ગાળી ના. શાહાનશાહ શાહાનશાહબાનુ સાથે વિદાય થયા હતા.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### કંતાન નગરી.

તા. ૧૨ મી ડિસેમ્બર ઇ. સ. ૧૯૧૧ નો દિવસ હિંદુસ્તાનમાંની બ્રિટિશ રાજ્યસત્તાના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખી રાખવા યોગ્ય છે. હિંદુસ્તાનની સાર્વભૌમ સત્તા અંગ્રેજ રાજાના હાથમાં ગયા પછી કોઇ પણ અંગ્રેજ સમ્રાટ્ હિંદુસ્તાનમાં સ્વતઃ આવીને પોતાના રાજ્યાભિષેકનો જયજયકાર કરવાને સમર્થ થયા નથી. પરંતુ અત્યારે અંગ્રેજ રાષ્ટ્રનો રાજવૈભવ, પ્રતાપતેજ, સત્તાવિસ્તાર અને સૈન્યબળની વિશેષ સમૃદ્ધિ થવા સાથે તેનું વર્ચસ્વ આખા જગત્ ઉપર સંસ્થાપિત થયું છે તેથી હિંદુસ્તાનમાં પોતાનું સાર્વભૌમત્વ મોટા ગૌરવ અને વિશેષ ઠાઠપૂર્વક પ્રદર્શિત કરવાની ઉત્કટ લાલસા આપણા સમ્રાટ્‌ને થાય તે મનુષ્ય સ્વભાવાનુરૂપ છે. બ્રિટિશ રાજસત્તાના શ્રેષ્ઠપણાને દર્શાવનારો પહેલો પ્રસંગ તે માજી વાઇસરોય લોર્ડ લીટન સાહેબની કારકીર્દીમાં સને ૧૮૭૭ માં દિલ્હી ખાતે મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરીઆએ " કૈસરેહિંદ " નું મહત્પદ ધારણ કરવા માટે ભરવામાં આવેલો દરબાર હતો. આ દરબારમાં હિંદુસ્તાનના સર્વ રાજા રજવાડા અને જાગીરદારો વગેરે આવ્યા હતા. તે વખતે ઇંદોરના કૈલાસવાસી તુકોજીરાવ હોલકર બ્રિટિશ સામ્રાજ્ય સત્તાનું હિં-

*આપણા હિંદી લશ્કરે સાંપ્રત યુરોપીય મહાભારત યુદ્ધમાં હિંદી પ્રજાનું ગૌરવ વધારી ના. શાહાનશાહનાં વચનો સત્ય કર્યાં છે.

દુસ્તાનમાં પૂર્ણપણે દ્રઢીકરણ થયેલું હોવા સાથે તેનું અત્યંત ભવ્ય, પ્રૌઢ અને તેજસ્વીપણું જોઇને અતિશય આનંદ પામ્યા હતા. તેમણે તે વખતે એવા ઉદ્દગાર કાઢ્યા હતા કે "આજસુધી હિંદુસ્તાન નાના મોટા પત્થરોનો અસ્તવ્યસ્ત પથરાયેલો એક ટેકરો હતો. તે-માંના કેટલાક પત્થરા નાના અને કેટલાક મોટા હતા, પરંતુ અત્યારે બ્રિટિશ રાજસત્તાના પ્રતાપથી તેનું એક ભવ્ય મંદિર નિર્માણ થયું જણાય છે!" આ ઉદ્દગાર માર્મિક અને અર્થપૂર્ણ છે.

ઇ. સ. ૧૮૭૭ પછી લોર્ડ કર્ઝન સાહેબે ભરેલો બીજો દિલ્હી દરબાર બ્રિટિશ સામ્રાજ્યના વૈભવનું બીજું પ્રદર્શન હતું. આ દરબાર એવો ઠાઠદાર અને ભવ્ય હતો કે તેનો દેખાવ પ્રેક્ષકોનાં નેત્રો આગળથી કદી પણ ખસનાર નથી. ભરજરીની ઝુલો અને સોનારૂપાના અલંકારોથી શણગારેલા હાથી ઉપર લોર્ડ કર્ઝન સાહેબની પ્રેક્ષણીય અને ઠાઠદાર સ્વારી જેણે જોઇ હશે, તેનાં નેત્રોને એવો અપૂર્વ દેખાવ પુનઃ જોવાને માટે મળનાર નથી! આ દરબારમાં મર્હુમ શાહાનશાહ એડવર્ડ સપ્તમ તરફથી "મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરીઆના ન્યાયી અને દયાળુ રાજ્યકારભારનાં તત્ત્વો હું પૂર્ણપણે પાળી, રાજારજવાડા અને પ્રજાજનોનું સ્વાતંત્ર્ય, હક્ક અને માનમરતબો કાયમ રાખવા તરફ પૂર્ણ લક્ષ આપીશ, અને તેમની ઉન્નતિ તથા કલ્યાણની સંપૂર્ણ લાગણી ધરાવી, તેમની પ્રગતિ અને સૌખ્યાભિવૃદ્ધિ થાય એવી રીતે રાજ્યકારભારનું ધોરણ રાખીશ." એવા પ્રકારનું અભિવચન આપાને હિંદુસ્તાન તથા ઇંગ્લાંડ વચ્ચેનો પ્રેમસંબંધ દૃઢ કરવાનો સુપ્રયત્ન કરવામાં આવ્યો હતો.

ઇ. સ. ૧૯૧૧ નો દિલ્હીદરબાર સર્વ પ્રકારે આગલા બન્ને દરબારો કરતાં શ્રેષ્ઠ, ગંભીર અને સંસ્મરણીય હતો એમાં જરાપણ શંકા નથી. હિંદુસ્તાનના નવીન શાહાનશાહ પંચમ જ્યોર્જનો રાજ્યાભિષેકસમારંભ ઇંગ્લાંડમાં સને ૧૯૧૧ ના જુન માસની તા. ૨૨ મીના રોજ થયો હતો, તેમણે રાજમુકુટ અને રાજદંડ ધારણ કર્યો તથા ભાગ્યશાલિની મહારાણી શ્રી વિક્ટોરીઆ અને સૌજન્યમંડિત રાજમંડળપૂજ્ય સપ્તમ એડવર્ડે અલંકૃત કરેલા ઇંગ્લાંડના રાજસિંહાસન ઉપર આરોહણ કર્યું, એ વાત સર્વત્ર મશહૂર છે જ, તથાપિ હિંદુસ્તાન મધ્યે જે ઇતિહાસપ્રસિદ્ધ નગરીમાં પાંડવોનો રાજ્યાભિષેક થયો, જ્યાં અનેક રજપુત રાજા ઉદય પામ્યા અને જ્યાં મુસલમાન

બાદશાહોની અનેક પેઢીઓએ રાજ્ય કર્યું, તે પુણ્ય પવિત્ર સ્થળે પોતે જાતે પધારી, પોતાનો રાજ્યારોહણસમારંભ મોટા આનંદોત્સવ અને ઠાઠથી જગજાહેર કરવાની કલ્પના ખુદ શાહાનશાહ જ્યોર્જ પંચમના મનમાં આવી, તેથી તેમણે હિંદુસ્તાનની પ્રજાને પોતાનાં દર્શન દેવાનો ઉદાર વિચાર પોતાના મનમાં આણ્યો; તે બ્રિટિશ મુત્સદીઓ અને મંત્રીમંડળને પસંદ પડવાથી તેમણે તેમાં સંમતિ આપી. કુદરતી રીતે જ રાજનિષ્ઠ અને નૃપભજનપ્રિય હિંદી પ્રજાનાં અંતઃકરણ સંતુષ્ટ કરવા માટે અને હિંદુસ્તાન તથા ઇંગ્લાંડ એ બન્ને રાષ્ટ્રોનું પ્રેમબંધન દ્રઢ કરવાને દિલ્હી ખાતે પ્રચંડ બાદશાહી દરબાર ભરવાનો સંકલ્પ સર્વાનુમતે પસંદ પડ્યો, અને તેને સિદ્ધ કરવાની તૈયારી શરૂ થઇ. ઉચ્ચ હેતુથી પ્રેરિત થઇને હિંદુસ્તાનના શાહાનશાહ, મહારાણી શ્રી મેરી સમેત ભરતખંડને પોતાનાં દર્શન આપનાર છે, એ વાત સર્વ હિંદી પ્રજાને ઘણી મહત્ત્વની અને આનંદપ્રદ લાગી. ખુદ શાહાનશાહ હિંદુસ્તાનમાં પધારીને પોતાનું પ્રજાવાત્સલ્ય વ્યક્ત કરનાર છે, એ અશ્રુતપૂર્વ કલ્પના રાજનિષ્ઠ હિંદી પ્રજા અને સંસ્થાનિકોને અત્યંત પસંદ પડી અને હિંદુસ્તાનને રાજદર્શનનો અલભ્ય લાભ પ્રાપ્ત થવા સાથે તે મંગળ પ્રસંગે રાજકૃપાનો કાંઇક વિશેષ પ્રસાદ પણ મળશે એવી આશા ઉત્પન્ન થઇ. આથી આ બાદશાહી દરબારનું મહત્ત્વ લોકદ્રષ્ટિમાં વિશેષ વૃદ્ધિને પામ્યું.

દિલ્હી પૌરાણિક અને ઐતિહાસિક સ્થળ હોવાથી આ સમારંભને માટે યોગ્ય અને પાત્ર જણાવાથી ત્યાં આગળ દરબારની તૈયારી ચાલુ થઇ, અને તેને માટે ચતુર, દૂરદર્શી, વ્યવહારદક્ષ અને કર્તવ્યપરાયણ કાર્યકારી મંડળીની યોજના થઈ. સંયુક્ત પ્રાંતના લે. ગવર્નર સર જ્હોન હ્યુએટ જેઓને બીજા દિલ્હીદરબારનો પુરતો અનુભવ હતો, તેઓની આ મંડળના પ્રમુખસ્થાને યોજના થઇ, જેમણે દિલ્હી ખાતે દરબાર સંબંધી સર્વ પ્રકારની યોજના કરીને તેને મોટી દક્ષતાપૂર્વક અને સુયંત્રિતપણે અમલમાં મૂકી. દિલ્હી ખાતે દરબાર મહોત્સવની સર જ્હોન હ્યુએટ અને તેના સહાયકોએ એટલી ઉત્કૃષ્ટ તૈયારી કરી કે તેમના બુદ્ધિચાતુર્યની જેટલી તારીફ કરીએ તેટલી થોડી જ છે! સર જ્હોન હ્યુએટે દિલ્હીના વિસ્તીર્ણ પ્રદેશમાં સર્વ રાજા રજવાડા અને સર્વ પ્રાંતોના પ્રતિનિધિઓને માટે જે કેમ્પો ઊભા કર્યા હતા, તેના યોગે એક પ્રચંડ શુભ્ર નગરી સ્વર્ગમંડળમાંથી

ઉતરીને ભૂમંડળ ઉપર નવીન આવીને ઊભી રહી છે કે શું, એમ લાગ્યા વગર રહેતું નહિ. શુભ્ર તંબુઓની અસંખ્ય હારો, નવીન તૈયાર કરેલા અનેક રસ્તા અને સર્વ વિસ્તીર્ણ પ્રદેશ ઉપર સ્થળે સ્થળે મૂકેલા વિજળીના દીવા એ સર્વને લીધે ત્યાં એક નવીન દિવ્ય શહેર સ્થાપિત થયું છે એવો ભાસ થતો હતો. કૌરવ પાંડવોના સમયમાં મયદાનવે પોતાના બુદ્ધિકૌશલ્યનો ઉપયોગ કરીને જે મયસભા ઇંદ્રપ્રસ્થમાં તૈયાર કરી હતી, તેને શરમાવવાને જ જાણે અર્વાચીન કાળમાં સર જહૉન હ્યુએટે આ નવીન કંતાનનગરી (City of Canvas) નિર્માણ કરી હતી કે શું ?

**વર્ષાદનું તોફાન.**

આ પ્રમાણે દિલ્હી દરબારની છાવણીમાં જે વખતે તંબુઓની બરોબર સગવડ પૂરી થવા પામી હતી, તે જ વખતે વર્ષાદના મોટા તોફાને તે વ્યવસ્થામાં ઘણી અગવડો ઊભી કરી હતી. વર્ષાદ દરબાર પહેલાં સને ૧૯૧૧ ના નવેમ્બરની તા. ૧૬ મીના રોજ પડવો શરૂ થયો હતો, પરંતુ સારા ભાગ્યે તે ચાર દિવસમાં અગીયાર ઈંચ પાણી નાખીને બંધ થઇ ગયો હતો. તેથી પાછી બધી વ્યવસ્થા બરોબર કરી શકાઇ હતી. આ વર્ષાદના તોફાનથી ઘણા તંબુઓમાં પાણી ભરાઇ ગયાં હતાં, તૈયાર કરવામાં આવેલા નવા સુશોભિત રસ્તાઓ ખોદાઇ ગયા હતા અને બીજું પણ કેટલુંક નુકસાન થયું હતું. આ મુસ્કેલીનો જાતે અનુભવ કરનાર એક અંગ્રેજ વર્ત્તમાનપત્રનો પ્રતિનિધિ તેનું વર્ણન આપતાં જણાવે છે કે હાથમાંથી કોઇ દિવસ કલમ છોડેલી નહિ કે બીજો ધંધો કરેલો નહિ, તે આ વર્ષાદને લીધે ગુરૂવારે રાત્રે બાંય ચડાવીને મારા તંબુમાંથી ભરાયેલા પાણીનો માર્ગ કરવાને એક મોરી મારે હાથે બનાવવી પડી હતી, પરંતુ તેનું પરિણામ એ આવ્યું કે મારા તંબુમાંથી પાણી નીકળીને એક બીજા ભાટબંધના તંબુમાં ઘુસી ગયું અને તે બિચારો જમીન ઉપર મૂકેલા સામાનમાં એક ટોપી અને બંદૂક જ બચાવી શક્યો !

આ કંતાનનગરીનું સાંગોપાંગ વર્ણન આપવાને તો આવા અનેક ગ્રંથો જોઇએ. વળી એમ પણ ખરૂં કે તેનું વર્ણન આપતાં છતાંયે તે વાચકના ખ્યાલમાં પૂરતું ઉતારી શકાય તેમ નથી. નજરે જોયા વિના તેનો સંપૂર્ણ ખ્યાલ આવવો મુસ્કેલ છે, તેથી ના. શાહાનશા-

હના તંબુનું અને દિલ્હી ખાતે ભરવામાં આવેલા પુરાતન વસ્તુઓના પ્રદર્શનનું ટુંક વર્ણન આપીને જ સંતોષ માનીશું.

**ના. શાહાનશાહનો તંબુ.**

ના. શાહાનશાહનો તંબુ જોઈને તેની ભવ્યતા તથા તે ઊભો કરનારની ચતુરાઈને માટે આપણને આશ્ચર્ય ઉત્પન્ન થતું હતું. તે તંબુ શ્વેત રંગનો, શુભ્ર દેખાવનો અતિમનોહર હતો. તે તંબુમાં પ્રવેશ કરતાં જ આપણે તંબુમાં ઊભા છીએ કે બીજે તેનું ભાન રહેતું નહિ. અંદરની કારીગીરી, સામાનની યોજના, રેશમી સજાવટ અને ભિન્ન ભિન્ન વર્ણના મનોહર રંગો નયનને તૃપ્તિ આપે તેવા હતા. તંબુમાં પ્રવેશ કર્યા પછી એક નાના ખંડ ( ante-room ) માં જવાતું હતું જ્યાં લખવાનાં ટેબલ હતાં. વળી ઉષ્ણતા અનુભવવા માટેની ઓરડીની યોજના પણ કરવામાં આવી હતી. દિવાનખાના ( drawing-room ) નો રંગ આસમાની—આછો આસમાની—હતો. તેમાં ગલીચા ક્રીમ રંગના હતા. પડદા પણ તે જ રંગના હતા. પુરવણી ગુલાબી અને વાદળી રંગની હતી. પડદાની કિનારી ગુલાબી રંગની હતી. આ રંગોની મીલાવટ એવી ખુબીથી કરી હતી કે વારંવાર આપણને તે નિહાળવાનું મન થતું હતું; અને સૌંદર્યનું જે લક્ષણ કવિ **ભારવી** આપે છે ( क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः—ક્ષણે ક્ષણે જેમાં નવીનતાનો ભાસ થાય તે રમણીયતાનું લક્ષણ છે ) તે સ્મરણમાં આવતું હતું. ખુરશીઓ અને કોચોના રંગ પણ બરોબર ભળી જાય તેવા ગુલાબી હતા. આ સર્વમાં આકર્ષક તો ના. શાહાનશાહનું વાચનગૃહ હતું. તે સ્થાનના તંબુની ભિંતો આછાં ભૂરા રેશમની હતી. જમીન ઉપર સફેદ આચ્છાદાન હતું, જેની ઉપર મૂલ્યવાન ઈરાની ગાલીચા બીછાવી દેવામાં આવ્યા હતા. આ ઓરડાની એક બાજુએ લખવાનું વિશાળ ટેબલ હતું. ડાબા ખૂણા ઉપર સગડી સ્થાન ( fireplace ) હતું, અને તેની તાપણીની જગ્યામાંથી નિકળતા ધુમાડાને લીધે ખુરશી-સોફાને નુકસાન ન થાય તે માટે સ્ક્રીન રાખવામાં આવી હતી. ત્યાં આગળથી ના. શાહાનશાહબાનુના ખાનગી ઓરડા તરફ જવાનું હતું. અહીં આખા ગુલાબી રંગનું રેશમ આંખોને આકર્ષતું હતું. શયનાગૃહનો રંગ પણ સહેજ ગુલાબી હતો. ત્યાંથી બગીચામાં ડોકીયું કરી શકાય તેવી યોજના કરવામાં આવી હતી. તેની બારીના પડદા લીલા હતા અને

કિનારીઓ ગુલાબી રંગની હતી. આ ઋતુમાં દિલ્હીમાં ગુલાબ સારા થતા નથી, પરંતુ તે બગીચામાં તો ભિન્ન ભિન્ન પ્રકારના ગુલાબ ગૌરાંગનાઓના કપોલની સ્પર્ધા કરતા દ્રષ્ટિએ પડતા હતા. સમ્રાટ્ના દિવાનખાનાની પાછળ સર્કિટ હાઉસ (*circuit house*) આવેલ છે. તેની નજીક કેમ્પની યોજના એટલા માટે કરવામાં આવી હતી કે જો ઋતુ તોફાની હોય કે વરસાદ વરસતો હોય તો રાજદંપતી તે ગૃહમાં આરામ શાન્તિપૂર્વક લઇ શકે.

દરબાર કેમ્પમાં પોસ્ટ ઓફિસો, ટેલીગ્રાફ ઓફિસો, ટેલીફોન, રેલ્વે વગેરેની પણ સારી વ્યવસ્થા કરવામાં આવી હતી. ગાડીઓ, એક્કા વગેરે પણ ભાડે મળી શકતા હતા. ગાડીઓનું ભાડું વધુમાં વધુ એક કલાકને માટે રૂ. ૫ અને ઓછામાં ઓછું એક કલાકને માટે રૂ. ૧ હતું. આખા દિવસને માટે એટલે કે ૧૦ કલાકને માટે વધુમાં વધુ રૂ. ૪૦ અને ઓછામાં ઓછું રૂ. ૧૦ હતું. તે ખાસ દર તા. ૧૫ મી નવેમ્બરથી તા. ૨૪ મી ડીસેમ્બર ૧૯૧૧ સુધીને માટે હતા. તબીબી અને આરોગ્યને માટે પણ વ્યવસ્થા કરવામાં આવી હતી, જેનું ઉપરિપણું પંજાબ હોસ્પીટલોના ઇન્સ્પેકટર જનરલ કર્નલ સી. જે. ચેમ્બરને આપવામાં આવ્યું હતું. ઘોડાઓ વગેરે માટે વેટરીનરી હોસ્પીટલની સગવડ પણ રાખવામાં આવી હતી.

પ્રેક્ષકો અને કેમ્પમાં વસનારાઓની સગવડને માટે એક દરબાર સેન્ટ્રલ મારકેટ પ્રિન્સેસ રોડ લાઇટ રેલ્વે સ્ટેશનની સામે રાખવામાં આવી હતી, જે સ્હવારના ૫ા થી રાતના ૯ વાગ્યા સુધી ખુલ્લી રહેતી હતી. તેમાં ફળ, શાક, ફુલ, ખોરાકીનો સામાન, આટો, ચોખા, મુરબ્બા, દારૂ, તેલો, તંબાકુ, દવાઓ, સીવવાનો સામાન તથા અન્ય જરૂરી ચીજો વેચાતી મળી શકતી હતી. તેની દેખરેખ મુંબઇની ક્રાફર્ડ મારકેટના માજી સુપરિન્ટેન્ડન્ટ મી. ડગલાસ બેનેટને સોંપવામાં આવી હતી.

વખતે આગ લાગે તો તેને ફેલાતી અટકાવવાને પણ સાવચેતીના ઉપાયો લેવામાં આવ્યા હતા. કેમ્પમાં પાણી પૂરતું મળી શકે તે માટે ખાસ નાંખવામાં આવેલા નળોની લંબાઈ ૧૦૧ માઇલની હતી.

## પુરાતન વસ્તુઓનું પ્રદર્શન.

દિલ્હી ખાતે રાજ્યારોહણ સમારંભને અંગે પુરાતન ઐતિહાસિક

અને શિલ્પકળા પ્રદર્શક વસ્તુઓનું એક પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. આ પ્રદર્શનને માટે મોગલ બાદશાહ શાહાજહાનનો કિલ્લાની અંદરનો એક મહેલ પસંદ કરવામાં આવ્યો હતો. આ સ્થળ ઘણાં વર્ષો સુધી સારજન્ટોને માટે વપરાશમાં લેવામાં આવતું હતું અને દરબાર પહેલાના ૧૨ માસથી ત્યાં મ્યુઝીયમ રાખવામાં આવ્યું હતું. આ પ્રદર્શનમાંનો સંગ્રહ બહુ મોટો નહતો પરંતુ જોવાલાયક હતો. તેમાં ખાસ કરીને મોગલ બાદશાહો સાથે સંબંધ ધરાવતી વસ્તુઓનો સંગ્રહ હતો. જમના નદીમાં અકબર બાદશાહ મછવાઓને એકબીજા સાથે દોરડા વડે બાંધીને જે દરબાર ભરતો હતો તેનું ચિત્ર પણ આપવામાં આવ્યું હતું. તેમ જ ઘણા બાદશાહોનાં ચિત્રો તેમના દરબારીઓ સાથે રજુ કરવામાં આવ્યાં હતાં. કેટલાક દેશી રાજાઓએ પણ પોતાના સંગ્રહમાંથી જોવા જેવાં ચિત્રો અને અન્ય પદાર્થો મોકલી આપ્યા હતા. બાદશાહોનાં ફરમાનો, સનદોની અસલ નકલો, બાદશાહોનાં પોતાનાં શસ્ત્રો, બળવા વખતે દિલ્હીથી મોકલેલા બે છેલ્લા તારની નકલો અને દિલ્હીના છેલ્લા બાદશાહ બહાદૂરશાહે મર્હુમ મહારાણી શ્રી વિકટોરીઆને લખેલો પત્ર, પુસ્તકો, મહોરછાપો, સીક્કાઓ વગેરે વસ્તુઓ પણ આ પ્રદર્શનમાં મૂકવામાં આવી હતી. તેમાંની વસ્તુઓના ફોટા લેવાની ખાસ મનાઇ કરવામાં આવી હતી. તે પ્રદર્શન ૧૯૧૧ ના ડિસેમ્બરની તા. ૮ મીએ ખોલવામાં આવ્યું હતું, જે ૧૯૧૨ ના ફેબ્રુઆરીના અંત સુધી ખૂલ્લું રહ્યું હતું. તે પ્રદર્શન સ્હવારના ૧૦ થી સાંજના સ્હાડાચાર વાગ્યા સુધી પ્રેક્ષકોને માટે ખૂલ્લું હતું. તેમાં દાખલ થવાને માટે રૂ. ૧ ફી રાખવામાં આવી હતી.

આ દરબારમાં જે દેશી રાજા રજવાડાને આમંત્રણો થયાં હતાં, તેમાં મુંબઇ ઇલાકાના નીચેના રાજા મહારાજાઓ હતા. વડોદરાના ના. ગાયકવાડ, બારીયા, ભાવનગર, ભોર, ખંભાત, છોટા ઉદેપુર, કચ્છ, ધરમપુર, ધ્રાંગધ્રા, દૈડથલી, ગોંડલ, ઇડર, જંજીરા, ખૈરપુર, કોલ્હાપુર, લાહેજ, લખતર, લીંબડી, મધોલ, નવાનગર, પાલણપુર, રાધનપુર, રાજકોટ, રાજપીંપળા ( નાંદોદ ), સચીન, શેર, અને ઓકાલા તથા વાંકાનેર વગેરે.

# પ્રકરણ ૧૪ મું.

## દિલ્હી દરબાર.

મંગળવાર તા. ૧૨ મી ડિસેમ્બર સને ૧૯૧૧ ના રોજ દિલ્હી ખાતે પરમપૂજ્ય શાહાનશાહ નામદાર જ્યોર્જ પંચમે મોટો દરબાર ભરીને પોતે હિંદુસ્તાનના બાદશાહી પદ ઉપર આરૂઢ થયાનું જાહેર કર્યું. આવા પ્રકારના આ અશ્રુતપૂર્વ પ્રસંગને લીધે દિલ્હી શહેરને જે શોભા પ્રાપ્ત થઇ હતી તેનું વર્ણન કરવાને કવિકુળગુરૂની સ્વારી જ આ ભૂતળ ઉપર અવતીર્ણ થવી જોઇએ. સૂર્યોદયથી જ દરબારની સર્વ છાવણીઓમાં ધામધુમ શરૂ થઇ. મંગલ વાદ્યોનો ધ્વનિ શરૂ થયો. દરબારની આસપાસની જગ્યા, કિંગ્સવે પ્રિન્સેસ રોડ, અને જે રસ્તા ઉપર શાહાનશાહની સ્વારી જનારી હતી તે સર્વ રસ્તે રાજનિષ્ઠ પ્રજાજનો ઉભરાઇ નીકળ્યા હતા. સૂર્યોદય થતાં જ દરબારના મંડપ તરફ આગગાડીઓ, ઘોડાની ગાડીઓ અને મોટાર ગાડીઓ જવા લાગી અને રાજદર્શનોત્સુક લોકોનાં ઝુંડોનાં ઝુંડ ઉત્તમ જગ્યાની શોધને અર્થે બહાર પડયાં. સ્હાડાનવ વાગ્યા પછી દરબાર સ્થળે લોકો એકઠા થવા લાગ્યા અને દશ વાગ્યાને સુમારે એંપીથીએટર (દરબારસ્થાન) પ્રેક્ષકજનોથી ચીકાર થઇ ગયું. હિંદુસ્તાનના મોટા મોટા સંસ્થાનિકો રત્નજડિત રેશમી અને કિનખાબનાં પોશાકમાં એકત્ર થયેલા દ્રષ્ટિએ પડવા લાગ્યા. (ના. શાહાનશાહ પોતે દિલ્હીમાં હાજર હોવાથી કોઇ પણ રાજા મહારાજાને કે પ્રાંતિક સત્તાધારીને તોપોનું માન આપવામાં આવ્યું નહોતું.) તે જ પ્રમાણે મોટા મોટા સરકારી, લશ્કરી અને મુલકી અમલદારો તથા દરબારીઓ પણ ઠાઠમાઠ સહિત દ્રષ્ટિએ પડવા લાગ્યા. દરબાર માટે ગોળ ચક્રાવાદાર બે નાના મોટા મંડપો બાંધવામાં આવ્યા હતા. નાનો મંડપ દક્ષિણ દિશાએ હતો, જ્યાં ના. શાહાનશાહ અને ના. શાહાનશાહબાનુ તથા સત્તાધારી ગવર્નરો વગેરે માટે બેઠકની ગોઠવણ કરવામાં આવી હતી. ઉત્તર તરફના મોટા ખુલ્લા મંડપમાં એંસીથી નેવું હજાર માણસ ગોઠવાઇ શકે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. મધ્યભાગમાં વીસ હજાર લશ્કરી સિપાઇઓ ઉભા હતા. આગળ ત્રીજી કિંગ્સ રોયલ રાઇફલ કોર અને પહેલી બેટેલીયન હતી તથા તેની નજીક પહેલી ગુરખા પલટણ હતી. તેમની પાછળ આ પ્રસંગે દિલ્હી ખાતે આવેલી

બીજી લશ્કરી ટુકડીઓ હતી. બાદશાહી સિંહાસનની સામેના ભાગમાં બાદશાહી આરમારની ગાર્ડ ઓફ ઓનરની ટૂકડી, રૉયલ મરિનની તોપખાનાની ટૂકડી, બ્લેક વોચ અને ૫૫ મી શીખ લોકોની પલટણ હતી. બાદશાહી સિંહાસનની છત ઉપર સોનેરી કળસ હતો.

**નૃપાગમન.**

લોકોની અતિ આતુરતાની વચ્ચે ના. હિંદી પ્રધાન લૉર્ડ ક્રયુ શાહાનશાહી પરિવાર સાથે આવી પહોંચ્યા. ત્યાર પછી અગીયાર વાગ્યે ના. ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડિંજ તથા લેડી હાર્ડિંજની સ્વારી લશ્કરી ટૂકડીઓ સહિત આવતાં જ લોકોએ તાળીઓના અવાજ અને હર્ષનાદની ગર્જનાથી તેમને વધાવી લીધાં. લૉર્ડ હાર્ડિંજની તહેનાતમાં આ વખતે બે હિંદી રાજવંશી નબીરા હતા—ઓરચાના કરણસિંહ અને પાલિતાણાના ઠાકોર સાહેબ બહાદૂરસિંહ. લેડી હાર્ડિંજની તહેનાતમાં ભોપાળનાં ના. બેગમના નાના પૌત્ર રશીકુલ્લીખાન રહ્યા હતા. આ ત્રણે રાજવંશી નબીરાઓનો પોશાક તથા ચાલવાની છટા સર્વ કોઈનું ધ્યાન ખેંચતાં હતાં. કેટલીકવારે પ્રેક્ષકજનોનો ઉત્સાહ વધ્યો અને એક લાખ લોકોની નજર જમણી બાજુના પ્રવેશદ્વાર તરફ ગઈ. તોપોના અવાજોએ તથા દૂરથી આવતા જયજયકારના ઘોષધ્વનિએ ના. શાહાનશાહ તથા ના. શાહાનશાહબાનુના આગમનની વધાઈ આપી ! મંડપ સઘળો હર્ષનાદથી ગાજી ઉઠયો અને સમગ્ર વાતાવરણ પડઘા ઉપર પડઘાથી ગાજવા લાગ્યું. મંડપની મધ્યમાં આવેલો શાહાનશાહી વાવટો વાવટાકાઠી ઉપર ઉડવા લાગ્યો. ના. શાહાનશાહની સ્વારીના અગાડીના ૧૦ મી હુઝાર્સ પલટણના ઘોડેસ્વારો નજરે પડતાં જ રાજદંપતીની સ્વારી નજીક આવેલી જાણી લોકો તેમનો જયજયકાર કરવા લાગ્યા. આ ઘોડેસ્વારોની પાછળ તોપખાનું, ના. ગવર્નર જનરલના બોડીગાર્ડ, કેડેટકોર અને તિવાના લેન્સર્સની ટૂકડી હતી. તેના મધ્યભાગમાં ના. શાહાનશાહ અને ના. શાહાનશાહબાનુનો અશ્વરથ હતો. પ્રક્ષુબ્ધ બનેલા સમુદ્રમાં જે પ્રમાણે લહરીઓનું નર્તન ચાલતું જણાય છે, તે પ્રમાણે લોકોના જયજયકારસૂચક ઉદ્‌ગારોનો ધ્વનિ દરબારની આસપાસના વાતાવરણમાં એકસરખી રીતે પ્રસરી રહ્યો હતો. દરબારના મંડપ નજીક શાહાનશાહી રથ આવતાં જ સર્વ સભાજનો ઉઠીને ઊભા રહ્યા, લશ્કરી સિપાઇઓએ ખડી તાજીમ આપી અને બેન્ડોનું વાદન શરૂ થયું તથા

મંગળ રાજગીતના સુસ્વર આલાપથી સર્વ હૃદયો કેવળ રાજભક્તિનાં સ્થાનરૂપ બની ગયાં. બાદશાહી રથ મધ્ય ભાગમાં થોભાવવામાં આવ્યો એટલે ના. શાહાનશાહ તથા ના. શાહાનશાહબાનુ રથમાંથી નીચે ઉતર્યાં. ના. ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજ તેમની સામે ગયા અને ત્યાર પછી તેઓ આ રાજદંપતીને લઇને સિંહાસન તરફ જતા હતા તે સમયનો દેખાવ અત્યંત ચિતાકર્ષક હતો. મંડપના પગથીયા ઉપર તરૂણ રાજપુત્રો સુંદર પહેરવેશ ધારણ કરીને એક હારમાં ઉભા હતા. તેમણે ના. શાહાનશાહ અને ના. શાહાનશાહબાનુના ઝભા ઉપાડયા હતા. ના. શાહાનશાહની તહેનાતમાં હિંદના ૭ દેશી રાજાઓને રાખવામાં આવ્યા હતા. ઓરચાના વીરસિંહ, ભરતપુરના મહારાજા કૃષ્ણસિંહ, ભોપાળનાં ના. બેગમનાં પુત્ર હિંદમ જાફરખાન, જોધપુરના ના. મહારાજા વિશ્વેશ્વરસિંહજી, ઇડરના હિમ્મતસિંહજી તથા બિકાનેરના મહારાજ કુમાર; ના. શાહાનશાહબાનુની સેવામાં ફરિદકોટના મહારાજકુંવર તથા રેવાના મહારાજકુંવર હતા.

**ના. શાહનશાહનો મુકુટ.**

ના. શાહાનશાહે જાંબુડા રંગનો ઝભો, ભુરા રંગનો કોટ, ધોળી સાટીનનો પાયજામો અને રેશમી મોજાં પહેર્યાં હતાં. મસ્તક ઉપર હીરાજડિત મુકુટ ધારણ કર્યો હતો. તેની કિનારી ઉપર ૬૧૭૦ થી પણ વધારે હીરા જડેલા હતા. તેમાં ચાર મોટાં માણેક અને ચાર મોટાં પોખરાજ ઝળકતાં હતાં. મુકુટની હીરાજડિત પટ્ટી ઉપર મધ્યમાં લીલમવાળાં કમળોવાળી આઠ પટ્ટીઓ શોભી રહી હતી. કિનારી ઉપર ચાર 'ક્રોસ' હતા, જેની મધ્યમાં હીરા જડવામાં આવ્યા હતા.

**ના. શાહાનશાહબાનુનો પોશાક.**

ના. શાહાનશાહબાનુએ શુભ્ર સાટીન ઉપર ગુલાબી જરદારી ફૂલોભરેલો પોશાક પહેર્યો હતો. તેની કિનારી ઉપર ગુલાબ, થિસલ, શૅમરૅક અને કમળનાં ફૂલો ઝળકતાં હતાં. (આ ફૂલોને અનુક્રમે ઇંગ્લાંડ, સ્કોટલાંડ, આયર્લાંડ અને હિંદુસ્તાન એ ચાર દેશોનાં શુભ ચિન્હો માનવામાં આવે છે.) આ પોશાક ઉપર સ્ટાર ઓફ ઇંડીઆનો ચાંદ ભરવામાં આવ્યો હતો. તે નામદારે જાંબુડા રંગની મખમલનો ઝભો પહેર્યો હતો અને તેની કિનારી સોનેરી હતી. ના. શાહાનશાહબાનુએ ગાર્ટ અને ક્રાઉન ઓફ ઇંડીઆનો ચાંદ ધારણ કર્યો હતો. તેમણે કંઠમાં માણેકનો હાર તથા એક મોટો હીરો અને કંઠો એ-

ટલા અલંકાર ધારણ કર્યા હતા. શિરે હીરા અને નિલમજડિત મુકુટ પણ ધારણ કર્યો હતો.

ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ સિંહાસન ઉપર બિરાજમાન થયાં અને તોપોની સલામી પૂરી થઇ એટલે કર્નલ સર મેકમોહને ના. શાહાનશાહને અભિવંદન કરી કાર્ય શરૂ કરવાની પરવાનગી માગી. ના. શાહાનશાહે દરબાર ઉઘાડવાની આજ્ઞા આપી કે રણશીંગાં અને નૌબત ચાલુ થયાં.

**ના. શાહાનશાહનું ભાષણ.**

ના. શાહાનશાહ વિશ્વાસપૂર્ણ, આતુરતાથી રાહ જોતા સમગ્ર હિંદીવાનોને પોતાનો સંદેશો શ્રીમુખે જાહેર કરવાને ઊભા થયા અને સર્વ શ્રોતૃમંડળને ઉદ્દેશીને પ્રથમથી જ તૈયાર કરી રાખેલો નીચેનો સંદેશો તે નામદારે વાંચ્યોઃ—

"આજે હું અહીંઆ આવીને તમારી સન્મુખ ઊભો છું, તે માટે પરમેશ્વરનો મનઃ પૂર્વક આભાર માનું છું, તથા આથી મને અત્યંત સંતોષ થાય છે. આ વર્ષે મને તથા શાહાનશાહબાનુને પુષ્કળ મોટા મોટા ઉત્સવો તથા વિધિ કરવા પડયા છે તથા પુષ્કળ કષ્ટભાર શોશવો પડયો છે; પરંતુ આ કષ્ટભાર આનન્દજનક જ હતો. આ દેશ ઘણો દૂર હોઇ અહીં આવવા જવામાં પુષ્કળ કાળક્ષેપ થાય છે, તોપણ એકવાર અમે આ દેશની મુલાકાતે આવી ગયા છીએ, તેની આલ્હાદજનક સ્મૃતિ મારા હૃદયમાં કાયમ હતી, તેના યોગે અમને પુનરપિ આ દેશમાં આવવાની ઇચ્છા થઇ. કેમકે છેલ્લા પ્રવાસ દરમિયાન આ દેશ અમે જોયો ત્યારથી આ દેશ વિષયનો પ્રેમ અમારા હૃદયમાં કાયમનો વાસ કરી રહ્યો છે. તે વેળાએ આ દેશના લોકોએ અમારા પ્રત્યે જે પ્રેમાદરવૃત્તિ દર્શાવી હતી, તેથી તે વખતે અમે અમારા પોતાના ઘરમાં છીએ એવું જ અમને લાગતું હતું, તેથી પુનઃ અમે આ દેશમાં આવવાને મોટા ઉત્સાહ અને ઉત્કંઠા પૂર્વક નીકળ્યાં. ગયા જુલાઈ માસમાં તમોને મોકલાવેલા સંદેશામાં મેં એવી ઇચ્છિા જાહેર કરી હતી કે, ગયા જુન માસની તા. ૨૨ મીના રોજ વેસ્ટમીનીસ્ટર એબીમાં મારો રાજ્યારોહણ સમારંભ થયો હતો તથા ઇશકૃપાથી મારા વડિલોનો રાજમુકુટ મારા મસ્તક ઉપર પ્રાચીન પદ્ધતિને અનુસરીને મોટી ગંભીર વિધિપૂર્વક મૂકવામાં આવ્યો હતો, તે વાત હું ત્યાં પ્રત્યક્ષ આવીને તમને જાહેર કરીશ. તે મારી ઇચ્છા

**આજે પૂર્ણ થઈ છે. અમારા રાજનિષ્ઠ સંસ્થાનિકો તથા અમારી ઈમાની પ્રજાના સંબંધમાં અમારા અંતરમાં કેટલો પ્રેમ છે,** તથા અમારા હિંદી સામ્રાજ્યનું કલ્યાણ થાય અને તે સુખી થાય એ વિષયમાં અમારી કેટલી ઉત્કટ ઇચ્છા છે, તેનું દિગ્દર્શન અમારા અત્રાગમનથી થઈ શકશે એમ મારા મનમાં લાગે છે.

મારી એવી ઇચ્છા છે કે ઇંગ્લાંડ ખાતે થએલો રાજ્યારોહણ-સમારંભ નિહાળવાને જેઓ આવી શક્યા નથી, તેઓને દિલ્હી ખાતે રાજ્યારોહણ નિમિત્તે થનારા ઉત્સવમાં ભાગ મળવો જોઇએ. **આ પ્રચંડ જનસમુદાય જોઇને,** તથા તેમાં મારા વતી અહીંનો રાજ્યકારભાર ચલાવનાર મારા વિશ્વાસુ અધિકારીઓ, મારા મોટા મોટા સંસ્થાનિકો, આ દેશના લોકોના પ્રતિનિધિઓ અને મારી સત્તા નીચેના અહીંના મુલકમાંના લશ્કરના કામદારો વગેરેને જોઇને **મને તથા શાહાનશાહબાનુને અતિશય સંતોષ અને આનંદ થાય છે.** તેઓ મારા પ્રત્યેની નિષ્ઠા તથા વફાદારી આજે વ્યક્ત કરે છે, તેનો જાતે સ્વીકાર કરવાથી મારા હૃદયને મોટો સંતોષ થશે.

**આ ઐતિહાસિક સુસમયે રાજારજવાડા તથા લોકોનો અને મારો જે ઐક્યભાવ સ્થાપિત થયો છે તે કેવળ ખરી લાગણીનો, પ્રેમમૂલક અને સદ્બુદ્ધિપ્રેરિત છે, એ વિચાર મારા મનમાં આવતાં તે માટે મને અત્યંત સંતોષ ઉપજે છે. મારા હૃદયમાંની આ વૃત્તિનું નિદર્શન કરાવવાને માટે મારા રાજ્યારોહણના સંસ્મરણાર્થે મારી પ્રજાને કાંઇ વિશેષ બક્ષિસ આપવી એવો મેં નિશ્ચય કર્યો છે. તે બક્ષિસો કેવા પ્રકારની છે તે આ સભા સન્મુખ જાહેર કરવાને હું મારા ગવર્નર જનરલને ફરમાવીશ. તમારા હક્ક અને અધિકાર કાયમ રાખવામાં આવશે, એવું આશ્વાસન પુન: મારી જાતે તમોને આપવાની સંધિ આજે પ્રાપ્ત થઈ છે તેથી મને અતિ આનંદ થાય છે. પરમેશ્વરની મારી પ્રજા ઉપર કૃપાદ્રષ્ટિ હો, અને તેના ઉત્કર્ષ તથા સુખની વૃદ્ધિને માટે મારા તરફથી થનાર ઉત્કટ પ્રયત્નમાં મને પરમેશ્વરની સહાય હો. અત્રે એકઠા થએલા મારા સર્વ માંડલિકો અને પ્રજાજનોને હું પ્રેમપૂર્વક પ્રણામ કરૂં છું."**

આ પ્રમાણેનું ના. શાહાનશાહનું ઉત્સાહજનક ભાષણ સંપૂર્ણ

થતાં શ્રોતૃસમાજે તાળીઓની પ્રચંડ ગર્જના વડે પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો. આ ઢંઢેરાના વાચન વખતનો ના. શાહાનશાહનો દેખાવ મનોહર અને આકર્ષક લાગતો હતો. તેમની મોભાદાર દ્રઢ આકૃતિ, શુદ્ધ અંતઃકરણ તથા ભવ્ય રાજવંશી તેજનું ભાન સર્વેને પ્રત્યક્ષ થતું હતું. એ નામદારની ડાબી બાજુએ ના. શાહાનશાહબાનુ ઉભાં હતાં, અને જમણી તરફ જરાક પાછળ ના. ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજ પોતાની તહેનાતમાં રહેલા રાજવંશીઓ સાથે ખડા રહ્યા હતા.

**દ્વિલાકાધિપતિ અને સંસ્થાનિકોનું અભિવંદન.**

ત્યારપછી અભિવંદન સમારંભ શરૂ થયો. પ્રથમ ના. ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજ બાદશાહી તખ્તની સમિપ આવ્યા, અને ના. શાહાનશાહને નમન કર્યું, વળી લગાર આગળ વધીને બીજીવાર નમન કર્યું અને છેવટે ત્રીજીવાર નમન કરીને પોતાની બેઠક તરફ સિધાર્યા. ત્યારપછી ના. ગવર્નર જનરલે નામ પોકારતાં પ્રથમ હિંદુસ્થાનના મુખ્ય સેનાપતિ આગળ આવ્યા અને તેમણે નમન કર્યા પછી કાર્યકારી કાઉન્સીલના સભાસદોએ ના. શાહાનશાહને અભિવંદન કર્યું. ત્યારપછી ના. શાહાનશાહ અને ના. શાહાનશાહબાનુને ના ગવર્નર જનરલના એજંટ તથા રેસિડંટ, હૈદ્રાબાદના ના. નિઝામ, વડોદરાના ના. ગાયકવાડ, માઇસોર, કાશ્મીર, રાજપુતાના, મધ્ય હિંદુસ્તાન, બલુચિસ્તાન, સિકિમ અને ભૂતાનના રાજ્યકર્ત્તાઓ, બંગાળ હાઇકોર્ટના વડા ન્યાયાધીશ સર લોરેન્સ જેન્કીન્સ અને બીજા જડજો, વડી ધારાસભાના સભ્યો, મદ્રાસના ના. ગવર્નર, તેમના કારોબારી સભ્યો, તેમની સાથે રાજદ્વારી સંબંધ ધરાવતા દેશી રાજાઓ તથા એજંટો, મદ્રાસના પ્રાંતિક પ્રતિનિધિઓ, મુંબઇના ના. ગવર્નર, તેમના કારોબારી સભ્યો, દેશી રાજાઓ તથા એજંટો, મુંબઇના પ્રતિનિધિઓ, દેશી રાજાઓ, બંગાળાના લે. ગવર્નર, કારોબારી સભ્યો, બંગાળાના પ્રતિનિધિઓ, પંજાબના લે. ગવર્નર, પંજાબના રાજાઓ, પ્રતિનિધિઓ, પૂર્વ બંગાળ અને આસામના લે. ગવર્નર, રાજાઓ, પ્રતિનિધિઓ, સંયુક્ત પ્રાંતના લે. ગવર્નર, રાજાઓ, પ્રતિનિધિઓ, મધ્ય પ્રાંતોના ચીફ કમિશ્નર, પ્રતિનિધિઓ, બલુચિસ્તાનના પ્રતિનિધિઓ, વાયવ્ય સરહદના કમિશ્નર વગેરેએ નમન કર્યું. આ ક્રિયા લગભગ એક કલાક પર્યંત ચાલી હતી.

આ સમારંભ સમાપ્ત થયો. ત્યારપછી ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી સરઘસના ઠાઠમાં દરબારમંડપમાંથી નીકળી બાદશાહી મંડપમાં ગઇ. તેમની પાછળ પાછળ ખીદમતગારો ચાલતા હતા અને ચોપદાર રાજદંપતીના શિર ઉપર છત્ર ધરીને ચાલતો હતો. તેમની પાછળ ના. ગવર્નર જનરલ, લેડી હાર્ડિંજ, ના હિંદી પ્રધાન લોર્ડ ક્રયુ, ડયુક ઓફ ટેક અને ડચેસ ઓફ ડેવનશાયરની સ્વારી ચાલતી હતી.

* બાદશાહી ઢંઢેરો.

બાદશાહી મંડપમાં ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ ઉચ્ચાસને બિરાજમાન થયાં અને ના. ગવર્નર જનરલ આદિ નીચેના ભાગમાં ઉભા રહ્યા. પછી દિલ્હીના મેજર પેટને બુલંદ અવાજે ના. જયોર્જ પંચમના રાજ્યારોહણનો નિયમસરનો બાદશાહી ઢંઢેરો અંગ્રેજીમાં વાંચી સંભળાવ્યો, જેનું ઉર્દુમાં ભાષાંતર તેમના મદદનિશ મલિક ઉમર હયાતખાને વાંચી સંભળાવ્યું. તે ઢંઢેરો નીચે મુજબ હતો.



## મલિક માઆઝમ કૈસરે હિંદનો બાદશાહી ઢંઢેરો.

### મલિક માઆઝમનો રાજ્યારોહણ મહોત્સવ થયાનું મલિક માઆઝમના મુલકમાં જાહેર કરવા બાબત.

### જયોર્જ, મલિક માઆઝમ કૈસરે હિંદ.

અમારા પ્રભુના એક હજાર નવસો દસના વર્ષમાં—અમારા અમલના પહેલા વર્ષમાં જુલાઇની ઓગણીસમી અને નવેમ્બરની સાતમી તારીખે અમારા બાદશાહી ઢંઢેરાથી એક હજાર નવસો અને અગીયારના જુલાઇના બાવીશમા દિવસે, સર્વ શક્તિમાન્ પરમેશ્વરની કૃપા અને અનુગ્રહથી અમારા બાદશાહી રાજ્યારોહણની ધાર્મિક ક્રિયા ઉજવવાનો અમારો બાદશાહી વિચાર જણાવ્યો અને જાહેર કર્યો હતો તે અર્થે,

* આ ઢંઢેરો જે દિવસે દિલ્હી ખાતે વાંચવામાં આવ્યો તે જ દિવસે આખા હિંદુસ્તાનમાં દરેક ઠેકાણે વાંચવામાં આવ્યો હતો.

અને ગયા જુનની બાવીશમી તારીખને ગુરૂવારે સર્વ શક્તિમાન્ પરમેશ્વરની કૃપા અને અનુગ્રહથી અમે ઉક્ત ધાર્મિક ક્રિયા ઉજવવાને શક્તિમાન્ થયા હતા તે અર્થે,

અને ઇસુના એક હજાર નવસો અને અગીયારના વર્ષમાં, અમારા અમલના પહેલા વર્ષમાં માર્ચ મહિનાના બાવીશમા દિવસે અમારા બાદશાહી ઢંઢેરાથી અમે જાહેર કર્યું હતું કે ઉક્ત ધાર્મિક ક્રિયા જે રીતે ઉજવવામાં આવી છે, તે **અમારા હિંદી સામ્રાજ્યમાં વસતા અમારા સ્નેહાળ પ્રજાજનોને** સ્વમુખે જણાવવાની અને અમારી હાજરીમાં અમારા ગવર્નરો, લેફ્ટેનન્ટ ગવર્નરો અને અમારા બીજા અધિકારીઓને, અમારા રક્ષણ નીચેનાં રાજ્યોના રાજાઓ, મુખ્ખીઓ તથા અમીરોને, અને અમારા હિંદી સામ્રાજ્યના પ્રતિનિધિઓને અમારી હજુરમાં બોલાવવાની અમારી ઇચ્છા અને મનિષા છે તે અર્થે,

હવે આ અમારા બાદશાહી ઢંઢેરાથી અમે એ જ જાહેર કરીએ છીએ અને અમારા સર્વ અધિકારીઓ અને દિલ્હીમાં હમણા ભેગા થએલા સર્વ રાજા રજવાડા અને લોકોને, તેમનું અમે બાદશાહ તથા મલિક માઆઝમ એ નામથી અભિવંદન કરીને અમારા હિંદી સામ્રાજ્ય સંબંધી અમારા મનમાં ઉત્કટ પ્રેમ રહેલો છે એવું આશ્વાસન આપીએ છીએ. **આ સામ્રાજ્યના કલ્યાણ અને ઉત્કર્ષ માટે અમે હમેશાં આતુર રહીએ છીએ અને હવે પછી પણ તેવીજ રીતે સદોદિત રહીશું.**

અમારી કારકીર્દીના બીજા વર્ષે તારીખ બારમી માહે ડીસેમ્બર સને ઓગણીસો અગીયારના રોજે દિલ્હીમાં અમારા દરબારમાં ઢંઢેરો જાહેર થયો.

**“ઇશ્વર મલિક માઆઝમ કૈસરે હિંદનું રક્ષણ કરો.”**

આ પ્રમાણે ઢંઢેરાનું વાચન પૂરૂં થયા પછી રણશીંગાં વાગ્યાં અને બેન્ડોના સરોદા થવા લાગ્યા તથા સલામતીના અવાજો પણ થયા.

ત્યારપછી પુનઃ ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી સરઘસના આકારમાં દરબાર મંડપમાં આવી અને પછી ના. શાહાનશાહની આજ્ઞાથી ના. ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજે ના.

શાહાનશાહ તરફથી લોકોને આપવામાં આવેલી બક્ષિસો જાહેર કરી, જેનું તે નામદારે નીચેનું જાહેરનામું વાંચી સંભળાવ્યું.

### * બાદશાહી નવાજેશો.

ઇશ્વરકૃપાથી ગ્રેટબ્રિટન અને આયર્લાંડના સંયુક્ત રાજ્યના અને સમુદ્રપારના મુલકોના અધિપતિ રાજાધિરાજ પંચમ જ્યોર્જ ધર્મસંરક્ષક અને હિંદુસ્તાનના શાહાનશાહની આજ્ઞાથી હું, તેમનો ગવર્નર જનરલ તેમનો કૃપાધિકારી બની આ અત્યંત વૈભવશાળી અને સંસ્મરણીય સમયે તે નામદારે આપેલી બક્ષિસો, સગવડો વગેરે જાહેર કરૂં છું.

દયાળુ રાજાધિરાજના તાબેદાર અને ઇમાની નોકર એ નાતાથી હિંદુસ્તાન સરકારે સેક્રેટરી ઓફ સ્ટેટની સંમતિથી એવો ઠરાવ કર્યો છે કે હિંદી સામ્રાજ્યમાં શિક્ષણની વૃદ્ધિ કરવાના કામ તરફ સર્વ કરતાં અધિક લક્ષ આપવું જોઇએ એ વાત કબુલ કરીને તદનુસાર તેનો પ્રસાર અધિક થાય તથા તે લોકોને સુગમતાથી મળી શકે એમ કરવું એવો નિશ્ચય કીધો છે. આ ઉદ્દેશથી સરકાર એકદમ પચાસ લાખ રૂપીઆ લોકશિક્ષણ માટે ખર્ચવાને તૈયાર થઇ છે; અને આ પછી પણ આ રકમમાં વર્ષાનુવર્ષ ઉદાર હાથે અધિકાધિક પુરવણી કરવાનો આ સરકારનો દ્રઢ સંકલ્પ છે.

પોતાના સૈન્યે સમુદ્ર ઉપર તથા જમીન ઉપર ઉત્કૃષ્ટ કામગીરી બજાવી છે એ ધ્યાનમાં આણીને રાજાધિરાજે કૃપાવંત બની મને એવું જાહેર કરવાનો હુકમ કર્યો છે કે, સમુદ્ર ઉપરના કે જમીન ઉપરના સર્વ પ્રકારના લશ્કરના લોકો—લશ્કરી ખાતા તરફથી જેમને પગાર મળે છે તે સર્વ લોકોને અર્ધા માસનો પગાર બક્ષિસ આપવો. તેમનો મહિનાનો પગાર પચાસ રૂપીઆથી અધિક હોવો જોઇએ નહિ. તદુપરાંત રાજાધિરાજનું એવું ફર્માન છે કે દેશી સૈન્યમાંના અમલદારો અને સૈનિકોને તેમના શૌર્ય બદ્દલ 'વિક્ટોરીઆ ક્રોસ' આપવામાં આવશે.[1]

---

* દિલ્હી દરબારના દિવસે જે જે પદવી જેમને આપવામાં આવી છે તેની યાદી આ પ્રકરણને અંતે આપવામાં આવી છે. ૧ આ ફર્માનનો અમલ 'યુરોપીય મહાયુદ્ધ'માં કરવામાં આવ્યો છે. ત્રણ બહાદુર હિંદી સૈનિકોને 'વિક્ટોરીઆ ક્રોસ' થી નવાજવામાં આવ્યા છે.

ઓર્ડર ઓફ બ્રિટિશ ઈંડીઆનો ખિતાબ આજથી દસ વર્ષની અંદર વિશેષ ગૃહસ્થોને આપવામાં આવશે. આ સંખ્યામાં બાવન સુધી વધારો કરવામાં આવશે; અને આ મોટા સમારંભના સંસ્મરણાર્થ આજ એકદમ ૧૫ પહેલા અને ૧૯ બીજા વર્ગમાં નિમવામાં આવે છે. સરહદ ઉપરના લશ્કરના તથા મિલિટરી પોલિસના હિંદી અમલદારોને આ માનને પાત્ર સમજવામાં આવશે.

રાજાધિરાજના લશ્કરમાં જે દેશી અમલદારોએ ઝાઝાં વર્ષ સારી રીતે નોકરી બજાવી હશે તેમને જમીન ઇનામ આપવામાં આવશે, અથવા જમીનમહેસુલની છૂટી વગેરે સવળતા આપવામાં આવશે. ઈંડીઅન ઓર્ડર ઓફ મેરિટનું માન મેળવેલો કોઇ લશ્કરી અમલદાર મરણ પામતાં તેની વિધવાને ત્રણ વર્ષ પર્યંત લવાજમ આપવામાં આવે છે તેને બદલે આ દરબારની તારીખ પછીથી એવી વિધવાઓને તેમના મરણ પર્યંત કિંવા તેઓ પુનર્લગ્ન કરે ત્યાં પર્યંત આપવું એવું ઠરાવવામાં આવ્યું છે.

પોતાના રાજ્યમાં મુલકી ખાતામાંના નોકરોએ તેમનું કામ ઇમાનદારીપૂર્વક બજાવ્યું છે તે લક્ષમાં આણીને રાજાધિરાજે મને એવું જાહેર કરવાનું ફરમાવ્યું છે કે, મુલકી ખાતામાં જેઓ કાયમના નોકર હોય અને જેમનો પગાર પચાસ રૂપીઆથી વધારે ન હોય તેમને અર્ધા મહિનાનો પગાર ઇનામ આપવો.

રાજાધિરાજનો બીજો એવો હુકમ છે કે જે ગૃહસ્થોને દિવાન બહાદૂર, સરદાર બહાદૂર, ખાન બહાદૂર, રાવ બહાદૂર, રાય બહાદૂર, ખાન સાહેબ, રાય સાહેબ અને રાવ સાહેબની પદ્વીઓ આજ સુધીમાં મળેલી છે તથા હવે પછી મળે તેમને તે માનસૂચક ચિન્હો ( ચાંદો ) આપવાં, અને મહામહોપાધ્યાય તથા શમશુલઉલ્માની પૂજ્યત્વસૂચક પદવી જેમને આજ સુધીમાં મળી હોય કે હવે પછી મળે તેમને, હિંદુસ્તાનની પ્રાચીન વિદ્યાની કદર અર્થે કાંઇ વર્ષાસન આપવાની વ્યવસ્થા કરવી.

પોતાના માંડલિક રાજાઓના કલ્યાણની રાજાધિરાજ અત્યંત કાળજી ધરાવે છે, અને તેથી તે નામદારે મને એવું જાહેર કરવાનો હુકમ કર્યો છે કે, તેઓ હવે પછી પોતાના સંસ્થાનના અધિકાર ઉપર આરૂઢ થાય તે સમયે તેમણે નજરાણો આપવો નહિ. તે જ

પ્રમાણે કાઠીઆવાડ અને ગુજરાત પ્રાંતના કેટલાક જમીનદારોને તથા મારવાડના ભુમિયા સરદારોને સરકારનું જે દેવું છે તે સઘળું કિંવા તેમાંનું થોડું માફ કરવાની વ્યવસ્થા હિંદુસ્તાન સરકારના હુકમથી થશે.

ઇંપીરીયલ સર્વિસ માંહેના સૈન્યની કામગીરીની પ્રશંસા કરીને રાજાધિરાજે કૃપાવંત બની ઓર્ડર ઓફ બ્રિટિશ ઇંડીઆનું માન પૂર્વ કરતાં અધિક આસામીઓને આપવાનો હુકમ કર્યો છે.

રાજાધિરાજે કૃપાવંત થઇને એવું ફર્માવ્યું છે કે જે કેટલાક કેદીઓ કાંઇ ગુન્હાને લીધે કે ગેરવર્તણુકને લીધે કેદ ભોગવે છે તેમને છોડી મૂકવા; તેમ જ દિવાની તુરંગમાં જે કોઇ થોડી રકમના કરજ બદલ અટકી પડયા હોય તેમને મુક્ત કરીને **તેમના કરજની રકમ તેમના લેણદારોને ભરી આપવી.** માત્ર એટલું જોવું જોઇએ કે આવા દેણદારોએ કાંઇ લબાડી વગેરે કરી ન હોય, પરંતુ તેમને માત્ર ગરિબીને લીધે કારાગ્રહવાસ કરવો પડયો હોય.

"ઇશ્વર મલિક મઆઆઝમ કૈસરેહિંદનું રક્ષણ કરો."

ના. ગવર્નર જનરલે ઉપર્યુક્ત ભાષણદ્વારા શાહનશાહે હિંદુસ્તાનને આપેલી બક્ષિસો જાહેર કર્યા બાદ પુનઃ રણશીંગાં વાગવા લાગ્યાં અને નૌબતો ગડગડવા લાગી. ત્યારપછી મેજર જનરલ પેટને એક ઉંચા સ્થાન ઉપર ઊભા રહીને ત્રણ વાર ના. શાહાનશાહના નામનો જયજયકાર કરવાને સૂચવતાં સર્વ સભાજનોએ ત્રણ વાર જયજયકારસૂચક ઉદ્દગારો કાઢયા, કે જેથી મંડપનું વાતાવરણ ગાજી ઉઠયું. તેમનું અનુકરણ દરબાર કેમ્પ માંહેના તમામ માણસે કરતાં આ જયજયકારનો ધ્વનિ આખા દિલ્હી શહેરમાં પ્રસર્યો અને આખું દિલ્હી શહેર જયજયકાર સૂચક ઉદ્દગારોથી ગાજી રહ્યું. તે જ પ્રમાણે બંદીજનોએ ના. શાહાનશાહબાનુના નામનો ત્રણવાર જયઘોષ કર્યા પછી રાજદંપતી સિંહાસન ઉપરથી ઊઠીને ઊભાં રહ્યાં. ત્યારપછી તે નામદારો સરઘસના ઠાઠમાં દરબારમંડપમાંથી આગમન વખતે દરબારસ્થાનના જે વિભાગના જનોને તેઓશ્રીનાં દર્શનનો લાભ નહોતો મળ્યો તેઓને તે લાભ આપીને બહાર પડયાં, તે વખતે ફરીથી રણશીંગાં અને નૌબતો વાગવા લાગી. ત્યારપછી સર હેન્રી મેકમોહને દરબાર બરખાસ્ત થયાનું જાહેર કર્યું. તે વખતે બેન્ડદ્વારા રાજગીત શરૂ થયું અને સર્વે સભાજનો 'હે ઇશ્વર તું

નૃપતિ જ્યોર્જનું રક્ષણ કર ' એ આશયવાળું રાજગીત ગાઇને આ અપૂર્વ દરબારસમારંભ માટે પોતાનો આનંદ પ્રદર્શિત કરવા લાગ્યા.

**નવી રાજ્યધાની.**

દરબાર બરખાસ્ત થતી વખત ના. શાહાનશાહે સર્વને આશ્ચર્યમાં ગરકાવ બનાવી દે તેવું ફર્માન શ્રીમુખે સર્વ સન્મુખ જાહેર કર્યું હતું, જે નીચે પ્રમાણે હતું:-મૂળના કાર્યક્રમમાં તેનો સમાવેશ થયેલો ન હોવાથી, જ્યારે ના. શાહાનશાહ એ ફર્માન જાહેર કરવાને કાગળ પકડીને સિંહાસન ઉપરથી ઉભા થયા ત્યારે અજાણ્યું શ્રોતૃમંડળ આશ્ચર્યચકિત બનીને તે નામદારના ઉદ્દગાર સાંભળવાને આતુર બની રહ્યું.

ના. શાહાનશાહે જાહેર કર્યું કે:-"અમારા પ્રધાને અમારા ગવર્નર જનરલ ઇન કાઉન્સિલની સાથે મસલત ચલાવીને અમને આપેલી સલાહ મુજબ અમે એવું જાહેર કરીએ છીએ કે, હિંદુસ્તાન સરકારનું મુખ્ય સ્થાન કલકત્તાથી બદલી પ્રાચીન પાટનગર દિલ્હીમાં લાવવાનું અમે ઠરાવ્યું છે. તેજ પ્રમાણે બંગાળા ઇલાકામાં બને તેટલી ત્વરાથી ગવર્નરની નિમણુક કરવી, અને બીહાર, ઓરિસા તથા છોટા નાગપુર-એ પ્રાંત ઉપર એક નવીન લેફ્ટેનન્ટ ગવર્નર નિમવો તથા તેની એક કાઉન્સિલ રાખવી, તથા આસામ પ્રાંત ઉપર એક કમિશ્નર નિમવો એવો અમે ઠરાવ કર્યો છે. આ બાબતના રાજ્યકારભાર સંબંધી જે કાંઇ ફેરફાર કરવાના હશે તે તથા પ્રાંતોની ફેરફારી કરવાની હશે તે અમારા ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ અમારા સેક્રેટરી ઓફ સ્ટેટ ઇન કાઉન્સિલની સંમતિથી કરશે. અમારી એવી મનઃપૂર્વક ઇચ્છા છે કે આ ફેરફારથી હિંદુસ્તાનનો કારભાર વિશેષ સારી રીતે ચાલશે તથા અમારા પ્રિય પ્રજાજનોને વિશેષ સુખ તથા સમૃદ્ધિ પ્રાપ્ત થશે."

આ ઉદ્દગારો અચાનક નિકળેલા સાંભળીને શ્રોતૃમંડળ હર્ષઘેલું બની ગયું હતું. આ ઉપરાંત એક મહત્ત્વની ઘટના ત્યાં એ બની હતી કે તે પ્રસંગે વયોવૃદ્ધ યોદ્ધાઓનું સ્વાગત કરવામાં આવ્યું હતું. તેમના સરઘસમાં મોખરે ત્રણ અતિવૃદ્ધ સિપાઇઓ વયાનુસાર ધીમે ધીમે ચાલતા હતા, તે વખતનો દેખાવ ચિત્તાકર્ષક હતો. હિંદુસ્તાનના મુખ્ય સેનાપતિ સર ઓમુર ક્રીગે તે યોદ્ધાઓનું યોગ્ય સન્માનપૂર્વક સ્વાગત કર્યું હતું.

## શાહાનશાહ તરફની મિજબાની.

તે રોજ રાત્રે શાહાનશાહ અને શાહાનશાહબાનુએ પોતાની છાવણીમાં એક મિજબાની આપી હતી, તેનો ઠાઠ પણ અપૂર્વ હતો. તે પ્રસંગે લોર્ડ હાર્ડિંજ, સંસ્થાનિકો અને જેમને ના. શાહાનશાહ તરફથી પદ્વીઓ મળી હતી તેમનો પ્રચંડ સમુદાય હાજર હતો. ના. ગવર્નર જનરલે પરોણાઓનો સત્કાર કર્યા પછી રાજદંપતીનું સ્વાસ્થ્ય ઇચ્છવાને હાજર રહેલા સર્વ જનોને પેય પીવાનું સૂચન કરતાં જણાવ્યું કેઃ—

"હિંદુસ્તાનના ઇતિહાસમાં આ અપૂર્વ સમારંભ પ્રસંગે આપણા શાહાનશાહ અને શાહાનશાહબાનુનું કુશળચિંતન કરવાનું માન મને આજે મળ્યું છે, તે માટે હું ઘણો મગરૂર થાઉં છું. આગલાં સૈકાંઓમાં આ ઠેકાણે ઘણા રાજ્યકર્તાઓ થઈ ગયા છે. તેઓમાંના કેટલાકોની પાછળથી ધુળધાણી થઈ ગઇ છે. બીજાઓએ પ્રસિદ્ધ વંશોનું સ્થાપન કર્યું છે. આ વંશોના વૈભવ અને મોટાપણાની સાખ પૂરનારા પુષ્કળ ઐતિહાસિક સ્તંભ અદ્યાપિ અસ્તિત્વમાં છે, અને તે પૈકી પુષ્કળ ઉત્તમ સ્તંભ ખુદ દિલ્હી શહેરમાં છે. દિલ્હીમાં પ્રાચીન ઐતિહાસિક સંસ્મરણીય વસ્તુઓ ગમે તેટલી હોય, તોપણ દરબારપ્રસંગે હિંદુસ્તાનના જુદા જુદા ભાગના રાજારજવાડા અને નિરનિરાળા વર્ગોના પ્રતિનિધિઓએ આપણા શાહાનશાહ અને શાહાનશાહ બાનુને મુજરો કર્યો તે વેળાના દેખાવની બરોબરીમાં કાંઈ પણ આવી શકે તેમ નથી. **એવડો મોટો સમુદાય આજ પર્યંત (૫૦૦૦ વર્ષ દરમિયાનમાં) હિંદુસ્તાનમાં કદી પણ એકઠો થયો નહોતો,** તેમ જ ના. શાહાનશાહે આજે દરબારપ્રસંગે પોતાના હિંદી પ્રજાજનોને જે બક્ષિસો જાહેર કરી છે, તેથી સર્વ લોકોનાં મન ઉપર જે એક વિલક્ષણ પરિણામ થયું, તેવું આજ સુધી કદી પણ થયું નહોતું. ઐતિહાસિક સ્મારકોથી સુસંપન્ન દિલ્હી શહેર પુનઃ હિંદુસ્તાનના પાટનગરને પદે આવ્યું છે, અને આપ **બાદશાહ ખુદાવિંદે નવી સ્થાપેલી રાજ્યધાનીમાં** થતી આ પહેલવહેલી દરબારી ક્રિયાને પ્રસંગે અમે સઘળા સંપૂર્ણ રાજનિષ્ઠા અને ભક્તિભાવપૂર્ણ આભાર સહિત આપના **એ નિર્ણયને વધાવી લેઇએ છીએ.** આ નિર્ણય (દિલ્હીમાં રાજધાની સ્થાપવાનો) આપના—શાહાનશાહના—મુખ સિવાય બીજા કોઇના મુખથી બહાર પડ્યો

હોત તો તેનું એટલું બધું મહત્ત્વ હિંદી લોકોને લાગત નહિ. હિંદુસ્તાનની સરકારનો રાજ્યકાર્યભાર અતિ ઉત્તમ રીતે ચાલે તે માટે તથા હિંદુસ્તાનના રાજ્યની ઉન્નતિ થવા કાજે આ નિર્ણયની અત્યાવશ્યકતા હિંદુસ્તાનની સરકાર તરફથી પણ સ્વીકારવામાં આવે છે. હવે હું આ મહાન્ રાજદંપતીનું સ્વાસ્થ્યચિંતન કરૂં છું."

ના. ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજના ભાષણનો તથા ભોજનનો સર્વ તરફથી સ્વીકાર થયા બાદ ભોજનસમારંભ વિર્સજન થયો હતો.

### વોલંટિયરોનું સન્માન.

બુધવાર, તા. ૧૩ મી ડિસેમ્બરના રોજ સ્હવારે પોલોના મેદાન ઉપર મેજર જનરલ ગ્રે તરફથી વોલંટિયરોને ના. શાહાનશાહ સન્મુખ રજુ કરવામાં આવ્યા હતા. તેઓ પૈકી ૩૦ વોલંટિયરોએ બજાવેલી બહાદૂરી માટે તેમને ના. શાહાનશાહને હસ્તે ચાંદ આપવામાં આવ્યા હતા, અને તે પ્રત્યેકની સાથે ના. શાહાનશાહે હસ્તધૂનન કર્યું હતું. દેશી વોલંટિયરોની સંખ્યા બે હજારની હતી. તેમણે પોતાની તલવારો નીચે નમાવીને શાહાનશાહનું સન્માન કર્યું હતું. શાહાનશાહે પ્રત્યેક તરવારની મૂઠનો હસ્તવડે સ્પર્શ કરીને પોતાના સન્માનનો સ્વીકાર કર્યો હતો.

### જુદાં જુદાં ધાર્મિક મંડળોનું સરઘસ.

બુધવારે સ્હવારે બીજો એક અપૂર્વ પ્રકાર બન્યો હતો. હિંદુ, સીખ અને મુસલમાન લોકોનાં ધાર્મિક મંડળોનાં સરઘસ જુદા જુદા ઠેકાણેથી નિકળી એક સરઘસના રૂપમાં કિલ્લા તરફ ગયાં હતાં. હિંદુઓના સરઘસના અગ્રેસર દર્ભંગાના મહારાજા હતા. તેમાં શ્રીમદ્ શંકરાચાર્યના વૈષ્ણવ ધર્મના આચાર્ય તથા બીજા આચાર્યો હતા. આ સરઘસ સહુથી મોટું હતું. આ સરઘસની સાથે હાથી, ઘોડા, રથ, પ્યાદા સિપાઇ તથા કલાવંતિણીના દસ તાયફા હતા અને તેમાં મહંત, મહામહોપાધ્યાય તથા સંસ્થાનિકોના પ્રતિનિધિઓ ચાલતા હતા. આ સરઘસ એક માઇલ સુધી લાંબું પ્રસરેલું હતું. નદી કિનારા ઉપર હોમ કરવામાં આવ્યો હતો અને શાહાનશાહ તથા શાહાનશાહબાનુને દિર્ઘાયુષ્ય પ્રાપ્ત થાઓ એવી ઇશ્વરપ્રાર્થના કરવામાં આવી હતી. તે જ પ્રમાણે એક તોપ છૂટતાં હિંદુ, મુસલમાન અને સીખ લોકોએ ઇશ્વરપ્રાર્થના કરી હતી. આ સરઘસ એક અપૂર્વ જ હતું.

## બાદશાહી મેળો.

બપોર પછી કિલ્લામાં ઉદ્યાનોત્સવ ( ગાર્ડનપાર્ટી )નો મેળાવડો કરવામાં આવ્યો હતો. કિલ્લાની રાંગ આગળના ભાગમાં યમુના નદીના તીર ઉપર બાદશાહી મેળો ભરવામાં આવ્યો હતો. 'મસ્મમ' બાગમાંના ઇતિહાસપ્રસિદ્ધ ઝરૂખામાં શાહાનશાહ અને શાહાનશાહ-બાનુ બાદશાહી મેળાની મોજ જોતાં ઊભાં હતાં અને લોકો રાજ-દંપતીનાં આતુરતાપૂર્વક દર્શન કરતાં હતાં. આથી આગલો મોગ-લાઈ રિવાજ સજીવન થયેલો લાગતો હતો. કિલ્લામાં દિવાને-ખાસ માત્ર રાજદંપતીને માટે જ રાખવામાં આવ્યો હતો, જ્યારે ત્યાંની બીજી ઇમારતો લોકોને માટે ખૂલ્લી રાખવામાં આવી હતી. આ ઉ-દ્યાનોત્સવના સમારંભમાં મોટા મોટા સરકારી અધિકારીઓ, સંસ્થા-નિકો અને મોટા મોટા પરોણાઓ હાજર હતા. મમતાજ મહાલમાં પંજાબ સરકારે દિલ્હીની પ્રાચીન વસ્તુઓનું પ્રદર્શન ભરાવ્યું હતું. તે દિવસે દારૂખાનું ફોડવામાં આવ્યું હતું અને આખા શહેરમાં-રોશની કરવામાં આવી હતી, જેનું વર્ણન હવે આપવામાં આવે છે.

## બપોરની આતશબાજી.

આતશબાજી માટે પ્રથમથી ઘણા મોટા પાયાપર તૈયારી કર-વામાં આવી હતી. હિંદમાંજ તે તૈયાર કરવા પાછળ લાખો રૂપિયા ખર્ચવામાં આવ્યા હતા, એટલુંજ નહિ પણ રૂ. ૪,૦૦,૦૦૦ ચાર લાખની આતશબાજી વિલાયતથી આવવાની હતી. ઇંગ્લાંડથી 'બીચી' નામે આગબોટમાં સઘળી આતશબાજી તથા 'દરબાર'ને લગતી અગત્યની વસ્તુઓ ચઢાવવામાં આવી હતી. આ સ્ટીમર આર્યાવર્ત તરફ આવતાં રસ્તામાં, સમુદ્રમાં ખરાબે ચઢી નાશ પામી; અને આતશબાજીનો સઘળો સામન નકામો થયો. ઇંગ્લાંડથી આતશબાજી ન આવી પહોંચી તે અકસ્માત જાણે અધુરો હોય તેવી રીતે એક બીજો અકસ્માત થવાથી કિલ્લામાંની આતશબાજીમાં આગ લાગી અને તેનો નાશ થયો. આ પ્રમાણે અણધાર્યા બે અકસ્માતો થવાથી આ-તશબાજીની ખરી ખુબી નાશ પામી. એમ છતાં પણ અધિકારીવર્ગે થોડા જ દિવસમાં નવી આતશબાજીની સત્વર ગોઠવણ કરી, સર્વને પ્રસંગને છાજતો બની શકતો આનંદ આપ્યો; તે માટે ખરેખર તેઓ ધન્યવાદને પાત્ર છે.

નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી કિલ્લામાં બપોરે ૩ા વાગે આવી પહોંચી હતી. તેઓશ્રીના આગમનની સાથે જ આતશબાજી છુટવા લાગી. તોપોના અવાજ જેવા અવાજ થતાંની સાથે આતશના ગોળાઓ આકાશમાં જતા અને ત્યાં જતાં જ ફાટી તેમાંથી લાલ, લીલા વગેરે અનેક જાતના રંગો નીકળતા હતા. વળી અનેક પ્રકારના ગબ્બારાઓ ઉડાવવામાં આવતા હતા. આવી રીતે દિવસે દીપી નીકળે તેવી જાતની, ઘણા પ્રકારની આતશબાજી છોડવામાં આવી હતી. આતશબાજી રાજદંપતીયે તથા આમંત્રિત પરોણાઓએ કિલ્લામાંથી નિહાળી હતી. કિલ્લામાંની સર્વ ક્રિયા પૂર્ણ થતાં સાંજના પાા ના સુમારે શાહી દંપતી વિદાય થયાં હતાં.

## રાતની આતશબાજી.

સૂર્યાસ્ત થવા પછી આતશબાજી શરૂ થવાની, યમુના નદીના કિનારે–કિલ્લાના વિશાળ મેદાનમાં–એકઠા થયેલા લાખો લોકો આતુર હૃદયે રાહ જોઇ રહ્યા હતા. જેમ જેમ અંધારૂં વધતું ગયું, તેમ તેમ ટાઢનું જોર વધતું ગયું; અને લોકો આતશબાજી જોવા માટે અધીરા થતા ગયા. એટલામાં લગભગ ૮ વાગે કિલ્લાપર વિજળીના જેવો ચમકાર થયો, અને લોકો આશ્ચર્યચકિત થઇ ધ્યાનપૂર્વક જોવા લાગ્યા; તેટલામાં 'સર્ચલાઇટ'ની ભવ્ય રોશની ચારે બાજુ પ્રકાશ ફેંકતી જોવામાં આવી. લોકો 'સર્ચલાઇટ'ની ભવ્ય રોશની અને માઇલો સુધી પ્રકાશ નાંખવાની તેની શક્તિ જોઇને સાનંદાશ્ચર્ય પામતા હતા; તેવામાં એક મોટો ધડાકો થયો, અને તે થતાં જ આતશબાજી ફુટવી શરૂ થઇ. અવાજ સાથે કોઇવાર આકાશમાંથી પ્રકાશવાળા લાલ, લીલા વગેરે અનેક રંગના તારા ખરતા હતા; તો કોઇવાર ચમકદાર હીરાકણીનો વર્ષાદ વર્ષતો હતો. કોઇવાર હવાઇઓ છુટતી અને કોઇવાર દારૂનાં ઝાડો છુટતાં. આ પ્રમાણે કેટલોક વખત ગયો, તેવામાં જમીનપર અચાનક રોશની દેખાઇ. રોશની દેખતાં જ ચક્કર ફરવા લાગ્યાં, અને રેંટ ચાલવા લાગ્યા; તેમ જ પુતળીઓ નૃત્ય કરવા લાગી. અસંખ્ય પ્રેક્ષકોને ખુશ કરનાર આ દેખાવ પૂર્ણ થતાં, મંદિરના આકારમાં ગોઠવેલી આતશબાજી ફુટવા લાગી. તે સળગતાંજ લાલ, લીલા, આસમાની વગેરે રંગોના તારા સમાન, દ્રશ્ય આપવા લાગી. મંદિરના ઘુમટ દિવ્ય રોશની પ્રમાણે દીપવા લાગ્યા અને બંને બાજુનાં ઝુમ્મર અવાજ સાથે ફાટતાં જ તેમાંથી બે રાક્ષસોનાં પુતળાં

દેખાવા લાગ્યાં. બીજી આતશબાજી ફુટતાં તેમાંથી "રાજા દીર્ઘાયુ ભવ -Long live the King-" એવું વાદળી અક્ષરોમાં લખાયેલું માલૂમ પડતું હતું. આ વગેરે અનેક પ્રકારનું દારૂખાનું છોડવામાં આવ્યું હતું, જેની પૂર્ણાહુતી રાતના ૯ા વાગ્યાના અરસામાં થઈ હતી. આ રાતની આતશબાજી નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુએ જોઇ નહોતી, પરંતુ આમંત્રિત પરોણાઓએ કિલ્લામાંથી અને પુષ્કળ પ્રજાજનોએ પવિત્ર યમુનાના મેદાનમાંથી જોઇ હતી.

## રોશની.

રાત્રે રોશની નિહાળવાને લાખો લોકો 'કેંપ'ના વિભાગોમાં તથા શહેરના જુદા જુદા લત્તાઓમાં ફરવા નીકળ્યા હતા. સર્વથી ઉત્તમ રચના યમુનાના પુલ ઉપર કરવામાં આવી હતી. આખા પુલને ચારે બાજુથી વિજળીના અસંખ્ય દીવાથી શોભાયમાન બનાવવામાં આવ્યો હતો. દૂરથી આ દેખાવ ઘણોજ ચિત્તાકર્ષક લાગતો હતો અને સમસ્ત પુલ જાણે સુવર્ણનો જ હોય તેવો ભાસ થતો હતો. શહેરના મધ્ય ભાગમાં આવેલા કલોક ટાવરને પણ સુંદિર રીતે શણુગારવામાં આવ્યો હતો. ટાવરને નીચેથી છેક ટોચ સૂધી વીજળીક લાઇટથી જાણે મઢી લીધો હોયની તેવી રીતે ફરતા ક્રમવાર હજારો વીજળીક દીવા પ્રકટાવવામાં આવ્યા હતા.આ દેખાવ મનોહર બનેલો હોવાથી જોનારને આનંદ આપતો હતો. તેની પાસે આવેલા ટાઉન હોલને પણુ રોશનીની યોગ્ય ગોઠવણુથી સારી રીતે શોભાયમાન બનાવવામાં આવ્યો હતો. શહેરના નાક સમાન ગણાતા ચાંદની ચોકમાં રોશની ઉત્તમ હતી અને ત્યાં આવેલી ઝવેરીઓ આદિની દુકાનોને કિટસન અને વીજળીક રોશનીથી શણુગારવામાં આવી હતી. ચાંદની ચોકમાં જ આવેલા શેઠ છન્નામલ્લવાળા મકાનમાં પણુ સારી રોશની કરવામાં આવી હતી. રેલ્વે સ્ટેશનને અને તેની પાસે આવેલાં રેલ્વેવાળાનાંજ મકાનોને જો કે કોડીઆની રોશનીથી શણુગારવામાં આવ્યાં હતાં; તોપણુ તેને એવી સુરસ રીતે ગોઠવીને સળગાવવામાં આવ્યાં હતાં કે દૂરથી જોતાં તે રોશની રળીઆમળી લાગતી હતી. 'કેંપ'ના સર્વ વિસ્તારમાં આનંદજનક ઉત્તમ પ્રકારની વીજળીક રોશની કરવામાં આવી હતી, અને લગભગ દરેક રાજાના કેંપોને વીજળીક લાઇટથી સારી રીતે શણુગારવામાં આવ્યા હતા. 'કેંપ' માં તો એવો ઉત્સાહ પ્રકટેલો હતો, કે, નામદાર શાહાનશાહની પધરામણી થઇ ત્યારથી તે

તેઓની વિદાયગીરી થઇ ત્યાં સુધી દરરોજ રોશની કરવામાં આવતી હતી.

**દિલ્હીની મ્યુનિસિપાલિટીનું માનપત્ર.**

તે જ દિવસે દિલ્હીની મ્યુનિસિપાલિટી તરફથી ના. શાહનશાહને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. તે માનપત્ર નીચે મુજબ હતું:—

" અમે દિલ્હીની મ્યુનિસિપાલિટીના અધ્યક્ષ, ઉપાધ્યક્ષ અને સભાસદો દિલ્હીના પ્રજાજનો તરફથી આ સંસ્મરણીય સમયે રાજાધિરાજ અને મહારાણીનાં ચરણમાં આપ નામદારો અને આપ નામદારોની ગાદી માટેની અમારી નિષ્ઠા વ્યક્ત કરીએ છીએ, અને અમારા આ પ્રાચીન નગરમાં અમે આપનું રાજનિષ્ઠાપૂર્વક સ્વાગત કરીએ છીએ.

આ દેશના લોકોને માટે આપના હૃદયમાં અત્યંત લાગણી છે, અને તેથી આટલો લાંબો પ્રવાસ કરી અત્રે આવી આપનો અત્યંત શુભદાયક રાજ્યારોહણ સમારંભ હિંદુસ્તાનમાં કરવાનું આપે મનમાં આણ્યું તેથી અમને અત્યંત આનંદ થાય છે. આ ચિરસ્મરણીય દરબારને માટે અમારા શહેરની પસંદગી કરી તેને જે અદ્વિતીય માન આપ્યું છે, તે માટે અમારા નાગરિક બંધુઓ તરફથી આપનો યથાર્થ આભાર માનવાનું અમારામાં સામર્થ્ય નથી.

આપ નામદારના વડિલોનો આ શહેર સાથે અતિનિકટનો સંબંધ હતો, જેથી અહીંના નાગરિકોને અતિશય અભિમાન ઉપજે છે. મર્હુમ મહારાણીશ્રી વિકટોરીઆને હિંદુસ્તાનનાં સમ્રાજ્ઞી તરીકે જાહેર કરવાનો સમારંભ ૧૮૭૭ ની સાલમાં આ શહેરમાં થયો હતો. આઠ વર્ષ પૂર્વે આપના પરમપૂજ્ય તિર્થરૂપ સમ્રમ એડવર્ડ બાદશાહ મહારાણી વિકટોરિઆ પછી રાજ્યાસનારૂઢ થયા, તે અહીંના રાજારજવાડા તથા લોકો તે જાહેર કરવાને, તેમના હુકમથી આ શહેરમાં દરબાર ભરવામાં આવ્યો હતો. વળી આ જ ઠેકાણે આજે આવો અદ્વિતીય શોભા અને વૈભવવાળો દરબાર ભરીને તેમાં અમારા પરમપ્રિય શાહાનશાહ અને શાહાનશાહબાનુ પ્રત્યક્ષ બિરાજમાન થયાં છે. આ અદ્વિતીય સમારંભની અમને કાયમની સ્મૃતિ રહેશે અને તેથી અમને મોટું અભિમાન તથા ધન્યતા ઉપજ્યાં છે.

આ અત્યંત શુભ સમયે રાજાધિરાજની આ દેશની બીજી પ્રજાની પેઠે અમને પણ અત્યંત આનંદ થાય છે; અને ' ડિસેમ્બરની

બારમી તારીખ ' આ શહેરના લોકોના સ્મરણમાં વિશેષે કરીને રહેશે. કારણ સને ૧૯૦૫ ની સાલમાં આપ નામદારોનું પ્રિન્સ અને પ્રિન્સેસ ઓફ વેલ્સ તરીકે સ્વાગત કરવાનો સુયોગ અમને પ્રાપ્ત થયો હતો. **તે જ સંસ્મરણીય તારીખે,** રાજાધિરાજને પોતાના વિસ્તીર્ણ સામ્રાજ્યનું આધિપત્ય પ્રાપ્ત થયું તે માટે આપને સપ્રેમ અને સાલ્હાદ અભિનંદન કરવાનો સુયોગ પ્રાપ્ત થયો છે એ મોટું શુભ ચિન્હ છે. આપે આ દેશમાં આગમન કરીને આ શહેરને આપના તખ્ત સાથે વિશિષ્ટ રીતે બદ્ધ કરી દીધું છે. જુદા જુદા રાજવંશોના અનેક રાજાઓએ સુમારે હજાર વર્ષ પર્યંત આ શહેરને પોતાની રાજ્યધાની બનાવ્યાનાં અનેક સ્મારકો અહીં છે, તોપણ સમસ્ત હિંદુસ્તાન તરફથી મર્હૂમ શાહાનશાહ એડવર્ડ સપ્તમનું જે સ્મારક અત્ર થનાર છે, તેના જેવું સંસ્મરણીય સ્મારક આ શહેરમાં બીજું એક પણ ગણી શકાશે નહિ; અને તે માટે આ શહેરના લોકોને મોટું અભિમાન તથા પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થયા વગર રહેશે નહિ. રાજાધિરાજે પુત્રધર્મને અનુસરીને આ સ્મારકનું ખાતમુહૂર્ત કરવાનો સમારંભ કરવાની કૃપા કરી છે, તેથી અમને તે અતિકીમતી લાગે છે. આ સ્મારકનું રક્ષણ કરવાનું માન અમને પ્રાપ્ત થવા માટે અમે મગરૂર છીએ.

અમે જે સ્વાગત કરનારૂં માનપત્ર આપને અર્પણ કરીએ છીએ તેનો આપે કૃપાવંત થઇને સ્વીકાર કીધાથી અમને તથા અમારા દ્વારા પંજાબના સર્વ રાજનિષ્ઠ પ્રજાજનોનું બહુ માન થયું છે, જે માટે અમે આપના આભારી છીએ.

છેવટે રાજાધિરાજ ઉપર, મહારાણી ઉપર અને રાજકુટુંબીઓ ઉપર પરમેશ્વરનો સતત કૃપાપ્રસાદ રહો, આપને પરમેશ્વર સહાય કરો, આપની સત્તા, રાજનિષ્ઠ, સંતુષ્ટ અને સમૃદ્ધ પ્રજાજનો ઉપર ચિરકાલ રહો એવી અમારી સર્વ શક્તિમાન્ પ્રભુ પાસે-અનન્ય ભાવે પ્રાર્થના છે.

ત્યારપછી એ માનપત્ર એક સુંદર મંજુષામાં મૂકીને ના. શાહાનશાહને અર્પણ કરવામાં આવ્યું હતું. તેનો ના. શાહાનશાહે નીચે મુજબ ઉત્તર આપ્યો હતો.

**ના. શાહાનશાહનો ઉત્તર.**

" આપે આપના માનપત્રમાં અમારૂં સ્વાગત કરતાં જે પ્રેમપૂર્ણ ઉદ્‌ગાર કાઢ્યા છે તથા જે સદિચ્છા પ્રદર્શિત કરી છે, તે માટે

મહારાણી સાહેબ તથા હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. હિંદુસ્તાનમાં વર્ષાદ ન પડવાથી અમારા આગમન સમયે દુષ્કાળ પડશે અને અમારા હિંદુસ્તાનના લોકો ઉપર મોટી આપત્તિ આવી પડશે એવી ચિંતા અમને થોડાક મહિના પહેલાં થઇ હતી, કારણ **હિંદુસ્તાનનો આધાર મુબલક વર્ષાદ અને ખેતી ઉપર છે.** પરંતુ દુષ્કાળની ભીતિ હાલમાં અંશતઃ કમી થઇ છે, અને અધિક વહેવારનાં સાધનો તથા નહેરોની વૃદ્ધિને લીધે દુષ્કાળ પડવાની હવે ધાસ્તી રહી નથી, તે જોઇને મને આનંદ થાય છે. હિંદી ખેડુતની ખેતીની પદ્ધતિ પૂર્વપરંપરાને અનુસરતી જ છે, તથાપિ તે મહેનતુ, આગ્રહી અને પોતાના કામમાં વાકેફગાર છે. હમણાં હમણાં ખેતીના કામમાં શાસ્ત્રીય જ્ઞાનનો ઉપયોગ કરવામાં આવે છે, અને તેના યોગે કરીને થોડા સમયમાં જમીનની સુધારણાના સંબંધમાં જ નહિ પરંતુ ઢોરઢાંખરને થતા રોગોનો પ્રતિબંધ કરવાની બાબતમાં પણ સારૂં પરિણામ આવેલું નજરે પડે છે. હિંદુસ્તાનના ખેડુતો જો અરસપરસ સહાયકારક તત્ત્વનું પૂર્ણપણે અવલંબન કરશે તો આ દેશની ખેતીની ભાવી અભિવૃદ્ધિને તેથી ઘણી સહાય મળશે.

અમારા આગમન નિમિત્તે તમે તમારૂં શહેર શૃંગારવાના કામમાં જે મહેનત લીધી છે તેથી અમને ઘણો સંતોષ થાય છે. તે જ પ્રમાણે છેલ્લાં વીસ વર્ષોમાં તમોએ શહેરની આરોગ્ય સુધારણા તરફ પણ દુર્લક્ષ કર્યું નથી તેની મને માહિતી છે. દિલ્હી શહેરમાંનું મેલું પાણી બહાર કાઢવાને માટે તમે ધીમે ધીમે ગટરો દાખલ કરવા માંડી છે, તેનું ઘણું સારૂં પરિણામ આવ્યું છે, તેજ પ્રમાણે સ્વચ્છ પાણી પૂરૂં પાડવાની તજવીજ તમોએ કરેલી હોવાથી કોલેરા અને બીજા સ્પર્શજન્ય રોગોનો ભય ઘણો કમી થઈ ગયો છે. દિલ્હી ખાતે ચાલુ સાલમાં મેલેરિયાનો ઉપદ્રવ થયો નથી તેનું કારણ સ્વચ્છતા તથા ગટર જ છે. મારા હિંદી પ્રજાજનોના આરોગ્ય માટે અધિક સુરક્ષિતતા માટે આવા ઉપાયો ઠેકઠેકાણે યોજવામાં આવશે એવો ભરોસો છે. પ્લેગ, કોલેરા, અને મેલેરિયાના રોગોથી પોતાનું સંરક્ષણ કરવાને માટે લોકો તથા તેમના આગેવાનોએ સરકારી અધિકારીઓની સાથે મળીને પ્રયત્ન કરવો જોઇએ. આ રોગો ઉદ્ભવવાનાં કારણો શોધી કાઢવામાં, જુદી જુદી શોધો અને સ્થાનિક પરિસ્થિતિની માહિતીના યોગે કરીને વિશેષ પ્રગતિ થઈ છે. તોપણ લોકોને આવા

રોગોથી પોતાનું સંરક્ષણ કરવાને માટે જે ઉપાયો કરવા જોઇએ તે સમજાવી તેમની પાસે તે પ્રમાણે અમલ કરાવવો જોઇએ.

તમારા આ પ્રાચીન અને નામાંકિત શહેરમાં અમારૂં ફરીથી આગમન થયું તેથી અમને ઘણો જ આનંદ થાય છે. આ શહેરમાં, આ દેશના ઇતિહાસમાં સંસ્મરણીય રહે તેવી હકીકતો બનેલી છે, જે પૈકી કેટલીક હકીકતનો મારા વડીલો તથા મારા સિંહાસન સાથે નિકટ સંબંધ છે. હવે આ શહેર સાથે અમારો આથી પણ નિકટ સંબંધ રહેશે. તમારા શહેરને પૂર્વપરંપરાગત બનાવોને લીધે વિશેષ મહત્ત્વ પ્રાપ્ત થયું છે. ગતકાલિન રાજવંશોના અવશેષો જે સ્થળે સ્થળે દિસે છે, તે, તથા કાળના નાશકારક હાથમાંથી બચેલા રાજવાડા અને મંદિરો આ શહેરના પ્રાચીન વૈભવની સાખ પૂરે છે. દિલ્હી શહેરને હિંદુસ્તાનની સરકારનું મુખ્ય સ્થાન ઠરાવવામાં આ પૂર્વપરંપરા અને વિશેષ બનાવો ઘણા કારણીભૂત થયા છે; અને તેથી જ દિલ્હી હિંદુસ્તાનના રાજ્યની રાજ્યધાની થનાર છે એવું અમે થોડા વખત પહેલાં જ જાહેર કર્યું છે. દિલ્હી શહેરને પંજાબમાં સમાવિષ્ટ કરવામાં આવ્યું, ત્યારથી આજ પચાસ વર્ષ સુધી પંજાબ સરકારે આ રમણીય શહેરની સુધારણા કરવાના યોગ્ય પ્રયત્નો કર્યા છે અને આ શહેરના ઐતિહાસિક મિનારા વગેરેને સમરાવી તેનો નાશ ન થવા દેતાં તે કાયમ રહે એવી તજવીજ કરી છે, અને એમ કરીને આ શહેરને પુનઃ હિંદુસ્તાનની રાજ્યધાની કરવાને લાયક બનાવ્યું છે.* જે નવો ફેરફાર આ શહેરમાં કરવાનો છે તેમાં ઘણી ભાંગતોડ કરવી પડશે, તથાપિ દિલ્હીની પ્રાચીન ઇમારતોના સંબંધમાં હિંદુસ્તાનની સરકાર તરફથી યોગ્ય કાળજી લેવામાં આવશે અને દિલ્હી પ્રાંતિક શહેર હતું ત્યાંસુધી પ્રાંતિક સરકારે તેની જેવી વ્યવસ્થા રાખી છે તેવી જ વ્યવસ્થા હિંદુસ્તાન સરકાર તરફથી પણ રાખવામાં આવશે એવી મારી ખાત્રી છે. દિલ્હી શહેર જે રાજ્યની રાજ્યધાની બનેલી છે તે **રાજ્યમાં સદૈવ શાંતતા અને પ્રગતિ તથા ન્યાય અને અભ્યુદય** વાધો અને આ શહેરની પૂર્વપરંપરામાં અધિક વૈભવશાળી બનાવોનો ઉમેરો થાઓ એવી મારી પ્રાર્થના છે."

* આ માન પંજાબની સરકારને ઘટે છે, અને સાથે સાથે લોર્ડ કર્ઝનના સમયની હિંદી સરકારને પણ ઘટે છે; કે જેના સમયથી પ્રાચીન બાંધકામોનું સંરક્ષણ કરવાનો કાયદો હયાતીમાં આવ્યો છે.

**અર્ધ લાખ લશ્કરી સિપાઈઓની કવાયત.**

ગુરૂવાર તા. ૧૪ મીના રોજ સ્હવારે બદલીકી સરાઇના ભવ્ય મેદાન ઉપર ના. શાહાનશાહ તથા ના. શાહાનશાહબાનુએ હિંદી સેનાપતિ સર ઓમુર ક્રીગની સરદારી નીચેના સૈન્યની કવાયત નિરખી હતી. તેમાં ૪૮ હજાર સિપાઇઓને લશ્કરી ઠાઠમાં ઊભા કરવામાં આવ્યા હતા. તેમાં પાયદળની ૪૫ પલટણો તથા ઘોડેસ્વારોની ૧૩ પલટણો હતી. આ વર્ષમાં જો ધાસચારાની તંગી ન હોત તો આ વખતે ૮૦ હજારથી પણ વધારે લશ્કરીઓ જમા થાત. એમ માનવામાં આવે છે કે બ્રિટિશ અમલમાં આની પૂર્વે આવડું મોટું સૈન્ય હિંદુસ્તાનમાં કદી પણ એક સ્થળે એકત્ર થયું નહોતું. આ સૈન્યની કવાયત ખાસ જોવા લાયક થઇ હતી.

**ખીતાબો અર્પણ કરવાની ક્રિયા.**

તે રોજ રાત્રીના સ્હાડાનવ વાગ્યે ના. શાહાનશાહે રાજ્યારોહણ નિમિત્તે આપેલા ખીતાબો દિલ્હીમાં હાજર રહેનારાઓને સ્વહસ્તે અર્પણ કરવાનો મેળાવડો કર્યો હતો. આમંત્રિત પરોણાઓ અને રાજવંશીઓ બરોબર સ્હાડાઆઠ વાગ્યા સુધીમાં હાજર થઇ ગયા હતા. નવ ઉપર વીશ મીનીટ થતાં લોર્ડ હાર્ડિંજ આવી પહોંચ્યા અને ત્યારપછી દશ મીનીટે ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ આવી પહોંચ્યાં હતાં, જેમને સર્વેએ ઊભા થઇને હર્ષથી વધાવી લીધાં હતાં. પ્રથમ ના. શાહાનશાહ તરફથી ના. શાહાનશાહબાનુને 'ગ્રાંડ ક્રોસ ઓફ ધી સ્ટાર ઓફ ઇંડીઆ' ના ચાંદથી નવાજવામાં આવ્યાં હતાં. તે પછી સર મેકમોહને નાઇટ ગ્રાન્ડ કમાન્ડર અને નાઇટ ગ્રાંડ ક્રોસના ખીતાબો મેળવનારાનાં નામ દઇને અનુક્રમે ના. શાહાનશાહ સન્મુખ બોલાવ્યા. તેમણે દરેક જણે ઘુંટણીએ પડીને નમન કર્યું, એટલે ના. શાહાનશાહે તેમને પટો તથા ચાંદ અર્પણ કર્યાં. આમ દરેક ગૃહસ્થ સનંદ મેળવીને ના. શાહાનશાહના હાથે ચુંબન કરીને પોતાની બેઠક ભણી પાછા ફરતા હતા. એ જ પ્રમાણે બીજા ખીતાબ ધરાવનારાઓને પણ ક્રમ પ્રમાણે બોલાવીને ચાંદો આપવામાં આવ્યા હતા. આમ એક બાજુ રાજ્યારોહણ અંગેના ખીતાબો આપવાની ક્રિયા ચાલતી હતી તે વખતે બીજી બાજુએ એક અકસ્માત બન્યો હતો.

**કેમ્પમાં આગનું છમકલું.**

કેમ્પમાં એકાએક આગનું છમકલું થવા પામ્યું હતું. આથી કે-

ટલોક ગભરાટ પેદા થવા પામ્યો હતો, પરંતુ તેઓને ખાત્રી આપવામાં આવી કે શાહાનશાહી મંડપથી દૂર આવેલા તંબુમાં આગનું છમકલું થયું હતું. એ પછી શાંતિ પ્રસરી ગઇ હતી. ખુબી એ હતી કે આટલો ઘોંઘાટ અને ગભરાટ પેદા થવા પામેલો હોવા છતાં ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુના મુખ ઉપર ચિંતા કે અધીરતાનું ચિન્હ પણ જણાતું નહોતું. પાછળથી તપાસ કરતાં માલૂમ પડયું કે હિંદી પ્રધાન લોર્ડ ક્રુના ખાનગી સેક્રેટરી મી. હ્યુકાસને ત્યાં તારનો પટાવાળો તાર આપવાને આવેલો તેણે પોતાની સાઇકલ તંબુને અઢેલીને મૂકેલી, તે સાઇકલના ફાનસમાંના દીવાથી તંબુ સળગી ઊઠયો હતો, અને કેટલીક ખાનગી માલમત્તાનો આગમાં નાશ થયો હતો. સઘળા સરકારી દસ્તાવેજો બચાવી લેવામાં આવ્યા હતા. આગ બુઝાયા પછી તથા તેના દોરડાં તોડીને બીજા તંબુઓથી જૂદો પાડી નાંખ્યા પછી તે જ સ્થળે અલ્પ સમયમાં નવો તંબુ બનાવી દીધો હતો. બીજે દિવસે સ્હવારે કોઈ આવીને જૂએ તો આગ લાગ્યાનું નામનિશાન પણ જણાય નહિ.

**નવીન રાજ્યધાનીની સ્થાપના.**

દિલ્હીને હિંદનું પાટનગર બનાવવાના નિર્ણયને વ્યવહારૂ રૂપ આપવાને તા. ૧૫ મી ને શુક્રવારના રોજ સ્હવારે સ્હાડા નવ વાગ્યે તેનું ખાતમુહૂર્ત કરવાની ક્રિયા કરવામાં આવી હતી. આ ક્રિયા રાજદંપતીના મુબારક હસ્તે થઇ હતી. આ નવા પાટનગરના પાયાનો પત્થર મૂકવાને માટે હિંદી સરકારના કેમ્પમાં એક બગીચાવાળું સ્થળ પસંદ કરવામાં આવ્યું હતું. પાયાના સ્થળે "ડિસેમ્બરની ૧૫ મી ૧૯૧૧" એવા સોનેરી અક્ષરોવાળા બે પત્થરો ઉંચા ચઢાવ્યા હતા. ના. શાહાનશાહ તથા શાહાનશાહબાનુ પધારતાં ના. ગવર્નર જનરલ અને તેમના કારોબારી સભ્યોએ આગળ આવીને એ નામદારોનો સત્કાર કરી રાજ્યાસન ઉપર પધરાવ્યાં હતાં. તે પછી ના. ગવર્નર જનરલે નીચે મુજબ ભાષણ કર્યું હતું:—

**ના. ગવર્નર જનરલનું ભાષણ.**

"નવીન રાજ્યધાનીની સ્થાપનાની પ્રાથમિક શિલા શાહાનશાહ અને શાહાનશાહબાનુએ સ્વહસ્તે બેસારવાનું કબૂલ કીધાથી દિલ્હીદરબાર પ્રસંગે શાહાનશાહે કરેલી બક્ષિસ ઉપર સહી સીક્કો કરી તેને સજ્જડ બનાવેલી ગણાશે અને તેથી હિંદુસ્તાનના ઇતિહાસમાં આ દિલ્હી દરબારનો અપૂર્વ સમારંભ નિરંતર સંસ્મરણીય

રહેશે. તે પ્રસંગે લોકોની જે નિસ્સીમ રાજનિષ્ઠા જણાઇ આવી છે તેથી તેનું વિશેષ સ્મરણ રહેશે. દિલ્હી (સાંપ્રત)ની આસપાસ ઘણી રાજ્યધાનીઓ સ્થાપન કરવામાં આવી છે. તે પૈકી કેટલીક તો એટલી પ્રાચીન છે કે જેનું અત્યારે નામનિશાન પણ રહ્યું નથી. પરંતુ આજના સુમુહૂર્તે જે રાજ્યધાની રાજાધિરાજને હસ્તે સ્થાપન કરવામાં આવનાર છે, તેવી રાજ્યધાની પૂર્વે કદી પણ સ્થાપન થઇ હશે નહિ. આ રાજ્યધાની ચિરકાલ રહેશે તથા આગળ ઉપર તે સુસમૃદ્ધ બનશે એવાં સુચિન્હો દ્રગ્ગોચર થાય છે. હિંદુસ્તાન સરકારની રાજ્યધાની કલકત્તેથી દિલ્હી લાવવાનો ઠરાવ પૂર્ણ વિચાર કર્યા પછી જ કરવામાં આવ્યો છે. આવા જ પ્રકારની યોજનાના સંબંધમાં ઘણાં વર્ષ પૂર્વે એટલે સને ૧૮૬૮ માં 'ભવતિ ન ભવતિ' કરવામાં આવી હતી. તેથી સર્વ વાદગ્રસ્ત મુદ્દા સંબંધી વિવેચન કરવાને માટે ભરપૂર સામગ્રી હતી. કોઇ પણ મોટો ફેરફાર કરવામાં આવતાં કેટલાક લોકોને નુકસાન થાય અને તેમને ખરાબ લાગે તે સ્વાભાવિક છે. તથાપિ શાહાનશાહના ગવર્નર જનરલ તરીકે હું મારા પોતાના તથા મારા મંત્રીમંડળના તરફથી એવું કહી શકું છું કે **આથી નુકસાન માત્ર થોડાને થવા પામશે જ્યારે પુષ્કળ લોકોનું કલ્યાણ થશે;** અને વળી જે લોકો પોતાને નુકસાન થયું માને છે તેમને પણ થોડા જ વખતમાં આ ફેરફારને લીધે થનાર ફાયદાથી નુકસાન થયું નથી એમ લાગ્યા શિવાય રહેશે નહિ. ના. શાહાનશાહે પોતાના મંત્રીમંડળની સલાહથી કાયદેસર રીતે આ યોજના કરાવી છે તે અમલમાં આવતાં હિંદુસ્તાનના રાજ્યકારભારમાં સારી સુધારણા થશે અને તેથી કલહનો લોપ થઇને શાંતતાના યુગનો આરંભ થશે. આવી ઉત્તમ યોજના સંબંધી શાહાનશાહનો નિર્ણય જે રીતે જાહેર કરવામાં આવવો જોઇએ તે રીતે જાહેર કરવામાં આવ્યો છે અને અમારી ખાત્રી થઇ ચૂકી છે, કે તેને રાજનિષ્ઠ પ્રજાજનો તરફથી પણ યોગ્ય સંમતિ આપવામાં આવી છે. અત્યંત મહત્ત્વને પ્રસંગે ઇશ્વરના કૃપાછત્ર નીચે એક ઉત્તમ નગરી આ સ્મારક શિલાની આસપાસ ઊભી કરવાનો અમારો વિચાર છે,* તે નગરી આજના મહત્ત્વના

---

* શાહાનશાહી નગરી માટે ધારેલું સ્થળ આરોગ્યખાતાના મહાન અનુભવીઓની સલાહ લેતાં અયોગ્ય જણાયાથી, પાછળથી તેના માટે દિલ્હીથી દક્ષિણ બાજુનું સ્થળ પસંદ કરવામાં આવ્યું હતું, જ્યાં હાલમાં નવી રાજ્યધાની સ્થાપન કરવામાં આવી છે.

પ્રસંગને અનુરૂપ બનશે, અને જે જગ્યાએ તે ઊભી કરવાનો ના. શાહાનશાહે પોતાનો ઇરાદો જાહેર કર્યો છે તથા જે સ્થળે તે નામદારનું આગમન થયું છે તે સ્થળે આ શિલા આ પ્રસંગના એક ઉત્તમ સ્મારક તરીકે રહેશે એવી અમને પૂર્ણ આશા છે. "

લોર્ડ હાર્ડિંજે પોતાનું ભાષણ પૂર્ણ કરતાં ના. શાહાનશાહને શિલા બેસારવાની વિનતિ કર્યા પછી એવું જાહેર કર્યું હતું કે ગ્વાલીઅરના મહારાજાએ નવીન રાજ્યધાનીમાં ના. શાહાનશાહનું બાવલું ઊભું કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી છે.*

## ના. શાહાનશાહનું ભાષણ.

ત્યાર પછી ના. શાહાનશાહે ખાતમુહૂર્તની ક્રિયા કરતાં નીચે મુજબ ભાષણ કર્યું હતું:—

" આજે જે ઠેકાણે અમે ઊભાં રહ્યાં છીએ, ત્યાં હિંદુસ્તાનની જે રાજ્યધાની અસ્તિત્વમાં આવનારી છે તેની પ્રાથમિક શિલા બેસારવાનો સુયોગ અમને દિલ્હીથી વિદાય થતા પૂર્વે પ્રાપ્ત થયો છે તેથી મહારાણી સાહેબ અને મને અતિ આનંદ થાય છે. ત્રણ દિવસ પૂર્વે મારા રાજ્યારોહણના સુસ્મરણીય શુભ પ્રસંગે મેં જે એક અત્યંત મહત્ત્વની હકીકત આનંદપૂર્વક જાહેર કરી હતી, તેને મૂર્ત સ્વરૂપ આપવાનો આજનો આ પહેલો પ્રયત્ન છે. આથી કરીને થનારા મહત્ત્વના ફેરફારને લીધે જે અનેક સુપરિણામ આવવાની આશા રહે છે તે સફળ થાઓ એવું હું મનઃપૂર્વક ઇચ્છું છું; તેથી હિંદુસ્તાનના રાજ્યકારભારમાં સુધારણા થવાથી હિંદુસ્તાનના પ્રજાજનોને અધિક સૌખ્ય પ્રાપ્ત થશે અને તે વિશેષ સમૃદ્ધ બનશે. આ રાજ્યધાનીમાં જે સાર્વજનિક ઇમારતો ઊભી કરવામાં આવનાર છે તેની રચના વગેરે કેવા પ્રકારની હોવી જોઇએ, તે સંબંધમાં પ્રથમ યોગ્ય વિચાર કરવામાં આવશે એવી મારી ઇચ્છા છે; કે જેથી આ નવીન રૂપાંતર, આ પ્રાચીન અને ચિત્તવેધક શહેરના વૈભવને અનુરૂપ જ થાય. આજરોજ જે કાર્યનો સુમુહૂર્તે આરંભ થયો છે, તે કાર્ય પ્રતિ ઇશ્વરની પૂર્ણ કૃપાદષ્ટિ હો એવું હું ઇચ્છું છું. "

---

* તે જ પ્રમાણે બિકાનેરના ના. મહારાજાએ ના. શાહાનશાહબાનુનું બાવલું ઊભું કરવાનું ખર્ચ આપવાની માગણી કરી છે, જેનો ના. સરકાર તરફથી સ્વીકાર કરવામાં આવ્યાનું જાહેર થયું છે.

**પોલીસકવાયત.**

તા. ૧૫ મીને શુક્રવારનો દિવસ પોલીસકવાયત માટે પણ નિર્ણીત કરવામાં આવ્યો હતો. આ કવાયત પોલોના વિશાળ મેદાનમાં કરાવવામાં આવી હતી, અને તેમાં 'દરબાર' પ્રસંગે બંદોબસ્ત માટે ભારતવર્ષના પ્રથક્ પ્રથક્ ભાગોમાંથી એકઠી કરવામાં આવેલી લગભગ ૩,૦૦૦ ત્રણ હજાર જેટલી પોલીસ ફોજે, પંજાબના પોલીસ ઈન્સ્પેકટર જનરલની સરદારી નીચે ભાગ લીધો હતો.

નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી શાહી કેંપમાંથી સ્હવારે ૧૦ાા વાગે પોલોના મેદાનમાં આવવા નીકળી હતી. રસ્તાની બંને બાજુએ લશ્કરને હારબંધ ઉભું રાખવામાં આવ્યું હતું. ના. શાહાનશાહ ઘોડેશ્વાર થયા હતા અને ના. શાહાનશાહબાનુએ શાહી ઘોડાગાડીમાં બેઠક લીધી હતી. ના. શાહાનશાહે બ્રિટિશ લશ્કરના સેનાધિપતિનો પોષાક ધારણ કર્યો હતો. સ્વારીમાં દેશી તથા બ્રિટિશ લશ્કરીઓ ઘોડેશ્વાર થઇને આગળ અને પાછળ ચાલતા હતા. ના. રાજરાજેશ્વરની સ્વારી મેદાનમાં ૧૧ વાગ્યે આવી પહોંચતાં ગાર્ડ ઓફ ઓનરની ટૂકડીએ હથિયાર નમાવી અને પોલીસ બેન્ડે રાજગીત વગાડી માન આપ્યું હતું. તેમ જ 'દરબાર' કમિટીના પ્રમુખ સર જોન હુએટ અને પંજાબના લે. ગવર્નર સર લુઇ ડેને તેઓશ્રીને આવકાર આપ્યો હતો.

નામદાર શાહાનશાહે ફરીને પોલીસ ફોજની નિરીક્ષા કરી હતી અને કવાયત જોઇ હતી. આ પ્રસંગ પૂર્ણ થતાં સુધી પોલીસ બેન્ડે પ્રસંગને છાજતા સુંદિર સરોદો વગાડયા હતા. નિરીક્ષા વખતે ના. રાજેશ્વરની સાથે પંજાબના પોલીસ ઇન્સ્પેકટર જનરલ મી. ફ્રેન્ચ અને બીજા મોટા અધિકારીઓ ઘોડેશ્વાર થઇને ચાલતા હતા. પોલીસ ફોજની તપાસ લઇને નામદાર શાહાનશાહે સલામી સ્વીકારવાના સ્થાનકે આવીને બેઠક લીધી હતી, જ્યાં તેઓશ્રીની સન્મુખ પદકો—ચાંદો મેળવવાને ભાગ્યશાળી થનાર અમલદાર વગેરેને રજુ કરવામાં આવ્યા હતા.

પદકો મેળવનારા જે જે પ્રાંતના હોય તે તેને પ્રાંતના પોલીસ ઇન્સ્પેકટર જનરલો તેઓનાં નામ પોકારતા હતા. નામોચ્ચાર થતાં તે માણસ ના. શાહાનશાહની સન્મુખ હાજર થઇ મર્યાદાથી સલામ કરતો હતો અને ચાંદ મેળવી પાછા ફરતાં પહેલાં તેઓશ્રીને સલામ

રીને વળતો હતો. હિંદના પ્રથક્ પ્રથક્ વિભાગોના માણસો હોવાથી
ઓના દેખાવ અને પોષાકની વિવિધતાથી નામદાર શાહાનશાહ
સન્ન થયા હતા. આ માન મેળવવાને આપણા મુંબઈ ઇલાકાના
ાલીસ ઇન્સ્પેક્ટર જનરલ મી. કેનેડી પણ ભાગ્યશાળી થયા હતા.
ોલીસ ફોજના, નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુ મા-
ના ત્રણ મોટા હર્ષનાદો વચ્ચે આ ક્રિયા પૂર્ણ થઇ હતી, અને રા-
જદંપતી જે પ્રકારે પધાર્યાં હતાં તેજ પ્રકારે પોતાની છાવણીમાં પાછાં
ધારી ગયાં હતાં.

## ળવા વખતના યોદ્ધાઓ તરફનું માનપત્ર.

ના. શાહાનશાહને બળવા વખતના યોદ્ધાઓ તરફથી પણ માન-
ત્ર મોકલવામાં આવ્યું હતું. તે માનપત્રની નીચે સઘળા પુરાતન
ોદ્ધાઓની વતી મેજર જનરલ એ. એસ. હંટરે સહી કરી હતી. તે
ીચે મુજબ હતું:—

"ગ્રેટબ્રિટન અને આયર્લાંડનાં સંયુક્ત રાજ્યો, સમુદ્ર પારનાં
બ્રિટિશ સંસ્થાનો અને હિંદુસ્તાનના પરમ પૂજ્ય રાજાધિરાજ પંચમ
યોર્જ તથા મહારાણી મેરીના, બળવાના વખતના યુરોપિયન, યુરે-
ોઅન અને હિંદી યોદ્ધાઓ અમને આ બાદશાહી દરબાર નિરખવાનું
પાયુક્ત આમંત્રણ કરવામાં આવ્યું છે તે માટે, રાજાધિરાજ અને
હારાણી સાહેબનો મનઃપૂર્વક આભાર માનીએ છીએ; અને આ
ત્યંત શુભ સમયે આપશ્રીને પરમાદરપૂર્વક તથા અંતઃકરણપૂર્વક
ભિનંદન કરીએ છીએ, તેનો સ્વીકાર કરવાની મહેરબાની કરશો
ેવી અમારી નમ્રતાપૂર્વક વિનતિ છે. રાજાધિરાજ, આપ આ ભૂતલ
પર અતિબલાઢ્ય સામ્રાજ્યના અધિપતિ છો; આપના કોટયાવધિ
જાજનોના હિતાહિત આપના હાથમાં છે. આ વિકટ કામગીરી
જાવવાના કામમાં ઈશ્વર આપને સહાય કરો એવી અમારી ઉત્કંઠા-
ર્વક પ્રાર્થના છે.

રાજાધિરાજની કારકીર્દી દીર્ઘકાળ રહો અને સુખાવહ તથા
ભવશાળી હો; તથા આપનાં સદુદ્યોગનું પારિતોષિક આપને આપના
ાજનિષ્ઠ પ્રજાજનો તરફથી કૃતજ્ઞતા અને પ્રેમના રૂપમાં પ્રાપ્ત થાઓ
ેવી અમારી ઉત્કટ આશા છે. રાજાધિરાજને અમારી એવી પ્રાર્થના
ે કે, હિંદુસ્તાનમાં થએલા ( ૧૮૫૭ માં ) બળવાના વખતના વૃદ્ધ

યોદ્ધાઓ તથા મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરિયા અને પરમ પૂજ્ય બાદશાહ સપ્તમ એડવર્ડના વખતના યોદ્ધાઓને આપ કદી કદી યાદ કરતા રહેશો, અને તેમના ઉપર આજ પર્યંત આપની જે કૃપાદ્રષ્ટિ છે તે કાયમ રાખશો. રાજાધિરાજ અને મહારાણી સાહેબનું કલ્યાણ થાઓ એવી પરમેશ્વર પાસે અમારી સતત પ્રાર્થના છે."

આ માનપત્રનો ના. શાહાનશાહે નીચે મુજબ જવાબ મોકલાવ્યો હતોઃ—

હિંદુસ્તાનના બળવા વખતના વૃદ્ધ યોદ્ધાઓની વતી તમે જે માનપત્ર પાઠવ્યું છે, તેનો સ્વીકાર કરતાં બાદશાહ અને મહારાણી સાહેબને ઘણો સંતોષ થાય છે. આજરોજ થએલી પરેડમાં એ વૃદ્ધ યોદ્ધાઓને નિરખીને તેમનું હૃદય ભરાઇ આવ્યું હતું. જેઓ કટાકટીના વખતે મહારાણીશ્રી ઉપર પૂર્ણ નિષ્ઠા રાખીને આ દેશના રક્ષણ સારૂ લડયા હતા, જેઓ પોતાને સોંપવામાં આવેલી પવિત્ર કામગીરી બજાવવાના કામમાં પોતાના પ્રાણની આહુતિ આપવાને સિદ્ધ થયા હતા, તેમના મુખ તરફ જોઇને તથા તેમની સાથે વાતચીત કરીને ના. શાહાનશાહને ઘણો જ આનંદ થયો હતો.

વિક્ટોરિયા મહારાણીના તથા સપ્તમ એડવર્ડ બાદશાહના આ વૃદ્ધ યોદ્ધાઓને એવું આશ્વાસનપૂર્વક કહેજો કે સાંપ્રત શાહાનશાહ તેમને કદી પણ વિસરનાર નથી. ના. શાહાનશાહ તથા મહારાણી સાહેબ, તેઓ ( યોદ્ધાઓ ) નું ઉત્તર—વય શાંતિ અને સૌખ્યમાં વ્યતીત થાઓ એવી ઇશ્વર પાસે સતત પ્રાર્થના કરે છે."

## મદ્રાસ ઇલાકા તરફનું માનપત્ર.

શુક્રવાર તા. ૧૫ મીના રોજ મદ્રાસ ઇલાકાના લોકો તરફથી મદ્રાસના શેરિફ મી. એ. ઇ. લોસને ના. શાહાનશાહને માનપત્ર અર્પણ કર્યું હતું, જે નીચે મુજબ હતુંઃ—

"અમારા આ કોરપોરેશનની, ઓનરેબલ ઇસ્ટ ઇંડીઆ કંપની તરફથી સને ૧૬૮૭ ની સાલના ડિસેમ્બર માસની ત્રીસમી તારીખે સ્થાપના થઇ હતી. આવા અતિ પુરાતન કોરપોરેશનના કમિશનરોને ગ્રેટબ્રિટનના મહાપ્રતાપી રાજકુટુંબની ચાર વ્યક્તિઓને માનપત્ર આપવાનો સુયોગ આ પૂર્વે પ્રાપ્ત થયો હતો. રાજપુત્ર આલફ્રેડ અર્નેસ્ટ આલબર્ટ ડયુક ઓફ એડિનબરોએ સને ૧૮૭૦ માં, રાજાધિ-

રાજ સાતમા એડવર્ડ પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે આ દેશમાં આવ્યા ત્યારે તેઓશ્રીએ સને ૧૮૭૫ માં, રાજપુત્ર પ્રિન્સ આલબર્ટ વિકટરે સને ૧૮૮૧ માં અને આપ નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે ૧૯૦૬ માં મદ્રાસ ખાતે પધાર્યા ત્યારે આપશ્રીએ કૃપાવંત બનીને અમારાં માનપત્રો સ્વીકાર્યાં હતાં.

રાજાધિરાજ તથા મહારાણી સાહેબ ! આપે આપનો રાજ્યાભિષેક વિધિ આ દેશમાં મશહુર કરવાને, અત્રે પધારી આ દેશને જે અદ્વિતીય માન આપ્યું છે તે માટે અમે મદ્રાસના આ અતિપુરાતન કારપોરેશનના સભાસદો ત્યાંના પ્રજાજનો તરફથી આપનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

રાજાધિરાજની અતિ મમતાળુ અને સહાનુભૂતિભરી કારકીર્દીમાં મળનારા ફાયદા તેમના પ્રજાજનોએ ચિરકાળપર્યંત પ્રાપ્ત થાય તે માટે રાજાધિરાજ સર્વ શક્તિમાન્ પ્રભુની કૃપાથી ચિરાયુ થાઓ એવી અમે અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ.”

**બાદશાહનો ઉત્તર.**

ના. શાહાનશાહે તેના આપેલા ઉત્તરમાં જણાવ્યું કેઃ—

“ મદ્રાસ ઇલાકાના લોકો તરફથી તમોએ મને તથા મહારાણી સાહેબને જે આ સુંદર અને રાજનિષ્ઠાદ્યાતક સ્વાગતપૂર્ણ માનપત્ર આપ્યું છે તે માટે હું તમારો હૃદયપૂર્વક આભાર માનું છું. હિંદમાં અમારી સત્તા નીચેના આ અતિ પુરાતન પ્રાંતના લોકોએ રાજનિષ્ઠાપૂર્વક અમારૂં જે અભિષ્ટચિંતન કરેલું છે, તેથી અમારાં મન અતિશય આલ્હાદિત થયાં છે. તમારા ઇલાકાના ચાર કરોડથી વધારે લોકોના મનમાં અમારી ગાદી માટે તથા અમારે માટે જે પ્રેમ તથા નિષ્ઠા છે તે તમોએ વ્યક્ત કર્યાં છે. આ માનપત્રની નીચે દક્ષિણ હિંદુસ્તાનના જુદી જુદી જાતિ, વર્ગો અને ધર્મોના લોકોના પ્રતિનિધિઓની પુષ્કળ સહીઓ છે, તે, તમોએ અમારૂં સ્વાગત કેટલા પ્રેમપુરઃસર કર્યું છે તેની સાખ પૂરે છે અને તેનું અમને ચિરકાળ સ્મરણ રહેશે. અમે આ પ્રસંગે હિંદુસ્તાનમાં આવ્યાં તે માટે તમે જે હર્ષ પ્રદર્શિત કર્યો છે તથા ૧૯૦૬ ની સાલમાં અમોએ મદ્રાસમાં મુકામ કર્યો હતો તેની યાદ જે પ્રેમપૂર્વક કરી છે તેથી અમને અતિ સંતોષ થાય છે, તે વખતે તમોએ અમારૂં જે અભિનંદન મનઃપૂર્વક

કર્યું હતું તેનું અમને જરા પણ વિસ્મરણ થયું નથી. તમારા પ્રખ્યાત શહેરની અમે મુલાકાત લેઈએ, એવી તમારી જે ઉત્કટ ઇચ્છા છે, તેને માન આપવાનો અવકાશ ન હોવા માટે અમે ઘણાં દિલગીર છીએ. હિંદી શાહાનશાહતની આબાદી અર્થે મર્હુમ મહારાણીશ્રી વિકટોરીઆ તથા અમારા પ્રિય પિતાજી અને માતાજી તરફથી લેવામાં આવેલી દિલસોજીભરી ઉલટનું તમોએ જે દિગ્દર્શન કરેલું છે, તે મેં સંપૂર્ણ સંતોષની લાગણી સાથે સાંભળ્યું છે. મારા હૃદયમાં પણ તેવી લાગણી છે; અને મારી **હિંદી પ્રજાની આબાદી તથા કલ્યાણ કેવી રીતે થાય એની કાળજી સદૈવ મારા મનમાં રહ્યાં કરશે.**

**રમત અને ગમત.**

રમતો સંબંધી ૧૨ મા પ્રકરણમાં ઇસારો કરવામાં આવ્યો છે. તે સંબંધી વિગતવાર વર્ણન નીચે આપવામાં આવ્યું છે.

**ફૂટબોલ.**

પોલોભૂમિ નામથી ઓળખવામાં આવતા ત્રણ વિશાળ ચોગાનમાંના એક ચોગાનમાં ફૂટબોલની રમત માટે ગોઠવણ કરવામાં આવી હતી. આ રમતની પૂર્ણાહુતીના દિવસે એટલે તા. ૯ ને શનિવારે બપોરે ૩ા વાગ્યે નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુએ ફૂટબોલના મેદાનમાં હાજરી આપી હતી. ના. વાઇસરોય લોર્ડ હાર્ડિંજ આ મુલાકાત વખતે ના. શાહાનશાહની હજુરમાં હાજર હતા. ના. શાહાનશાહની સ્વારી મેદાનમાં આવી પહોંચતાં હાજર રહેલ ૫૦,૦૦૦ પચાસ હજાર પ્રેક્ષકોનાં ગંજાવર ટોળાંએ તેઓને માનભરી રીતે આવકાર આપી, હર્ષગર્જના કરી હતી. શાહી હાજરીથી ફૂટબોલના ખેલાડીઓ આનંદમાં આવી ગયા હતા. આ રમત થોડોક વખત નિહાળી બાદશાહી દંપતીની સ્વારી મેદાનમાંથી વિદાય થઈ હતી.

**પોલો.**

શનિવારે સાંજે ૪ ના અરસામાં નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુની સાદી સ્વારી પોલોના વિશાળ અને સુંદિર મેદાનમાં આવી પહોંચી હતી. આ વખતે રાજદંપતીના દર્શનાર્થે મેદાનના બીજા વિભાગમાં હાજર રહેલા પ્રેક્ષકો મોટી સંખ્યામાં શાહી ગાડી નજીક ધસી આવ્યા હતા. લોકોના ટોળાંને વધુ સંખ્યામાં પાસે અને પાસે

ધસી આવતાં અટકાવવાનો તેમ જ પાછાં હઠાવવાનો જ્યારે લશ્કરી-ઓએ અને પોલીસોએ પ્રયત્ન કર્યો ત્યારે આપણા ઉદાર અને માયાળુ શાહાનશાહે તેઓને તેમ કરતાં અટકાવી હુકમ કર્યો કે 'લોકોને ઇચ્છાનુસાર તેઓશ્રીની નજદીક આવવા દેવા.' નામદાર શાહાનશાહ બેઠકના માર્ગે ચાલતા હતા, તેવામાં ટોળામાંથી એક જણ બોલી ઉઠયો કે 'હું આપને જોઇ રહું ત્યાંસુધી આપ ઉભા રહો' આ સાંભળી સત્વર આપણા માયાળુ નૃપેશ્વર ઉભા રહ્યા હતા. આ દાખલાથી ના. શાહાનશાહનો પોતાની હિંદી પ્રજા પ્રત્યે પૂર્ણ ભાવ છે, તે સ્પષ્ટ જણાઇ આવે છે. અધિકારીઓ તરફનો આદર-સત્કાર સ્વીકારી ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુએ પોતાની બેઠક લીધી હતી. આજે પોલોની અર્ધ પરિણામની રમત હતી. આ રમત રાજદંપતીયે શાંતિપૂર્વક નિહાળી હતી. રમત ચાલતી હતી, તેવામાં કીસનગઢનો એક રમનાર પોતાના ઘોડા સહિત જમીન ઉપર પડી ગયો. આ અકસ્માતથી થોડીવાર રમત બંધ પડી, એટલે ના. શાહાનશાહ ચાલતા હોકી અને ફૂટબોલ રમાતાં હતાં ત્યાં ગયા અને સામાન્ય લોકોનાં ટોળાંમાં જઇને ઉભા રહ્યા. આ મુલાકાત આકસ્મિક હતી અને તે ના. શાહાનશાહે સ્વેચ્છાએ પોતાની પ્રજામાં છુટથી ભેળાવવાના હેતુથી લીધી હતી. આ બનાવ અણધાર્યો હોવાથી જ્યારે સાથે આવેલા મોટા અધિકારીઓ યોગ્ય વ્યવસ્થાના અભાવે ગભરાયા હતા ત્યારે પ્રજાજનો પોતાના પ્રિય શાહાનશાહને પોતાની વચમાં આવેલા જોઇ આનંદમાં આવીને હર્ષગર્જનાઓ કરવા લાગ્યા હતા. સમ્રાટ્ આ આનંદોદ્‌ગારથી ઘણા જ ખુશ થયેલા જણાતા હતા. આ સમયે કેટલાક લોકો પોતાના પ્રિય શાહાનશાહ જે સ્થળે ઉભા રહ્યા હતા, તે સ્થળની પવિત્ર ધુળનાં પડીકાં બાંધીને ગજ-વામાં મૂકતા હતા. ખાસ કરીને ના. શાહાનશાહની સાદાઇએ અને સાદા પોષાકે લોકોનાં મન હરી લીધાં હતાં. રાજાધિરાજે અને તે-ઓની સાથે આવેલા હિંદી પ્રધાન અને વાઇસરોયે સત્વર રજુ કર-વામાં આવેલી ખુરસીઓમાં બેઠક લીધી હતી. ફૂટબોલની ચાલુ રમત કેટલોક સમય નિહાળીને તેઓ નામદાર પોલોના મંડપમાં આવીને સ્વસ્થાનકે બિરાજ્યા હતા. મંડપમાં આવતી વખતે તેઓશ્રીના દર્શનાર્થે લોકોની એટલી બધી ઠઠ રસ્તામાં એકઠી થયેલી હતી કે ના. શાહાનશાહને માટે પણ મુશ્કેલીથી માર્ગ કર-

વામાં આવ્યો હતો. મંડપમાં વિરાજી પોલોની રમત પૂર્ણ નિહાળ્યા બાદ ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી શાહી કેંપમાં ગઇ હતી.

પોલોના મેદાન અને બાદશાહી છાવણી વચ્ચે એક માઇલ લગભગનું અંતર હશે. આ આખા રસ્તે આવતાં અને જતાં શાહી સ્વારી સાધારણ ઝડપે પસાર થઈ હતી, જેથી પ્રજાજનો શાંતિથી રાજદંપતીનાં દર્શન કરવાને ભાગ્યશાળી થયા હતા. પુરપ્રવેશના શાહાનશાહી સરઘસ વખતે પોતાના શાહાનશાહનાં અને શાહાનશાહબાનુનાં દર્શન પૂર્ણ રીતે નહિ થવાને લીધે લોકોનો જે મોટો સમૂહ નાખુશ થયો હતો, તે લોકોના સમૂહમાંનો મોટો ભાગ આજે પોલોના મેદાનોમાં અને રસ્તામાં રાજદંપતીનાં દર્શન કરવાને પૂર્ણ ભાગ્યશાળી થયો હતો. આ પ્રમાણે દર્શન કરવાની ઇચ્છા તૃપ્ત થવાથી લોકો સંતોષ પામ્યા હતા.

**મશાલોનું સરઘસ.**

શનિવારે રાત્રે નામદાર શાહાનશાહ તરફથી પોતાના શાહી કેંપમાં એક ખાણાનો મેળાવડો કરવામાં આવ્યો હતો. આ મેળાવડામાં વડી ધારાસભાના સભાસદોને, મુખ્ય રાજાઓને, સરકારના રાજદ્વારી એજંટોને અને કેટલાક આગેવાન ગૃહસ્થોને નોતરવામાં આવ્યા હતા. ખાણાનો મેળાવડો રાત્રે ૯ વાગ્યાના અરસામાં વિસર્જન થયો હતો.

રાત્રે ૯।। વાગ્યે લશ્કરીઓનું મશાલોનું સરઘસ પોલોના મેદાનમાં કાઢવાનો કાર્યક્રમ ઠરાવવામાં આવ્યો હતો. નિયમ પ્રમાણે ૯।। વાગ્યે મેદાનમાં નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી આવી પહોંચી હતી. આ સરઘસમાં લશ્કરીઓએ ભાગ લીધો હતો અને ભાગ લેનાર સર્વના હાથમાં મશાલો આપવામાં આવી હતી. કોઈ મશાલોમાં લાલ, કોઇમાં લીલા, તો વળી કોઇમાં પીળા અને વાદળી એવી રીતે અનેક પ્રકારના દીવાઓ પ્રકટાવવામાં આવેલા હોવાથી, દેખાવ દેદીપ્યમાન થયો હતો. કૃષ્ણ પક્ષ ચાલતો હોવાથી આ સરઘસની શોભા અનુપમ બની હતી અને વિવિધ રંગોની હજારો મશાલોના વિવિધ પ્રકારના અદ્ભુત પ્રકાશથી સરઘસ ભવ્ય બનેલ હોવાથી, તેમ જ વચ્ચે વચ્ચે વિવિધ જાતનાં વાજીંત્રોના સુંદિર સ્વરો કર્ણગોચર થતા હોવાથી જોનારાઓ અતિપ્રસન્ન થયા હતા. આ

સરઘસ ના. રાજદંપતીયે તથા આમંત્રિત પરોણાઓએ આનંદથી નિહાળ્યું હતું. સમય થતાં ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ પોતાનાં નિવાસસ્થાનમાં પાછા ફર્યાં હતાં.

**પોલોની પૂર્ણાહુતી.**

તા. ૧૧ મીને સોમવારે બપોરે ૩ાા વાગે પોલોભૂમિપર મહાન્ મેળાવડો એકઠો થયો હતો. જો કે રંગભૂમિમાં દાખલ થવાની રૂ. ૩, રૂ. ૫, અને રૂ. ૧૦ ની ટીકીટો હતી, તોપણ હજારો સ્ત્રી, પુરૂષોએ હાજરી આપી હતી; અને મેદાનમાંના મંડપો અને માંચડાઓ ચીકાર ભરાઇ ગયા હતા. આજે પોલોની રમતની પૂર્ણાહુતી હતી. રમતના અંતે જીતનાર ગૃહસ્થ નામદાર શાહાનશાહબાનુના મુબારક હસ્તે સોનાનો પ્યાલો ( કપ ) મેળવવાને ભાગ્યશાળી થયા હતા.

**દિલ્હીદરબાર નિમિત્તે આપવામાં આવેલી પદવીઓ.**

દિલ્હીદરબાર નિમિત્તે ના. શાહાનશાહ તરફ જેમને પદવીદાન કરવામાં આવ્યું હતું, તેમનાં નામ તથા પદવીઓ નીચે આપવામાં આવેલ છે.

**તોપોનું માન.**

શ્રીમંત મહારાજા સિંધીઆ સરકાર ગ્વાલીઅર ૨૧, મેજર-જનરલ મહારાજા સર ચંદ્ર સમશેરજંગ નેપાળના મુખ્ય પ્રધાન ૧૯, રાણા રણજીતસિંગ-બરવાણીના મહારાજ ૧૧, શેખર અને મકાલાના સુલતાન ૧૧, ભોરના શ્રીમંત શંકરરાવ ચીમનાજી ૧૧, અને કાંકરના ચીફ કોમળદાસ ૯.

**ઇંપિરિયલ ઓર્ડર ઓફ ધી ક્રાઉન ઓફ ઇંડિયા.—**

ધી માર્કિવસ ઓફ ક્રયુ, ભોપાળમાં ના. બેગમસાહેબ અને ભાવનગરનાં ના. મહારાણીસાહેબ.

**બેરોનેટ.**

ધી. ઓન. સર સાસુન જે. ડેવિડ.

**નાઇટ.**

ના. જે. એમ. મેકફર્સન—ના. વાઇસિરોયની લેજીસ્લેટિવ કાઉન્સીલના સભાસદ, ના. જસ્ટિસ સી. એમ. ડબલ્યુ. બ્રેટ-કલકત્તા, ના. જસ્ટિસ અશુતોષ મુકરજી—કલકત્તા, ના. જસ્ટિસ એચ. જી. રિચર્ડસન—અલ્હાબાદ, ના. જસ્ટિસ એચ. ડી. ગ્રિફીન—અલ્હાબાદ,

મી. આર. પી. એસ્ટન પ્રેસિડન્ટ—માયનિંગ અને જ્યોલોજીકલ ઇન્સ્ટિટયુટ—કલકત્તા, ખાનબહાદુર બી. ડી. મહેતા—નાગપુર, મી. સેસિલ. ડબલ્યુ. ડબલ્યુ. ગ્રેહામ. કલકત્તા, લેફ્ટેનન્ટ કર્નલ સી. એચ. બેડફર્ડ, આઇ. એમ. એસ., મી. એચ. એસ. ફ્રેઝર—મદ્રાસ, ના. જસ્ટિસ ડી. ડી. દાવર—મુંબઇ, ના. ઇબ્રાહિમ રહિમતુલ્લા—મુંબઇ, અને મી. જેમ્સ એંગ્બી—બોમ્બે બેંક—મુંબઇ.

## ગ્રાન્ડ કમાન્ડર્સ ( જી. સી. એસ. આઇ. )

ના. સર જ્યોર્જ ક્લાર્ક—મુંબઇના ના. ગવર્નર, ના. સર આર્થર લૉલે—મદ્રાસના ના. ગવર્નર, સર જ્હોન હ્યુએટ—પ્રેસિડન્ટ—કોરોનેશન કમિટી, બિકાનેરના મહારાજા, કોટાના મહારાજા, સર ઓમુર ક્રેગ—કમાન્ડર—ઇન—ચીફ, કપુરથલાના મહારાજા, હૈદ્રાબાદના ના. નિઝામ અને ના. આગાખાન.

## નાઇટ કમાન્ડર્સ ( કે. સી. એસ. આઇ. )

ના. લેસ્લી પોર્ટર—સંયુક્ત પ્રાંતોના લે. ગવર્નર, ના. જે. એલ. જેન્કિન્સ, ના. એસ. એચ. બટલર, અને ના. આર. ડબલ્યુ. કાર્લાઇલ—ના. વાઇસરોયની કાર્યભારી કાઉન્સિલના સભાસદો, કિસનગઢના મહારાજા, મી. આર. એચ. ક્રેડોક—મધ્ય પ્રાંતના ચીફ કમિશ્નર, મી. જેમ્સ. એમ. ચુઇ—પંજાબના પહેલાં નાણાં ખાતાના કમિશ્નર, મી. જે. એસ. મેસ્ટન—હિંદુસ્તાન સરકારના નાણા ખાતાના સેક્રેટરી, મી. બી. રોબર્ટસન—હિંદુસ્તાન સરકારના વ્યાપાર ખાતાના સેક્રેટરી, ના. રિચર્ડ એ. લેમ્બ—મુંબઇ કાર્યભારી કાઉન્સિલના મેમ્બર, બરદ્વાનના મહારાજા, મી. ઇ. જી. કોલ્વીન—ના. ગવર્નર જનરલના રાજપુતાના ખાતેના એજન્ટ, સર ટી. આર. વૈન—રેલ્વે બોર્ડના ચેરમેન, ના. એસ. ઇરમે—માઇસોરના ચીફ જસ્ટિસ, મી. જી. સી. વોકર—ના. નિઝામ સરકારના નાણા ખાતાના મંત્રી, મી. એ. એ. અપકાર—કલકત્તાની મેસર્સ અપકાર અને કંપનીવાળા, ધારના રાજાસાહેબ, દેવાસના રાજાસાહેબ ( મોટી પાટી ), સર્જન—જનરલ ટ્રેવોર આઇ. એમ. એસ. અને ભૂતાનના મહારાજા.

## કમ્પેનિયન્સ ( સી. આઇ. ઇ. )

ના. એમ. બી. ચૌબલ—મુંબઇની કાર્યભારી કાઉન્સિલના મેમ્બર, ના. જી. એસ. કર્ટિસ—કમિશ્નર મધ્ય વિભાગ—મુંબઇ, ના. સૈયદ

અહી ઇમામ, તથા ના. ડબલ્યુ. એચ. કલાર્ક—ના. વાઇસરોયની કાર્યભારી કાઉન્સિલના સભાસદો, મેજર વિગ્રામ—ના. શાહાનશાહના ખાનગી સેક્રેટરીના આસિસ્ટન્ટ, લે. કર્નલ મેક્સવેલ—ના. વાઇસરોયના લશ્કરી ખાતાના સેક્રેટરી, મી. એચ. થોમસન—બ્રહ્મદેશના ચીફ સેક્રેટરી, મી. બંકચંદ—ઈંદોર કાઉન્સિલના મેમ્બર, સર્જન જનરલ બેનરમેન, મદ્રાસ, લે. કર્નલ રામ્સે—બલુચિસ્તાનના ચીફ કમિશ્નર, મી. એસ. એલ. મેડોકસ—કલકત્તા કોરપોરેશનના ચેરમેન, મી. ગીલ્બર્ટ વોકર—ઓબઝરવેટરીના ડાયરેકટર જનરલ, ના. વી. કૃષ્ણસ્વામી આયર—મદ્રાસ કાર્યભારી કાઉન્સિલના મેમ્બર, લેફ્ટેન્ટ કર્નલ પી. આર. ગોર્ડન—કમિશ્નર વેલી ડિસ્ટ્રીક્ટ આસામ, માલેર કોટલાના મુશરિફાર અલ્લીખાન, લેફ્ટેનન્ટ કર્નલ એફ. એ. હેરિસ—ઇન્સ્પેક્ટર જનરલ—સિવિલ હોસ્પીટલ્સ, બેંગાલ, મી. ઇ. વી. ગેબ્રીયેલ—સેક્રેટરી કોરોનેશન કમિટી, મી. જે. એસ. ડોનાલ્ડ—પોલિટિકલ ડિપાર્ટમેન્ટ, મી. એસ. એમ. એસ. મેથ્યુસ—સેટલમેન્ટ કમિશનર—બ્રહ્મદેશ, મી. એ. સી. હેન્કીન—ઇંડીયન પોલિસ, હૈદ્રાબાદના નવાબ ફરિદુદ્દિન જંગબહાદૂર, મી. એ. એમ. હુસેન—ના. નિઝામ સરકારના પ્રાઇવેટ સેક્રેટરી, મી. એચ. સી. મ્યુલ્સ—કલેકટર—કરાંચી, બિલાસપુરના ના. રાજા સાહેબ, મી. એસ. કેનેડી—ઇન્ડિયન પોલિસ, મુંબઇ, લખતરના ના. ઠાકોર સાહેબ કરણસિંહજી, ફલટણના જાગીરદાર શ્રી નિંબાળકર, મી. જે. પી. ઓર—સીનીઅર કલેકટર—મુંબઇ, અને ડૅા. જે. સી. બોઝ—કલકતા.

નાઇટ આન્ડ કમાન્ડર્સ ( જી. સી. આઈ. ઈ. )

કાશ્મીરના ના. મહારાજા, ઓન. સર લુઇ ડેન—પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર, કોલ્હાપુરના ના. મહારાજા સાહેબ, બોબિલીના મહારાજા શ્રીરામ શ્રીવ્યંકટ, લેફ્ટેનન્ટ કર્નલ સર આર્થર જોન બિગ, બેરન સ્ટેમ્ફર્ડહેમ, ના. મહારાણા સર ફતેહસિંહ—ઉદેપુર, પતિયાલાના મહારાજાધિરાજ, ખૈરપુરના ખાન મીર ઈમામબક્ષ, કોચીનના રાજા શ્રી સર રામવર્મા, ઢાકાના નવાબ સર ખ્વાજા સલિમુલ્લા, અને ઓન. સર ગાય ફ્લિટવૂડ વિલસન—ના. વાઇસરોયની કાર્યભારી કાઉન્સિલના મેમ્બર, ( ખજાનચી )

નાઇટ કમાન્ડર્સ ( કે. સી. આઇ. ઇ. )

શ્રી કાન્તિરાવ નરસિંહ—માઇસોરના યુવરાજ, મી. હેન્રી પારસલ બર્ટ—મેનેજર, એન. ડબલ્યુ. રેલ્વે, લેફ્ટેનન્ટ કર્નલ શુ ડાલી

રેસીડન્ટ–માઇસોર, મી. જે. એચ. ડયુબોલે–ના. વાઇસરોયના પ્રાઇવેટ સેક્રેટરી, ચરખારી ( બુંદેલખંડ ) ના મહારાજાધિરાજ, મી. બ્રજેંદ્રનાથ મુકરજી–કલકત્તા, ના. ગંગાધર માધવરાવ ચીટનવીસ નાગપુર, જાવરા ( મધ્ય હિંદુસ્તાન ) ના નવાબ, સિતામહુના રાજા રામસિંગ, વાંકાનેરના રાજસાહેબ અમરસિંહજી વેણીસિંહજી, ડૉ. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર–પુના, મી. મીચેલ ફ્રેસોઝ–શ્રી સિંધીઆ સરકારના સેક્રેટરી–ગ્વાલિયર, ઓન. સર જોન. સ્ટેનલી–ચીફ જસ્ટિસ–અલ્હાબાદ, મહારાજા શ્રી વિક્રમદેવ–જયપુર ( મદ્રાસ પ્રેસિડેન્સી ), સિક્કીમના મહારાજા, થલરાઇના રાણા થિવરાજસિંહ–રાયબરેલી, સાલેમપુર ( આઉધ ) ના રાજા સ્ટાબન અલિખાન, અલવરના મહારાજા શ્રી સર જયસિંહ બહાદૂર, પ્રતાપગઢના મહારાજા શ્રી રઘુનાથસિંહ બહાદૂર, રાજપીંપળાના રાજા સાહેબ, દિવાન બહાદૂર શેઠ કસ્તુરચંદ દગા–બેંકર–મધ્યપ્રાંત, મહારાજા સવાઇ સાંવત–બિજાપુર ( બુંદેલખંડ ), અને જનરલ મૌબ્રે થોમસન–બંગાલ ઈન્ફન્ટ્રી.

## કમાન્ડર ઓફ ધી ઇન્ડિયન એમ્પાયર ( સી. એસ. આઈ. )

નવાબ અબ્દુલ મજીદ–અલ્હાબાદ, મી. એલ. સી. પોર્ટર–શિક્ષણ ખાતાના સેક્રેટરી, મી. એસ. શાર્પ–શિક્ષણ ખાતાના જોઇંટ સેક્રેટરી, મી. એ. વેનીસ–બનારસ, મી. હરિપ્રસાદ શહાપ્રી–બંગાલ, લેફટેનન્ટ કર્નલ મેકોનીકી, મી. એન. કાબનખાન બુલુચિસ્તાન, દિવાન જામીયતરોય–બુલુચિસ્તાન, મી. એચ. એચ. હૈદર, મી. એ. મૂરહેડ–એજંટ–સાઉથ ઇન્ડિઅન રેલ્વે, મહારાજ કુમાર સિડકિઓંગ ટુલકુ–સિક્કિમ, લેફટેનન્ટ કર્નલ ઇ. પી. ફ્રેંચમેન, મી. જી. સી. બુકેનન–રંગુન, મી. ડબલ્યુ. આર. સ્ટિકમન–બર્મા, મી. ઇ. આર. કે. બ્લેકિનશોપ-મધ્યપ્રાંત, મી. જી. એસ. હાર્ટ, નવાબ મહમદ સાલી મુલ્લાખાન–દેવળઘાટ, રેવરંડ જે. એમ. ગ્રેહામ, મી. એફ. એચ. સ્ટુઅર્ટ, મોલવી સૈયદ મહામક્ષ નાસૌદીન, મી. એલ. જે. કેરશા, મી. ડબલ્યુ. ટી. કાચકર્ટ, ના. એમ. બી. દાદાભાઇ–નાગપુર, મી. એચ. મરે–મુંબઇ, સવાઇરાવ રાજા રઘુનાથરાવ દિનકર-ગ્વાલિયર, પંડિત કૈલાસ નારાયેન હકસર–ગ્વાલિયર, મોક્ષગુંડન વિશ્વેશ્વરૈયા–માઇસોર, લેફ્ટેનન્ટ કર્નલ આર. ગોડફ્રે–માઇસોર, જાગીરદાર જસરાજ–માઇસોરના સેનાપતિ, મેજર એ. બી. ડયુ–ગિલજીત, રાય સાહેબ દિવાન અમરનાથ કાશ્મિર, લેફ્ટેનન્ટ કર્નલ

જે. આર. રોબર્ટ્સ–સરજન–ઇંદોર, લેફટેનન્ટ કર્નલ આર. ઇંપી–એજન્ટ–બુંદેલખંડ, રાજા અવધેંદ્ર બહાદૂરસિંગ–કોઠી, મી. કૃષ્ણા-રાવ વાસુદેવરાવ મુળે–ઇંદોર, બાબા ગુરૂબક્ષસિંગ બેદી–રાવળપીંડી, લેફટેનન્ટ કર્નલ આર. ઇ. પી. પિગાટ, મેજર ડબલ્યુ. ડી. હેન્રી, મી. જી. કીટીંગ્ઝ–મુંબઇ, મેજર જે. જી. ગ્રેગ–મુંબઇ સરકારના મિલીટરી સેક્રેટરી, ઓન. સરદાર નૌરોજી પદમજી–પુના, જેતપુરના દરબાર શ્રી વાળા લક્ષ્મણ મેરામ, મી. સી. એ. બેરન–દિલ્હી, મી. એલ. ડબલ્યુ. રેનોલ્ડઝ, મેજર પી. એમ. સાઇકસ, મી. સી. એ. રોઝ, મેજર એ. ડી. જી. રામ્સે, કેપ્ટન જે. મેકેન્ઝી, મી. જેમ્સ સ્કોટ–ના. વાઇસરોયના આસિ. પ્રાઇવેટ સેક્રેટરી, મી. લાલા શિવપ્રસાદ–દિલ્લી, મી. જે. અલ. બ્રુક–ઇન્ડિયા ઓફિસ, અને ઓન. મી. ડબલ્યુ. મી. નજ.

જી. સી. વી. ઓ.

લે. કર્નલ સર હેન્રી મેકમોહન–ફોરિન સેક્રેટરી, જોધપુરના મહારાજા સર પ્રતાપસીંહ અને રામપુરના નવાબ.

કે. સી. વી. ઓ.—

મી. ઇ. લી. ફ્રેંચ–પોલિસ, પંજાબ, બ્રિગેડીઅર જનરલ આર. એ૨. ગ્રીમસ્ટન ના. શાહાનશાહના મિલીટરી સેક્રેટરી, પાહાસુના નવાબ, કર્નલ અસ્લામખાન અને એડમિરલ સર એડમંડ સ્લેડ–મુંબઇ.

ઓનરરી મેજર જનરલ—

જયપુરના મહારાજાધિરાજ.

ઓનરરી મેજર—

રતલામના રાજા સર સજ્જનસિંગ, જાવરાના નવાબ, કીસનગઢના સર મદનસિંગ અને ભોપાળના હાજી હાફિજ.

તે સિવાય સી. વી. ઓ, મહારાજાધિરાજ, રાજાબહાદૂર, રાજા, નવાબ, સરદારબહાદૂર, ખાનબહાદૂર, મહામહોપાધ્યાય, શિફા–ઉલ-મુલ્ક, શમ્સ–ઉલ–ઉલ્મા, દિવાનબહાદૂર, રાયસાહેબ, રાવસાહેબ, રાવબહાદૂર, રાયબહાદૂર, અને ખાનસાહેબની પદવી તથા સુવર્ણ-પદકો અને રૌપ્ય પદકો ઘણા ગૃહસ્થોને આપવામાં આવ્યાં હતાં.

**ધર્માચાર્યોની મુલાકાત.**

તા. ૧૬ મી ને શનિવારે સ્હવારે ૯ વાગ્યાના અરસામાં હિંદના ધર્માચાર્યોને નામદાર શાહાનશાહ અને શાહાનશાહબાનુની મુલાકાત કરવાનું તથા આશિર્વાદ આપવાનું માન મળ્યું હતું. પંજાબના લે. ગવર્નરે રાજવંશી યુગલ સન્મુખ પ્રથમ ગોવર્ધન મઠના જગદ્‌ગુરૂ શંકરાચાર્યને રજુ કર્યા હતા, જેઓ રાજદંપતીની મુલાકાત લઇ આશિર્વાદ આપી વિદાય થયા હતા. ત્યારબાદ ક્રમવાર વૈષ્ણવ ધર્માચાર્યો આદિ અન્ય હિંદુ ધર્માચાર્યોને તથા મુસલમાન ધર્માચાર્યોને રજુ કરવામાં આવ્યા હતા, જેઓ પણ આશિર્વાદ આપી મુલાકાત લઇને વિદાય થયા હતા.

**રાજદંપતીની દિલ્હીથી વિદાયગીરી.**

અગાઉથી નક્કી કરવામાં આવેલા કાર્યક્રમ મુજબ ના. શાહાનશાહ તથા શાહાનશાહબાનુ તા. ૧૬ મીને શનિવારે આ મહાન્ સમારંભ નિર્વિઘ્ને આનંદપૂર્ણ રીતે ખતમ કરીને દિલ્હીથી બપોરે ૧ વાગ્યે વિદાય થયા હતા. રાજદંપતીના વિદાય વખતના સરઘસનો દેખાવ નિહાળવાને તથા રાજદંપતીનાં મુખદર્શન કરવાને જે રસ્તે થઇને સરઘસ પસાર થવાનું હતું તે આખે રસ્તે બન્ને બાજુએ લોકો ગોઠવાઇ ગયા હતા. આખા રસ્તા ઉપર બન્ને બાજુએ લશ્કરને હારબંધ ગોઠવી દેવામાં આવ્યું હતું અને ઠેકઠેકાણે બેંડો તથા રણશિંગાંઓનો મધુર સ્વર કર્ણગોચર થતો હતો. મોટા મોટા અધિકારીઓ મોટોરોમાં સ્વાર થઇને કિલ્લામાં આવ્યા હતા. પોતાના કેમ્પમાંથી નિકળતાં પહેલાં રાજદંપતીએ ઓડિયન્સચેમ્બરમાં કેટલાક દેશી રાજ્યકર્તાઓની મુલાકાત લીધી હતી. ત્યારપછી ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી સરઘસના આકારમાં કેમ્પમાંથી નિકળીને કિલ્લામાં ગઇ. તે વખતે ૧૦૧ તોપોની સલામી શરૂ થઇ અને લશ્કરીઓ તરફથી ફેર કરવામાં આવ્યા. જ્યારે ના. શાહાનશાહ તથા શાહાનશાહબાનુ સલિમગઢના સ્ટેશન ઉપર પહોંચ્યા ત્યારે ના. ગવર્નરજનરલ તથા લેડી હાર્ડિંજે તેમનું સ્વાગત કર્યું. પછી સ્ટેશન ઉપર એકઠા થએલા મોટા મોટા અધિકારીઓ અને રાજ્યકર્ત્તાઓ સાથે હસ્તધૂનન કર્યા પછી ના. શાહાનશાહ પોતાને માટે ખાસ તૈયાર કરવામાં આવેલી ગાડીમાં જઇને બિરાજ્યા, અને થોડીવારે ટ્રેન નેપાળ તરફ જવાને વિદાય થઇ કે ૧૦૧ તોપોની સલામી આપવામાં

આવી. ત્યારપછી ના. શાહાનશાહબાનુ આગ્રા તરફ જવાને વિદાય થયાં અને લોર્ડ તથા લેડી હાર્ડિંજ દહેરાદુન જવાને ઉપડી ગયાં. આ પ્રમાણે હિંદુસ્તાનના ઇતિહાસમાં સંસ્મરણીય રહી જાય એવો દિલ્હીનો આ મહાન્ તથા અપૂર્વ દરબારસમારંભ, કે જેને માટે હિંદી પ્રજા અતિ ઉત્કંઠિત બની રહી હતી તે આનંદ અને જયઘોષની વચ્ચે સંપૂર્ણ થયો.

## પ્રકરણ ૧૫ મું.

### મૃગયા અને પ્રવાસ.

દિલ્હી દરબારનું મહત્ કાર્ય આટોપ્યા પછી ના. શાહાનશાહની સ્વારી નેપાળનાં જંગલોમાં મૃગયાને માટે જનાર છે એમ પ્રથમથી ઠર્યું હતું. તેથી તે સંબંધી ઘણા દિવસોથી નેપાળના મહારાજા તરફથી તૈયારી ચાલતી હતી. સર્વ તૈયારી થઇ ગઇ હતી તેવામાં ના. શાહાનશાહની સ્વારી ત્યાં જઇ પહોંચે તેની સાત દિવસ પહેલાં નેપાળના મહારાજાધિરાજ બંકિમજંગ બહાદૂર સમશેરજંગ તા. ૧૧ મી ડિસેમ્બર સને ૧૯૧૧ ના રોજ મરણ પામ્યાના દુઃખકારક વર્ત્તમાન પ્રસિદ્ધ થયા. તથાપિ મહારાજાએ પોતાના અવસાન પૂર્વે દર્શાવેલી ઇચ્છાનુસાર ત્યાંના સાંપ્રત મહારાજા તરફથી અરજ કરવામાં આવતાં ના. સરકાર તરફથી એક યાદી બહાર પાડવામાં આવી હતી, તેમાં જણાવ્યું હતું કે "નેપાળના મહારાજા જેઓ ગયા જુલાઇ માસથી યકૃત–લીવરના દરદથી પિડાતા હતા, તેઓ ગઇ તા. ૧૧ મીએ ગુજરી ગયા છે. તેમણે મરતી વેળાએ એવી ઇચ્છા જણાવી હતી કે ના. શાહાનશાહની નેપાળની મુલાકાતમાં મારા મરણથી કાંઇ પણ વિઘ્ન આવવું જોઇએ નહિ. મર્હૂમના કુમારશ્રીનું રાજ્ય ઉપર આવવું જાહેર થઇ ગયું છે, અને શોકની ક્રિયાઓ ના. શાહાનશાહ નેપાળ જઇ પૂગે તે પહેલાં ખલાસ થઇ જશે. વડા પ્રધાને પણ એવી ઉત્કટ ઇચ્છા દર્શાવી છે, કે નેપાળની મુલાકાત લેવાનું ના. શાહાનશાહે માંડી વાળવું નહિ, કેમકે તેથી મને તથા પ્રજાને ના. શાહાનશાહનો સત્કાર કરવાનું માન જે બીજી વખત મળે છે તે મળી શકશે નહિ, જેથી અત્યંત નિરાશા ઉપજશે. આવા સં-

યોગે વચ્ચે અને નેપાળના રાજવંશી કુટુંબના આગ્રહથી ના. શાહાનશાહે નેપાળનો પ્રવાસ કરવાનું નક્કી કર્યું છે. ”

**નેપાળની સહેલગાહ.**

ના. શાહાનશાહ તા. ૧૮ મીની સ્હવારે ભીકનાથોરી ખાતે જઇ પહોંચ્યા હતા, જ્યાં નેપાળના વડા પ્રધાન મહારાજા સર ચંદ્રસમશેરજંગે તે નામદારને દિલોજાનીભર્યો આવકાર આપ્યો હતો. ના. શાહાનશાહને શિકાર કરવાને માટે સુકીમાર નામના ગામમાં વ્યવસ્થા કરવામાં આવી હતી. તેની નજીક એક ખુલ્લા મેદાનમાં રાપટી નામની નદીના કિનારે છાવણી નાંખવામાં આવી હતી. સુમારે ૫૦ શિકારી હાથીઓને એકઠા કરવામાં આવ્યા હતા. અહીંના જંગલમાં વાઘ તથા ગેંડા ઘણા છે. વાઘોને લલચાવવાને ખાતર ઠેકઠેકાણે ભેંસોને બાંધી રાખવામાં આવી હતી. ના. શાહાનશાહ તા. ૧૮ મીના રોજ ભીકનાથોરીથી મોટારગાડીમાં ઘરખટલાનાં માણસો સાથે નિકળીને સુકીમાર ખાતે ગયા. આ શિકારમાં સઘળા મળીને ૩૯ વાઘ અને ૧૩ ગેંડાને મારવામાં આવ્યા હતા, જેમાંથી **ખુદ શાહાનશાહે ૨૧ વાઘ અને ૧૦ ગેંડાનો શિકાર કર્યો હતો.** તે સિવાય પુષ્કળ આખલા, સાબર, ડુક્કર વગેરેનો શિકાર પણ કરવામાં આવ્યો હતો. શાહાનશાહના ઘરખટલામાંના કેટલાકોએ પણ વાઘોનો શિકાર કર્યો હતો.

**જાણવાજોગ પ્રસંગો.**

દિલ્હીથી નેપાળ જતાં માર્ગમાં બનેલા કેટલાક પ્રસંગો જાણવા જેવા હોવાથી અત્ર ઉતારવામાં આવ્યા છે. આરા જંકશન ઉપર ના. શાહાનશાહનો પ્રજા પ્રત્યેના પ્રેમનો એક બહુ અર્થસૂચક બનાવ બન્યો હતો. અહીંઆં બાદશાહી ટ્રેનનું એન્જીન બદલાવવાનું હોવાથી ના. શાહાનશાહ ટ્રેનમાંથી નીચે ઉતરીને ફરતા ફરતા એન્જીન પાસે ગયા. ત્યાં તે નામદાર ફાયરમેન સાથે વાત કરતા હતા, તેવામાં બીજી બાજુએ દ્રષ્ટિ જતાં તે નામદારને જણાયું કે હજારો લોકો તે નામદારના દર્શનાર્થે સ્ટેશનની બહાર એકઠા થયા હતા પરંતુ પોલિસ તેમને સ્ટેશનના કઠેરાથી દૂર રાખતી હતી. તે જોઇને ના. શાહાનશાહે પોલિસને હુકમ કરીને લોકોને સ્ટેશનના કઠેરા સુધી આવવા દીધા અને પોતે એન્જીન તૈયાર થયું ત્યાં સુધી લોકોની સમક્ષ સામી સલામ કરતા ઊભા રહ્યા.

બાદશાહી ટ્રેન હુંડલા સ્ટેશન ઉપર થોડીવાર થોભી હતી. તે વખતે ના. શાહાનશાહ પ્લેટફોર્મ ઉપર ઉતરી પડયા અને આમ તેમ ફરવા લાગ્યા. એક મીકેનિક જે ત્યાં કામ કરતો હતો તેની પાસે જઇને, તેને, તે શું કામ કરે છે તે ના. શાહાનશાહ પૂછવા લાગ્યા. એટલે પેલો મીકેનિક ના. શાહાનશાહને એક સાધારણ સાહેબ સમજીને પોતાનું કામ સભ્યતાના તરીકાથી સમજાવવા લાગ્યો. પાછળથી જ્યારે તેને માલુમ પડયું કે 'આ તો નામદાર શાહાનશાહ છે!' ત્યારે તે ઝંખવાણો પડી ગયો હતો.

શાહાનશાહની સ્વારી પોતાના પરિવારસહ બંગાળા તરફ જવાને કસારા કેમ્પમાંથી તા. ૨૮ મી ડિસેમ્બરના રોજ સ્હવારે નિકળી. નેપાળના વડાપ્રધાન ભીકનાથોરી સ્ટેશન સુધી ના. શાહાનશાહને વિદાય કરવાને તેમની સાથે ગયા હતા. ત્યાં આગળ વડા પ્રધાને પોતાના ચિરંજીવીઓ—પુત્રો જનરલ મહાન્ સમશેરજંગ રાણાબહાદુર, લેફટેનન્ટ જનરલ બાબેર સમશેરજંગ રાણા બહાદુર, અને લેફટેનન્ટ કર્નલ કેસર સમશેરજંગ રાણાબહાદુરની ના. શાહાનશાહ સાથે મુલાકાત કરાવી. તત્પશ્ચાત્ ના. શાહાનશાહની સ્પેશ્યલ ટ્રેન સંધ્યાકાળે છ વાગ્યે ભીકનાથોરી સ્ટેશનથી નિકળીને બીજે દિવસે બપોરે ૩॥ વાગ્યે પાલઘાટ જઇ પહોંચી. અહિંથી ના. શાહાનશાહ 'બેંગાલ અને નોર્થવેસ્ટ રેલ્વે' ની સ્ટીમર 'બનારસ' માં બેસીને દિગઘાટ ઉતર્યા અને ત્યાંથી એક ખાસ ટ્રેનમાં બાકીપોર આવી પહોંચ્યા.

**મહારાણીસાહેબનો પ્રવાસ.**

સલિમગઢ સ્ટેશનથી નિકળીને ના. શાહાનશાહબાનુ પોતાના પરિવારમંડળસહ આગ્રા ખાતે આવ્યાં. ત્યાં ટ્રેન આવી પહોંચતાં ત્યાંના કમિશનર મી. રેનાલ્ડસે તે નામદારનું સ્વાગત કર્યું. ત્યારપછી તેઓ શ્રી રેસિડન્સીમાં ગયાં. આગ્રાના મુકામ દરમિયાનમાં મહારાણીસાહેબ આગ્રાનો તાજમહેલ, અકબર, જહાંગીરના મહેલો, ફત્તેહપુર સીક્રી ખાતેનો રાજમહેલ વગેરે પ્રસિદ્ધ સ્થળો જોઇ આવ્યાં હતાં. નીકળવાની રાત્રે મિજબાનીનો સમારંભ થયો હતો, અને ત્યાંથી ના. શાહાનશાહબાનુ જયપુર જવાને વિદાય થયાં હતાં.*

---

* તે જ દિવસે નોર્થવેસ્ટર્ન ટ્રેનનો નાશ કરવાનું કાવતરૂં કોઇ હરામખોરોએ રચ્યું હતું, પરંતુ ના. શાહાનશાહબાનુની ટ્રેન પેસેન્જર ટ્રેનથી પહેલાં પસાર થઇ ગએલી હોવાથી બાદશાહી ટ્રેનને સંગનેરના સ્ટેશન આગળ કાંઇ અકસ્માત્ નડયો નહોતો.

**જયપુરમાં આગમન.**

તા. ૧૯ મી ડિસેમ્બરના રોજ તેઓશ્રી જયપુર પહોચ્યાં. સ્ટેશન ઉપર તેમના સ્વાગતાર્થે જયપુરના ના. મહારાજા, પોતાના ભાયાતો તથા ત્યાંના રેસિડન્ટ સાથે હાજર થયા હતા. મહારાણીસાહેબ પોતાના પરિવારમંડળસહ ગાડીમાંથી નીચે ઉતરતાં જ જયપુરના વૃદ્ધ મહારાજાએ તેમની સામે જઇને તેમને મોટા માનપૂર્વક નમન કર્યું. મહારાણીસાહેબે પણ તેમનું તથા રેસિડન્ટ કર્નલ એચ. એલ. શોવર્સનું મોટા ઉત્સાહપૂર્વક સન્માન કર્યું. ત્યાર પછી જયપુર સંસ્થાનના મુખ્ય દિવાન મી. ફૈઝિજ અલ્લીખાન, તે સંસ્થાન તાબાના ત્રણ ઠાકોર, કર્નલ સર એસ. સ્વીટન જેકબ કે. સી. આઇ. ઇ., મેજર એચ. એન. હોલ્ડન અને રેસિડન્ટ સાહેબના ઘરખટલાના માણસોની ના. મહારાણીસાહેબ સાથે મુલાકાત કરાવવામાં આવી. ત્યાર પછી તેઓશ્રી ચાર ઘોડાની ગાડીમાં બિરાજીને સરઘસના ઠાઠમાં રેસિડન્સી મધ્યે જવાને સ્ટેશનથી નિકળ્યાં. સ્ટેશનથી મહારાણી સાહેબની ગાડી બહાર આવતાં ચાર રજપુત બાળાઓએ તે નામદાર ઉપર ગુલાબનાં પુષ્પોની વૃષ્ટિ કરી હતી.

બીજે દિવસે મહારાણી સાહેબે અંબરના રાજમહેલની તથા પ્રસિદ્ધ બગીચાની મુલાકાત લીધી હતી. રાત્રે રેસિડન્સીમાં ખાણું લીધા પછી નાગ જાતના લોકોનો નાચનો તમાસો જોયો હતો.

**ગાડામાં મુસાફરી.**

જયપુર ખાતે જે વખતે ના. મહારાણી શ્રી મોટોરમાં બેસીને ફરવા ગયાં હતાં, તે વખતે શહેરમાં પાછા ફરતી વખતે તે નામદારે દેશી ગાડામાં બેસીને જવાની ઇચ્છા દર્શાવી હતી. ગાડાં તૈયાર નહિ હોવાથી તે મેળવવાને માટે કેટલોક વખત ખોટી થઇ રહેવું પડયું હતું. તે છતાં ખોટી થઇ રહીને પણ ગાડાં તૈયાર થઇ ગયા પછી એક કલાક ગાડામાં મુસાફરી કરીને પોતાનો અભિલાષ પૂર્ણ કર્યો હતો. દેશી રગશિયા ગાડાના પણ સદ્ભાગ્ય !

**જયપુરથી અજમેર તરફ પ્રયાણ.**

મહારાણીસાહેબ પોતાના ગામમાં પધાર્યાં તેની ખુશાલીમાં જયપુરના મહારાજાએ **પોતાની પ્રજાને ૫૦ લાખ રૂપીઆની બક્ષીસ** આપી હતી. શાહાનશાહબાનુની સ્વારી ટ્રેનમાં તા. ૨૧ મી

ડિસેમ્બરના રોજ સ્હવારે સ્હાડાદશ વાગતાં જયપુરથી નીકળીને અજમેર તરફ જવાને વિદાય થઇ. તે વખતના સમારંભનો ઠાઠ ભારે હતો. જયપુરના મહારાજા સ્હવારે દશ વાગ્યે રેસિડેન્સીમાં આવ્યા, તે વખતે બાદશાહી ધરખટલાના બે ગૃહસ્થો તથા રેસિડન્ટ કર્નલ શોવર્સે તેઓશ્રીનું સ્વાગત કર્યું. રેસિડેન્સીની નૈઋત્ય બાજુના દરવાજે ૪૨ મી દેવળી પલટણની ગાર્ડ ઓફ ઓનરની ટૂકડી હાજર હતી. મહારાણીસાહેબની સ્વારી ગાડીમાં બેસતાં ગાર્ડ ઓફ ઓનરની ટૂકડીએ હથિઆર નમાવીને માન આપ્યું તથા મહારાજાના બેન્ડમાંથી રાજગીત વાગવા લાગ્યું. મહારાણીસાહેબનું પ્રયાણ જયપુર સ્ટેશનેથી ન થતાં રેસિડન્સી નજીકના પ્લેટફાર્મ ઉપરથી થયું હતું. મહારાણીસાહેબે મહારાજા, રેસિડન્ટ અને પ્લેટફાર્મ ઉપર હાજર રહેલા ઠાકોરો તથા ઓફિસરોની રજા લીધી. જયપુરની પોતાની મુલાકાતથી પોતાને ઘણો સંતોષ થયો છે એવું તેમણે જણાવ્યું. વિદાય થતા પૂર્વે મહારાણીસાહેબે પોતાની એક રત્નજડિત નાની તસ્બીર જયપુરાધીશને ભેટ આપી. તે જ પ્રમાણે રેસિડન્ટને એક ટાઈ-પીન ( ગળે નેકટાઇમાં ખોસવાની સોનાની પીન ) અને અને મીસીસ સોવર્સને એક બ્રુચ બક્ષિસ આપ્યાં. તે સિવાય કર્નલ સ્વીટન જેકબ, નવાબ સર ફૈઝિજ અલ્લીખાન, અને ઠાકોર દેવિસિંગ તથા બહાદૂરસિંગને પોતાની સહીના ફોટોગ્રાફ બક્ષિસ આપ્યા. મહારાણીસાહેબની ગાડી ચાલુ થઇ તે વેળાએ રીવાજ મુજબ સલામી આપવામાં આવી. મહારાણીસાહેબ ગાડીના દરવાજામાં ઊભાં રહીને સલામીના પ્રત્યુત્તરમાં હસતે મુખે નમન કરતાં હતાં.

**અજમેર.**

સાયંકાળે મહારાણીસાહેબની સ્વારી અજમેરમાં આવીને દાખલ થઇ. તે વેળાએ ના. ગવર્નરજનરલના એજન્ટ સર ઇલિયટ કોલ્વિન તથા લેડી કોલ્વિને તે નામદારનું સ્વાગત કર્યું. પ્લેટફાર્મ ઉપર ૪૪ મી મારવાડ ઇન્ફન્ટ્રી અને બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની વોલંટીયર પલટણનું બેન્ડ હાજર હતું. મહારાણીસાહેબ ટ્રેનમાંથી નીચે ઉતર્યાં કે ગાર્ડ ઓફ ઓનરની સલામી થઇ અને બેન્ડમાંથી રાજગીત વગાડવામાં આવ્યું. ત્યાર પછી એજન્ટ-ટુ-ધી ગવર્નરજનરલે જૂદા જૂદા અધિકારીઓની મહારાણીસાહેબ સાથે ઓળખાણ કરાવી. બાદ મહારાણીસાહેબ સ્ટેશનમાંથી નિકળી ગા-

ડીમાં બેસીને મેયોકૉલેજમાં ગયાં. રસ્તા ઉપર સ્થળે સ્થળે એકઠા થયેલા લોકો તરફથી મહારાણી સાહેબનો જયઘોષ કરવામાં આવ્યો હતો. કૉલેજના મુખ્ય દરવાજા પાસે મહારાણીસાહેબની સ્વારી આવતાં જ પ્રિન્સિપાલ અને કૉલેજના અધ્યાપકો–પ્રોફેસરોએ તે નામદારનું સ્વાગત કર્યું. ત્યારપછી કૉલેજમાં જૂદા જૂદા વર્ગોની મુલાકાત લીધા બાદ મહારાણી સાહેબ બોર્ડિંગ હાઉસ અને સેનેટોરિયમ જોવાને ગયાં. ત્યાંથી તેઓશ્રી બિકાનેર પેવેલીઅનમાં આવ્યાં, જ્યાં કૉલેજના સર્વ વિદ્યાર્થીઓ એકઠા થયા હતા. ગાડીમાંથી ઉતરતાં જ મહારાણીસાહેબને ભરતપુરના અલ્પવયી મહારાજાએ પુષ્પગુચ્છ અર્પણ કર્યો. ત્યાંથી મહારાણીસાહેબ ઉપલા મજલા ઉપર ગયાં, જ્યાં પ્રીન્સીપાલે કૉલેજમાંના અલ્પવયી ચીફ અને સંસ્થાનિકોના કુમારોની મહારાણીસાહેબ સાથે ઓળખાણ કરાવી. આ પ્રસંગની યાદગીરી દાખલ મહારાણી સાહેબને કૉલેજના દેખાવો તથા વિદ્યાર્થીઓના ફોટાનો સુંદર સંગ્રહ અર્પણ કરવામાં આવ્યો. તે પછી ખેલ વગેરે થયા બાદ મહારાણી સાહેબ રાત્રે સ્હાડા ૭ વાગે રેસિડન્સીમાં આવ્યાં. રાત્રે રેસિડન્સીમાં મિજબાની તથા તે પછી સ્વાગતસમારંભ થયો હતો. રાત્રે શહેરમાં સુંદર રોશનાઇ કરવામાં આવી હતી. મહારાણીસાહેબના દર્શનાર્થે આજુબાજુનાં ગામોમાંથી પુષ્કળ લોકો અજમેરમાં આવ્યાં હતાં.

બીજે દિવસે સ્હવારે મહારાણીસાહેબ મોટર ગાડીમાં સ્વાર થઇને પુષ્કર તળાવ જોવાને ગયાં હતાં. સંધ્યાકાળે તેઓશ્રી ખ્વાજા પીરની દરગાહ તથા 'અઢાઇ દિનકા ઝુંપડાં' વગેરે જોવાને પધાર્યા હતાં.

અજમેરથી વિદાય થતાં પહેલાં શાહાનશાહ એડવર્ડ સપ્તમ તથા સર કર્ઝન વાઇલીના સ્મારક માટે ઠરાવવામાં આવેલી જગ્યાની મુલાકાત લેઇને તા. ૨૩ મી ડિસેમ્બરના રોજ સ્હવારે મહારાણીસાહેબ મોટર ગાડીમાં બુંદી જવાને નિકળ્યાં. રસ્તામાં મેયોકૉલેજ પાસે તે નામદારની ગાડી કેટલોક વખત થોભી હતી. તે ઠેકાણે કૉલેજમાંના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો રસ્તાની એક બાજુએ એકઠા થયા હતા. તેમના તરફથી મહારાણીસાહેબને પુષ્પગુચ્છ અર્પણ કરવામાં આવ્યો અને સર્વ વિદ્યાર્થીઓના આનંદપૂર્વકના જયઘોષની વચ્ચે મહારાણીસાહેબ બુંદી જવાને વિદાય થયાં.

બુંદી.

બપોરના એક વાગ્યે મહારાણીશ્રી દેઓલી ખાતે પહોંચ્યાં. ત્યાં પોલિટિકલ એજન્ટ મેજર પીકોક અને તેમનાં પત્નીએ તેમને આવકાર આપ્યો. સ્હાંજે ખાણું લીધા પછી તે નામદારે બુંદીથી છ માઇલ દૂર આવેલા સતુર દરવાજાની મુલાકાત લીધી હતી, જે વખતે બુંદીના મહારાજા હાજર રહ્યા હતા. તા. ૨૪ મીએ સ્હવારે ના. મહારાણીસાહેબ બુંદીનો કિલ્લો તથા મહેલ નિરખવાને ગયાં હતાં, જ્યાં બુંદીના મહારાજાએ તેમનું સ્વાગત કર્યું હતું; ત્યાં તેઓશ્રીએ બુંદીનો કિલ્લો, રાજમહેલ, સરબાગ, શિકાર બુરજ, ફુલસાગર વગેરે પ્રસિદ્ધ સ્થળોની મુલાકાત લીધી હતી. મહારાણીસાહેબના આગમનપ્રસંગ નિમિત્તે ત્યાંના **મહારાજાએ લોકોને રૂ. ૩ લાખની મહેસુલની માફી** આપી હતી તથા ઢોરોને રાજ્યની જમીનમાં ચરાવવાની ફી પણ માફ કરી હતી એવું પ્રસિદ્ધ થયું છે. મહારાજાને ગ્રાન્ડ કમાન્ડર ઓફ ધી વિક્ટોરીઅન ઓર્ડરનો ખીતાબ આપવામાં આવ્યો છે.

**મહારાણીશ્રીની પ્રજાવત્સલતા.**

બુંદીમાં ના. શાહાનશાહબાનુની પ્રજાવત્સલતા દર્શાવનારો એક જાણવાજોગ બનાવ બન્યો હતો. એમ કહેવાય છે કે બુંદીમાં બ્રિટિશ સી. આઇ. ડી. ના ( છુપી પોલિસના ) હુકમ પ્રમાણે જે માર્ગે થઇને રાણીશ્રીની સ્વારી જનારી હતી ત્યાં આગળ કોઇ પણ માણસને આવવા દીધું નહોતું. રાજમાર્ગ પર છૂટાછવાયા માણસો દેખાતા હતા એટલે મહારાણીશ્રીએ પૂછ્યું કે આ ગામમાં કોઇ માણસની વસતિ છે કે નહિ ? કેમ કોઇ દેખાતું નથી ? એટલે માણસોને રાજમાર્ગ ઉપર નહિ આવવા દેવાના હુકમ સંબંધે ખરી વાત તેઓશ્રીને જણાવવામાં આવી. આ ઉપરથી રાણીશ્રીએ હુકમ કર્યો કે સઘળા લોકોને આવવા દો ! અને જોતજોતામાં આખા બુંદીમાં સર્વત્ર આ વાત ફેલાઇ ગઇ અને આખું ગામ રાણીશ્રીના દર્શન માટેની પોતાની તીવ્ર ઉત્કંઠાને તૃપ્ત કરવાને માટે રાજમાર્ગ ઉપર પથરાઇ ગયું.

કોટા.

રાત્રે મિજબાનીનો સમારંભ આટોપીને મહારાણીસાહેબ બીજે દિવસે સ્હવારે કોટા જવાને નિકળ્યાં. આ ઠેકાણે આવ્યા બાદ તે નામદારે કોટાનો કિલ્લો તથા રાજમહેલ જોયો. બે પ્રહર તે નામદાર મહારાજા સાથે અમેરાની મુલાકાતે ગયાં હતાં. સંધ્યાકાળે મહારાણી-

સાહેબ તરફથી મિજબાની આપવામાં આવી હતી. તે પ્રસંગે મોટા અધિકારીઓ તથા ગૃહસ્થોને આમંત્રણ કરવામાં આવ્યાં હતાં. ત્યારપછી મહારાણી સાહેબ શહેરમાં, નદીપર વગેરે સ્થળે કરેલી રોશની નિહાળવાને ગયાં હતાં. કોટાના મહારાજાએ હાથી, ઘોડા, જવાહીર અને ઉંચાં મૂલ્યવાન્ વસ્ત્રો મહારાણીસાહેબને ભેટ તરીકે અર્પણ કર્યાં હતાં, પરંતુ મહારાણીશ્રીએ તેને હસ્તસ્પર્શ કરીને તે સર્વ પાછું મોકલાવ્યું હતું.

કોટાથી તે નામદાર કલકત્તા જવા માટે રાત્રે મહારાજા તથા ગાર્ડ ઓફ ઓનરની વિદાયગીરીની સલામી વચ્ચે ઉપડી ગયાં હતાં. તેઓશ્રી બાંકીપોરના જંકશન ઉપર આવ્યાં, કે જ્યાં આગળ ના. શાહાનશાહ પણ નેપાળના શિકારની સહેલાગાહેથી પાછા ફર્યા હતા. ત્યાં ગંગાના કિનારાપર લોકોએ રાજદંપતીની આરતી ઉતારી હતી, જે જોઇને તેમણે હિંદી પ્રજાની રાજભક્તિની પ્રફુલિત હૃદયે પ્રશંસા કરી હતી.

## પ્રકરણ ૧૬ મું.

### કલકત્તામાં અપૂર્વ સમારંભ.

ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી ડિસેમ્બર માસની ૩૦ મી તારીખે કલકત્તા ખાતે જઇ પહોંચી હતી, જે વખતે સર્વ પ્રજાજનો તરફથી તેમનું અત્યંત ઉત્સાહપૂર્વક સ્વાગત કરવામાં આવ્યું હતું.

કલકત્તામાં શાહાનશાહ અને શાહાનશાહબાનુના સ્વાગતાર્થે છ છ મહિના થયાં તૈયારી ચાલતી હતી. દિલ્હીદરબાર બરખાસ્ત થયો તે વખતે કલકત્તાની સર્વ રચના પૂર્ણ થઇ ગઇ હતી અને તે શહેર એક અપૂર્વ નગરીના રૂપમાં આવી ગયું હતું. રાજદર્શનનો દિવસ જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ કલકત્તા શહેર હળમળી રહ્યું. શનિવારે સૂર્યોદયથી ના. શાહાનશાહનું સરઘસ જે જે રસ્તે થઇને પસાર થનાર હતું, તે તે રસ્તા ઉપર લોકોનાં ઝુંડનાં ઝુંડ એકઠાં થવા લાગ્યાં હતાં. આવો પ્રચંડ જનસમુદાય આ પૂર્વે કલકત્તામાં કદી પણ એકત્ર થયો હોય એવું જાણવામાં આવ્યું

નથી. એલીનબરો કોર્સ, રેડરોડ, અને સરકારી મહેલની નજીકના રસ્તાને જુદી જુદી રીતે શણગારવામાં આવ્યા હતા. ત્યાં આગળ વિજયસૂચક કમાનો ઊભી કરવામાં આવી હતી. આ જ રસ્તા ઉપર જ્યાં લોર્ડ રોબર્ટ્સ અને લોર્ડ લેન્સડાઉનનાં બાવલાં છે ત્યાં એક મોટો રાજમુકુટ વ્યવસ્થિત રીતે મૂકવામાં આવ્યો હતો. આ સરઘસના રસ્તા ઉપરની આવી બાદશાહી ઠાઠની રચના, હિંદુસ્તાનના સર્વ ધર્મના અને સર્વ વર્ણના લોકોનો પ્રચંડ સમુદાય તથા જુદી જુદી લશ્કરી અને પોલિસની ટૂકડીઓ આદિને લીધે રાજદર્શનોત્સવને અપૂર્વ શોભા પ્રાપ્ત થઇ હતી. રહવારના નવ વાગ્યાથી આ સર્વ રસ્તા હળમળી રહ્યા હતા.

બરોબર સ્હાડાબાર ( કલકત્તા ટાઇમ ) વાગતાં ના. શાહાનશાહની ટ્રેન હાવરા સ્ટેશનમાં આવી દાખલ થઇ. બાદશાહ અને મહારાણીસાહેબની સ્વારી સ્ટેશન ઉપર ઉતરતાં જ ગવર્નરજનરલ અને લેડીહાર્ડિંજે તે નામદારોનું સ્વાગત કર્યું. બેન્ડે રાજગીત ગાયા બાદ મોટા મોટા અધિકારીઓની ના. ગવર્નર જનરલે ના. શાહાનશાહ સાથે ઓળખાણ કરાવી. ત્યારપછી ગાર્ડ ઓફ ઓનરની ટૂકડીની તપાસ લીધા બાદ ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ, લોર્ડ અને લેડી હાર્ડિંજ સહવર્ત્તમાન 'હાવરા' નામની આગબોટમાં બેસીને હુગલી નદીમાં થઇને પ્રિન્સેસ ઘાટ ઉપર ઉતર્યાં. ત્યાં આગળ પ્રશસ્ત સ્વાગતમંડપ ઊભો કરવામાં આવ્યો હતો. તેમાં કલકત્તાની સર્વ જાતિના નાગરિક જનો, સ્રીઓ અને પરદેશોના એલચીઓનો પ્રચંડ સમુદાય હાજર થયો હતો. ના. શાહાનશાહને લઇને આવનારી આગબોટ કિનારા નજીક આવી એટલે બેન્ડે રાજગીત વગાડવાનો આરંભ કરતાં સ્વાગતમંડપમાં સર્વ સભાજનો ઊભા થઇ ગયા. આ મંડપમાં મધ્યભાગમાં ઉંચા પ્લેટફોર્મ ઉપર બે સિંહાસનો મૂકવામાં આવ્યાં હતાં. શાહાનશાહ અને મહારાણીસાહેબની સ્વારી કિનારા ઉપર ઉતરતાં જ ' હાય ફ્લાયર ' આગબોટ ઉપરથી ૧૦૧ તોપોની સલામી થઇ. રાજદંપતી સ્વાગતમંડપમાં દાખલ થતાં જ સભાજનોએ જયસૂચક ઉદ્‌ગારવડે તેઓશ્રીને આવકાર આપ્યો. ત્યારપછી ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ સિંહાસન ઉપર બેસતાં સર વિલીયમ ડયુકે નીચે લખેલા ક્રમાનુસાર મોટા મોટા ગૃહસ્થોનાં નામો પોકારી તેમની ના. શાહાનશાહ સાથે મુલાકાત કરાવી:—બંગાળની ધારાસભાના કાઉન્સિલરો,

કુચબિહારના મહારાજા, ઓરિસા અને છોટાનાગપુરના સંસ્થાનિકો, મુર્શિદાબાદના નવાબ અને બંગાળના પ્રમુખ સરદાર, બંગાળ અને નેશનલ ચેમ્બર ઓફ કોમર્સના સભાસદ, પોર્ટ ટ્રસ્ટના સભાસદ, બંગાળ અને બીહારના જમીનદાર, ટ્રેડ એસોસીએન, મ્યુનિસિપલ કોરપોરેશન અને યુનિવર્સિટીના સભાસદ. તત્પશ્ચાત્ કલકત્તા મ્યુ. કોરપોરેશનના અધ્યક્ષ મી. મેડોકસની ના. શાહાનશાહ સાથે ઓળખાણ કરાવ્યા બાદ તેમણે ( કોરપોરેશનના પ્રમુખે ) નીચે પ્રમાણે માનપત્ર વાંચ્યું હતું:-

## કલકત્તા મ્યુનિસિપાલિટીનું માનપત્ર.

"અમે કલકત્તા મ્યુનિસિપલ કોરપોરેશનના અધ્યક્ષ અને સભ્યો હિંદુસ્તાનની આ રાજ્યધાનીના નાગરિકો તરફથી રાજાધિરાજ અને મહારાણીને અત્યંત આદર, રાજનિષ્ઠા તથા અંતઃકરણપૂર્વક આવકાર આપીએ છીએ.

આગલા બે પ્રસંગોએ ગાદીના વારસોએ હિંદુસ્તાનને તથા આ નગરીને દર્શનલાભ આપ્યો હતો. પહેલા પ્રસંગે મર્હુમ શાહાનશાહ એડવર્ડ સાતમાનું પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે અહીં આગમન થયું હતું ત્યારે તેમનું સર્વત્ર અત્યાનંદપૂર્વક સ્વાગત કરવામાં આવ્યું હતું, અને બીજા પ્રસંગે આપ રાજાધિરાજે પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે અમોને દર્શન આપીને સંતુષ્ટ કર્યા હતા. આ ઉભય શુભ પ્રસંગોનું હિંદુસ્તાનના લોકોને તથા કલકત્તાના નાગરિકોને સારી રીતે સ્મરણ રહ્યું છે. પરંતુ ગ્રેટબ્રિટનના તખ્તનશિન રાજાધિરાજનું આ સામ્રાજ્યના લોકો મધ્યે આગમન થયું છે, તે હિંદુસ્તાનના ઇતિહાસમાં પહેલું જ છે.

આ દેશમાં અને આ શહેરમાં રાજાધિરાજ તથા મહારાણીનું સ્વાગત કરવાનો જે સુયોગ અમને પ્રાપ્ત થયો છે તેથી અમારામાં રાજનિષ્ઠા, ભક્તિ અને આનંદ-વૃત્તિ વિશેષે કરીને જાગૃત થયાં છે. આપનાં દર્શનથી આ દેશના લોકો પોતાના રાજાધિરાજ સાથે પ્રેમબંધનથી સદૈવ બદ્ધ થયા છે, તે સંબંધ વિશેષ દૃઢતર થયો છે; અને રાજાધિરાજના હૃદયમાં હિંદી પ્રજાજનોનું કલ્યાણ તથા ઉત્કર્ષ થાઓ એવી લાગણી સર્વદા રહ્યાં કરે છે તેનો ઉત્તમ પુરાવો આપના આગમનથી સ્પષ્ટ થયો છે.

રાજાધિરાજે આ નગરીને દર્શન આપ્યું તે માટે અમે કલક-ત્તાના લોકોની વતી અત્યંત નમ્રતાપૂર્વક તથા કૃતજ્ઞબુદ્ધિથી આભાર માનીએ છીએ. રાજાધિરાજ તથા મહારાણીસાહેબને દીર્ઘ આયુષ્ય અને સૌખ્ય પ્રાપ્ત થાઓ, અને આપની સત્તા નીચેના સામ્રાજ્યમાં શાંતિ રહો તથા તેની આબાદી થાઓ એવી અમે અત્યંત નિષ્ઠાપૂર્વક અને અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ.*

આ માનપત્ર એક ઉત્કૃષ્ટ મંજુષામાં મૂકીને ના. શાહાનશાહને અર્પણ કરવામાં આવ્યા બાદ ના. શાહાનશાહે તેનો નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપ્યો હતોઃ—

**ના. શાહાનશાહનું ભાષણ.**

"કલકત્તા શહેર તથા કોરપોરેશનની રાજ્યનિષ્ઠા અને સ્વામીનિષ્ઠા માટે તમે જે મારી ખાત્રી કરી આપી છે તે માટે હું તમારો, મહારાણીસાહેબ તથા મારીવતી અંતઃકરણપૂર્વક આભાર માનું છું. મારા પૂજ્ય વડિલે તમારા શહેરમાં કરેલા મુકામનો તથા ૭ વર્ષ પૂર્વે અમારા આ દેશમાં થયેલા આગમનનો તમોએ કરેલો ઉલ્લેખ સાંભળીને અમારા મન ઉપર ઘણી અસર થઇ છે. તે પ્રસંગે તમોએ અમારૂં જે મોટા ઉત્સાહપૂર્વક સ્વાગત કર્યું હતું તે અમને કદી પણ વિસ્મૃત થનાર નથી; અને તમારા શહેરના પ્રથમ વખતના દર્શનથી હિંદુસ્તાનના સામ્રાજ્ય માટે અમને જે લાગણી ઉદ્દ્ભવી છે તે કદી પણ નાશ પામનાર નથી. અમે અત્યારે બીજી વાર કલકત્તામાં આવ્યા છીએ અને આ શહેરની સુધારણા તથા આબાદી થએલી પ્રત્યક્ષ જોઇને અમને અતિ આનંદ થાય છે. દરબારસમારંભસમયે રાજ્ય-કારભારના સંબંધમાં જે ફેરફાર કરવામાં આવ્યો છે તેનું કાંઇક પરિણામ આ શહેર ઉપર થવા પામશે ખરૂં, પરંતુ તેથી તેનો પૂર્વનો વૈભવ કાંઇ ઓછો થનાર નથી.

આ શહેરની લોકસંખ્યા, વ્યાપાર અને લેવડદેવડના મુખ્ય ઠેકાણા તરીકેનું તેનું મહત્ત્વ અને તેનો મનોવેધક ઇતિહાસ, એ

* આ માનપત્ર જ્યારે વંચાતું હતું ત્યારે ના. શાહાનશાહથી થોડે દૂર કોરપોરેશનના સભાસદો હાથમાં ટોપી હોવાથી સૂર્યનો તાપ તેમના મસ્તકને અસહ્ય થઈ પડતો હતો, એ વાત ના. શાહાનશાહની જાણમાં આવતાં ના. શાહાનશાહે તથા તેમની સાથેના બીજાઓએ પોતાની ટોપી પહેરી લીધી અને ના. શાહાનશાહે બીજાઓને પણ ટોપી પહેરી લેવાની ઇસારત કરી હતી.

સર્વ બાબતોને લીધે તેને જે શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થયું છે તે ચિરકાળ રહેશે. નવીન ગવર્નરના અમલ નીચે તમારા ઇલાકાને અધિક શાંતતા તથા સુવ્યવસ્થા પ્રાપ્ત થઈને તેની વિશેષ આબાદી થશે. હિંદુસ્તાનની ખેતીવાડીમાં સુધારો થાય તથા વ્યાપારમાં પ્રગતિ થાય એવી તમારી ઇચ્છા છે એ હું જાણું છું. ઉદ્યોગધંધામાં તમારી કેવી આબાદી થતી જાય છે તે મેં જોયું છે, અને વ્યાપારની અભિવૃદ્ધિ માટે તમોએ કરેલો પ્રયત્ન સફળ થવાથી **વ્યાપાર કરવો એ પ્રતિષ્ઠા અને આબરૂનો ધંધો** છે એમ મનાવા લાગતાં, ઉત્તરોત્તર તમારા દેશમાં અધિકાધિક તરૂણો તેમાં મન ઘાલશે એમ મને ભરોંસો રહે છે. તમોએ અમારે માટે જે સદિચ્છા પ્રદર્શિત કરી છે તે માટે તમારો હું આભાર માનું છું. **અમારા હિંદી સામ્રાજ્યનું કલ્યાણ થાય તે માટે અમે નિત્ય પ્રયત્ન કરીએ છીએ અને અમારા પૂર્વજો તથા પ્રજાજનો મધ્યે રહેલો પ્રેમસંબંધ ઉત્તરોત્તર દૃઢ થતો જાય એવી અમે મનઃપૂર્વક આશા રાખીએ છીએ.**"

**સરઘસ.**

તે પછી ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી સરઘસના આકારમાં સરકારી મહેલ તરફ ગઈ. પહેલી ગાડીમાં શાહાનશાહ અને શાહાનશાહબાનુ અને બીજી ગાડીમાં ડયુક ઓફ ટેક, મેજર વિગ્રામ અને મેજર લોર્ડ ચાર્લ્સ ફિઝમોરિસ હતા. આ ગાડીની પાછળ પાછળ બીજી ચાર ગાડીઓ ચાલતી હતી, તેમાં શાહાનશાહ અને શાહાનશાહબાનુના ઘરખટલાનાં માણસો હતાં. આ ગાડીઓની અગાડી અને પછાડી લશ્કરી ઘોડેસ્વાર, તોપખાના વગેરે ચાલતાં હતાં. એલનબરો ક્રોસ, રેડરોડ, અને સરકારી મહેલના રસ્તા ઉપર એકઠા થએલા નાગરિકો તથા બેઠક ઉપર બેઠેલા શાળાના વિદ્યાર્થિઓએ* નિશાનો હવામાં ફરકાવીને, 'જય રાજરાજેશ્વર' એવા મંગલસૂચક જયઘોષથી રાજદંપતીનું

* આ વિદ્યાર્થીઓ માટે મેદાન નજીક ૧૪ બેઠકો ઉભી કરવામાં આવી હતી. તેના ઉપર ૨૦ હજાર વિદ્યાર્થીઓને બેસારવાની સોઇ કરવામાં આવી હતી. તેમને નિશાનો આપવામાં આવ્યાં હતાં. કોલેજના વિદ્યાર્થીઓને બેસવાને માટે ખુરશીઓ આપવામાં આવી હતી, જેમણે પોતાના ઝભ્ભા પહેર્યા હતા. સરઘસ પસાર થયા બાદ વિદ્યાર્થીઓને મેવામિઠાઇ તથા પદકો આપવામાં આવ્યાં હતાં.

સ્વાગત કર્યું હતું, જેનો તે નામદારો તરફથી મોટો પ્રેમપૂર્વક સ્વીકાર કરવામાં આવ્યો હતો. સરકારી મહેલમાં રાજદંપતીને આવકાર આપવા માટે હિંદુસ્તાનના સેનાપતિ અને તેમના માણસો, સ્થાનિક સરકારના મોટા મોટા અમલદારો, કલકત્તાના બિશપ, ગવર્નરજનરલની કાર્યભારી કાઉન્સિલના સભાસદો, હાઇકોર્ટના જજ્જ, બીજા મોટા મોટા મુલકી અને લશ્કરી અમલદારો તથા સંસ્થાનિકો વગેરે હાજર થયા હતા. સરકારી મહેલના દ્વાર આગળ ગવર્નરજનરલ, લેડી હાર્ડિંજ અને હિંદુસ્તાનના સેનાપતિએ બાદશાહ અને મહારાણીશ્રીનું સ્વાગત કર્યા બાદ અને તે નામદારો સાથે મોટા મોટા અમલદારોની ઓળખાણ કરાવ્યા બાદ તે નામદારો રાજમહેલમાં ગયા; તે જ વખતે સરકારી મહેલ ઉપર બાદશાહી નિશાન (વાવટો) ફરકવા લાગ્યું.

તે જ દિવસે સંધ્યાકાળે ના. શાહાનશાહ અને અને શાહાનશાહબાનુ લોર્ડ અને લેડી હાર્ડિંજની સાથે કલકત્તાનું પ્રાણીસંગ્રહાલય જોવાને ગયાં હતાં.

ઇશ્વરોપાસના.

બીજે દિવસે રવિવાર હોવાથી તે રોજ સ્હવારે શાહાનશાહ તથા શાહાનશાહબાનુ સેંટ થોમ્સ કેથેડ્રલમાં પ્રાર્થના સારૂ પધાર્યાં હતાં. આ વેળાએ ગવર્મેન્ટ હાઉસ (સરકારી મહેલ) થી ચર્ચ (દેવળ) પર્યંતના રસ્તા ઉપર પોલિસ મારફત બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. સીનિયર ચેપલેન રેવ. આર. સ્ટુઅર્ટ અને જૂનિયર ચેપલેન રેવ. જે. ગોડલરે ઉપાસના કરી અને બિશપ કોપલસ્ટને ઉપદેશ કર્યો. ના. ગવર્નરજનરલ અને બાદશાહી તથા સ્થાનિક સરકારના બીજા અધિકારીઓ આ ઉપાસનામાં હાજર હતા.

ચર્ચમાં થએલી ઉપાસના સિવાય શહેરના ઉત્તર ભાગમાં હિંદુ લોકોએ સંકીર્તનો કરીને શાહાનશાહ તથા મહારાણીસાહેબને દીર્ઘાયુષ પ્રાપ્ત થાય તથા તેમની આબાદી થાય તે માટે પ્રાર્થના કરી હતી. બપોરે ચાર વાગ્યે બિડનસ્કવેરમાં શ્રી ગૌરાંગની મૂર્તિ બેસારીને તેની સન્મુખ સંકીર્તનો કરવામાં આવ્યાં હતાં. પાંચ વાગતાં બાગમાં પુષ્કળ લોકો એકઠા થયા હતા અને ભજની મેળા રસ્તાપરથી જતા હતા. સર્વ સંકીર્તન મેળા સ્કવેરમાં ગયા બાદ અને રાજા પ્રત્યેની નિષ્ઠા અને પરમેશ્વર તરફના પૂજ્યભાવ સંબંધી ભાષણો થયા બાદ

શાહાનશાહ અને શાહાનશાહબાનુને દીર્ધાયુષ્ય મળવા માટે પ્રાર્થના કરવામાં આવી હતી.

ત્હાંજે મહારાણીસાહેબ લેડી હાર્ડિંજની સાથે બોટેનિકલ ગાર્ડન જોવાને માટે ગયાં હતાં. તે નામદાર ઘણીવાર સુધી ફર્યાં હતાં. તે વખતે શાહાનશાહ મોટારમાં ટોલીગંજ ખાતે ગયા હતા.

**કવાયત.**

સોમવારે સ્હવારે શાહાનશાહ અને મહારાણીસાહેબ કવાયતના મેદાનમાં મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરીઆના ઢંઢેરાના વાર્ષિક દિવસ નિમિત્તે થએલી કવાયત જોવાને માટે ગયાં હતાં. તે વખતે તેઓની સાથે ના. ગવર્નરજનરલ, સેનાપતિ સાહેબ, આર્મિ હેડક્વાર્ટર સ્ટાફના માણસો, ડ્યુક ઓફ ટેક, લે. કર્નલ મેક્સવેલ, બિકાનેરના મહારાજા, ગ્વાલિયરના મહારાજા, ઓન. મેજર જનરલ સર પ્રતાપસિંગ, લેડી હાર્ડિંજ, માર્કિવસ ઓફ ક્રયુ વગેરે હતા. કવાયતમાં એકંદર નવ હજાર સૈનિકો સામેલ થયા હતા. શાહાનશાહની સ્વારી સલામીના સ્થળે આવતાં જ તે નામદારને સલામી આપવામાં આવી હતી. શાહાનશાહે આ પ્રસંગે ફીલ્ડમાર્શલનો પોષાક ધારણ કર્યો હતો. સલામી થયા પછી શાહાનશાહ અને મહારાણીસાહેબે કવાયત જોઇ. ત્યારપછી તેઓશ્રી પુનઃ સલામીને સ્થળે આવીને દાખલ થયાં કે ૧૦૧ તોપોની સલામી થઇ તથા બંદુકના બહાર થયા. તત્ પશ્ચાત્ સૈન્ય કુચ કરવા લાગ્યું અને છેવટે રાજદંપતીના નામનો ત્રણ વાર જયઘોષ કરવામાં આવ્યો. બાદ શાહાનશાહ અને શાહાનશાહબાનુ જે માર્ગે આવ્યાં હતાં તે માર્ગે ગવર્મેન્ટહાઉસમાં પાછાં ફર્યાં.

**ગાર્ડનપાર્ટિ.**

મધ્યાન્હ પછી ના. ગવર્નરજનરલ અને લેડી હાર્ડિંજ તરફથી ગવર્મેન્ટહાઉસમાં ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુના માનમાં ઉદ્યાનોત્સવ ( ગાર્ટનપાર્ટિ ) નો સમારંભ કરવામાં આવ્યો હતો. તેમાં શાહાનશાહ અને શાહાનશાહબાનુ સિવાય માર્કિવસ ઓફ ક્રયુ, ડ્યુક ઓફ ટેક, લોર્ડ હાઇ સ્ટુઅર્ડ' કાઉન્ટેસ ઓફ શેફ્ટબરી, લોર્ડ સ્ટેફર્ડહેમ વગેરે પણ હાજર હતા. દેશીઓમાં ગ્વાલિયર, બિકાનેર, દર્ભંગા અને બર્દવાનના મહારાજા પણ હતા. આ પ્રસંગે શાહાનશાહ અને શાહાનશાહબાનુ સાથે ઘણા પરોણાઓની ઓળખાણ

કરાવવામાં આવી હતી, જેમની સાથે તેઓ પ્રેમથી વાર્તાલાપ કરતાં હતાં. **આ પ્રસંગે શાહાનશાહે સર્વ હિંદી અધિકારિઓ સાથે 'હિંદુસ્તાની' માં સંભાષણ કર્યું હતું.**

સાયંકાળે તે નામદારોની સ્વારી મેદાનમાં પોલોનો 'સેમી ફાઇનલ' ખેલ જોવાને માટે ગઇ હતી. તમામ ખેલ પૂરો થયો ત્યાંસુધી તેઓ ત્યાં બિરાજ્યાં હતાં. ખેલ પૂરો થયા પછી તેમની સ્વારી મોટારગાડીમાં ગવર્મેન્ટહાઉસ મધ્યે પાછી ફરી, તે વખતે રસ્તા ઉપર સ્થળે સ્થળે લોકો તેમના નામનો જયઘોષ કરતા હતા.

રાત્રે ગવર્મેન્ટહાઉસમાં મિજબાની આપવામાં આવી હતી. તે પ્રસંગે શાહાનશાહ અને મહારાણીસાહેબ, ના. ગવર્નરજનરલ અને લેડી હાર્ડિંજ, માર્કિવસ ઓફ ક્રુ, ડયુક ઓફ ટેક અને બાદશાહી કુટુંબનાં અન્ય જનો, બંગાળના લે. ગવર્નર અને લેડી ડયુક, ચીફ જસ્ટિસ તથા લેડી જેન્કીન્સ અને અન્ય પુષ્કળ મોટા મોટા અધિકારીઓ તથા ગૃહસ્થો હાજર હતા.

**પોલોનો ખેલ.**

મંગળવાર તા. ૨ જી જાન્યુઆરી ૧૯૧૨ ના રોજ ના. શાહાનશાહની સ્વારી ના. ગવર્નર જનરલ, કમાન્ડર સર ચાર્લ્સ ક્સ્ટ અને રિઅર એડમિરલ સર કોલિન કેપેલની સાથે મોટારગાડીમાં પોલોના મેદાનમાં ગઇ હતી. તે ઠેકાણે કલકત્તા કોરોનેશન ટુર્નામેન્ટનો છેલ્લો ખેલ તેમણે જોયો. આ ખેલ ૧૦ મી હુઝાર્સ પલટણ અને સ્કાઉટસ વચ્ચે રમાયો હતો, જેમાં સ્કાઉટસનો વિજય થયો હતો અને તેમને ના. શાહાનશાહના હસ્તે સર સેસિલ ગ્રેહામે આપેલો કપ બક્ષિસ આપવામાં આવ્યો હતો.

**શરત.**

બપોરે શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી શરતના મેદાનમાં શરતો જોવાને માટે ગઇ હતી. તેઓશ્રી શરતના મેદાનમાં આવીને દાખલ થયાં કે ના. ગવર્નરજનરલ, લેડી હાર્ડિંજ અને કલકત્તાની 'ટર્ફ કલબ' ના સ્ટુઅર્ડે તેમને આવકાર આપ્યો. શાહાનશાહ તથા શાહાનશાહબાનુએ કેટલીક સરતો નિરખી હતી, જેમાં શાહાનશાહી કપ માટેની શરત પણ નિહાળી હતી. મેદાનમાંથી પાછા ફરતાં પૂર્વે શાહાનશાહે શરત જીતનાર ટટ્ટુના માલેક મી. જે. સી. ગેલસ્ટોને કપ બક્ષિસ આપ્યો હતો.

**આતશબાજી.**

રાત્રે કલકત્તાના મેદાનમાં આતશબાજી છોડવામાં આવી હતી. તે જોવાને માટે રાજદંપતી છેવટ પર્યંત ગવર્મેન્ટ હાઉસની બહાર ઉભા કરવામાં આવેલા એક ઉચ્ચ સ્થાન ઉપર બિરાજ્યાં હતાં. આ આતશબાજી જોવાને આખું કલકત્તા શહેર ઉલટયું હતું. લગભગ પાંચ લાખ લોકો એકઠા થયા હતા એમ કહેવામાં આવે છે. રાત્રીના સ્હાડાઅગીયાર વાગ્યા પર્યંત લોકોની એક સરખી ગર્દી રેડરોડ ઉપર ભરી હતી.

**પ્રેક્ષણીય સ્થળો.**

બુધવાર તા. ૩ જીના રોજ શાહાનશાહ અને શાહાનશાહબાનુ 'વિકટોરિયા મેમોરિયલ'ની જગ્યા જોવાને ગયાં હતાં. તે વખતે લે. ગવર્નર સર વિલીયમ ડયુક, મેમોરિયલ કમિટીના ચેરમેન સર સેસિલ ગ્રેહામ, આર્કિટેકટ વિલીયમ એમર્સન વગેરે હાજર હતા. તેમણે તે નામદારોનું સ્વાગત કર્યું શાહાનશાહને જૂદા જૂદા નકશા બતાવવામાં આવ્યા હતા. ઇમારતનો નકશો પણ તેમણે જોયો હતો. મહારાણી શ્રી વિકટોરીઆનું બાવલું રેડરોડ ઉપરથી આ સ્થળે લાવવાનું હતું તે સંબંધે તે નામદારે કેટલીક સૂચનાઓ પણ કરી હતી. પછી ઇમારત માટે જયપુરની બાકરા ખાણમાંથી મોકલવામાં આવેલા સંગેમરમરના પત્થરનું કામ તે નામદારને બતાવવામાં આવ્યું હતું. આ ઇમારતના પાયાનો પત્થર બરોબર છ વર્ષ પૂર્વે પોતે બેસાર્યો હતો તેની તે નામદારે યાદ આપી હતી, અને સર વિલીઅમ એમર્સન વગેરેએ આ સંબંધી કરેલી પ્રગતિ માટે તેમણે અભિનંદન આપ્યું હતું.

તે પછી શાહાનશાહ અને શાહાનશાહબાનુ કલકત્તાનું સંગ્રહસ્થાન જોવાને ગયાં હતાં. તે ઠેકાણે જૂદી જૂદી કળાકૌશલ્યની વસ્તુઓ જોઇ તે નામદારો સંતુષ્ટ થયાં હતાં. સંગ્રહસ્થાનના અધ્યક્ષ સર અસુતોષ મુકરજી અને ટ્રસ્ટીએ તે નામદારોને આવકાર આપ્યો હતો તથા સુપરિન્ટેન્ડન્ટ ડૉ. નેલસન એનન્ડેલે મ્યુઝીયમ (સંગ્રહસ્થાન) બતાવ્યું હતું.

બપોર પછી તે નામદારો ટોલીગંજ ખાતે ઘોડાઓનું પ્રદર્શન જોવાને માટે ગયાં હતાં. તે ઠેકાણે કૂદવાના ખેલો જોયા બાદ મહારાણીસાહેબના હસ્તે ઇનામો વહેંચવામાં આવ્યાં હતાં.

**પદવીદાનસમારંભ.**

ગુરૂવાર તા. ૪ થી ના રોજ રાત્રે ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુએ કલકત્તા ખાતે ગવર્મેન્ટહાઉસમાં દરબાર ભર્યો હતો. તે પ્રસંગે સિંહાસનના દિવાનખાનામાં જતાં પહેલાં ના. શાહાનશાહે નીચેના ગૃહસ્થોને પદવીદાન કર્યું હતું:—

મુર્શિદાબાદના નવાબ બહાદુર, મેજર જનરલ **બી. ટી. મેહાન,** મેજર જનરલ સર એ. એ. બેરેટ અને મેજર જનરલ સર જી. સી. કિટસનને નાઇટ કમાન્ડર ઓફ ધી રોયલ વિકટોરીઅન ઓર્ડરનો ખીતાબ આપવામાં આવ્યો હતો. મી. ડેવિડ યુલ અને કલકત્તાના પોલિસ કમિશનર ઓન. મી. એફ. એલ. હાલિડેને નાઇટની પદવી આપવામાં આવી હતી. બંગાલ સરકારના સેક્રેટરી ઓન. મી. સ્ટીવનસન મૂર અને દિલ્હી ખાતેના વર્તમાનપત્રોના કેમ્પના અધિકારી મી. ચાર્લ્સ એલીકને કમાન્ડર ઓપ ધી રોયલ વિકટોરીઅન ઓર્ડર, ઓન. મી. ડબલ્યુ. સી. મેજ, કર્નલ **બી.** ડબલ્યુ. માર્લો, મેજર એલ. રોજર્સ, મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી અને મી. જે. એચ. કેરને કમ્પેનિયન ઓફ ધી ઓર્ડર ઓફ ધી ઇન્ડિયન એમ્પાયર, કેપ્ટન જી. એચ. વીલીસ, લે. કર્નલ આર. બર્ડ, મેજર ધી ઓન. એચ. જે. ફ્રેઝર, કેપ્ટન ઓન. એ. ઓ. ડબલ્યુ. વેલ્ડ ફોરેસ્ટર અને કેપ્ટન **વી.** એ. એસ. કેલીને રોયલ વિકટોરીઅન ઓર્ડરના ચોથા વર્ગના સભાસદ, મી. સ્ટેડ, મી. એપ. સી. ટી. હાલીડે, મી. ટેગાર્ટ, મી. વિલકિંગટન અને મી. અમીર અહમદને રોયલ વિકટોરીયન ઓર્ડરના પાંચમા વર્ગના સભાસદ તથા મી. ફ્રેંચ, શેખ શાદી, બાબુ ઉપેન્દ્રનાથ ચેટરજી, રાયબહાદુર સલારામ, મી. ટી. ડબલ્યુ, પેન, બાબુ નારાયણ કિસનસેન, મી. ડ્રેક, મી. અહસાન-ઉદિન અહમદ અને મી. જી. ડબલ્યુ. માર્ટાલને કંપેનિયન ઓપ ધી ઇમ્પીરીઅલ સર્વિસ ઓર્ડરના ખીતાબ આપવામાં આવ્યા હતા. મી. સ્ટાર્ક, રાય હરિ મોહનચંદ્ર બહાદુર અને મી. ઇ. જી. બાર્ટનને કૈસરે હિંદનાં પહેલા વર્ગનાં પદક આપવામાં આવ્યાં હતાં.

એ પ્રમાણે પદવીઓ આપ્યા પછી ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ સિંહાસનવાળા દિવાનખાનામાં જઇને સુવર્ણનાં સિહાસનો પર વિરાજ્યાં. તેમની જમણી બાજુએ લોર્ડ હાર્ડિંજ, લોર્ડ ક્રયુ વગેરે તથા ડાબી બાજુએ લેડી હાર્ડિંજ, ડચેસ ઓફ ડેવનશા-

પર, લેડી શેફ્ટબરી અને ઓન. વેનિશિયા બેઅરિંગ વિરાજ્યાં હતાં. ઉચ્ચાસનોની આસપાસ પરિવારમાંના અનુજનો આદિ હતાં, જેમાં આશરે ૪૫૦ બાનુઓ હતી. તેમણે ઉંચો પોષાક પહેર્યો હતો. આ સમારંભમાં પુષ્કળ હિંદી સ્ત્રીઓએ હાજરી આપી હતી. આ વખતે ના. શાહાનશાહે નૌકાસૈન્યાધિપતિનો પોષાક ધારણ કર્યો હતો અને ના. શાહાનશાહબાનુએ ઉંચા સાટિનનો પીળો પોષાક ધારણ કર્યો હતો. તે વખતે બોલનો મેળાવડો પણ થયો હતો. આ સમારંભ લગભગ મધ્ય રાત્રે ખતમ થયો હતો.

## શણની મિલ અને બાદશાહી તમાસો.

શુક્રવાર તા. ૫ મીના રોજ ના. શાહાનશાહ, ના. શાહાનશાહબાનુ તથા રસાલા સાથે વેલ્વેડારની બળદેવ જ્યુટ મિલ્સ નિહાળવાને ગયાં હતાં. તેઓશ્રી ચંદપાળઘાટ ઉપર 'એમ્પ્રેસ મેરી' નામક સ્ટીમરમાં બેસીને હુગલી નદી ઓળંગીને રાજગંજ ખાતે જ્યુટમિલ્સમાં પધાર્યા, જ્યાં સર ડેવિડે સાથે ફરીને તમામ વ્યવસ્થા બતાવી હતી, તે નિહાળીને રાજદંપતી સરકારી મહેલમાં આવ્યાં હતાં.

બપોરે મોટો બાદશાહી તમાસો થયો હતો. તે વેળાએ તે નામદારો સરઘસરૂપે મેદાનમાં હંકારી ગયાં હતાં. સરઘસ રસ્તામાં હતું તે દરમિયાન મેદાનમાં એમ્ફીથીએટરમાં નિમંત્રવામાં આવેલા લોકોની ધમાલ ચાલી રહી હતી. બપોરે ૨॥ વાગતામાં તમામ લોકો આવીને પોતપોતાને સ્થાને ગોઠવાઇ ગયા હતા. થોડી વારમાં તાળીઓ તથા હર્ષગર્જનાનો પોકાર થઇ રહેતાં ના. શાહાનશાહના આગમનની વાત ચોતરફ પ્રસરી રહી. માથે સોનેરી છત્ર સાથે સૂરજમુખવાળી ગાડીમાંથી તે નામદારો દમામભરી રીતે ઉતર્યા અને તરત જ નિયમ મુજબ બેન્ડોએ રાજગીત શરૂ કર્યું, લશ્કરીઓએ હથિયારો નીચે નમાવ્યાં અને મુર્શિદાબાદના નવાબ, બર્દવાનના મહારાજા તથા તમાસાની સત્કારકમિટીએ તેઓને આવકાર આપ્યો. તે નામદારોને માટે ઉચ્ચાસનપર રાખવામાં આવેલાં સિંહાસનો ઉપર તેઓ વિરાજ્યાં, બાદ મુર્શિદાબાદના નવાબે બંગાળ, બિહાર, ઓરિસા અને આસામાદિ પ્રાંતોના લોકો તરફથી એક થાળીમાં ૧૦૧ સુવર્ણમહોરો મૂકીને તે નામદારોની સન્મુખ ધરી, જેને હસ્તસ્પર્શ કરીને પાછી આપવામાં આવી. ત્યાર પછી તમાસાની શરૂઆત થઇ.

પ્રારંભમાં નાચનો દેખાવ રજુ કરવામાં આવ્યો હતો, જેમાં મોરભંજના મહારાજાનાં લોકો મુખ્ય હતાં. તેઓ અર્ધનગ્ન શરીરવાળા હતા. તેમણે માથે મોટાં પાઘડાં મૂકેલાં તથા હાથમાં તલવારો લીધેલી હતી; શરીરે રાખ ચોળી હતી તથા ભૂરાં જાકીટ અને નાનકડાં પોતીયાં પહેર્યાં હતાં. આ નાચ ઘણા જુના વખતનો હતો, જે સને ૧૮૦૩ સુધી પ્રચલિત હતો. ત્યાર બાદ નવરોજનો વરઘોડો નિકળ્યો હતો, જેમાં ઘોડા તથા ઉંટો હતાં. તેમના ઉપર કાળાશવાળા ભૂરા રંગની ઝાલરો નાખવામાં આવી હતી, તેની ઉપર નગારાં હતાં. ત્યારબાદ સોનેરી હોદ્દાવાળા હાથીઓની હાર નિકળી. આ હાથીઓ ઉપર સુંદર પોષાકમાં માવતો વાવટા લઇને બેઠા હતા. ત્યાર પછી રણશિંગડાંવાળા અને તેમની પાછળ પ્લાસીના ઇ. સ. ૧૭૫૭ ના યુદ્ધમાં કલાઇવની સાથે લડનારાઓના અસલી પોષાકમાં સજ્જ થએલાઓ આવ્યા. આ સરઘસ પૂર્વની જાહોજલાલીનો આબેહૂબ ખ્યાલ આપતું હતું. આ દેશના પ્રાચીન રાજા-મહારાજાઓ ખુશાલીના પ્રસંગોમાં કેવાં સરઘસો કાઢતા હતા તથા ગંગા નદીના પ્રદેશવાળા ભાગોમાં રહેતા પ્રાચીન આર્યો કેવા પ્રકારની ધાર્મિક ક્રિયાઓ કરતા હતા તેનો ખ્યાલ બહુ ફતેહમંદ રીતે આપવામાં આવ્યો હતો.

તે ઉપરાંત ઐતિહાસિક દેખાવો રજુ કરવામાં પણ બહુ સારી કાળજી રાખવામાં આવી હતી, જેમાં કોઇ પણ ધર્મનો તફાવત રાખવામાં આવ્યો નહોતો. મેહોમેડન રાજાઓના અમલમાં જે પ્રકારની ધામધૂમ તથા ક્રિયાઓ થતી હતી તેનો પણ ચિતાર રજુ કરવામાં આવ્યો હતો. હિંદુ ધર્મના તમાસાઓમાં દશેરાની સ્વારી અને ઓરિસાવાળા નાચે મુખ્ય ભાગ ભજવ્યો હતો. 'રામાયણ'માં જે પ્રકારે રામની લંકા ઉપરની ફતેહ વર્ણવી છે તેવા પ્રકારનો આબાદ ચિતાર રજુ કરવામાં આવ્યો હતો. છેક છેવટે બે હાથીઓ જેમને 'ભોળા હાથીઓ'ના નામથી ઓળખવામાં આવે છે તે આવ્યા હતા. તેમના ઉપરથી ફકિરોને દાન આપવાના પૈસા ફેંકવામાં આવ્યા હતા. તે ઉપરાંત હાથીઓની ગાડીઓનો દેખાવ આપવામાં આવ્યો હતો અને કેટલાક ધાર અને કિશનગઢના ઘોડાઓ પાછલા પગે ઊભા થઇ નાચતા ચાલતા હતા. આ પ્રમાણે તમાસાનું કામ પૂર્ણ થતાં રાજવંશી યુગલે થોડાક રસાલા સાથે ખાસ શામિયાનાની આસપાસ કે જ્યાં લોકો ઊભા હતા ત્યાં પોતાની ગાડી ફેરવી હતી,

જે વારે બંગાળી પ્રજાએ તેઓને હર્ષનાદથી વધાવી લીધાં હતાં. 'રાજશ્રી જય' એવી ગર્જનાઓ સ્પષ્ટ રીતે સાંભળી શકાતી હતી, તે ઉપરાંત તે નામદારો નિડરતાથી વાત્સલ્યપૂર્વક રસાલા સિવાય લોકોની વચ્ચે થઇને ગાડી હંકારી ગયાં હતાં અને લોકો તરફનું પ્રેમાળ તથા ઉત્સાહી અભિવંદન મેળવતાં ગવર્મેન્ટહાઉસમાં ગયાં હતાં.

આજના દિવસે ના. શાહાનશાહ પોતાના રસાલાના ત્રણ ગૃહસ્થોની સાથે ઘોડેસ્વાર થઈ રેડરોડ ઉપરથી પાછા ફરતા હતા તે વારે કસ્ટમ્સ હાઉસનો એક નોકર કે જે યુરેઝીઅન હતો, તે લોકોનાં ટોળાં વચ્ચેથી ધસી આવ્યો અને ના. શાહાનશાહ પાસે જઇને બોલ્યો કે 'તમો નામદારને મારે એક બોલ કહેવો છે.' ના. શાહાનશાહ જેઓ પોતાના ઘોડાને કદમ દરકદમ ચલાવતા હતા તેઓ પાછું વાળીને જોઇને સહેજ હસ્યા. પેલો યુરેઝીઅન કાંઇ પણ બોલવા પામે તે પહેલાં તો પોલિસનાં માણસોએ તેને પકડયો અને તેને પોલિસ ચોકીપર લઇ જવામાં આવ્યો. તે માણસે પોતાને અટકમાં રાખવા સામે વાંધો ઉઠાવીને જણાવ્યું કે 'કસ્ટમ્સ ખાતાના યુરેઝીઅનોને વધારે સારી હાલતમાં મૂકી શકાય એવી એક યોજના હું રજુ કરવાનો હતો' વધારામાં તેણે જણાવ્યું કે 'મારી ખાત્રી હતી કે ના. શાહાનશાહ મારી અરજ ધ્યાનપૂર્વક સાંભળત! છતાં જો તે નામદારને મારા આ વર્તનથી માઠું લાગ્યું હોય તો તે માટે હું દિલગીર છું!' ના. શાહાનશાહે મહેલમાં જઇને આ સંબંધમાં પૂછપરછ કરી હતી અને તે માણસને કાંઈ પણ ન કરતાં છોડી દેવાનો હુકમ ફરમાવ્યો હતો.

## રોશની અને નાચ.

રાત્રે રાજદંપતીના માનમાં આખા શહેરમાં રોશની કરવામાં આવી હતી. આ રોશની એટલા બધા મોટા પાયા ઉપર કરવામાં આવી હતી કે આવી રોશની કલકત્તામાં અગાઉ કદી પણ કરવામાં આવી નહોતી એમ કહેવાય છે. ના. શાહાનશાહ તથા શાહાનશાહબાનુએ સરકારી મહેલ ઉપરથી આ રોશની નિહાળી હતી. તે સિવાય લોર્ડ હાર્ડિંજ તથા લેડી હાર્ડિંજ તરફથી કરવામાં આવેલા નાચના મેળાવડામાં પણ તે નામદારોએ હાજરી આપી હતી. તેમાં ના. શાહાનશાહ લેડી હાર્ડિંજ સાથે તથા ના.

શાહાનશાહબાનુ લોર્ડ હાર્ડિંજ સાથે નાચમાં ઉતર્યાં હતાં. આ વખતે ના. શાહાનશાહબાનુએ પોખરાજના અલંકાર પહેર્યા હતાં તથા ફ્લાવર્ડ લોકેટ સજ્યો હતો.

## યુનિવર્સિટી તરફનું માનપત્ર.

શનિવાર તા. ૬ ઠ્ઠી જાન્યુઆરી ૧૯૧૨ ના રોજ સ્હવારે ગવર્મેન્ટહાઉસમાં ના. શાહાનશાહને કલકત્તાની યુનિવર્સિટી તરફથી માનપત્ર આપવાનો સમારંભ થયો હતો. ના. શાહાનશાહના એડીકાંગે ઓર્ડીનરી અને ઓનરરી ફેલોને સિંહાસનવાળા દિવાનખાનામાં લઇ જઇને સિંહાસનની બન્ને બાજુએ બેસાર્યા. તેઓમાં ઓન. સર રોબર્ટ કાર્લાઇલ, ઓન. સર આર્ચટલે અર્લ, ઓન. સર જે. એલ. જેન્કિન્સ, કલકત્તાના લોર્ડ બિશપ, એડવોકેટજનરલ અને સર ગુરૂદાસ બેનરજી વગેરે મોટા મોટાઓ હતા. તે સિવાય કલકત્તા યુનિવર્સિટીના સુમારે ૨૦૦ રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટ હતા. ના. ગવર્નર જનરલ ચાન્સેલરનો ઝબ્બો પહેરીને ના. શાહાનશાહના આગમન પૂર્વે આવીને હાજર થઇ ગયા હતા, જેમનું સ્વાગત યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર ઓન. સર અસુતોષ મુકરજીએ કર્યું હતું. બરોબર સ્હાડાદશ વાગતાં ના. શાહાનશાહની સ્વારી પોતાના રસાલા સાથે આવી પહોંચી અને તેઓશ્રી ધીમે ધીમે ચાલીને સિંહાસન પાસે જઇને તેની ઉપર વિરાજમાન થયા. તે વખતે ના. વાઇસરોયના બેન્ડ તરફથી રાષ્ટ્રગીત ગાવામાં આવ્યું. પછી કલકત્તા યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર ઓન. સર અસુતોષ મુકરજીએ જરા આગળ જઇ ના. શાહાનશાહને મુજરો કરીને યુનિવર્સિટી તરફનું માનપત્ર વાંચ્યું. તે માનપત્રનો આશય નીચે મુજબ હતોઃ—

બ્રિટિશ અમલ નીચે વિશેષતઃ પાશ્ચાત્ય વિદ્યા, અર્વાચીન સંસ્કૃતિ, વાઙ્મય અને શાસ્ત્રના સંબંધમાં હિંદુસ્તાનને જે અમૂલ્ય ફાયદા થયા છે તેનો માનપત્રમાં ઉલ્લેખ કરવામાં આવ્યો હતો અને પરમેશ્વરે પાશ્ચાત્ય રાષ્ટ્ર સાથે હિંદુસ્તાનનો સંબંધ જોડી આપ્યો તે માટે કૃતજ્ઞતા વ્યક્ત કરવામાં આવી હતી. ઉપસંહારાત્મક ભાગમાં હિંદી યુનિવર્સિટીઓની જવાબદારી તથા તેમના કર્ત્તવ્યના સંબંધમાં ઉલ્લેખ હતો અને શાહાનશાહ તથા તેમના રાજકુળ પ્રત્યે રાજનિષ્ઠા પ્રદર્શિત કરવામાં આવી હતી.

**ના. શાહાનશાહનો જવાબ.**

આ માનપત્ર શાહાનશાહને અર્પણ કરવામાં આવતાં તેનો તે નામદારે સ્વીકાર કર્યા બાદ પ્રત્યુત્તરમાં નીચે મુજબ ભાષણ આપ્યું હતું:—

" ૭ વર્ષ પૂર્વે મને કલકત્તા યુનિવર્સિટીએ 'ડૉક્ટર ઑફ લૉઝ' ની પદવી આપી હતી તે સમયની યાદ આવતાં મને આનંદ થાય છે; અને આજે મને, હિંદુસ્તાનના ઉંચ પ્રતિના શિક્ષણ સંબંધે મારા હૃદયમાં કેટલી લાગણી છે, તે દર્શાવવાનો સમય પ્રાપ્ત થયો છે તેથી સંતોષ ઉપજે છે.

હું આશા રાખું છું કે યુરોપીય તથા હિંદુસ્તાનવાસી જનોની વિદ્યા અને મનીષાનું ઐક્ય તથા તાદાત્મ્ય થવામાં હિંદુસ્તાનની યુનિવર્સિટીઓ તરફથી સાહાય્ય આપવામાં આવશે. એવા ઐક્ય અને તાદાત્મ્ય ઉપર હિંદુસ્થાનનું ભાવી કલ્યાણ અવલંબી રહ્યું છે. શિક્ષણની મહત્તા અને ધોરણ વધારવાને હિંદુસ્તાનની યુનિવર્સિટીઓ તરફથી જે કાંઇ વ્યવસ્થા પ્રસંગે પ્રસંગે કરવામાં આવી છે તે મેં સહાનુભૂતિપૂર્વક સાંભળી છે.

અદ્યાપિ પુષ્કળ સુધારણા કરવાની રહી છે. સાંપ્રત કાળે કોઇ પણ યુનિવર્સિટીને શાસ્ત્રીય જ્ઞાન અને શાસ્ત્રીય કલાની જુદી જુદી વિશેષ મહત્ત્વની શાખાઓનું શિક્ષણ આપવાની તજવીજ કર્યા સિવાય પૂર્ણત્વ પ્રાપ્ત થઇ શકે તેમ નથી. તદુપરાંત યુનિવર્સિટીઓએ શાસ્ત્રીય શોધોને પૂર્ણપણે ઉત્તેજન અને સહાય આપવાં જોઇએ. પ્રાચીન વિદ્યાનું સંરક્ષણ કરીને અર્વાચીન પાશ્ચાત્ય શાસ્ત્રીય જ્ઞાનનો પુરસ્કાર તમારે અવશ્ય કરવો જોઇએ. તેજ પ્રમાણે તમારે તમારા શિષ્યવર્ગના વર્તનને પણ સારૂં વલણ આપવું જોઇએ, કેમકે **સદાચાર સિવાય વિદ્યાધ્યયન કેવળ વ્યર્થ જ છે.**

તમે કહો છો કે તમે તમારી જવાબદારી સારી રીતે સમજો છો, તો હું ઇચ્છું છું કે તમારી સન્મુખ જે કર્ત્તવ્ય રહેલું છે તેમાં પ્રભુ તમને યશ આપો. તમે તમારી સન્મુખ ઉચ્ચ હેતુ સદોદિત રાખજો કે તેની સિદ્ધિને અર્થે સતત પ્રયત્ન ચાલુ રાખજો, અને ઇશ્વરકૃપાથી તેમાં તમને યશપ્રાપ્તિ થશે.

**૭ વર્ષ પૂર્વે મેં ઇંગ્લાંડથી હિંદુસ્તાનના લોકોને સહાનુભૂતિનો સંદેશો મોકલ્યો હતો. આજે હું જાતે હિંદુસ્તા-**

નમાં આવી અહીંના લોકોને એમ કહું છું કે તમે આશા ધારણ કરીને રહેજો. જ્યાં ત્યાં લોકોમાં નવીન ઉત્સાહ અને જાગૃતિ ઉત્પન્ન થયાનાં ચિન્હો મને દેખાવા લાગ્યાં છે. શિક્ષણના યોગે તમારા હૃદયમાં આશા ઉદ્ભવી છે; અને જેમ જેમ વિશેષ સારૂં અને ઉચ્ચતર શિક્ષણ પ્રાપ્ત થશે તેમ તેમ વિશેષ સારી અને ઉચ્ચતર આશા નિર્માણ થશે.

મારી આજ્ઞાથી દિલ્હી ખાતે એવું જાહેર કરવામાં આવ્યું છે કે, ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ હિંદુસ્તાનમાં શિક્ષણનો પ્રસાર અને સુધારણાને અર્થે મોટી રકમનો વિનિયોગ કરશે. હું એવું ઇચ્છું છું કે આ દેશમાં સર્વત્ર શાળા અને પાઠશાળાઓ થાય અને તેમાંથી રાજનિષ્ઠ તથા તથા ઉપયોગી વિદ્યાર્થીઓ તૈયાર થઇને નિકળે; તથા તેઓ ઉદ્યોગ ધંધા, ખેતી અને બીજા વ્યવસાયમાં યશસ્વી નિવડે તે જ પ્રમાણે બીજી મારી એવી ઇચ્છા કે જ્ઞાનપ્રસારના યોગે મારા હિંદી પ્રજાજનોને ઉત્તમ ગૃહસૌખ્ય પ્રાપ્ત થાય તથા તેમના શ્રમનો તેમને યોગ્ય બદલો મળીને તેથી સંતોષ પ્રાપ્ત થાય. આ મારી ઇચ્છા શિક્ષણદ્વારા જ પૂર્ણ થશે અને હિંદુસ્તાનમાં શિક્ષણપ્રસાર કરવાના કામમાં મારી પૂર્ણ સહાનુભૂતિ અક્ષય રહેશે.

મારા ઉપર તથા મારા રાજકુળ ઉપર તમારી નિષ્ઠા છે એવું તમે મને આશ્વાસન આપ્યું છે. હિંદુસ્તાન અને ગ્રેટબ્રિટન વચ્ચેનો સંબંધ દ્રઢ થાય એવી જે તમે ઇચ્છા પ્રકટ કરી છે, અને બ્રિટિશ સત્તા નીચે તમને જે ફાયદા થાય છે તેની તમે કીમત સમજો છો, એથી મને સંતોષ થાય છે. રાજનિષ્ઠાદ્યોતક અને પ્રજાધર્મને ઉચિત આ માનપત્ર તમોએ મને આપ્યું તે માટે હું તમારો આભાર માનું છું."

ના. શાહાનશાહનું ભાષણ પૂરૂં થયા બાદ યુનિવર્સિટીના ફેલોએ તે નામદારને અભિવંદન કર્યું. ત્યારપછી ચાન્સેલર ના. ગવર્નર જનરલે અભિવંદન કર્યા બાદ અને ના. શાહાનશાહે તેમની સાથે હસ્તધૂનન કર્યા પછી પોતાની તથા મહારાણીસાહેબની છબી યુનિવર્સિટીને ભેટ કરી. તત્પશ્ચાત્ એકઠા થએલા ગ્રેજ્યુએટોના સત્કારનો

સ્વીકાર કરતાં અને બેન્ડદ્વારા વાગતું રાજગીત શ્રવણ કરતાં ના. શાહાનશાહ વિદાય થવાને માટે દિવાનખાનામાંથી બહાર પડયા.

**ના. શાહાનશાહબાનુનું ઔદાર્ય.**

તે જ દિવસે સવારે ના. શાહાનશાહબાનુ કલકત્તાની યંગ વીમેન્સ ક્રિશ્ચીયન એસોસીએશન, પ્રેસિડેન્સી જનરલ હૉસ્પિટલ, પ્રિન્સ ઑફ વેલ્સ હૉસ્પિટલ અને મેડિકલ કૉલેજ હૉસ્પિટલ આદિ સંસ્થાઓ જોવાને પધાર્યાં હતાં. તે નામદારની સાથે લેડી હાર્ડિંજ, ડચેસ ઑફ ડેવનશાયર, સર હેવલોક ચાર્લ્સ અને કર્નલ ઑફીનેલી હતા. યંગ વીમેન્સ ક્રિશ્ચીયન એસોસીએશનમાં પાકશાસ્ત્ર, ગુંથણકામ, શોર્ટહેન્ડ અને ટાઇપરાઇટિંગના વર્ગો મહારાણીસાહેબને બતાવવામાં આવ્યા. આ એસોસીએશનને ખાતર રમવાની જગ્યા તૈયાર કરવાને મહારાણીસાહેબે રૂ. ૫,૦૦૦ બક્ષિસ આપ્યા હતા. તે જ પ્રમાણે શાહાનશાહના આગમનના સ્મરણાર્થે મહારાણીસાહેબે આ સંસ્થાના ઇમારત ફંડમાં રૂ. ૧,૫૦૦ બક્ષિસ આપ્યા હતા.* તે સિવાય બીજી બક્ષિસો જાહેર કરીને મહારાણીસાહેબે પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરી હતી. પછી તે નામદારની સ્વારી ડફરિન હૉસ્પિટલ જોવાને માટે ગઇ હતી. તેના વોર્ડમાં પ્રવેશ કરતાં એક સ્ત્રી–દરદીએ પોતાનો ચહેરો ઢાંકી દીધો. એમ કરવાનું કારણ ના. મહારાણીસાહેબે પૂછતાં લેડીસુપરિન્ટેન્ડન્ટે કહ્યું કે 'પુરૂષનો અવાજ સાંભળીને તે બાઇએ ચહેરો ઢાંકી દીધો છે.' આ સાંભળીને મહારાણીસાહેબે **પોતાના રસાલામાંના પુરૂષોને બહાર જવાને ફરમાવ્યું હતું.** પોતાને હિંદી ભાષા નહિ આવડવાને લીધે ત્યાંના દરદીઓ સાથે તેઓ વાતચીત કરી ન શકવા માટે તેમણે પોતાની દિલગીરી જાહેર કરી હતી.

બપોરે મહારાણીસાહેબ અને શાહાનશાહ ટોળીગંજ ખાતે સ્ટીપલ ચેસની શરત જોવાને માટે ગયાં હતાં, જે દરમિયાન સેંટ વિન્સેન્ટ હોમ અને સેંટ કેથેરાઇન હોમ નામની સંસ્થાઓની મુલાકાત લીધી હતી. કેટલીક શરતો જોયા બાદ ચહાપાન લેઇને તે નામદારો ગવર્મેન્ટહાઉસમાં પાછાં આવ્યાં હતાં.

---

* શિકારપુર ( સિંધ ) ખાતે આ અરસામાં આગ લાગવાથી ઘણું નુકસાન થયું હતું. તેમાં જેમનો સર્વ નાશ થવાથી નિરાધાર બની ગઈ હતી એવી વિધવાઓને તથા નાના વ્યાપારીઓને મદદ કરવાને માટે ના. શાહાનશાહ તરફથી રૂ. ૧૦૦૦ આપવામાં આવ્યા હતા.

રવિવારે સ્હવારે શાહાનશાહ અને શાહાનશાહબાનુએ સેંટ પોલ્સ કેથડ્રલમાં પ્રભુપ્રાર્થના કરી હતી. ત્યારબાદ તે નામદારો ના. ગવર્નરજનરલ સાથે સ્ટીમલોંચમાં બેસીને બરાકપુર ખાતે ગયાં હતાં. ત્યાંથી સંધ્યાકાળે ગવર્મેન્ટહાઉસમાં પાછાં ફર્યાં હતાં.

**ગરીબોને જમણ.**

કલકત્તા સંગીત સમાજ તરફથી એક મોટું ફંડ એકઠું કરવામાં આવ્યું હતું. આ ફંડમાં દરભંગાના ના. મહારાજાએ રૂ. ૧,૦૦,૦૦૦ એક લાખ ભર્યા હતા. રવિવારે સાંજે કલકત્તામાં ૨૦,૦૦૦ વીશ હજાર ગરીબોને મીઠું ભોજન આ ફંડમાંથી નામદાર શાહાનશાહ અને બાનુની માનવંતી યાદમાં આપવામાં આવ્યું હતું.

**કલકત્તાથી પ્રયાણ.**

સોમવાર તા. ૮ મી જાનેવારી ૧૯૧૨ ના રોજ સ્હવારે ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી કલકત્તાથી મુંબઇ તરફ આવવાને માટે નિકળી* તે વેળાએ ગવર્મેન્ટહાઉસથી પ્રિન્સેસ ઘાટ પર્યંતના રસ્તા ઉપર લોકોની અતોનાત ગર્દી થઇ રહી હતી. ગવર્મેન્ટ હાઉસમાં મોટા મોટા અધિકારીઓની શાહાનશાહ અને શાહાનશાહબાનુએ વિદાય વખતની મુલાકાત લીધી હતી. અગીઆર વાગ્યાને શુમારે બાદશાહી સલામી થયા પછી આ રાજવંશી યુગલની સ્વારી નિકળી. આ વખતનું સરઘસ ઘણું મોટું અને ઠાઠદાર હતું. રેડરોડ અને એડિનબરો કોર્સ ઉપરથી સરઘસ ધીમે ધીમે પસાર થવા લાગ્યું તે વખતે લોકોએ ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુના નામનો જયઘોષ કર્યો. સ્હાડા અગીઆર વાગ્યે સરઘસ પ્રિન્સેસ ઘાટ ઉપર આવીને દાખલ થયું. ત્યાં ના. શાહાનશાહ અને શાહનશાહબાનુને વિદાયગીરીનું માન આપવાને માટે અનેક સંસ્થાઓના પ્રતિનિધિઓ, બંગાળના દેશી રાજ્યકર્ત્તાઓ, પરદેશોના એલચીઓ વગેરે હાજર થયા હતા.

પ્રિન્સેસ ઘાટ ઉપર ના. શાહાનશાહને બંગાળ ધારાસભા તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું, જે નીચે મુજબ હતુંઃ—

---

* ના. શાહાનશાહની સ્વારી કલકત્તાથી નિકળી તે પહેલાં તે નામદારના હિંદુસ્તાનના ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજને ' કમાન્ડર ઓફ ધી વિકટોરીઅન ઓર્ડર 'નો ખીતાબ આપવામાં આવ્યો હતો.

**બંગાળ ધારાસભાનું માનપત્ર.**

અમે બંગાળના જુદા જુદા વર્ગોના અને હિત સંબંધીના પ્ર
તિનિધિઓ—બંગાળ ધારાસભાના સભાસદો, શાહાનશાહ અને શાહ
નશાહબાનુએ અમારા આ પ્રાંતને તથા અમારી આ રાજ્યધાનીને
દર્શનલાભ આપવાથી અહીંના પ્રત્યેક મનુષ્યના હૃદયમાં જે આનં
અને કૃતજ્ઞતા ઉદ્ભવેલ છે તેનું દિગ્દર્શન કરવાની પરવાનગી અ
ત્યંત નમ્રતાપૂર્વક માગીએ છીએ. કલકત્તા શહેરના અને તેની આસ
પાસનાં ગામોના આપના પ્રજાજનોના હૃદયમાં આપના રાજકુળ માં
કેટલી ઉત્કટ નિષ્ઠા અને ભક્તિ વાસ કરી રહ્યાં છે તેનો અહીં ઉ
લ્લેખ કરવાની જરૂર જ નથી. અહીંના અસંખ્ય જનસમાજે છેલ્લ
આઠ દિવસમાં જ્યારે જ્યારે સંધી મળી ત્યારે ત્યારે રાજાધિ
રાજ અને મહારાણીસાહેબનો જય જયકાર અત્યંત ઉત્સાહપૂર્વ
કર્યો હતો. તે ઉપરથી આ મહાનગરીના લોકોનાં હૃદયની સ્થિતિ
કેવી છે તે આપને વિશેષ સારી રીતે વિદિત થયું હશે, તે અમ
અહીં શબ્દોમાં વ્યક્ત કરવાની જરૂર રહી નથી. અમારે અત્ય
એટલું જ કહેવાનું છે કે હિંદુસ્તાનના ઇસાન ભાગનાં તમામ શહે
અને ગામોના લોકોના હૃદયમાં એવી ઇત્કટ ઇચ્છા છે તે બાબતમ
લેશ પણ સંશય નથી. આ પ્રાંતમાં એવો કોઇ પણ ખેડુત કિં
મજુર નહિ હોય કે જેના હૃદયમાં રાજકુળ પ્રત્યે નિષ્ઠા અને ભક્તિ
ની વૃત્તિ જાગૃત થઇ હશે નહિ. આપ નામદારના દર્શનલાભથી સ
જનોના હૃદયમાં સૌખ્યસ્ફુર્તિ થઇ છે. બંગાળ પ્રાંતના સર્વ પ્રજાજ
નોના હૃદયમાં આપના વિષયમાં જે કૃતજ્ઞ બુદ્ધિ છે, તેની યાદ આપન
પ્રયાણ સમયે આપના ચરણમાં મનઃપૂર્વક અને અનન્ય ભાવે અર્પ
કરીએ છીએ. તે યાદ આપ આ દેશને છોડીને જાઓ ત્યારપછ
પણ સદૈવ સાનિધ્ય રાખશો એવી પ્રાર્થના છે. આપનો ઇંગ્લાંડને
પ્રવાસ સુખપૂર્ણ અને સુરક્ષિતપણે થાઓ એવી ઇશ્વર પાસે અમા
પ્રાર્થના છે, તથા અમે નમ્ર ભાવે એવી અરજ કરીએ છીએ કે પુ
રપિ આપ નામદારો જલ્દીથી આ દેશની પ્રજાને દર્શનલાભ આ
તેમનું સહૃદયતાવાળા સ્વાગત તથા જયજયકારનો સ્વીકાર કરશો."

આ માનપત્ર એક મંજુષામાં મુકીને ના. શાહાનશાહને અ
કરવામાં આવ્યું, જેનો એ નામદારે પ્રેમાદરથી સ્વીકાર કરીને ન
પ્રમાણે ઉત્તર આપ્યો હતો.

**ના. શાહાનશાહનો ઉત્તર.**

"તમારા માનપત્રમાંના શબ્દો નિરર્થક નથી. તેની મારા તથા શાહાનશાહબાનુના મન ઉપર ઘણીજ અસર થઇ છે. અમે કલકત્તામાં આવ્યાં કે તમે અમને જે ઉત્સાહપૂર્વક આવકાર આપ્યો તથા આ શહેરમાં અને શહેરની આસપાસ જ્યાં જ્યાં અમે ગયાં ત્યાં ત્યાં જે પ્રેમદર્શન અમે જોયું, એથી કરીને તમારા શબ્દોની યથાર્થતા ઉત્તમ પ્રકારે સિદ્ધ થાય છે. ગયા થોડા દિવસોમાં જે કાંઇ અનુભવ અમને મળ્યો છે તેની યાદ અમને હવે પછી પણ સદૈવ રહેશે. કલકત્તામાં અમને જે આવકાર આપવામાં આવ્યો છે તેની, તથા અમારા અને અમારા સિંહાસનના સંબંધમાં પોતાની નિષ્ઠા અને ભક્તિ વ્યક્ત કરવાને કલકત્તા ખાતે એકઠા થયેલા અમારા લક્ષાવધિ ઉત્સાહી પ્રજાજનોના દેખાવની સ્મૃતિ અમને પુનઃ પુનઃ થશે, અને અમે અહીં જે રાજનિષ્ઠા તથા પ્રેમ જોયાં છે, તેની વાસ્તવિકતા ઉત્તર તથા પૂર્વ હિંદુસ્તાનના સઘળા લોકોના મનમાં હોવાની તમોએ તમારા માનપત્રમાં ખાત્રી આપી છે તે જોઇને મને આનંદ થાય છે.

અમારા આગમનોત્સવ નિમિત્તે જે જે જુદા જુદા દેખાવો અને પ્રદર્શનો બતાવવામાં આવ્યાં છે, ત અમે કદી પણ વિસરનાર નથી.

**બંગાળી લોકોએ પોતાની ઉત્કટ પ્રીતિ અને કૃતજ્ઞતાની ભેટ અમારા પ્રયાણ સમયે અમને અર્પણ કરી છે, તેના કરતાં બીજી કોઇ પણ ઉત્તમ વસ્તુ હું કે મારી પત્ની અમારા કિંવા અમારાં બાળકો માટે માગી શકયાં હોત નહિ. આ બક્ષિસ, પોતાના વડિલે પ્રાપ્ત કરેલી મીલકત છે એમ માનીને અમારાં બાળકો સાચવી રાખે તે માટે તેમને સ્વાધીન કરવાને અમે અમારી સાથે લઇ જઇએ છીએ.**

અમને અહીં આગળ જુદાગીરી લાગે નહિ તે સારૂ તથા અમારા સ્વાગત સારૂ તમોએ જે કાંઇ કર્યું છે તે માટે **તમારો પૂર્ણપણે આભાર માનવાનું અમારામાં સામર્થ્ય નથી, કારણ અમારાં હૃદય કૃતજ્ઞતાથી ભરાઇ ગયાં છે.** તમારી રજા લેતાં,

હું તથા મહારાણીસાહેબ એવું ઇચ્છીએ છીએ કે **મારી સર્વ જાતિ અને ધર્મની અને બંગાલી પ્રજાનું ઐક્ય થાઓ,** તેમની પરસ્પર સહાનુભૂતિ હો, ભ્રાતૃભાવ વધો અને પરમેશ્વરની સત્તા તથા પ્રેરણાથી તેઓ પોતાની પ્રગતિ અને સુખના માર્ગપર આક્રમણ કરો."

ત્યાર પછી તે નામદારોની સ્વારી લોકોના પ્રચંડ જયઘોષની વચ્ચે સ્ટીમર 'હાવરા' ઉપર સ્વાર થઇને ગંગાની પાર ઉતરીને હાહરા રેલ્વે સ્ટેશન ઉપર ગઇ. ત્યાં શાહાનશાહી સ્પેશ્યલ ટ્રેન તૈયાર હતી. ક. ૧૨–૪૦ મીનીટે સ્પેશ્યલ ટ્રેનમાં વિરાજી ના. શાહાનશાહ અને શાહાનશાહબાનું બંગાળ–નાગપુર રેલ્વેના રસ્તે મુંબઇ આવવાને નિકળ્યાં. તેમની પાછળ ના. ગવર્નરજનરલ અને લોર્ડ ક્રુ પોતાના રસાલા સાથે સ્પેશ્યલ ટ્રેનમાં બપોર પછી ઇસ્ટ–ઇન્ડીઅન રેલ્વેના રસ્તે મુંબઇ આવવાને નિકળ્યાં

**નાગપુરમાં આગમન.**

ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી બીજે દિવસે બપોર પછી નાગપુરમાં આવીને દાખલ થઇ. તે વેળાએ તે નામદારોને ઠાઠપૂર્વક આવકાર આપવામાં આવ્યો હતો. સ્ટેશનની ઇમારતને ઉત્તમ રીતે શણગારવામાં આવી હતી. સ્ટેશન ઉપરથી ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ ગામમાં પધાર્યાં. રાજદંપતીનાં દર્શન માટે રસ્તા ઉપર લોકો મોટી સંખ્યામાં એકઠાં થયાં હતાં તથા સ્ટેશનથી સીતાબર્ડી કિલ્લા સુધી બપોરથી લશ્કરને ઊભું કરવામાં આવ્યું હતું અને નાગપુર શહેરના તમામ રસ્તાઓને ઉત્તમ પ્રકારે શણગારવામાં આવ્યા હતા. જ્યારે રાજદંપતીની સ્પેશિયલ ગાડી સ્ટેશનમાં આવીને દાખલ થઇ ત્યારે ૧૦૧ તોપોની સલામી આપવામાં આવી હતી. સ્ટેશન ઉપર જેમને દરબારમાં હાજર થવાનું માન હતું તે સરદારો, સંસ્થાનિકો અને આગેવાન ગૃહસ્થો હાજર થયા હતા. ના. શાહાનશાહને આવકાર આપવાને સ્ટેશન ઉપર જેઓ હાજર થયા હતા તેમાં ચીફ કમિશનર સર રેજીનાલ્ડ ક્રેડોક, સર દોરાબ તાતા, ઓન. મી. દાદાભાઇ, ઓન. સર ગંગાધરરાવ માધવરાવ ચિટનવીસ અને ઓન. રા. બ. મુધોલકર પણ હતા. કમિશ્નર સાહેબે હાજર રહેલા ગૃહસ્થોની ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ સાથે ઓળખાણ કરાવી તે પછી તેઓશ્રી શહેરમાં પ-

રવાને ગયાં અને પ્રેક્ષણીય સ્થળો નિહાળ્યાં. અહીં તેઓ માત્ર એક કલાકમાં રોકાયાં હતાં. નાગપુરથી સ્પેશિઅલ ટ્રેન ઉપડયા બાદ બીજે દિવસે બપોરના બાર વાગતાં તે મુંબઇમાં દાખલ થઇ હતી.

## પ્રકરણ ૧૭ મું.

### સ્વદેશ તરફ પ્રયાણ.

આશરે ચાલીસ દિવસ હિંદુસ્તાનમાં રહીને પ્રજાજનો ઉપર કૃપાદૃષ્ટિ કરીને ના. શાહાનશાહની સ્વારી પોતાનાં સુશીલ મહારાણી-સહવર્ત્તમાન બુધવાર તા. ૧૦ માહે જાન્યુઆરી સને ૧૯૧૨ ના રોજ સાયંકાળે ૬ વાગ્યે 'મદિના' આગબોટમાં વિલાયત તરફ જવાને વિદાય થઇ. મુંબાપુરીના નાગરિકોનાં સદ્ભાગ્યથી અને તેમને બીજી વાર રાજદર્શનનો લાભ મળવાનો હોવાને લીધે બુધવારે સૂર્યોદયથી શાહાનશાહ અને શાહાનશાહબાનુના સ્વાગતાર્થે મુંબાપુરી નવવધુ પ્રમાણે પ્રસન્નવદન જણાવા લાગી હતી; તોપણ આટલા દિવસના તે નામદારોના સુખદ સહવાસનો વિયોગ થનાર હોવાથી મુંબાપુરીને પ્રાપ્ત થએલું ઔદાસિન્ય અભ્રાચ્છાદન રૂપે નભોમંડળ ઉપર પ્રતિબિંબિત થયું હતું. પરંતુ મંગલ સમયે એવું ઔદાસિન્ય પ્રકટ કરવું તે ઇષ્ટ નહિ એવો મોટા પુરૂષોનો ઉપદેશ છે, તદનુસાર રાજદંપતીને લેઇ આવનારી ગાડી મુંબાપુરીની આસપાસ આવતાં જ તેનું ઔદાસિન્ય નષ્ટ થયું—આકાશમાં પથરાયેલાં વાદળાં વિખરાઇ ગયાં અને ઝગઝગિત સૂર્યપ્રકાશથી મુંબાપુરીની મુખપ્રભા ઝળકવા લાગી. બોરીબંદરથી પાલવાબંદર પર્યંત બન્ને બાજુએ રસ્તા ઉપર તથા ઇમારતો ઉપર મુંબાપુરીનાં બાળકોની—નાગરિક સ્ત્રી પુરૂષોની એકસરખી ઠઠ જામી હતી.

### ના. વાઇસરોયનું આગમન.

ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુના સ્વદેશ તરફ પ્રયાણ પ્રસંગે તે નામદારોને છેવટનું વિદાયગીરીનું માન આપવાને ના. વાઇસરોય સાહેબ તા. ૮ મી જાન્યુઆરી સોમવારના રોજ કલકત્તાથી નિકળી હાવરા સ્ટેશનેથી સ્પેશિયલ ટ્રેનમાં મુંબઇ આવવાને નિકળ્યા હતા, એ આપણે આગલા પ્રકરણમાં જોઇ ગયા. તેમને લેઇ આવનારી

ગાડી મુંબઇ ખાતે વિક્ટોરિયા ટર્મિનસ સ્ટેશન ઉપર બુધવારે સ્હવારે ૧૧ વાગતાં આવી પહોંચી. તે નામદારની સાથે હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ધી રાઇટ ઓનરેબલ માર્કિવસ ઓફ ક્રુ, મી. એફ. એચ. લ્યુકાસ, લે. કર્નલ એફ. એ. મેકસવેલ, મિલિટરી સેક્રેટરી કેપ્ટન ડબલ્યુ. ડબલ્યુ. મ્યુર અને કેપ્ટન ટોડ હતા. વાઇસરોય સાહેબ તથા તેમની સાથે આવેલાને સ્ટેશન ઉપર મુંબઇના ના. ગવર્નર સર જયોર્જ કલાર્ક અને તેમનાં પત્ની લેડી કલાર્કે આવકાર આપ્યો હતો. તે સર્વ સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર ના. શાહાનશાહના સ્વાગતાર્થે ઊભા રહ્યા.

ના. શાહાનશાહના સ્વાગતાર્થે વિક્ટોરિઆ ટર્મિનસ સ્ટેશનને ઉત્તમ પ્રકારે શણગારવામાં આવ્યું હતું. તેનું પહેલું, બીજું અને ત્રીજું એ ત્રણ પ્લેટફોર્મ ઉપર સ્હવારના સ્હાડા આઠ વાગ્યાથી ટ્રેનોનો વ્યવહાર બંધ કરવામાં આવ્યો હતો. સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર જી. આઇ. પી. રેલ્વેના વોલંટીઅર અને બેન્ડ હાજર હતાં.

**રસ્તા ઉપર લશ્કર.**

વિક્ટોરિઆ ટર્મિનસ સ્ટેશનથી તે ઠેઠ પાલવા બંદર પર્યંત બન્ને બાજુએ લશ્કરી સિપાઇ તથા તેમની પાછળ પોલિસના સિપાઇ ઊભા રહ્યા હતા. સ્ટેશનથી રેવેલીન સ્ટ્રીટ સુધી કવીન મેરીઝ અને બલુચી લાઇટ ઇન્ફન્ટ્રીની ટૂકડી, રેવેલીન સ્ટ્રીટથી આઉટ્રામ રોડના નાકા સૂધી ૯૬ મી બિરાર ટૂકડી અને ત્યાંથી ઓરિએન્ટલ બીલ્ડિંગ પર્યંત ૧૦૬ મી વેલેસ્લી રાયફલની ટૂકડી, ત્યાંથી ચર્ચગેટ સ્ટ્રીટ પર્યંત બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના વોલંટીઅરોની ટૂકડી, ત્યાંથી ટ્રેચર કંપની સૂધી બોમ્બે વોલંટીઅર આર્ટીલરી, ત્યાંથી યુનિવર્સિટીના બાગ પર્યંત બોમ્બે વોલંટીઅર રાયફલની ટૂકડી, ત્યાંથી એલફિન્સ્ટન કાલેજ સૂધી રોયલ નોર્થ લેંકેશાયરની બીજી પલટણની ટૂકડી અને ત્યાંથી પાલવા બંદર સૂધી વોરિકશાયર અને રોયલ ગેરિસન પલટણોની ટૂકડીના સિપાઇઓને રસ્તાની મધ્યમાં બન્ને બાજુએ થોડે થોડે અંતરે ઊભા રાખવામાં આવ્યા હતા. આ પ્રમાણેની સૈન્યરચના લગભગ પોણાબાર વાગ્યાના શુમારે પૂર્ણ થઇ રહી, જેથી બાદશાહી સરઘસનો રસ્તો સુશોભિત દેખાવા લાગ્યો. રાજદંપતીને લઇ આવનારી આગગાડીને આવવાનો સમય જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ બોરીબંદરથી પાલવા બંદર પર્યંતના રસ્તા ઉપર અને ઇ-

મારતો ઉપર એકઠા થએલા લોકોનો ઉત્સાહ વધતો ગયો અને તેઓની નજર રાજમાર્ગ તરફ લાગી રહી. તે રસ્તા ઉપર વચ્ચે વચ્ચે લશ્કરી બેન્ડની પણ યોજના કરવામાં આવી હતી, તેમના તરફથી થોડી વારે રાજગીતનું વાદન શરૂ થયું.

**રાજદંપતીનું આગમન.**

રાજદંપતીની આગગાડી વિકટોરીઆ સ્ટેશન ઉપર આવીને દાખલ થઇ તે પૂર્વે 'કિંગ એમ્પરર' નામનું માર્ગદર્શક (પાઇલટ) એન્જીન સ્ટેશનમાં આવીને દાખલ થયું અને ત્યારપછી થોડે વખતે શાહાનશાહની ગાડી ભાયખલા સ્ટેશન ઉપર આવી પહોંચ્યાનો તાર આવ્યો; એટલે સ્ટેશન ઉપર હાજર રહેલા અધિકારીઓ આદિ શાહાનશાહના સ્વાગતાર્થે સિદ્ધ થયા. બરોબર ૧૨ (સ્ટાં. ટા.) વાગતાં, આજપર્યંત શાહાનશાહે હિંદુસ્તાનમાં જે સ્પેશિયલ ટ્રેનમાં પ્રવાસ કર્યો હતો તે ટ્રેન સ્ટેશન ઉપર ત્રીજા નંબરની પ્લેટફોર્મ નજીક આવીને દાખલ થઇ. તે જ સમયે જી. આઇ. પી. રેલ્વેના વોલંટીઅરોના બેન્ડદ્વારા રાજગીતનું વાદન શરૂ થયું અને શાહાનશાહ તથા મહારાણી સાહેબની સ્વારી પ્લેટફોર્મ ઉપર ઉતરતાં જ વોલંટીઅરોની ટૂકડીએ ખડી તાજીમ આપી તથા તોપોની સલામી શરૂ થઇ. ના. શાહાનશાહે સાદો પરંતુ ભવ્ય આરમારી પોષાક ધારણ કર્યો હતો અને ના. શાહાનશાહબાનુએ ભરજરી કૃષ્ણ વર્ણનો પોષાક ધારણ કર્યો હતો. તેમની ટોપી પણ તેવા જ રંગની હતી અને તેમાં શાહમૃગનાં શુભ્ર પીંછાં ઝળકતાં હતાં. ગવર્નરજનરલ, ગવર્નર સાહેબ અને લેડી કલાર્કે ના. શાહાનશાહ અને મહારાણી સાહેબને આવકાર આપ્યો. મીસીસ હેપરે મહારાણી સાહેબને સુંદર પુષ્પગુચ્છ અર્પણ કર્યો જેનો તે નામદારે સ્વીકાર કર્યો. તત્ પશ્ચાત્ રાજદંપતી સ્ટેશનમાંથી બહાર આવીને રથારૂઢ થયાં.

**સરઘસની રચના.**

રાજદંપતીની ટ્રેન સ્ટેશન ઉપર આવી તે પહેલાં જ સરઘસની વ્યવસ્થા કરી રાખવામાં આવી હતી. આ સરઘસ બોરીબંદરથી ફ્લોરા ફાઉન્ટન પર્યંત પ્રસરેલું હતું. તેના અગ્રભાગે ૭ મી ડ્રેગુન ગાર્ડની ટૂકડી હતી, જેની પાછળ 'વાય' બેટરી (તોપખાનું)—આર. એચ. એ. ચાલતી હતી. તેની પાછળ ૭ મી ડ્રેગુન ગાર્ડની બીજી ટૂકડી અને બોમ્બે લાઇટ હોર્સની—અશ્વારૂઢ ટૂકડી ચાલતી હતી. તેની પછી

શાહાનશાહના બોડીગાર્ડ અને રાજદંપતીનો રથ હતો તથા તેની પાછળ પણ બોડીગાર્ડ હતા. તેમના રથ પછીની બીજી ગાડીમાં ના. ગવર્નરજનરલ અને માર્કિવસ ઓફ ક્રુ હતા. ત્રીજી ગાડીમાં મિસ્ટ્રેસ ઓફ ધી રોબ્સ, ડ્યુક ઓફ ટેક, કમાન્ડર સર સી. ફસ્ટ અને રિયર એડમિરલ સર કોલિન કેપેલ હતા. ચોથી ગાડીમાં ના. મુંબઇના ગવર્નર સાહેબ, લેડી કલાર્ક અને લોર્ડ સ્ટેમ્ફોર્ડહેમ હતા. પાંચમી ગાડીમાં કાઉન્ટેસ ઓફ શેફ્ટસબરી, લોર્ડ હાઇ સ્ટુઅર્ડ અને ઓન. સર ડી. કેપલ હતા. છઠ્ઠી ગાડીમાં ઓન. વેનેશીઆ બેઅરિંગ, કવીન–એમ્પ્રેસના લોર્ડ ચેમ્બરલેન અને સર આર. હેવલોક ચાર્લ્સ હતા. બાદશાહી રથની જમણી બાજુએ ના. ગવર્નર સાહેબના બોડી ગાર્ડના મુખ્ય ઓફિસર અને ડાબી બાજુએ મેજર સર હેન્રી પ્રોકટર એ. ડી. સી. બોમ્બે લાઇટહોર્સના સેનાધ્યક્ષ અશ્વારૂઢ થએલા હતા.

## ગજગતિએ ચાલતું સરઘસ.

આવું આ નાનું પણ ઠાઠદાર સરઘસ બોરીબંદરથી નિકળીને ગજગતિએ ચાલતું પ્રથમ હોર્નબી રોડ તરફ વળ્યું એટલે બેન્ડનું વાદન શરૂ થયું. શાહાનશાહ અને શાહાનશાહબાનુના સુપ્રસન્ન ચહેરા લોકોની દૃષ્ટિએ પડતાં જ તેમણે જયજયકારસૂચક ઉદ્ગાર પ્રદર્શિત કરી રાજદંપતીનો સત્કાર કર્યો. ના. શાહાનશાહ સર્વ પ્રજાજનોને સલામ કરતા હતા અને શાહાનશાહબાનુ મસ્તક નમાવી પ્રજાના સત્કારનો સુપ્રસન્નચિત્તે સ્વીકાર કરતાં હતાં. શાહાનશાહનો રથ ઘણો ધીમે ધીમે ચાલતો હોવાથી લોકોને નેત્રો તૃપ્ત થાય એવી રીતે રાજદર્શન કરવાનો લાભ પ્રાપ્ત થયો હતો.* વિસ્તૃત બ્રિટિશ સામ્રાજ્યના અધિપતિ પોતાનાં મહારાણી સાહેબ સહવર્ત્તમાન રથારૂઢ થઇ હિંદુસ્તાનની પ્રજા માટેની પોતાની વત્સલતા પ્રણામ રૂપે વ્યક્ત કરતા ચાલતા હતા. શિરકમલપર તેમના મોટા વૈભવને છાજે તેવું સોનેરી છત્ર ધારણ કરવામાં આવ્યું હતું. તેમના રથની અગાડી અને પછાડી તોપખાનાં અને રણવાદ્યસહ રણશૂર ઘોડેસ્વારો ચાલતા હતા. વળી

*ના. શાહાનશાહના આગમન સમયે કાઢવામાં આવેલું સરઘસ ઉતાવળે ચાલવાથી લોકોને દર્શનનો લાભ પૂરતો મળ્યો નહોતો, અને તેથી લોકોમાં અસંતોષ પ્રગટ થયો હતો. તે દૂર કરવાને આ સમયે સરઘસને ધીમે ચલાવવામાં આવ્યું હતું.

બ્રિટિશ સામ્રાજ્ય ઉપર સદૈવ ઝળકતા રહેનાર ભગવાન્ સહસ્રરશ્મીએ પોતાની પૂર્ણ પ્રભાનું છત્ર ધારણ કરેલું હોવાને લીધે 'अधिकस्याधिकं फलं' એ ન્યાયે આ સરઘસને એટલી અપૂર્વ શોભા પ્રાપ્ત થઇ હતી કે જે તે નિહાળનાર જનોનાં હૃદયપટ ઉપરથી કદી પણ ભૂંસાય તેવી નહોતી. આવું ચિરસ્મરણીય સરઘસ પાલવાબંદર ઉપર આવ્યું કે બાદશાહી રથ વૃદ્ધિચંદ્રરૂપી સભાગૃહ સામે થોભ્યો. ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ રથમાંથી નીચે ઉતર્યાં એટલે લશ્કરી ટૂકડીએ ખડી તાજીમ આપી અને બૅન્ડ વાગવા લાગ્યું. તે પછી સભાગૃહના મધ્ય ભાગમાં તે નામદારો આવીને ઉભાં રહેતાં સર્વ સભાજનોએ જયજયકાર કર્યો; જેનો સ્વીકાર કરીને શાહાનશાહ અને શાહાનશાહબાનુની સ્વારી સ્વાગતભવન તરફ ગઇ. અહીં તેમને આવકાર આપવાને મોટા મોટા જનોનો ભવ્ય સમુદાય એકત્ર થયો હતો.

માર્ગમાં એક રમુજ આપનારો બનાવ બન્યો હતો. એક બલુચી સિપાઇ કે જેની છાતી ઉપર લડાઇનો ચાંદ લટકાવવામાં આવ્યો હતો, તેણે પોતાનો જમણો હાથ લડાઇમાં કપાઇ ગએલો હોવાને લીધે ડાબા હાથે સલામ કરી. એ જોઇને ના. શાહાનશાહ તથા શાહાનશાહબાનુ હસી પડ્યાં અને **ના. શાહાનશાહે તેને પોતાની પાસે બોલાવીને તેની સાથે 'શેક-હેન્ડ' કરી.**

ના. શાહાનશાહ અને ના. શાહાનશાહબાનુ માટે સ્વાગતભવનમાં બે ઉત્તમાસનોની યોજના કરવામાં આવી હતી. તેમની જમણી બાજુએ પહેલા ભાગમાં ના. ગવર્નરસાહેબની કાઉન્સિલના સભાસદો, હાઇકોર્ટના મુખ્ય જજ્જ અને બીજા જજ્જો, મુંબઇના બિશપ સાહેબ, તેની નજીકના બીજા વિભાગમાં પરરાજ્યોના વકીલો, ત્રીજે ભાગમાં રાજા-રજવાડા અને સરદારો, ચોથા ભાગમાં સ્થાનિક કાયદા કાઉન્સિલના ઓન. સભાસદો, ડાબી બાજુના ભાગમાં મુલકી અને લશ્કરી અમલદારો, મોટા મોટા નાગરિક આગેવાનો, મ્યુનિસિપલ કારપોરેશનના અધ્યક્ષ ને સભાસદો, લેડી જમશેદજી, લેડી મહેતા, લેડી ભરૂચા, લેડી ચંદાવરકર તથા બીજી બાનુઓ હતી. ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુ સ્વાગતભવનમાં પ્રવિષ્ટ થયાં કે આ સર્વ સભાજનોએ તે નામદારોનો સત્કાર કર્યો. તત્પશ્ચાત્ તે નામદારો આસન નજીક ઊભાં રહ્યાં કે ગવર્નર સાહેબે આદરપૂર્વક અભિનંદન કર્યું. રાજાના થતાં ગવર્નરસાહેબના મુખ્ય મંત્રી

ઑન. સર રિચર્ડ લેમ્બે મુંબઇ સરકારની કાયદા કાઉન્સિલ તરફથી આપવામાં આવનારૂં માનપત્ર વાંચી સંભળાવ્યું.

**કાઉન્સિલનું માનપત્ર.**

"આપ નામદારોએ આ દેશને દર્શન આપ્યાં તે માટે મુંબાઇ ઇલાકાના લોકોની વતી અમે મુંબઇના ગવર્નરની કાયદાકાઉન્સિલના સભાસદો કૃતજ્ઞ બુદ્ધિ અને પરમાદરપૂર્વક આપ નામદારોનો આભાર માનીએ છીએ. **રાજાધિરાજના અત્રાગમનથી મહાન્ કાર્યો થયાં અને ભવિષ્યમાં થનાર છે.** રાજાધિરાજે આ દેશની ભૂમિનો પોતાના ચરણકમળથી પહેલાં સ્પર્શ કર્યો તે સમયે આપનું સ્વાગત કરવાનું પહેલું માન આપની અહીંની પ્રજાને પ્રાપ્ત થયું હતું; અને આજે આ દેશનો પ્રવાસ પૂર્ણ કરી આપ અહીંથી સ્વદેશ પ્રતિ પ્રયાણ કરો છો તે વખતે આપનો પ્રવાસ સુખકર અને ક્ષેમયુક્ત થાઓ એમ અંતઃકરણપૂર્વક પરંતુ ખેદપૂર્વક ઇચ્છવાનો સમય સવેની પછી છેલ્લો પણ અમને જ પ્રાપ્ત થયો છે.

રાજાધિરાજ અને મહારાણીએ આ દેશને પોતાનાં દર્શન આપવાનું મન ઉપર લીધું તેમાં પોતાની દીર્ઘદ્રષ્ટિ અને સુજ્ઞતા વ્યક્ત કરી છે, જે અમને પ્રશંસનીય લાગે છે; અને આપના આગમનથી અમારા દેશ ઉપર જે મહાન્ ઉપકાર થયો છે તે અમને અણમોલ લાગે છે. છેલ્લાં પાંચ અઠવાડીઆં અમારા દેશમાં રહીને **રાજાધિરાજે અહીંની પ્રજાને ઉદ્દેશીને** જે ઉદ્દગારો કાઢયા છે **તે અમૂલ્ય છે;** તેની સ્મૃતિ અમારા હૃદયમાં અક્ષર રહેશે અને તેના યોગે બ્રિટિશ ગાદી તથા હિંદી સામ્રાજ્યનો પરસ્પર સંબંધ વિશેષ દ્રઢતર થયો છે. આ ઇલાકાના સર્વ દરજ્જા અને જાતિના લોકોએ રાજાધિરાજ પ્રતિની પરમ નિષ્ઠા વ્યક્ત કરી છે; અને એવી રીતે ઉદ્દભવેલી પ્રબળ વૃત્તિ ભવિષ્યકાળમાં સારી રીતે ફળદ્રુપ થશે એવી અમને પૂર્ણ ખાત્રી છે.

આ દેશના લોકોએ રાજાધિરાજ વિષયે જે પ્રેમ અને નિષ્ઠા દર્શાવેલી છે, તેનું સ્પષ્ટ સ્મરણ આપ ઇંગ્લાંડ પ્રયાણ કરો ત્યારપછી પણ કાયમ રહેશે એવી અમને ઉમેદ છે. અત્યારે ઇશ્વર પાસે અમારી એટલી જ અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે કે **રાજાધિરાજ દીર્ઘાયુ થઇને અમારા ઉપર દીર્ઘકાળ પર્યંત રાજ્ય કરો** અને આ

દેશની પ્રગતિ રહે એવી રાજાધિરાજની ઉત્કટ ઇચ્છા હોઇ તે અર્થે અત્યાર સુધીમાં રાજાધિરાજના હાથથી અનેક પ્રયત્નો થયા છે, એવા આ દેશની દ્રઢપણે થતી જતી પ્રગતિને નિહાળો.

રાજાધિરાજને સર્વ સુખો અનુકૂળ થાઓ, રાજાધિરાજનો પ્રવાસ સુખપૂર્ણ બની તે નામદારનું ઇંગ્લાંડ ખાતે સુખરૂપ પ્રયાણુ થાઓ, અને રાજાધિરાજનો હવે પછીનો સમય સૌખ્યમાં જાઓ, એવી અમારી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

**ના. શાહાનશાહનો જવાબ.**

આ માનપત્ર ચાંદીના ભૂંગળામાં મૂકીને ના. શાહાનશાહને અર્પણુ કરવામાં આવ્યું હતું જેનો સ્વીકાર કરતાં તે નામદારે પ્રત્યુત્તરમાં નીચે મુજબ ભાષણુ કર્યું હતું:—

"અમારા પ્રસ્થાન સમયે અમારા આ ઇલાકાના લોકની વતી જે આ છેવટની સલામીનું માનપત્ર આપવામાં આવ્યું છે, તે માંહેના મમતા અને ઉત્સાહજનક ઉદ્‌ગારો માટે મહારાણી અને મારી તરફથી હું આપનો મનઃપૂર્વક આભાર માનું છું. અમે પ્રથમ તમારી આ રાજ્યધાનીમાં આવી પહોંચ્યાં ત્યારે તમોએ અમારૂં જે સ્વાગત કર્યું હતું તે અમારા સંબંધી ગયા પાંચ અઠવાડીઆમાં સ્થળે સ્થળે પ્રેમ અને અંતઃકરણપૂર્વક જે રાજનિષ્ઠાપ્રદર્શન થયું છે, તેના કેવળ પ્રસ્તાવ રૂપ જ હતું; અત્યારે અમારા પ્રયાણુ સમયે તમે અમારો પ્રવાસ સુખપ્રદ થાય તથા અમને આયુરારોગ્ય પ્રાપ્ત થાય એવા પ્રકારના જે પ્રેમોદ્‌ગાર કાઢ્યા છે તે સાંભળીને અમને સંતોષ થાય છે, તે પ્રમાણે (વિયોગથી) ખેદ પણુ થાય છે.

અમારા આ આગમનને લીધે હિંદુસ્તાનને કાંઇ લાભ થાય એવી જે આશા તમોએ પ્રકટ કરી છે, તે ઉપરથી અમારા મનમાં જે ઉત્કટ ઇચ્છા (હિંદુસ્તાનને લાભ મળે તેની) છે તે પૂર્ણ થવા માટે અમને વિશેષ કૃતકૃત્યતા લાગે છે.

હિંદુસ્તાનના મારા પ્રજાજનોની વચ્ચે હું એક વાર ફરીથી આવ્યો તેથી મને અમર્યાદ આનંદ થાય છે; અને અમારા સંબંધમાં જે સત્ય પ્રેમ અને જે નિષ્ઠા આ દેશના લોકોએ વ્યક્ત કરેલ છે એ જોઇને મને તથા મહારાણીને થયેલો સંતોષ અનિર્વચનીય જ છે. અમારા વિષયમાં આવી વૃત્તિ અહીં (મું-

બઇ ) ના લોકોમાં પણ પૂર્ણપણે પ્રતિબિમ્બિત થયેલી છે એમ હું ખાત્રીપૂર્વક માનું છું.

આ દેશમાં અમોએ જે પાંચ અઠવાડીઆં સુખમાં વીતાવ્યાં, તેમાં અમારા મનને ખેદ માત્ર એટલો જ થાય છે કે આ દેશમાં હજી પણ અધિક દિવસ રહીને અમે મદ્રાસના પ્રાચીન ઇલાકામાં જઇ શક્યાં નહિ તથા જે દેશી રાજ્યકર્તાઓએ અમને પ્રેમપૂર્વક નિમંત્રણ કીધું હતું તેમના નિમંત્રણને માન આપી શક્યાં નહિ.

આજે અમે હિંદુસ્તાન છોડીને જઇએ છીએ, તદપિ અહીં જે અનેકવિધ આલ્હાદજનક અનુભવ અમને પ્રાપ્ત થયેલ છે તેનું અમને ચિરકાલ સ્મરણ રહેશે. આ દેશમાં અમારો પ્રવાસ સુખકર થાય એ માટે સર્વેએ મોટા પ્રેમ અને દક્ષતા પૂર્વક જે વ્યવસ્થા કરી હતી, તેથી અમને સંતોષ જ થયો છે.

અમને એવો દ્રઢ ભરોંસો છે કે અમારૂં અત્રાગમન ઇશકૃપાથી આ મોટા ખંડરૂપ દેશના સર્વસાધારણ હિતનું કારણીભૂત થશે. દુનિયા ઉપરના બીજા પ્રદેશોના મારા કોટયાવધિ પ્રજાજનો પ્રમાણે આ દેશના લોકોના હિત અને કલ્યાણના સંબંધમાં સદૈવ મારા મનમાં કાળજી રહ્યાં કરશે.

**આ દેશના સર્વ જાતિ અને ધર્મના લોકોએ એકત્ર થઇને અમારૂં ખરા દિલથી સર્વત્ર સ્વાગત કર્યું છે તે જોઇને અમને સંપૂર્ણ સંતોષ થાય છે. આ એકદિલી અને આ ઐકય તેમનામાં પ્રતિદિવસ દરેક ખાનગી અને સાર્વજનિક કામમાં ઇતઃપર વ્યવહારમાં કાયમ રહે એ શું શકય નથી? જો એવું ઐકય થશે તો અમારૂં હિંદુસ્તાનમાં આવવાનું સાર્થક થયું છે એમ અમે સમજીશું.**

તમે જે મુંબઇ ઇલાકાના પ્રતિનિધિઓએ અમારા પ્રયાણ સમયે અમને અભિવંદન કર્યું છે, તેમની દ્વારા અમે આખા હિંદી સામ્રાજયની છેવટની વિદાયગીરીની રજા લેઇએ છીએ.

**સર્વ શક્તિમાન્ પરમેશ્વર આ સામ્રાજ્યનું કલ્યાણ કરવામાં તથા તેની આબાદી વધારવામાં મને તથા મારા અનુયાયીઓને સહાય કરો."**

**મુલાકાતનો સમારંભ.**

આ પ્રમાણે ના. શાહાનશાહે હિંદુસ્તાનમાં પોતાનું છેવટનું ભાષણ ગદ્‌ગદ્ કંઠે સંભળાવ્યા પછી સભાજનોની ના. શાહાનશાહ સાથે મુલાકાત કરાવવામાં આવી:-સ્થાનિક કાયદા કાઉન્સિલના સભાસદો, સંસ્થાનિકો ( તેમાં બુંદીકોટાના મહારાજા અને ભોપાળનાં ના. બેગમ સાહેબ સાથે હસ્તધૂન કરીને તેમને વિશેષ સન્માન આપવામાં આવ્યું હતું. બેગમ સાહેબે પોતાનો ચહેરો બુરખાવડે ઢાંકયો હતો. ) પરદેશોના એલચીઓ, મુંબઇ હાઇકોર્ટના જડજો, મુંબઇના બિશપ, કાર્યકારી કાઉન્સિલના સભાસદો અને મુંબઇના શેરિફ્ શેઠ નરોત્તમદાસ મોરારજીની ના. શાહાનશાહ અને મહારાણી સાહેબ સાથે મુલાકાત કરાવવામાં આવી હતી.

આ સમારંભ આટોપ્યા પછી લેડી લેંબે અભિવંદન કરીને મહારાણીસાહેબને એક સુંદર પુષ્પગુચ્છ અર્પણ કર્યો. ત્યારપછી ના. શાહાનશાહ તથા શાહાનશાહબાનુ એકલાં એમ્ફીથીએટર તરફ્ કે જ્યાં લોકોનો મોટો સમુદાય એકઠો થયો હતો તે તરફ પોતાની વ્હાલી પ્રજાની છેવટની રજા લેવાને આવ્યાં. આ રાજદંપતીના ચહેરા ઉપર પોતાની પ્રજાથી છુટા પડતાં થતાં ખેદનાં ચિન્હ સ્પષ્ટ જણાતાં હતાં. તે નામદારોને પોતાના તરફ્ ખાસ ભેટવાને આવતાં જોઇને લોકોએ ગગનભેદક ખુશાલીના અવાજોથી તે નામદારોને વધાવી લીધાં, જેનું ઉત્તર રાજદંપતીએ પ્રતિનમન કરીને આપ્યું. આમ એકાદ મીનિટ ત્યાં ઊભા રહીને તેઓ મંડપ તરફ્ થઇ પાલવાબંદરની સીડી ઉતરી પોતાની યાટમાં સ્વાર થવાને જવા લાગ્યાં. તે વખતે પુનઃ ૧૦૧ તોપોની સલામી થઇ અને બેન્ડદ્વારા રાજગીતનું વાદન શરૂ થયું. તે નામદારો યાટમાં બિરાજ્યાં કે તેના ઉપરનું બાદશાહી નિશાન ફરકવા લાગ્યું અને નૌકા (યાટ) ચાલુ થઇ. ના. શાહાનશાહ તથા શાહાનશાહબાનુ સાથે ગવર્નરજનરલ સાહેબ, ગવર્નર સાહેબ અને લેડી ક્લાર્ક ઠેઠ આગબોટ સૂધી ગયાં હતાં. જ્યારે નૌકા ચાલુ થઇ ત્યારે સ્વાગતભવનમાંના સભાજનોએ ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુના નામનો ત્રણ વાર જયઘોષ કર્યો હતો. **આ દેશને છેવટની સલામ કરતી વેળાએ ના. શાહાનશાહનું હૃદય ભરાઇ આવ્યું હતું અને નજરે જોનારાઓના જણાવવા મુજબ ના. શાહાનશાહબાનુની આંખોમાંથી પણ આંસુ ખર્યાં હતાં. ધન્ય તે દિન! ધન્ય તે ઘડી!! ધન્ય તે પ્રજાપતિ!!!**

## ખિજબાની અને સન્માન.

નૌકા, મહિના આગબોટ પાસે પહોંચ્યા બાદ સર્વ આગબોટમાં દાખલ થયા. તે પ્રસંગે ગવર્નરજનરલ, મુંબઇના ગવર્નર, લેડી ક્લાર્ક, ના. આગાખાન, કેપ્ટન લમ્સડેન, સર ચાર્લ્સ ક્લીવલેંડ, લે. કર્નલ મેકસવેલ, મેજર જનરલ સર આર. શ્રીમકટન, મેજર મની, કેપ્ટન મેકલારલન, કેપ્ટન હોમ અને કેપ્ટન રેબન વગેરે હાજર હતા. તે વખતે રાજદંપતી તરફથી ખિજબાની આપવામાં આવી હતી. તે પછી બુંદીના મહારાજાને 'નાઇટ ગ્રાન્ડ ક્રોસ ઓફ ધી વિકટોરિયન ઓર્ડરનો ખિતાબ આપ્યો. તે જ પ્રમાણે મી. એસ. એમ. એડવર્ડઝ મુંબઇના પોલિસ કમિશનરને સી. વી. ઓ. નો અને મી. એફ. એચ. વિન્સેન્ટ મુંબાઇની પોલીસના ડે. કમિશનરને વી. ઓ. નો એમ ચંદ્રિ આપ્યા. તેમ જ કેટલાકને રૈયલ વિકટોરીઅન મેડલસ અને કેટલાકને ના. શાહાનશાહના ફોટા આપવામાં આવ્યા હતા.

## ના. શાહનશાહનો સંદેશો.

ના. શાહાનશાહે મુંબઇ બંદરથી નિકળતા પૂર્વે ઇંગ્લાંડના વડા પ્રધાન મી. એસ્કિવથને નીચે મુજબનો સંદેશો મોકલ્યો હતોઃ—

"અમે હિંદુસ્તાન છોડીને સ્વદેશ તરફ પ્રયાણ કરીએ તે પૂર્વે ઇંગ્લાંડના વડા પ્રધાન તરીકે નીચેની હકીકત જાણીને તમને અતિશય હર્ષ થયા સિવાય રહેશે નહિ એમ હું ખાત્રીપૂર્વક કહું છું. **તે હકિકત એ છે કે મારી મોટી આશા સફળ થયાનું ચો તરફથી ખાનગી રીતે તેમ જ જાહેરપણે મળેલી માહિતી ઉપરથી જણાઈ આવે છે,** અને મુંબઇ, દિલ્હી તથા કલકત્તામાં જ નહિ પણ જ્યાં જ્યાં હું તથા મહારાણીસાહેબ ગયાં ત્યાં ત્યાં સર્વ ઠેકાણે અમે ધારતા હતા તેથી પણ અમારા આગમનની વધારે સારી અસર થઇ છે. સર્વ ધર્મના, વર્ગના અને જાતિના લોકોએ એકદિલે મોટા ઉત્સાહ અને લાગણીપૂર્વક અમને આવકાર આપ્યો છે.

અગાઉથી યોગ્ય વિચાર કરી સર્વ વ્યવસ્થા રાખવામાં આવેલી હોવાથી દરબાર મોટા ઠાઠવાળો થયો હતો. વાઇસરોય સાહેબ તથા તેમના હાથ નીચેના અધિકારીઓના અવિશ્રાંત પરિશ્રમને લીધે તે આવી ઠાઠદાર રીતે પાર પડયો હતો.

અમે વાઇસરોય સાહેબની આનંદદાયક મુલાકાતે ગયાં હતાં ત્યારે કલકત્તા શહેરના સર્વ લોકોએ એકદિલ બની અમારી ઉત્તમ પ્રકારે બરદાસ્ત કરી હતી.

મારા અને મારા ઈંગ્લાંડના પ્રજાજનો વચ્ચે પરસ્પર વિશ્વાસ હોવાને લીધે (આ સુયોગ માટે હું ઇશ્વરનો આભારી છું.) હું મારો **મનોરથ પૂર્ણ કરી શકયો તેથી મને અત્યાનંદ થાય છે; અને અમારૂં આગમન હિંદુસ્તાન તથા આખા સામ્રાજયનું કાયમનું કલ્યાણ કરવામાં કારણીભૂત થયાનું જણાયાથી મારો આ આનંદ દ્વિગુણિત થયા સિવાય રહેતો નથી."**

**પોલીસની પ્રશંસા.**

તે જ પ્રમાણે શાહાનશાહે વિલાયત જતાં પૂર્વે હિંદુસ્તાનની પોલીસની પ્રશંસાયુક્ત સંદેશો ના. વાઇસરોય તરફ મોકલ્યો હતો, જે પ્રેસનોટ રૂપે પ્રકટ થયો હતો. તેનો આશય નીચે મુજબ હતોઃ—

"જ્યારે હું મુંબઇ, દિલ્હી અને કલકત્તા ખાતે હતો ત્યારે પોલીસે અત્યુત્તમ કામગીરી બજાવીને જે યોગ્ય બંદોબસ્ત રાખ્યો હતો, તેમ જ નિયમ કરતાં પણ વધારે વખત એક સ્થળે ઊભા રહીને વિશ્રાંતિ કિંવા અન્નપાનની દરકાર ન કરતાં જે સ્તુત્ય કામગીરી બજાવી હતી અને આગગાડીના પ્રવાસ વખતે જે ઉત્તમ વ્યવસ્થા રાખવામાં આવી હતી, તેથી ઉપલાં કામોમાં જેમનો જેમનો સંબંધ હતો તેમની સ્તુત્ય કામગીરીથી અમને સંતોષ ઉપજ્યો છે."

**અભીષ્ટચિંતન.**

મદિના આગબોટ સંધ્યાકાળે છ વાગ્યે મુંબઇ બંદરેથી નિકળી હતી. તેની સાથે તેના રક્ષણ માટે કૈકેન, નાટાલ, ડિફેન્સ અને આર્ગાઇલ એ નામની ચાર આગબોટો (ક્રુઝરો) હતી. મદિના આગબોટ ચાલુ થતાં મુંબઇની રૉયલ યાટ કલબમાંથી દીપમાલિકા–ચિન્હદ્વારા 'આપની સફર સુખકર થાઓ એવી યાટ કલબ ઇચ્છા પ્રદર્શિત કરે છે' એવા આશયનો સંદેશો મોકલવામાં આવ્યો હતો. તેનો મદિના આગબોટપરથી એવી જ રીતે આભારપ્રદર્શક (many thanks) જવાબ આપ્યો હતો.

[1]આ પ્રમાણે મદિના આગબોટ મુંબઈ બંદરથી સુખરૂપ નિકળીને પોર્ટ સય્યદ બંદરના માર્ગે જવા લાગી.[2]

## પ્રકરણ ૧૮ મું.

### ઇંગ્લાંડમાં આવકાર.

ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુને સ્વદેશ લઇ જનારી મદિના આગબોટ પોર્ટ સય્યદના માર્ગે જવા લાગી તે પાછલા પ્રકરણમાં આપણે જોઇ ગયા. તેમની સ્વારી હિંદુસ્તાનની સીમા વટાવીને જાય તે પૂર્વે હિંદુસ્તાનના ના. વાઇસરોય લોર્ડ હાર્ડિંજે તા. ૧૩ મીં જાન્યુઆરી સને ૧૯૧૨ ના રોજ નીચે પ્રમાણે સંદેશો મોકલ્યો હતોઃ—

**ના. વાઈસરોયનો સંદેશો.**

"આપ હિંદુસ્તાનની હદ છોડીને જાઓ તે પૂર્વે આપની સમુદ્રની સફર સુખદાયક હો તથા આપ ઇંગ્લાંડ સુખરૂપ પહોંચો એમ સમસ્ત હિંદી પ્રજાજનો તરફથી આપનું કુશલ ચિંતવામાં આવે છે. **આપના હિંદુસ્તાન ખાતે થયેલા આગમનનું આપના રાજનિષ્ઠ પ્રજાજનોને કદી પણ વિસ્મરણ થશે નહિ અને તે હિંદુસ્તાનના ઇતિહાસમાં એક અપૂર્વ પ્રસંગ ગણવામાં આવશે.**

---

૧. ના. શાહાનશાહ અને શાહાનશાહબાનુના હિંદુસ્તાન ખાતે થએલા આગમનથી આપણા દેશને મળેલ ફાયદા માટે કૃતજ્ઞબુદ્ધિ જાહેર કરવાને મુખ્ય મુખ્ય શહેરોમાં જાહેર સભાઓ ભરવામાં આવી હતી. એવી એક જાહેર સભા મુંબઈ ઇલાકાની રાજ્યધાનીમાં ટાઉન હોલમાં તા. ૩ જી ફેબ્રુઆરી ૧૯૧૨ ના રોજ સર ફીરોજશાહ મહેતાના પ્રમુખપદે ભરવામાં આવી હતી.

૨. ના. શાહાનશાહના હિંદુસ્તાન ખાતે થએલા આગમનના સ્મારક તરીકે હિંદુસ્તાનના પ્રવેશદ્વાર પર અર્થાત્ મુંબઇના પાલવાબંદર ઉપર સંગેમરમરના પત્થરનો દરવાજો તથા ઈમારત લગભગ રૂ. ૮ લાખ ખર્ચીને બાંધવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. તેમાં રૂ. ૨ લાખ હિંદુસ્તાન સરકારે, રૂ. ૩ લાખ મુંબઇ સરકારે તથા રૂ. ૩ લાખ સર જેકબ સાસુન બેરોનેટે આપવાનું કબૂલ્યું હતું. આ કામ શરૂ થઇ ગયું છે.

**ના. શાહનશાહનો પ્રત્યુત્તર.**

આ સંદેશાનો ના. શાહનશાહે એડનથી તા. ૧૪ મી જાનેવારી ૧૯૧૨ ના રોજ નીચે પ્રમાણે ઉત્તર મોકલ્યો હતોઃ—

" હિંદુસ્તાન છોડીને જતાં પહેલાં હું તથા મહારાણી સાહેબ, જેનું અમને કદી પણ વિસ્મરણ થાય તેમ નથી તે હિંદુસ્તાનની મુલાકાત પ્રસંગે અમારે માટે જે ઉત્તમ પ્રકારની વ્યવસ્થા રાખવામાં આવી હતી, તે સારૂ પુનઃ એક વાર ઉપકાર માનીએ છીએ; અને હિંદુસ્તાનમાં અમારૂં જે ઉત્તમ રીતે સ્વાગત કરવામાં આવ્યું છે તે માટે હિંદી પ્રજાને ધન્યવાદ આપીએ છીએ. "

**પોર્ટ સુદાનમાં સ્વાગત.**

શાહાનશાહની " મદીના " આગબોટ તા. ૧૭ મી જાનેવારી ૧૯૧૨ ના રોજ પોર્ટ સુદાન ખાતે ગઇ. ત્યાં લોર્ડ કિચનેર અને સર રેજીનાલ્ડ વિંગેટ વગેરેએ શાહાનશાહ અને મહારાણી સાહેબનું સ્વાગત કર્યું. કિનારા ઉપર મહાદીના અનુયાયી વગેરે લોકો શાહાન-શાહના સ્વાગત અર્થે હાજર હતા. ત્યાં તે નામદારને માનપત્ર આપ-વામા આવ્યું હતું. ઉત્તર દાખલ ભાષણ કરતાં હિંદી સામ્રાજ્યની પ્રજા સંતુષ્ટ હોવા માટે શાહાનશાહે આનંદ પ્રદર્શિત કર્યો હતો. સુદાન ખાતે બ્રિટિશ અને ઇજીપ્શિયન લોકોએ બતાવેલી મર્દામીનો શાહા-નશાહે ઉલ્લેખ કરતાં સુદાનના તેર વર્ષના રાજ્યકારભાર ઉપરથી તેની પ્રગતિ થતી હોવાનાં દેખાતાં ચિહ્નો માટે આનંદ પ્રદર્શિત કર્યો હતો.

ત્યાંથી આગગાડીમાં બેસીને તેઓ સિંકાઇ ખાતે ગયા હતા. ત્ય સાંઢણી સ્વારોનું સૈન્ય અને એ દેશના લોકોનું નૃત્ય જોઇને સાયંકાળે તેઓ પાછા આગબોટપર આવી, સુખરૂપ સુએઝ ખાતે પહોંચ્યા.

**માલ્ટામાં આનંદોત્સવ.**

તા. ૨૭ મી જાનેવારીને રોજ ના. શાહાનશાહ અને મહારાણી સાહેબ માલ્ટા પહોંચ્યાં. ત્યાં તેમના સ્વાગતાર્થે પુષ્કળ લોકો એકઠાં થયાં હતાં. ઇટાલીના રાજા વિક્ટર ઇમેન્યુઅલે ના. શાહાનશાહ ઉપર રોમથી એક તારનો સંદેશો મોકલીને તેમનું સ્વાગત કર્યું હતું. તેનો શાહાનશાહ તરફથી આભારપ્રદર્શક ઉત્તર આપવામાં આવ્યો હતો.

" મદિના " આગબોટ માલ્ટા ખાતેથી ઉપડતાં લડાયક વહાણોએ તોપોની સલામી આપી હતી. દેવળોમાં ઘંટાનાદ અને લોકોના કરત-લધ્વની વચ્ચે " મદિના " બોટ ભરસમુદ્રમાં ચાલી નિકળી.

**જીબ્રાલ્ટરમાં સન્માન.**

તે નામદારો તા. ૩૦ મી જાનેવારી ૧૯૧૨ ના રોજ જીબ્રાલ્ટર ખાતે જઇ પહોંચ્યાં. આ સ્થળે તેમનું સ્વાગત કરવાને મોરોક્કોની સરકારે પોતાનું પ્રતિનિધિમંડળ મોકલ્યું હતું, અને સ્પેનનો ન્હાનો રાજપુત્ર ડોન કાર્લોસ પોતાના પિતાના તરફથી શાહાનશાહ અને મહારાણી સાહેબના સ્વાગત માટે ત્રણ લડાયક વહાણો લઇને આવ્યો હતો. એમ કહેવામાં આવે છે કે ઇ. સ. ૧૮૭૪ ની પછી જીબ્રાલ્ટર ખાતે સ્પેનના એ પહેલાં જ લડાયક વહાણો આવ્યાં હતાં.

ત્યાં વ્યાપારી લોકોની સંસ્થા, હીબ્રુ લોકો તથા રોમન કેથોલિકોએ આપેલા માનપત્રનો જવાબ આપતાં ના. શાહાનશાહે જણાવ્યું હતું કે "જીબ્રાલ્ટરની લોકસંખ્યા જોકે થોડી છે તોપણ જે મોટી લોકસંખ્યાના દેશમાંથી હું પાછો ફર્યો છું તે દેશના લોકોને માટે મને જેટલી લાગણી થાય છે તેટલી જ તમારે માટે પણ છે."

ત્યાંથી વિદાય થઇને તે નામદારો તા. ૪ થી ફેબ્રુઆરી ૧૯૧૨ ના રોજ વિલાયત જઇ પહોંચ્યાં. તે જ દિવસે હિંદુસ્તાનના ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજે હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી લોર્ડ ક્રુ ઉપર હિંદી પ્રજા તરફથી નીચેનો સંદેશો મોકલ્યો હતો:—

**હિંદી પ્રજાનો સંદેશો.**

"હિંદુસ્તાનના રાજા અને સંસ્થાનિક તથા બ્રિટિશ હિંદુસ્તાનના પ્રજાજનની તરફથી મારી કાયદા કાઉન્સિલના બિનસરકારી સભાસદોની એવી ઇચ્છા છે કે ગ્રેટબ્રિટન તથા આયર્લાંડના લોકોને હિંદી લોકોનો નીચેનો સંદેશો મારે મોકલવો. તેવી જ હિંદી સંસ્થાનિકોની ઇચ્છા હોવાના સંબંધમાં તેમના મારા ઉપર તાર આવ્યા છે; અને નીચે આપેલા આશયનો ઠરાવ દેશમાં તમામ મુખ્ય મુખ્ય સ્થળે થયેલી સભાઓમાં પસાર થયો છે. એ ઉપરથી મારી કાયદા કાઉન્સિલના સભાસદોએ નીચેનો સંદેશો મોકલવાને હિંદી લોકો તરફથી ઇચ્છા દર્શાવી છે. હિંદી લોકોનો સંદેશો નીચે પ્રમાણે છે:—

"શાહાનશાહની હિંદુસ્તાનની મુલાકાત આજે પૂર્ણ થવાથી હિંદી લોકોનો ગ્રેટબ્રિટનના લોકો સાથેનો સ્નેહ અને બ્રિટિશ રાજ્ય માટેનો પ્રેમ વ્યક્ત કરવાની હિંદી લોકો અને સંસ્થાનિકો આ તક લે છે. શાહાનશાહના હિંદુસ્તાન ખાતે થએલા આગમનની કલ્પના ઉત્કૃષ્ટ હોવા સાથે તેને લગતી વ્યવસ્થા પણ ઉત્તમ પ્રકારે રાખવામાં

આવી હતી. એથી તેમની મુલાકાતનું સ્મરણ હિંદી લોકોના મનમાંથી કદી પણ નષ્ટ થનાર નથી. શાહાનશાહની હિંદી લોકો પ્રત્યેની સહાનુભૂતિને લીધે હિંદુસ્તાન અને ઇંગ્લાંડ એ બન્ને દેશો વચ્ચેનો સંબંધ પરસ્પર દૃઢ બન્યો છે અને હિંદુસ્તાનના લોકોનાં અંતઃકરણમાં સદૈવ નિવસી રહેલી રાજભક્તિ અધિક વૃદ્ધિંગત થયેલી છે. ઇંગ્લાંડ દેશની સાથે હિંદુસ્તાનનો સંબંધ થવાથી પોતાનું અપરિમિત કલ્યાણ થયેલું છે, એવી હિંદી લોકોની અને રાજા રજવાડાની નિઃસીમ શ્રદ્ધા હોવાથી ખુદ શાહાનશાહ પાસે રાજનિષ્ઠા દર્શાવવાની તેને સંધિ મળવાથી તેને અત્યંત આનંદ થાય છે. આ મુલાકાતથી હિંદુસ્તાનના ઇતિહાસમાં નવીન યુગનો પ્રારંભ થશે અને બ્રિટિશ રાજછત્ર નીચે હવે પછીથી હિંદી લોકોને અત્યારના કરતાંએ અધિક કલ્યાણ, અધિક પ્રગતિ અને અધિક સુખનો સમય પ્રાપ્ત થશે એવી તેમને પૂર્ણ ખાત્રી છે."

**સ્વદેશમાં આગમન.**

ના. શાહાનશાહના સ્વાગતને માટે પ્રિન્સ ઓફ વેલ્સ, રાજમાતા અલેક્ઝાન્ડ્રા, પ્રિન્સ આર્થર ઓફ કોનોટ, વગેરે પોર્ટસ્મથ ખાતે આવ્યાં હતાં. તેમણે મોટા પ્રેમપૂર્વક રાજદંપતીની મુલાકાત લીધી. તે વેળાએ લોકો તરફથી ના. શાહાનશાહ અને મહારાણી સાહેબને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું.

લંડન શહેરમાં રાજદર્શન માટે લોકોનાં ટોળેટોળાં એકત્ર થયાં હતાં. વિક્ટોરિયા સ્ટેશન ઉપર રાજદંપતિના સ્વાગત માટે રાજકુટુંબના લોકો, મી. એસ્કવીથ, કેંટરબરીના આર્ચબિશપ, પ્રધાનમંડળ, પરરાષ્ટ્રના એલચીઓ, પાર્લામેન્ટના સભાસદો, ઇંગ્લાંડના લોર્ડ મેયર અને સ્કોટલાંડના લોર્ડ પ્રોહોસ્ટ હાજર હતા.

શાહાનશાહની ભવ્ય સ્વારી સુશોભિત કરેલા રસ્તાપર થઇને જવા લાગી તે વખતે લોકોએ જયજયકાર સૂચક ઉદ્દગારોથી વાતાવરણને ગજાવી મેલ્યું. ઠંડી પુષ્કળ હોવા છતાં શાહાનશાહ અને મહારાણી સાહેબ ખૂલ્લી ગાડીમાં બેઠાં હતાં. રસ્તાપર લશ્કરી સિપાહીઓને બદલે પોલિસના માણસોને દૂર દૂરના અંતરપર ઊભા રાખવામાં આવ્યા હતા. એથી લોકોને રાજદર્શન કરવામાં મુશ્કેલી પડતી નહોતી. આ સ્વારી વિક્ટોરિયા સ્ટ્રીટ, પાર્લામેન્ટ અને વ્હાઇટ હોલના રસ્તાપર થઇને બકિંગહામના રાજમહેલ તરફ ગઇ.

લંડનમાં પણ તે નામદારના સુખરૂપ પુનરાગમન માટે તે નામદારનું જુદી જુદી સંસ્થાઓ તરફથી અભિનંદન કરવામાં આવ્યું હતું.

## હિંદુસ્તાનની રાજનિષ્ઠા.

તા. ૧૪ સી ફેબ્રુઆરી ૧૯૧૨ ના રોજ શાહનશાહ અને મહારાણી સાહેબ પાર્લામેન્ટ ખૂલ્લી મૂકવાને માટે સરઘસ કાઢીને બકિંગહામ રાજમહેલથી વેસ્ટ મીનિસ્ટરખાતે ગયાં હતાં. તે વખતે પાર્લામેન્ટ ખૂલ્લી મૂકતાં પહેલાં ના. શાહાનશાહે કરેલા ભાષણમાં હિંદુસ્તાનના દિલ્હી દરબારના સંબંધમાં નીચેના ઉદ્દગાર કાઢ્યા હતાઃ—

" દિલ્હી દરબારને લીધે હિંદુસ્તાનના રાજા રજવાડા અને અન્ય પ્રજાજનોની રાજનિષ્ટાની પૂર્ણ ખાત્રી થઇ છે. મુંબઈ અને કલકત્તા ખાતે મારા તથા મહારાણીના વિષયમાં જે પ્રેમ અને દઢ નિષ્ઠા વ્યક્ત કરવામાં આવી છે તથા અમે વિલાયત પાછાં આવ્યાં તે વખતે અમારૂં જે સ્વાગત કરવામાં આવ્યું છે અને મારા કુટુંબ ઉપર આવેલા દુઃખ માટે જે સહાનુભૂતિ દર્શાવવામાં આવી છે, તેનું મારા મન ઉપર અત્યંત પરિણામ થયું છે. રાજધાની દિલ્હી ખાતે લાવવામાં આવી તેથી તથા બીજા ફેરફારોથી હિંદુસ્તાનની અધિક પ્રગતિ થશે એવી મને આશા અને વિશ્વાસ છે. "

